'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ભિક્ષુ અખંડાનંદ

[ એમનું જીવન અને કાર્ય ]

★

લેખકો :
'સોપાન'
જ્યોતીન્દ્ર હ. દવે

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ ૨

★

ત્રણ રૂપિયા

# નિવેદન

સને ૧૯૦૬માં, અમૃતલાલ પઢિયારની, દાદર પાસે ગટર ઉપરની બારીવાળી હનુમાનગલીની ઓરડીમાં, સ્વામી અખંડાનંદજીનો મારી સાથે પ્રથમ મેળાપ થયો હતો. તેઓ શરીરે સ્થૂલ અને આનંદી હોઈ ખોરાકમાં મજા લેતા હતાઃ એ પહેલાંનાં સંસ્મરણો તાજાં થાય છે. ત્યારપછી લોકોના હિત માટે ધાર્મિક પુસ્તકો સસ્તાં મળવાં જોઈએ, એ એમનો આગ્રહ દેખાયો. આ કાર્ય કેમ થાય તેની યુક્તિઓ અને યોજનાઓ તેઓ વિચારતા હતા, તેમાં મને તેમણે ભેળવ્યો. એક નાનું મંડળ કરવાની તેમની ઇચ્છા હતી–તેમાં સૌથી યુવાન બિનઅનુભવી વિદ્યાર્થી એવા–મને સ્થાન આપવાનો વિચાર તેમણે રાખ્યો. પાછળથી આ વિચાર પડતો મુકાયો; તેથી હું રાજી થયો હતો.

પણ સ્વામીજીની મારા ઉપર નજર હતી એ તો ચોક્કસ છે; કારણ હું ત્યારપછી ત્રણ વર્ષે વધુ અભ્યાસ માટે ઇંગ્લેંડ ગયો, ત્યારે કોઈ મિત્રને પત્રમાં મારે માટે પક્ષપાતભર્યા શબ્દો તેમણે લખેલા. આજની સ્થિતિ જોતાં ભવિતવ્યતાના સૂક્ષ્મ તાંતણાઓ કેમ વિંટળાયા છે તેનો ખ્યાલ આવે છે. ગોખલેની સર્વન્ટસ ઑફ ઇંડિયા સોસાયટીમાં જોડાઈ દેશની સેવામાં આખો સમય આપવો, એવા મારા વિચારો તેમને તે વખતે સમજાયા

હતા. જો સને ૧૯૧૫માં ગોખલેનું અકાળે મૃત્યુ થયું ન હોત, તો હું અભ્યાસમાં થયેલું દેણું ચૂકવીને તે સંસ્થામાં બેચાર વર્ષે ગોઠવાઈ ગયો હોત.

પઢિયારનું 'સ્વર્ગનું વિમાન' છપાવવામાં મારાં કાકા છોટાલાલ, જેમની સ્થિતિ સામાન્ય હતી, તેમણે મદદ કરી હતી. તેમનો અને પઢિયારનો મારા ઉપર પક્ષપાત અને સ્નેહ હતો. મારા કરતાં મોટા અને જેમની પાસે કાંઇક શીખી જાણી શકું. તેવાઓની સોબત મને ગમતી હતી. પઢિયાર 'પ્રેમ, પ્રેમ અને પ્રેમ' એ પુસ્તક લખી રહ્યા હતા. તેમની પાસે ડાન્ટે અને બેએટ્રીસનું અદ્ભુત પ્રેમ દર્શાવનારું પુસ્તક મેં અંગ્રેજીમાંથી ભાષાંતર કરી વાંચ્યું હતું. પઢિયારનો સામાજિક અને બીજા અનેક વિષયોનો શોખ વિશાળ હતો. સ્વામીજીને જો કે મુખ્યત્વે ભક્તિ અને ધર્મની ચર્ચા વધુ પસંદ હતી, પણ સમાજસુધારણા માટે તેમનો આગ્રહ ઓછો ન હતો.

પઢિયાર જે મકાનમાં રહેતા તે ઘરના શેઠ કરસનદાસ લોભી પણ ઘણી ઊંચી વૃત્તિના સદ્‌ગૃહસ્થ હતા. તેમને સારે રસ્તે દોરીને તેમના ધનનો સદ્‌વ્યય કરાવવાની સ્વામીજીની ઇચ્છા હતી; તે તેમને લખેલા કેટલાક પત્રો જોતાં જણાય છે. નાથીબાઈએ એકાદશ સ્કંધ માટે મદદ કરી, તેથી અમારી છાવણીમાં ઘણો આનંદ થયો, પણ મને અંદરથી અસંતોષ રહ્યા કરતો હતો. મને શ્રીમંતો પ્રત્યે ઘૃણા હતી. બાગો, વાડી, બંગલા, મીલો વગેરે ધરાવતા ધનવાનો ઘણી રીતે સમાજને અન્યાય કરી રહેલા છે એમ મને લાગતું. સમાજ તેમને માન આપતો પણ તેમના સંસ્કારો અને આચારમાં કાંઈ નવીન નહોતું. શાળામાં તવંગરોના બાળકો પછાત રહેતા તે હું જોતો હતો. તેઓને ખાવાપીવાનું .તું, એટલું જ નહિ પણ જ્યારે હું બપોરની રજામાં માત્ર પાણી

પી લેતો, ત્યારે તેમની પાસે બે-ચાર આના (તે વખતે પૈસા) ખર્ચવા માટે રહેતા, તેની અદેખાઈથી પણ સારો આવો ખ્યાલ બંધાયો હોય એવો પણ સંભવ છે.

પરદેશી સરકાર ધનિકોને અને ધર્મગુરુઓને સાથે રાખી લોકોને દબાવે છે, એ વિચાર મને આવેલો; એટલું જ નહિ પણ અમારામાં ચર્ચાયેલો પણ ખરો. સ્વામીજીને ધનિકોની સુધારણા કરવાની ઇચ્છા રહેતી અને લાંબો સમય રહેલી, કારણ કે પરદેશી સત્તા જવાથી લોકોને જે જોઈએ છે, તે પ્રજાસત્તા થતાં લોકોના જ પ્રધાનો તેમની ઇચ્છા પ્રમાણે પૂરું પાડશે એવો ખ્યાલ તેમને આવેલો નહોતો.

'શ્રીમંતોનો સટ્ટો' એ પુસ્તક આ સંસ્થાએ છપાવ્યું, ત્યારે લેડી વિદ્યાબહેને રીવ્યુમાં ટકોર કરી, કે 'સસ્તું સાહિત્ય' શા માટે શ્રીમંતો પ્રત્યે કટાક્ષ અને રોષ દર્શાવનારું પુસ્તક છપાવે છે. પણ એ કવિતા મને ગમી હતી, કારણ કે ચાલીસ વર્ષ ઉપર અમારા નાના અને કંગાળ મંડળમાં આ બધી વાતો રસથી ચર્ચાઈ હતી. મને વિધાતાએ મને ૧૯૧૯થી ૧૯૨૧માં ઘણો પૈસો આપ્યો અને પછી બધો પાછો લઈ લીધો. વળી એકવાર ફરીથી ઈશ્વરે મને ઘણું ધન આપ્યું અને એ દ્વારા મારામાં રહેલી દરેક તીવ્ર લાગણી અને વાસનાને મારી નાખવા માટે વિધાતાએ સાધન પૂરું પાડ્યું છે એમ જ હું માનું છું. ગાંધીજીએ 'ટ્રસ્ટી' તરીકે વર્તવાની ધનિકોને ભલામણ કરી છે તે મને તો રુચે છે, પણ તે સામાન્ય રીતે બધા અથવા ઘણા ધનિકો માને એમ લાગતું નથી. સમાજસુધારણા માટે 'ધર્મ' અને 'ફરજ'ની ભાવના કેટલી હદ સુધી કામ કરે તે વિચારવાનું છે. મોટો કરવેરો લેવો અને મધ્યસ્થ વેપારીઓ માટે પૈસા કમાવાની તક સંકુચિત કરવી એ ઉપાયો અત્યંત જરૂરી લાગે છે. ધનિકોને

ઈશ્વિર સારી બુદ્ધિ આપે એવી સ્વામીજીની ભલી ઇચ્છા હમેશ રહેલી હતી. સુકર્મથી જ શ્રીમંત થવાય છે અને તેમાં મળેલી તક ગુમાવતાં લક્ષ્મી ચાલી જાય એટલું જ નહિ, પણ મનુષ્યજન્મ પણ ફરી ન મળે એ ભારતની જૂની ભાવના હવે ભલે શિથિલ થતી જાય, પણ તે ખોટી નથી.

યુરોપથી પાછો ફરીને હું કલકત્તામાં રહેલો અને ત્યાંથી મુંબઈ રહેવાનું થતાં સ્વ૦ પઢિયાર મારે ત્યાં જ રહેતા. મારે ત્યાં જ વીસ કલાકની માંદગીમાં સર્વ પ્રકારની ડાકટર–નર્સની સહાય છતાં કૉલેરાએ તેમનો ભોગ લીધો. હવે પુસ્તકોમાં પૈસા ન મળે; તોપણ તમારે આજીવિકા માટે મુઝાવું નહિ એવી મારી સહૃદયી દલીલથી તેમના છેલ્લા થોડા મહિનાઓ ઘણા જ આનંદ અને સંતોષમાં ગયા હતા. આ અરસામાં સ્વામીજી બેચાર વખત મારે ત્યાં આવેલા. બે સૂક્ષ્મ પ્રસંગો યાદ આવે છે. આદાનો મુરબ્બો (પ્રીઝર્ડ જીન્જર) તેમણે જોયેલો નહિ, પણ ખાધા પછી તેમણે કહેલું કે આદા જેવી તીખી વસ્તુ પણ સાકરના સહવાસથી પોતાનો સ્વભાવ બદલે છે. માણસ ધારે તો સત્સંગથી પોતાના સ્વભાવના હરેક દોષને કેમ ઓછો ન કરી શકે ?

યુરોપથી એક ઘણો ગરમ ઝભ્ભો (ડ્રેસિંગ ગાઉન) હું લાવેલો હતો. સ્વામીજી હિમાલયની મુસાફરીએ જવાના હતા ત્યાં તે ઘણો કામ લાગશે એમ કહીને તેમણે મારી પાસેથી સ્વીકાર્યો હતો. આ પ્રસંગની યાદ બાવીસ વર્ષ પછી તેઓ ફરી મારે ત્યાં વાંદરાના મકાને આવ્યા ત્યારે મને આવતાં,તેમને કાશ્મીરથી આવેલો પશમીની ખાદીનો એક એવો જ (પણ વજનમાં હલકો) ઝભ્ભો લેવા મેં આગ્રહ કર્યો. કંઈક આનાકાની સાથે તે તેમણે લીધો હતો. જીભના રસને લીધે તેમણે માંદગીઓ ભોગવી અને પેટની વ્યાધિ વહોરી લીધી હતી, તેનું તેમને ભાન હતું. સને ૧૯૪૧માં મારે

ઘેર જવા અમે નીકળ્યા, ત્યારે ચોપાટી ઉપર ગાડી ઊભી રાખી ફાલુદાના ત્રણ ગ્લાસ તેમણે લીધા હતા. મારે ત્યાં કંઈક ખાવાનું હતું તેમાંથી બહુ થોડું લીધું, પણ ઘરમાં શું છે તેની તપાસ કરીને કેસર અને કસ્તૂરી તેમણે એટલા મોટા પ્રમાણમાં ખાધાં કે મને તેમની તબિયત માટે ફિકર થઈ. તેમણે મને ઇશારાથી ફિકર ન કરવાનું કહ્યું. આજે મને સમજાય છે, કે મહેતાજી સોટી લઈ ને છોકરાને શિખવાડે તેમ તેઓ આત્મભાવનામાં સ્થિર થયેલા હોઈ શરીરને 'દુષ્પૂરેણ અનલેન' એટલે ગમે તેટલું નાખો તો પણ અધૂરું જ છે એ પાઠ શીખવતા હતા. જ્ઞાનેશ્વર મહારાજે એક ઠેકાણે શરીરને ઉદ્દેશી કહ્યું છે, કે "આટલાં વર્ષો સુધી ઘણી મહેનત કરીને તને ઘણું જ ખવરાવ્યું. હવે ફક્ત નિર્વાહ પૂરતું જ મળશે, કારણ કે નાશવંતને નાશવંત જેટલું અપાય તેટલું ઓછું જ પડવાનું." અવિનાશી આત્માનો અનુભવ થયા પછી જ્ઞાનીઓને દેહની કડાકૂટ કરવાની ફુરસદ કે વૃત્તિ નથી રહેતી. પાકેલા બોરની વાસના રહી જવાથી મોક્ષ ચૂકી ગયેલા એક સાધુની વાત મને યાદ આવે છે અને 'હરિનો મારગ છે શૂરાનો' એ રીતે સતત, જરા ય ચૂકયા વગર 'કામ્ય કર્મોનો સંન્યાસ' કરવાનો છે એમ સ્વામીજીના વર્તનમાં મને દેખાયું.

લગભગ વીસ વર્ષના ગાળામાં મને 'વિવિધ ગ્રંથમાળા'નાં પુસ્તકો મોકલાયાં કરાતાં હતાં. જ્યારે યાદ આવે ત્યારે તેનું લવાજમ હું મોકલતો. પણ એકબે વાર સ્વામીજીના અંગત ઉપયોગ માટે રૂ. ૧૦૦) મોકલેલા, તે તેમણે એક વખત રાખ્યા અને બીજી વખત પાછા મોકલી દીધા હતા. સને ૧૯૩૩માં અમદાવાદના મીલમાલિક અને મજૂરો વચ્ચેના ઝઘડામાં મજૂરો તરફથી ગાંધીજી પંચમાં નિમાયા હતા; પણ તેમની તબિયત સારી ન હોવાથી બેંગલોરમાં તેઓ હતા. માલિકોનો તકાદો જલદી ચુકાદો મેળવવાનો હોવાથી પંચમાં ગાંધીજીને બદલે કોઈ બીજાને નીમવાની તેમણે

માગણી કરી, એટલે ગાંધીજીએ મને તે જગ્યા ઉપર મૂકયો. એટલે મારે અમદાવાદ જવું પડયું. ત્યારે સ્વામીજીની તબિયત ખરાબ છે એમ સાંભળવાનું મળતાં તેઓ શહેરથી ચાર માઈલ દૂર એક મંદિર પાસે રહેતા હતા ત્યાં હું તેમને મળવા ગયો.

આ પ્રસંગે સ્વામીજીની ઉચ્ચ મનોવૃત્તિ અને ભૂમિકાનો સચોટ પુરાવો મને મળ્યો હતો. 'મુસ્લિમ મહાત્મા' પુસ્તક સ્વામીજીને અત્યંત પસંદ હતું અને તેમાંથી તેઓ થોડું હમેશ વાંચતા. તેમાં એક ઓલિયા સંતે એમ કહ્યું છે, કે જ્યાં તારી પ્રતિષ્ઠા હતી, ત્યાં જ તારું અપમાન થાય એવી રીતે વર્તવાથી ઈશ્વરને મળવાનો રસ્તો સુલભ થઈ જશે. સ્વામીજીએ પોતાના જીવનમાં થયેલી એક મોટી ભૂલ અને તેનાં પરિણામો મને કહી દેખાડ્યાં. પોતાને 'ખરાબ' ભિક્ષુ અખંડાનંદ કહેવડાવવાનું પણ આવું જ પ્રયોજન હશે.' સૂરદાસનું 'મો સમ કૌન કુટીલ ખલ કામી' એ ભજન સ્વામીજીનું અત્યંત માનીતું હતું, એમ મને પછીનાં વર્ષોમાં જણાયું. તેમાંની દીનતા એ મોટા ભક્તોમાં હમેશાં તરી આવતી લાગણી છે. સંત તુકારામ પણ કહે છે, કે 'કયાં હું પામર, અને કયાં તમારી મોટપ? પણ દીનવત્સલ એવું તમારું બિરદ તમારે પાળવાનું છે!' 'હું જેવો તેવો પણ તારો' એમ એક કાઠિયાવાડી કવિએ કહ્યું છે. માનહાનિ એ અધ્યાત્મ પ્રગતિમાં અગત્યનું પગથિયું હશે એમ હું માનું છું. લોકૈષણા—જનસમાજમાં પ્રતિષ્ઠાની ઇચ્છા એ યોગીઓના માર્ગમાં સૌથી છેલ્લી આડખીલી છે. સંસાર અને ઈશ્વર (પરમાર્થ) એમાંથી એક જ પસંદ કરવાનું હોઈને સાધક દશામાં થયેલી ભૂલો જગત પાસે ખુલ્લી મૂકવામાં સાધકને કંઈક અજબ બળ મળતું લાગે છે, કારણ કે બીજા [illegible] પણ આમ કર્યું છે એ વાત જાણીતી છે.

ત્યારપછીનો પ્રસંગ સ્વામીજી ઉપર રાજદ્રોહનો ખટલો

ઊભો થવા સંબંધીનો છે.× તે વખતે સ્વામીજીએ ઘણે વર્ષે મને યાદ કર્યો અને મારી સલાહ લેવામાં આવી. હું મુંબઈ સરકારના ગૃહખાતાના સેક્રેટરીને મળી આવ્યો. મેં તેમને કહ્યું, કે જે સંસ્થા પાંત્રીસ વર્ષથી ચાલે છે અને રાજકીય વિષયથી અળગી રહી છે, તેને હાથે જાણીને તો આવી વાત બને નહિ, પણ બહાર પડેલું પુસ્તક ઉશ્કેરણી કરનારું હતું એમાં શક નથી. મૂળ પુસ્તક હિંદીમાં સને ૧૯૨૧માં છપાયેલું અને તેનું ભાષાંતર પડ્યું હશે એટલે વાપરી લો, એવી રીતે તે છપાયું. મેં જણાવ્યું કે ગુજરાતમાં ગાંધીજીની પછી જો દરેક ઘરમાં જેનું નામ જાહેર છે, એવી કોઈ વ્યક્તિ હોય, તો તે ભિક્ષુ અખંડાનંદ છે અને અમારા જેવા તેમના કેસનો બચાવ કરવાના કાર્ય માટે ખર્ચ કરવામાં જરા પણ પાછું વળી જોશે નહિ. એક સદીમાં ન થઈ હોય તેવી 'કોઝ સેલેબ્રે' એટલે બહુ મોટી અને જગવિખ્યાત બીના આ બની જશે; માટે કેસ પાછો ખેંચી લેવો. પબ્લિક પ્રોસિક્યુટરે તો સ્વામીજી તરફના માનને લીધે 'આ કેસ, હું નહિ ચલાવી શકું' એવું લખ્યું હતું જ. મારી તરફથી આ વાત સાંભળી મી૦ સ્મિથ, જેઓ હોમસેક્રેટરી હતા, તેમણે કેસ પાછો ખેંચવાનો હુકમ આપ્યો.

મુંબઈ ઇલાકામાં પચીસત્રીસ વર્ષના ગાળામાં ન બનેલી એવી આ વ્યવસ્થા થઈ, એટલે હું તો તેમાં સ્વામીજીનાં સત્ અને યોગબળને જ કારણભૂત માનું છું. લડાઈ અને ત્યારપછી સંસ્થા માટે પડેલી મુશ્કેલીઓ ટાળવા વખતે ઘણું મુશ્કેલ અને ન ધારેલું કામ તુરત થઈ જતું, ત્યારે મારા મનમાં એ જ વિચાર ઊપજતો. સંસ્થાનું કાર્ય સારું ચાલે છે એમ જ્યારે બહારના લોકો કહે છે, ત્યારે હું એમ જ કહું છું, (કારણ કે હું એમ જ માનું છું,) કે તે સ્વામીજીએ ઊભા કરેલા યજ્ઞને લીધે અને

× આ પુસ્તકમા જુઓ પૃ૦ ૨૬૨.

તેમના તપોબળના ચાલુ રહેલા પ્રકાશને લીધે જ છે.

આ પછી તેમણે મને સંસ્થા માટે જે 'વીલ' બનાવ્યું હતું તેના ટ્રસ્ટી થવાનું કહ્યું. વીલને બદલે ટ્રસ્ટ કરો એવી મારી સલાહ (પ્રથમ થોડી આનાકાની સાથે) તેમણે માન્ય રાખી. પછીનો પ્રસંગ તેમના જીવનની ઉદારતા અને મહત્તા બતાવનારો હોવાથી અહીં તે કહી દેવાની મરજી થાય છે. તેમણે આ સંસ્થા આટોપી લેવાનો નિર્ણય કર્યો હતો, એટલે બધાં પુસ્તકો છાપી અરધી કિંમતે લોકોને આપી દઈને સંસ્થા બંધ કરી દેવી એવી એમની ભાવના હતી. જો તેમના અવસાન પછી કંઈ રહી ગયુ હોય, તો ટ્રસ્ટીઓએ તે કામ પૂરું કરવું. મેં તેમને કહ્યું કે તમો કહેશો તો આ રીતે હું ટ્રસ્ટી થઈશ; પણ સારું કાર્ય તોડી પાડવા માટે મને કેમ જોડો છો? ત્યારે તેમણે પોતે કરેલી યોગ્ય માણસો માટેની શોધ અને તેનું નિરાશાજનક પરિણામ વગેરે મને કહ્યાં. વીલની અંદર એક એવી શરત હતી, કે જો ટ્રસ્ટીઓ લાખ રૂપિયા ભેગા કરી લાવે, તો તેઓ સંસ્થા ચાલુ રાખે. આ શરતનો ઇશારો કરીને મેં પૂછ્યુ કે ટ્રસ્ટના ટ્રસ્ટીઓ શા માટે સંસ્થા ચાલુ ન રાખે? એટલે તેમણે વિચાર કરવાનો વખત માગ્યો. બીજે દિવસે તેમણે કહ્યું, કે ટ્રસ્ટીઓ લાખ રૂપિયા ક્યાંથી લાવશે? ત્યારે મેં તેમને કહ્યું, કે હું લાખ રૂપિયા આ કામ માટે આપું, તો તે આપ ચાલુ રાખવાની રજા આપો કે નહિ? એ સાંભળી સ્વામીજી ઘણા રાજી થયેલા દેખાયા અને પછી તો ટ્રસ્ટમાં સંસ્થા બંધ કરવી કે ચાલુ રાખવી એ વાત ટ્રસ્ટીઓ ઉપર છોડી દીધી.

પણ આ પ્રકરણ ત્યાં પૂરું ન થયું. ટ્રસ્ટ થયા પછી એક જ મિટિંગ અમદાવાદમાં થયેલી, તે મિટિંગમાં મને બોલાવનારા તા. ૧૦–૧૦–'૪૧ના પત્રનો કેટલોક ભાગ નીચે પાન ૧૪ પર આપ્યો છે તે (સ્વામીજીનો પત્ર) કેટલીક વાતો સ્પષ્ટ કરશે. મિટિંગ

પછી સ્વામીજી ખુશમિજાજમાં હતા. પોતે પાંચ જ ચોપડી ભણેલા અને વિદ્વાન ન હોઈને માત્ર પરમાર્થની તીવ્ર ભાવનાથી જ આટલું કાર્ય કરી શકયા છે, વગેરે વાતો બધા ટ્રસ્ટીઓને કહી. કોઈ પણ રીતે ખાતું ચાલુ રહેશે એવો ભરોસો તેમને થતો હોય એમ દેખાયું. ત્યારપછી મને રોકીને કંઈક કહ્યું, પણ તે મને સમજાયું નહિ. (આ વખતે પક્ષાઘાતથી તેમને બોલવામાં બહુ અડચણ પડતી હતી અને માત્ર ભાઈ ત્રિભુવનદાસ જ તેઓ શું કહેવા માગે છે તે સમજતા.) ભાઈ ત્રિભુવનદાસે સમજણ આપી અને સ્વામીજીએ ડોકું ધુણાવી તે સમજણ બરોબર છે એમ જણાવ્યું. 'મુંબઈમાં આપણે જે વાત થઈ હતી અને લાખ રૂપિયા સંબંધે જે કબૂલાત તમારી પાસેથી મેં લીધી હતી, તેમાંથી હું તમોને મુક્ત કરું છું.' મેં જવાબ આપ્યોઃ 'આપ છૂટા છો અને હું બંધાયલો છું. હું મારી મરજીથી જે કરું તેમાં આપને વાંધો હોવો જોઈએ નહિ.' ટૂંકમાં ઘણાં વર્ષો સુધી પરમાર્થનાં કાર્ય માટે પણ નાણાંની આકરી તંગી ભોગવનાર, સ્વામીજીએ જ્યારે આવી ધનની સહાયની વાત પહેલાં સાંભળી, ત્યારે તેઓ રાજી થયા; પણ પછી બારીક આત્મનિરીક્ષણ કરતાં 'રાજી થવું' અને 'નારાજ થવું.' એ બન્ને ન જોઈએ એમ તેમને લાગ્યું હોવું જોઈએ. સારું કામ ચાલુ રહે એવી મારી ભાવના હતી અને અમુક શરત હોય તો જ સંસ્થા ચાલુ રાખવાની રજા તેઓ આપે એમ હતું. આ સંજોગોમાં આ શરત તેમણે મારા ઉપર થોડી પણ બળજબરીથી તો નથી નાખી, એવી સૂક્ષ્મ વિચારણાથી જ, તેમણે મોટી ઉદારતાથી આ શરતમાંથી મને મુક્ત કર્યો. પોતાથી બીજા ઉપર જરા પણ દુરાગ્રહ તો નથી થતો ને ? એ ચિંતા તો સિદ્ધ સંતોને જ હોય ! લોટસ ટ્રસ્ટમાંથી આ લાખ રૂપિયા 'સસ્તું સાહિત્ય' ને મળી ગયા છે.

ત્યારપછી ઘણા જ વહાલથી તેઓ મને પોતાની બેસવાની

અને કામ કરવાની ઓરડીમાં લઈ ગયા. ત્યાં દીવાલ ઉપર થોડા મુદ્રાલેખો અને થોડાં ચિત્રો હતાં, તે તેમણે મને દેખાડ્યાં. આમાં કૃષ્ણના એક ચિત્રમાં કંઈક વિકૃતિ મને દેખાઈ. હું કંઈજ બોલ્યો ન હતો; પણ મારા સામું જોઈને હસીને જે વિકૃતિ મને દેખાઈ હતી તે જ તેઓએ કહી! ટૂંકમાં મારા મનનો આ વિચાર તેમણે આબેહૂબ પારખ્યો અને બીજા કેટલાક વિચારો પણ તેમણે જરૂર જાણ્યા હશે. તેમની યોગસિદ્ધિઓ અને તેમના તપોબળની બીજી પ્રતીતિઓ પણ મને મળી છે.

નડિયાદથી રોજ અમદાવાદ આવતા, ત્રણત્રણ દરદોએ પીડાતા અને બીજું કોઈ હોય તો કોઈ પણ જાતની મહેનત ન લે તેવી સ્થિતિમાં તેઓ પોતાના કાર્યમાંથી ચૂક્યા નહિ. એક ગૃહસ્થ તેમને પિછાનતો, પણ વાતનો પ્રસંગ નહિ પડેલો. તેના ડબ્બામાં સ્વામીજી આવ્યા, ત્યારે આ ભાઈ રાજી થયા કે આજે વાતો કરશું; પણ સ્વામીજીએ તો પ્રૂફો અને પેન્સીલ કાઢીને કામ શરૂ કર્યું, તે અમદાવાદ ગાડી ઊભી ત્યારે બંધ થયું. ત્યારે આ ગૃહસ્થે કહ્યું: "સ્વામીજી, આપની તબિયત સારી નથી અને આટલું કષ્ટ થાય છે, તોયે તમો આટલો શ્રમ શા માટે લો છો?" સ્વામીજીએ જવાબ આપ્યો: "જો મારું કામ હોય તો છોડી દઉં, પણ ઈશ્વરનું કામ છે એટલે અધૂરું મૂકી શકતો નથી" / હું અને મારું' એ વાત કાઢી નાંખીને, અહંકાર ઓછો કરીને કાર્યો થાય તો યોગ અને સંન્યાસ એ બને સફળ થયા કહેવાય છે, તેનું જ આ રૂપક છે./

તેમના અવસાન પછી દોઢેક વર્ષે એક વખત પૂર્ણ તેજમાં અને પૂર્ણ આનંદમાં મેં તેમને સ્વપ્નમાં જોયા. જગતમાં સ્થૂળ સાંધાઓ અને બંધનો દેખાય છે–સમજાય છે, પણ અનેક વધુ બળવાન સૂક્ષ્મ આંકડો કોને ક્યાં દોરી જાય છે તે નથી

સમજાતું. મને આધ્યાત્મિક વિષયોના વાંચનનો શોખ હતો, પણ સ્વામીજી (પ્રથમ દેખાતો હતો તેમ) બોજો માથે નાખી ગયા એટલે આ વિષયનું એટલું બધું વાંચવું પડયું, કે જાણે પ્રેશર પમ્પથી (સાઈકલ અને મોટરના ટાયરમાં હવા ભરાય છે તેમ) આ વિચારો મારા મનમાં ન નંખાતા હોય! પણ એ બોજો નહિ પણ ઉપકૃતિ છે એમ આજે સમજાય છે, જે અધૂરું હતું તે જ પૂરું કરવાની વિધાતાએ મને તક આપી હોય એમ લાગે છે, જે સમજાતું નહોતું તે જ સમજવાનો મોકો મળ્યો. મહાત્માઓના સંસર્ગમાં આવતાં બધાને (તેઓ જીરવી શકે તેટલો) કંઈક ને કંઈક લાભ તો જરૂર થાય છે. તેમની એક મીઠી નજરથી કંઈક નબળાઈઓ ટળી જાય છે. સૂર્ય ઊગતાં, પ્રકાશથી જેમ માર્ગ સીધો દેખાય છે, તેમ સ્થિતપ્રજ્ઞ અને ગુણાતીત કર્મયોગી પોતાના (આધ્યાત્મિક) સમાગમમાં આવેલાઓ માટે પણ સર્વ શક્તિમાનનો અખૂટ ભંડાર, જ્યાંથી પોતે બળ મેળવતા હોય છે, ત્યાંથી થોડુંક બળ ફેંકતા જાય છે. પોતે જે જાણતા હોય તે બધું બીજાઓને જણાવી દેવું, પોતાની પાસે હોય તે બધું બીજાઓને આપી જવું, એવી જ તેમની ભાવના હોય છે. ગ્રહણ કરનારાની શક્તિ અને તૈયારી નથી હોતી એ જ અફસોસની વાત છે.

સ્વામીજીનું મનોબળ અગાધ હતું. તેમનામાં બીજાઓને જ્યાં હઠ અથવા ઉદ્ધતાઈ જેવું લાગતું, ત્યાં મને તો તેમનો આધ્યાત્મિક ક્રમ દેખાય છે. જે વસ્તુ જ્યારે તેમને દૌર્બલ્ય જેવી દેખાતી, ત્યારે તેની સામે કોઈ પણ ભોગે તેઓ ઊભા રહેતા. પરમાર્થ માટે ભેખ લેનારાનું વર્તન લોકસમૂહની નજરે સાંસારિક વિષયો ઉપર કોઈ વખત આપખુદ અને એકતરફી દેખાય પણ 'હરિનો મારગ છે શૂરાનો' એ રીતે સમાજની નજરે ગમે તેવા દેખાય, પણ કાંઈક ચોક્કસ પ્રવૃત્તિ અને પ્રથાથી જ સાધકો તો પોતાનો વિકાસ સાધે છે.

મહાત્માઓ બધો સમય બીજાના હિતમાં કાઢે છે તે શા માટે? સંકુચિત સંબંધો તેમને નથી હોતાં અને તેઓ 'વસુધૈવ કુટુંબકમ્' બનાવે છે. ગીતામાં જે કાર્પણ્યદોષ કહ્યો છે, તેનાથી બચીને ઉપનિષદોમાં કહેલ 'ભૂમા' એટલે વિશાળ પ્રેમ તેઓ કેળવે છે. સમત્વ આવે તે પહેલાં દેહભાવ ઢીલો થઈ જવો જોઈએ, સ્વાર્થવૃત્તિ નાબૂદ થવી જોઈએ. કર્મમાં કૌશલ્ય અને છતાં તેનું ફળ 'બીજા' ભોગવે એ ઈશ્વરઅર્થે ફલત્યાગ છે અને દરેક ઠેકાણે, દરેક વ્યક્તિમાં ઈશ્વરદર્શન કરવાનું પગથિયું છે. આ પ્રમાણે બધા સંતો આત્માનુભવ પછી પણ બાકીનો સમય 'સર્વભૂતહિતે રતા:' અર્થાત્ પ્રાણી માત્ર કેમ સુખી થાય અને તે સારે રસ્તે કેવી રીતે વળે તે બતાવવામાં જ ગાળે છે. અન્યનું હિત ચાહનારા બધા સંતો નથી હોતા; પણ બધા સંતો તો બીજું કાંઈ જ ન ઇચ્છતાં, જ્યાં હોય ત્યાં, જ્યાં જાય ત્યાં 'બીજાઓ'નું જ સુખ શામાં છે તે જાણવાનો પ્રયાસ કર્યા કરે છે. 'બીજાઓ'માં બ્રહ્મભાવ દેખાવો–પોતામાં બ્રહ્મભાવ દેખાવો અને પછી 'એક તત્ત્વ' એક આત્માનું સતત ભાન થવું એ યોગનાં પગથિયાંઓ છે. માટે જ સંતો ભગવદ્ભક્તિમાં ન રોકાયલો તે સમય લોકહિતમાં ગાળે છે.

'સસ્તું સાહિત્ય' સંસ્થા સાથેનો મારો અને સ્વામીજીનો સંબંધ પહેલા અને છેલ્લા કેવા સંજોગોમાં ઊભો થયો અને તેમને માટે મને શું લાગ્યું અને તેમને મારે માટે શું લાગ્યું તે જણાવવાની જરૂર મને દેખાઈ. આ સંસ્થાની ઉત્પત્તિ અને હાલની સ્થિતિ વિષે ચોક્કસ જાણ લોકોને થાય તે જરૂરનું છે, કારણ કે આ સંસ્થા કોઈની માલિકીની નથી, પણ મહાગુજરાતના લોકોની જ છે. સ્વામીજીએ મારા ઉપર લખેલા છેલ્લા (૧૦–૧૦–'૪૧) પત્રમાંથી થોડો ઉતારો અહીં આપું છું:

"આપની ઐહિક ઉન્નતિ પછી અધ્યાત્મ સંપત્તિની ખોટ

આપને ખૂંચ્યા કરે છે, એ એક આપને માટે તો સદ્‌ભાગ્યની વાત છે. **ઈશ્વરનો મહિમા અપાર છે. આ સંસ્થા સાથે આપનો સંબંધ જોડાય એવી તે સર્વેશ્વરની ઇચ્છા વિના ઓછું જ બને છે?** આપની પાસેની રકમ હોય, તેમાંથી આપ પરમાર્થના કાર્યમાં વાપરી નાંખવા ઇચ્છો છો તે બહુ સારી વાત છે. એકઠા કરેલા ધનનો સદ્‌ઉપયોગ તો જેના ઉપર પરમકૃપાળુ પરમાત્માની દયા થઈ હોય તેને જ સૂઝે છે. × ×

' "દીપક સળગતો રાખવા માટે તેલ-પાવરની જરૂર રહે છે, તેમ મનુષ્યને હૃદયમાં આધ્યાત્મિક જ્યોત સળગતી રાખવા માટે નિત્ય સ્વાધ્યાય બહુ જરૂરી છે., પરમહંસ જેવી સ્થિતિએ પહોંચનારની વાત જુદી છે. આપની એ દિશામાં પણ થોડીથોડી પ્રવૃત્તિ છે, એ જરૂર આપને લાભદાયી નીવડશે. ઋષિમુનિઓએ તો સ્વાધ્યાય માટે બહુ ભાર મૂકેલો છે. આ સેવક પણ જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં સમય મળે, ત્યાં ત્યાં સ્વાધ્યાય થઈ શકે તે માટે પુસ્તકો નાના રૂપમાં બંધાવીને સાથે જ રાખે છે, જેથી નિરર્થક જતા સમયનો ઉપયોગ થઈ જવા સાથે ઇશ્વિરભક્તિરૂપી આધ્યાત્મિક લાભ પણ મળ્યા કરે છે."

લાંબા પરિચય પછી પણ લોકો એકબીજાના બધા ગુણ-અવગુણ જાણી શકતા નથી; પણ ભિક્ષુ અખંડાનંદમાં કાર્યદક્ષતા, ચીવટ અને માથે લીધેલું કાર્ય ખંતથી પૂરું કરવું-એ ગુણો તો બધાને દેખાયા છે, એટલું જ નહિ પણ પરમાર્થનું જે ભારે મહાન કાર્ય તેઓ કરી ગયા, તેમાં પણ તે આલેખાઈ ગયા છે. હું તો તેમને મહાન ભક્ત અને જીવન્મુક્ત યોગી તરીકે ઓળખું છું. સમાજસેવાનો મોટો ભાર એ યોગીને મન તો રમત છે. તેનું ખરું ધ્યેય બીજું જ હોય છે, કે જ્યાં સર્વ સત્તા, સર્વ શક્તિ, સર્વ સુખ અને અખંડ આનંદ અવિરત રહેલાં છે.

ગુજરાતના સારામાં સારા લેખકને હાથે આ મહાન પુરુષ અને આ સંસ્થાના સ્થાપકને અંજલિ અપાવવી અને તેમની જીવનકથામાંથી ઊગતી પ્રજાને ચેતન મળે એ હેતુથી મેં સાહિત્યક્ષેત્રમાં મારા નિકટના મિત્રો ભાઈ મોહનલાલ (સોપાન) અને ભાઈ જ્યોતીંદ્ર દવેને આગ્રહ કર્યો. તેમને વ્યવસાય વધુ અને કંઈક સંકોચ હતો; પણ મારી તરફના સૌજન્યને લીધે તેમણે આ કાર્ય માથે લીધું. ગુજરાતના જીવનકથાસાહિત્યમાં આ પ્રૌઢ લેખકોની કૃતિ જરૂર મોખરાનુ સ્થાન લેશે એવી મારી તો ખાતરી છે. આ બંને ભાઈઓનો, ટ્રસ્ટીઓ વતી હુ આભાર માનું છું. ટ્રસ્ટીઓ આશા રાખે છે કે ગુજરાતના એક મહાન પુરુષનુ વૃત્તાંત ગુજરાતના વાચકવર્ગને આવકારદાયક થશે.

મુબઈ,
તા. ૧–૧૦–'૪૭

સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# લેખકોનું નિવેદન

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના ટ્રસ્ટમંડળના પ્રમુખ શ્રી. મનુ સૂબેદારના પ્રેમભર્યો આગ્રહને વશ થઈ આ જીવનચરિત્ર લખવાની જવાબદારી અમે સ્વીકારી. અમારા બંનેમાંથી કોઈને સ્વામીજીનો અંગત પરિચય હતો નહિ. એમને જોવાનું સદ્ભાગ્ય પણ મળેલું નહિ. 'સસ્તું સાહિત્ય' એક લોકહિતકારી સંસ્થા છે અને તેનું કાર્ય ભિક્ષુ અખંડાનંદે એકનિષ્ઠાથી નિષ્કામભાવે બજાવ્યું છે તે અમે જાણુતા હતા. 'સસ્તું સાહિત્ય'ના ગ્રંથોએ ગુજરાતને સારા સંસ્કારો આપ્યા છે અને વાંચતું કર્યું છે તેનો યે અમને અનુભવ હતો. આ કરતાં વિશેષ કોઈ જાતની યોગ્યતા અમારામાં ન હતી એટલે આવું કાર્ય હાથમાં લેતાં અમે સંકોચ અનુભવતા હતા. શ્રી. મનુ સૂબેદાર, શ્રી. ત્રિભુવનદાસ ઠક્કર અને સંસ્થાના અન્ય કાર્યકરો તથા સ્વામીજીના સંસર્ગથી પાવન થયેલા એમના અનેક ભક્તો ને પ્રશંસકોના સહકારની ખાતરી ન મળી હોત, તો શ્રી. મનુ સૂબેદારનો આગ્રહ છતાં આ કાર્ય હાથમાં લેવાની અમે હિંમત ન કરી શકત.

એક બીજી પણ અમને સગવડ હતી. અમે બન્ને અમારી પ્રવૃત્તિઓમાં ગળાડૂબ હતા. આ સ્થિતિમાં જીવનચરિત્ર માટેની સામગ્રી એકઠી કરવી, અનેકને મળવું, પ્રસંગો એકઠા કરવા, જન્મસ્થાન, પ્રવૃત્તિસ્થાન વગેરે જોવાં, કુટુંબીઓને મળી પૂર્વાશ્રમની વિગતો મેળવવી, સંસર્ગમાં આવેલાઓ પાસેથી એમની ખાસિયતો જાણવી, સસ્તું સાહિત્યે પ્રસિદ્ધ કરેલા ત્રણસો જેટલા ગ્રંથો

જોઈ જવા અને આ બધા કાર્યને માટે એવું ભગીરથ કામ, એમના પત્રવ્યવહારના ગંજના ગંજ તપાસવા—આ બધું અમારા માટે અશક્ય હતું. આ માટે અમારી સૂચના અનુસાર ભાઈ શાંતિલાલ મગનલાલ શાહ, આપણા ઊગતા કવિ–લેખક 'પ્રશાંત' અમારી મદદે ન આવ્યા હોત, તો અમારું કામ પાર પડી શકત નહિ. સસ્તું સાહિત્યે એમને સંસ્થામાં રોકી લઈ અમારું પ્રાથમિક કાર્ય કરાવી આપ્યું, તેની પણ નોંધ લેવી જ જોઈએ.

સ્વામીજીના જીવનમાં ઘટનાઓ બહુ ઓછી છે. અમુક રીતે જોઈએ તો એમનું જીવન એકધારું જ વીત્યું છે એમ કહી શકાય. તેઓએ સંન્યાસી થયા પછી મુખ્ય પ્રવૃત્તિ 'સસ્તું સાહિત્ય'ની જ કરી એટલે એમના સ્થૂળ જીવનનું બીજું રૂપ જ એ સંસ્થા હોય એવું બની ગયું; પરંતુ અમને મળેલી સામગ્રીમાંથી અમે જોઈ શક્યા છીએ, કે એમનું જીવન એવું શુષ્ક નહોતું, માત્ર પ્રવૃત્તિમાં જ પૂર્ણ થઈ જતું નહોતું. તેઓ સત્યનિષ્ઠ હતા અને તેથી એમના અંતરની દુનિયા અનેકવાર ખળભળી ઊઠતી. ત્યાં એકધારાપણું રહેતું નહિ. અમે શક્ય તેટલા પ્રયત્ને એમના સ્થૂળ જીવન કરતાં આ સૂક્ષ્મ જીવનનો પરિચય આપવાનો પ્રયત્ન કર્યો છે. આ માટે અમારે એમના પોતાના લખેલા પત્રો અને બીજાં લખાણોનો પુષ્કળ ઉપયોગ કરવો પડ્યો છે. એમની જીવનઘટનાઓ દ્વારા આ મનોમંથન અને આ ચિત્તસૃષ્ટિ બતાવી શકાય એવો અમને પરિચય જ નહોતો. આમ છતાં એમની આંતરસૃષ્ટિમાં તેઓ જેવા હતા, તેવા એમના કેટલા યે જીવનપ્રસંગોમાં દેખાયા છે અને તે પ્રસંગો આ ગ્રંથમાં મૂક્યા પણ છે.

સામાન્ય રીતે જીવનચરિત્રનો આરંભ વ્યક્તિના જન્મકાળથી થાય. આ ગ્રંથમાં અમે જુદી પદ્ધતિ રાખી છે. તેઓ સંન્યાસી

થયા ત્યારથી નિર્વાણ પામ્યા સુધીનો પહેલો ખંડ છે. બીજા ખંડમાં અમે પૂર્વાશ્રમ આપ્યો છે. જન્મથી સંન્યાસ સુધીની માહિતી એમાં એકઠી કરી છે. આમ કરવામાં મુખ્ય કારણ શ્રી. મનુ સૂબેદારની લાગણીનું છે. એમને સતત એમ લાગ્યું છે, કે ગુજરાત એમને લલ્લુભાઈ તરીકે નહિ પણ અખંડાનંદ તરીકે જ ઓળખે એ ઇષ્ટ છે. જેમને પૂર્વાશ્રમનું કુતૂહલ હોય તે લલ્લુભાઈને ભલે જુએ; પરંતુ એમની આંખે પ્રથમ અખંડાનંદ દેખાય એ જ યોગ્ય છે. એમની આ લાગણી અમે સ્વીકારી છે અને એ રીતે બીજા ખંડમાં સ્વામીજીનો પૂર્વાશ્રમ આપ્યો છે. એક દૃષ્ટિબિંદુથી આ યોગ્ય પણ થઈ ગયું છે. સંન્યાસીઓ પોતાના પૂર્વાશ્રમ વિષે કોઈને કશું કહેતા નથી અને આ જીવનકથા તો અંતે એક સંન્યાસીની જ છે ને? પૂર્વાશ્રમ અમે આપ્યો છે, પરંતુ પ્રાધાન્ય તો સંન્યાસને જ અપાયું છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં મળી શકે તેટલાં બધાં સાધનો અમે ઉપયોગમાં લીધાં છે. સ્વામીજીના જીવનપ્રસંગની ચર્ચા કરતાં કોઈને અન્યાય ન થઈ જાય તેની શકય તેટલી કાળજી અમે રાખી છે. હકીકતની સચ્ચાઈ વિષે ચોકસાઈ કરવામાં કચાશ નથી રાખી. ફરીફરીને બધું જોયું-તપાસ્યું છે; છતાં કયાંય દોષ રહી જતો હોય તો અમે ક્ષમા માગી લઈએ છીએ. સાથે ખાતરી પણ આપીએ છીએ કે, હકીકતદોષ બતાવવામાં આવશે તો બીજી આવૃત્તિ વેળાએ અમે તે સુધારી લઈશું. સ્વામીજીના જીવનપ્રસંગો આપવામાં જેમણે અમને મદદ કરી છે તેમની નામાવલિ અન્યત્ર આપેલી છે. એમના પણ અમે આભારી છીએ.

મુંબઈ,<br>૧-૯-'૪૭

સોપાન<br>જ્યોતીન્દ્ર હ. દવે

જોઈ જવા અને આ બધા કાર્યને અંતે એવું ભગીરથ કામ, એમના પત્રવ્યવહારના ગંજના ગંજ તપાસવા–આ બધું અમારા માટે અશક્ય હતું. આ માટે અમારી સૂચના અનુસાર ભાઈ શાંતિલાલ મગનલાલ શાહ, આપણા ઊગતા કવિ–લેખક 'પ્રશાંત' અમારી મદદે ન આવ્યા હોત, તો અમારું કામ પાર પડી શકત નહિ. સસ્તું સાહિત્યે એમને સંસ્થામાં રોકી લઈ અમારું પ્રાથમિક કાર્ય કરાવી આપ્યું, તેની પણ નોંધ લેવી જ જોઈએ.

સ્વામીજીના જીવનમાં ઘટનાઓ બહુ ઓછી છે. અમુક રીતે જોઈએ તો એમનું જીવન એકધારું જ વીત્યું છે એમ કહી શકાય. તેઓએ સંન્યાસી થયા પછી મુખ્ય પ્રવૃત્તિ 'સસ્તું સાહિત્ય'ની જ કરી એટલે એમના સ્થૂળ જીવનનું બીજું રૂપ જ એ સંસ્થા હોય એવું બની ગયું; પરંતુ અમને મળેલી સામગ્રીમાંથી અમે જોઈ શકયા છીએ, કે એમનું જીવન એવું શુષ્ક નહોતું, માત્ર પ્રવૃત્તિમાં જ પૂર્ણ થઈ જતું નહોતું. તેઓ સત્યનિષ્ઠ હતા અને તેથી એમના અંતરની દુનિયા અનેકવાર ખળભળી ઊઠતી. ત્યાં એકધારાપણું રહેતું નહિ. અમે શક્ય તેટલા પ્રયત્ને એમના સ્થૂળ જીવન કરતાં આ સૂક્ષ્મ જીવનનો પરિચય આપવાનો પ્રયત્ન કર્યો છે. આ માટે અમારે એમના પોતાના લખેલા પત્રો અને બીજાં લખાણોનો પુષ્કળ ઉપયોગ કરવો પડ્યો છે. એમની જીવનઘટનાઓ દ્વારા આ મનોમંથન અને આ ચિત્તસૃષ્ટિ બતાવી શકાય એવો અમને પરિચય જ નહોતો. આમ છતાં એમની આંતરસૃષ્ટિમાં તેઓ જેવા હતા, તેવા એમના કેટલા યે જીવનપ્રસંગોમાં દેખાયા છે અને તે પ્રસંગો આ ગ્રંથમાં મૂકયા પણ છે.

સામાન્ય રીતે જીવનચરિત્રનો આરંભ વ્યક્તિના જન્મકાળથી જ થાય. આ ગ્રંથમાં અમે જુદી પદ્ધતિ રાખી છે. તેઓ સંન્યાસી

થયા ત્યારથી નિર્વાણ પામ્યા સુધીનો પહેલો ખંડ છે. બીજા ખંડમાં અમે પૂર્વાશ્રમ આપ્યો છે. જન્મથી સંન્યાસ સુધીની માહિતી એમાં એકઠી કરી છે. આમ કરવામાં મુખ્ય કારણ શ્રી. મનુ સૂબેદારની લાગણીનું છે. એમને સતત એમ લાગ્યું છે, કે ગુજરાત એમને લલ્લુભાઈ તરીકે નહિ પણ અખંડાનંદ તરીકે જ ઓળખે એ ઇષ્ટ છે. જેમને પૂર્વાશ્રમનું કુતૂહલ હોય તે લલ્લુભાઈને ભલે જુએ; પરંતુ એમની આંખે પ્રથમ અખંડાનંદ દેખાય એ જ યોગ્ય છે. એમની આ લાગણી અમે સ્વીકારી છે અને એ રીતે બીજા ખંડમાં સ્વામીજીનો પૂર્વાશ્રમ આપ્યો છે. એક દૃષ્ટિબિંદુથી આ યોગ્ય પણ થઈ ગયું છે. સંન્યાસીઓ પોતાના પૂર્વાશ્રમ વિષે કોઈને કશું કહેતા નથી અને આ જીવનકથા તો અંતે એક સંન્યાસીની જ છે ને? પૂર્વાશ્રમ અમે આપ્યો છે, પરંતુ પ્રાધાન્ય તો સંન્યાસને જ અપાયું છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં મળી શકે તેટલાં બધાં સાધનો અમે ઉપયોગમાં લીધાં છે. સ્વામીજીના જીવનપ્રસંગની ચર્ચા કરતાં કોઈને અન્યાય ન થઈ જાય તેની શક્ય તેટલી કાળજી અમે રાખી છે. હકીકતની સચ્ચાઈ વિષે ચોકસાઈ કરવામાં કચાશ નથી રાખી. ફરીફરીને બધું જોયું-તપાસ્યું છે; છતાં ક્યાંય દોષ રહી જતો હોય તો અમે ક્ષમા માગી લઈએ છીએ. સાથે ખાતરી પણ આપીએ છીએ કે, હકીકતદોષ બતાવવામાં આવશે તો બીજી આવૃત્તિ વેળાએ અમે તે સુધારી લઈશું. સ્વામીજીના જીવનપ્રસંગો આપવામાં જેમણે અમને મદદ કરી છે તેમની નામાવલિ અન્યત્ર આપેલી છે. એમના પણ અમે આભારી છીએ.

મુંબઈ,
૧-૯-'૪૭

સોપાન
જ્યોતીન્દ્ર હ. દવે

## અમે આભારી છીએ—

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી. | વેણીશંકર વહાલજી પઢિયાર | ચોરવાડ |
| ૨ | ,, | જીવણલાલ કરસનદાસ ઠાકર | મુબઈ |
| ૩ | ,, | હરિલાલ મોહોલાલ ઠક્કર | બોરસદ |
| ૪ | ,, | ઉત્તમભાઈ ભૂધરભાઈ પંચાલ | ,, |
| ૫ | ,, | ત્રિભુવનદાસ કહાનજી ઠક્કર | અમદાવાદ |
| ૬ | ,, | ચતુરભાઈ શિવાભાઈ પટેલ | ,, |
| ૭ | ,, | ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રી | ,, |
| ૮ | ,, | વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર | ,, |
| ૯ | ,, | મણિલાલ પ્રભાશંકર વ્યાસ | તંત્રી પુસ્તકાલય વડોદરા |
| ૧૦ | ,, | ત્ર્યંબકલાલ મા. શુક્લ | અમદાવાદ |
| ૧૧ | ,, | શંકરદત્ત શાસ્ત્રી | ,, |
| ૧૨ | ,, | રામશંકર અમૃતલાલ પાઠક | ,, |
| ૧૩ | ,, | સદ્ગુરુ લખાભાઈ | ,, |
| ૧૪ | ,, | ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા | ,, |
| ૧૫ | ,, | કૃપાશંકર બેચરદાસ પંડિત | ,, |
| ૧૬ | ,, | રતનશા અરપંદિયારજી લાહેર | ,, |
| ૧૭ | ,, | નારણભાઈ લાલભાઈ ઠક્કર | ,, |
| ૧૮ | ,, | સ્વામી સ્વયંજ્યોતિતીર્થ | વડોદરા |
| ૧૯ | ,, | સ્વામીશ્રી કૃષ્ણાનંદજી | અજમેર |
| ૨૦ | ,, | પુરુષોત્તમદાસ દલસુખરામ | અમદાવાદ |
| ૧ | ,, | રણછોડભાઈ વાઘજીભાઈ પટેલ | ,, |
| | ,, | ડો. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ | ,, |
| | ,, | અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી | પોંડીચેરી |

| | | | |
|---|---|---|---|
| ૨૪ | „ | દયાશંકર ભાઈશંકર શુકલ | સુરત |
| ૨૫ | „ | મોહનલાલ કાલીદાસ પાઠક | ચોરવાડ |
| ૨૬ | „ | શેઠ જીવણલાલ મોતીચંદ | „ |
| ૨૭ | „ | શેઠ હરખચંદ મોતીચંદ | „ |
| ૨૮ | „ | ડૉ. હરિશંકર | „ |
| ૨૯ | „ | ડાહ્યાભાઈ મોતીભાઈ માસ્તર | નડિયાદ |
| ૩૦ | „ | ચુનીલાલ હરિવલ્લભ ગાંધી માસ્તર | „ |
| ૩૧ | „ | સ્વામી આત્માનંદજી | „ |
| ૩૨ | „ | રવિશંકર રાવળ | અમદાવાદ |
| ૩૩ | „ | મણિલાલ મગનલાલ શેરદલાલ | „ |
| ૩૪ | „ | મોહનલાલ ઈશ્વરદાસ પંચાલ | „ |
| ૩૫ | „ | મોહનલાલ શુકલ એંજિનિયર | „ |
| ૩૬ | „ | ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા | „ |
| ૩૭ | „ | ખોડાભાઈ શંકરભાઈ પટેલ | „ |
| ૩૮ | „ | વ્રજલાલ હીરજીભાઈ કિનારીવાળા | અમદાવાદ |
| ૩૯ | „ | કેશવ હર્ષદ શેઠ | „ |
| ૪૦ | „ | ત્રિકમલાલ છગનલાલ ચોકસી | „ |
| ૪૧ | „ | સંતદાસજી | „ |
| ૪૨ | „ | બચુભાઈ રાવત | „ |
| ૪૩ | „ | બિંદુભાઈ દેસાઈ | કાલોલ |
| ૪૪ | „ | છોટાભાઈ ઉમેદભાઈ પટેલ | વડોદરા |
| ૪૫ | „ | કરુણાશંકર ભવાનીશંકર શાસ્ત્રી | ભાવનગર |
| ૪૬ | „ | છોટાલાલ ત્રિભુવનદાસ શાહ | ભાવનગર |
| ૪૭ | „ | બદરદીન રાણપુરી | જામનગર |
| ૪૮ | „ | જમાલ હીરજીભાઈ ખોજા | પોરબંદર |

# અનુક્રમ



★

[ ૧ ]

## સંન્યાસ

કોઈ ભગવાંધારીને જોઈ આપણા અંતરમાં આદર અને ભક્તિની ભાવના જાગી ઊઠે, એ દિવસો તો હવે વહી ગયા છે. સુધારકોને તો એવું દશ્ય જોતાં એમ પણ લાગે, કે આ ભગવા અંચળા નીચે પ્રમાદ, પાખંડ, નિષ્ક્રિયતા, અજ્ઞાન અને જડતા છુપાયેલાં હશે. ગામડાના અણસમજુ લોકો એમને નમન કરે ખરા; પરંતુ એમના દિલમાં યે ભક્તિનો ભાવ તો ભાગ્યે જ પ્રગટે.

આપણે જાણીએ છીએ, કે આ સ્થિતિ આજથી પચાસ વર્ષ પહેલાં નહોતી અને બહુ દૂરના ભૂતકાળમાં નજર નાખીએ, તો સંન્યાસધર્મ તો સૌથી શ્રેષ્ઠ ધર્મ હોય એ રીતે એનું બહુમાન થતું હતું. સંન્યાસીઓના ચરણમાં મોટામોટા મુગટધારીઓનાં મસ્તકો ઝૂકી પડતાં હતાં. સમાજના આદર્શો નક્કી કરવાની શક્તિ એ કાળે રાજદંડમાં નહોતી, પરંતુ સંન્યાસીના દંડમાં હતી. ગોપીચંદ કે ભર્તૃહરિ ઐતિહાસિક વ્યક્તિ હોય કે ન હોય, પરંતુ તેમની મહત્તા આજે પણ લોકહૃદયમાં વ્યાપેલી છે. તે એમનાં રાજત્વના કારણે નહિ. એ સંન્યાસી થયા અને સંન્યાસને શોભાવ્યો, એટલે જ તેઓ પ્રજાહૃદયના આદરના અધિકારી બન્યા. એમણે સંન્યાસ લઈ

પોતાના આત્માના કલ્યાણની જ સાધના કરી હોત, તો યે લોકહૃદયમાં આવું સ્થાન પ્રાપ્ત કરી શકત નહિ. એમણે લોકકલ્યાણનો માર્ગ સ્વીકાર્યો અને પરમાત્માની પ્રાપ્તિની સાધનાના એક ભાગ તરીકે જ એમણે લોકોની વચ્ચે જવાનું પસંદ કર્યું.

સંન્યાસીઓના શિરોમણિ જેવા જગદ્‌ગુરુ શંકરાચાર્યનું સ્મરણ કરતાં, તો આજે પણ આપણું મસ્તક નમી પડે છે. એમની પંક્તિમાં બેસી શકે એવા સંન્યાસીઓ બહુ ઓછા હશે, પરંતુ ઇતિહાસ એવી સાક્ષી પૂરે છે, કે ઓછાવત્તા પ્રમાણમાં આ પ્રણાલિકા હમેશ ચાલુ રહી છે અને એના પ્રતાપે આપણી સંસ્કૃતિ જીવતી રહી છે.

ગયા યુગનો જ વિચાર કરીએ, તો સ્વામી દયાનંદ સરસ્વતી, શ્રીરામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ વગેરેએ એ પંથે જ પગલાં માંડી આપણી ધર્મજ્યોતિને પોતાના પુરુષાર્થથી સંકોરીને પ્રજ્વલિત રાખી છે.

આપણા દેશના દુર્ભાગ્યે આ ધર્મમાર્ગની કેડી ઉપર ચાલનારાઓ હવે બહુ જૂજ દેખાય છે. શક્તિ કે બુદ્ધિનો પ્રભાવ ઓછો હોય કે વધુ હોય, તે વસ્તુ બહુ મહત્ત્વની નથી; મહત્ત્વની વસ્તુ તો સાચા સંન્યાસની, સકામ કર્મના–સ્વાર્થયુક્ત જીવનના ત્યાગની છે. આ ત્યાગમાર્ગે જનારા આજે કેટલા ? કહેવાય છે, કે હિંદમાં લગભગ ૬૦ લાખ બાવાઓ છે. આમાં સાચા સંન્યાસી કોઈ હશે જ નહિ, એમ કહેવાનો તો આશય નથી જ, પરંતુ સાચાઓની અને તેમાં પણ જનકલ્યાણ અર્થે જીવનશક્તિ ખરચનારની સંખ્યા અતિ અલ્પ હશે, એમાં કંઈ સંશય છે ?

દેશની આવી દરિદ્ર સ્થિતિમાં ભિક્ષુ અખંડાનંદના જીવનનો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે અંતરનો વિષાદ જરા ઓછો થાય છે અને એમ લાગે છે, કે આપણા પોતાના જીવનકાળમાં એટલે આ યુગમાં પણ સંન્યાસને શોભાવનાર વ્યક્તિને આપણે જોઈ જાણી શક્યા છીએ.

ભિક્ષુ અખંડાનંદે સંન્યાસદીક્ષા લીધી સંવત ૧૯૬૦ની મહાશિવરાત્રિએ. એ વખતે એમની વય ૨૮–૨૯ વર્ષની હતી. સંસારમાં એવું કોઈ ભયંકર દુ:ખ નહોતું, કે એ છોડીને ત્યાગનું–સંન્યાસનું સુખ મેળવવાની વૃત્તિ થાય. દુનિયા જેને સુખ અને દુ:ખ માને છે, તેને જો એમણે પણ સુખદુ:ખ માન્યાં હોત તો સ્ત્રી, બાળક, કુટુંબ, વેપાર અને ગામ છોડીને હિમાલયને માર્ગે જવાનું તેઓ પસંદ કરત નહિ. એમની જીવનપ્રવૃત્તિ એટલો ખ્યાલ તો આપે જ છે, કે કોઈ પણ પ્રવૃત્તિમાં રહીને દુન્યવી સુખનાં સાધનો તેઓ મેળવી શક્યા હોત.

નાનપણથી ભજનોમાં એમનું મન રત રહેતું હતું, આ ભજનો કંઠે જ રહી ગયાં હોત, તો જીવનભર સંસારના સુખમાં રચ્યાપચ્યા રહી આધ્યાત્મિક વાણી તેઓ ઉચ્ચારી શકત, પરંતુ આ ભજનો તો હૃદય સુધી પહોંચી ગયાં. 'જાગીને જોઉં તો જગત દીસે નહિ' એવો અનુભવ આત્મસાત્ થઈ ગયો. એમણે સંસારની અસારતા પારખી લીધી. એમણે જોયું કે આ બંને પ્રવૃત્તિ–રામભજન અને કામભજનની એકસાથે ચાલી શકશે નહિ. બેમાંથી એક છોડ્યા વિના શાંતિ મળશે નહિ. દંભ કરવાની એમની પ્રકૃતિ નહોતી. એમણે એક આંચકો મારીને સંસારની પ્રવૃત્તિમાંથી પોતાની જાતને છોડાવી લીધી અને હિમાલયનો માર્ગ ગ્રહણ કર્યો.

સંન્યાસી થયા પછી શું કરવું, તેની કોઈ કલ્પના એમના ચિત્તમાં હોવાનો સંભવ નથી. સત્યની શોધ, ઈશ્વરની શોધ, પરમ સુખની શોધ, અખંડ આનંદની શોધ એ જ એમનાં અંતરની ઝંખના હતી તે દિવસે કોઈએ એમને જોયા હોત, તો એમની અંતરની આ ઝંખના તે નિહાળી શકત નહિ. હજારો–લાખોની સાથે એમની ગણના પણ થઈ ગઈ હોત. કોણ જાણી શકે કે અંતરમાં આગ ભરીને આ યુવાન સંન્યાસી હિમાલયમાં જઈ રહ્યો છે? કોણ જાણી શકે કે કોઈ દિવ્ય સંદેશ સાંભળીને પ્રાચીન સંતો ને સંન્યાસીઓએ ખેડેલા માર્ગે એમણે પ્રવાસ આરંભ્યો છે?

એમના પોતાના અંતરમાં પણ ત્યારે તો કદાચ ધુમ્મસ છવાયું હશે, રાત્રિ વીતી ગઈ હશે, અંધકાર નાશ પામ્યો હશે, સૂર્યદેવતા ક્ષિતિજમાં આવી ગયા હશે, છતાં ધુમ્મસ હજી વિખેરાયુ નહિ હોય. એ ધુમ્મસની નીચે અંતરની સૃષ્ટિ સંતાઈને પડેલી હશે.

એ ધુમ્મસ એક દિવસ વિખરાઈ ગયું, સૂર્ય ઉપર ચડતો જ ગયો. ધુમ્મસ વિખેરાતાં સાચી સૃષ્ટિનું એમણે અવલોકન કર્યું. જીવનસિદ્ધિનો મેરુ પર્વત એમની આંખ સામે દેખાયો. તેઓ ડર્યા નહિ, પાછા હઠ્યા નહિ, સાંકડી કેડી ઉપર પગ મૂકતાં એમણે પાછું વાળીને જોયું પણ નહિ. હાથમાં સંન્યાસનો દંડ હતો. એ દંડે એમને બળ આપ્યું, પ્રેરણા આપી અને તેઓ જીવનનુ પરમ સુખ પામવા માટે આગળ ધપવા લાગ્યા.

## [ ૨ ]

## સંતસમાગમ

**સંન્યાસ** લીધા પછી પહેલાં તેઓ પ્રયાગ ગયા. ત્યાંથી હરદ્વાર આવ્યા અને ત્યાં ભરાયેલા કુંભમેળામાં હાજરી આપી. ત્યાંથી દહેરાદુન, મસૂરી વગેરે સ્થળે પગપાળા પ્રવાસ કરીને ઉત્તર કાશી આવી પહોંચ્યા. અહીં એઓ આઠેક માસ રહ્યા. એ દરમ્યાન એમણે ત્યાં યોગવાસિષ્ઠનું અધ્યયન કર્યું. યોગવાસિષ્ઠ એ એમનો પ્રિય ગ્રંથ હતો અને એનું વાચન–મનન–અધ્યયન કરતાં એ કદી કંટાળતા નહિ.

ભગવાં વસ્ત્રમાં સજ્જ થઈ યોગવાસિષ્ઠ લાદેલા સ્વામીજી ખુલ્લે પગે કરાડો ચઢતા, ડુંગરાઓ ઓળંગતા, બરફવાળા રસ્તે ચાલતા, ત્યારે દુર્ગમ સ્થળે પ્રવાસ કરતા સૈનિક સમા લાગતા.

ખુલ્લે પગે પહાડો ને ટેકરીઓ તથા બરફથી લદાયેલા માર્ગો પર ચાલવાને લીધે સ્વામીજીના પગે ચીરા પડી ગયા. આવા પગે આવા રસ્તા પર હવે પ્રવાસ કરવો મુશ્કેલ છે એમ લાગ્યું, એટલે એમણે અમૃતલાલ સુંદરજી પઢિયારને પત્ર લખ્યો: "હું એક ગુજરાતી સાધુ છું, અહીં આવી વસ્યો છું, મને પગરખાંની જરૂર છે."

સ્વામીજીને પઢિયાર સાથે કશો જ પરિચય નહોતો, પરંતુ એમણે એમનાં 'સ્વર્ગની સીડી', 'સ્વર્ગની કૂંચી' ઇત્યાદિ 'સ્વર્ગ'નાં

પુસ્તકો વાચ્યા હતા અને તે પરથી કલ્પના કરેલી કે આટઆટલા પુસ્તકો લખીને પ્રસિદ્ધ કરનાર ધનવાન હશે અને સાધુસતો પ્રત્યે એને આદરભાવ તો હોવો જ જોઈએ એટલે એની પાસેથી પગરખા મગાવવામા કોઈ જાતનો વાધો નથી પઢિયારે સ્વામીજીને પગરખાની જોડ પોસ્ટપાર્સલ દ્વારા મોકલાવી આપી

એ પછી કેટલેક વર્ષે મુબઈમા સ્વામીજીનો પઢિયાર સાથે ઓચિંતો મેળાપ થઈ ગયો અને એમને પઢિયારની આર્થિક સ્થિતિની ખબર પડી ત્યારે પોતે એની પાસે પગરખા મગાવેલા તે સભારીને એમણે કહ્યુ "અરે ! મે તમને આવી સ્થિતિમા ક્યા કહ્યુ ?"

"એ જ તો છે યોગાનુયોગ" પઢિયારે જવાબ દીધો

આમ એ બે વચ્ચે મૈત્રીનુ બીજ રોપાયુ ને જેમજેમ સમય થતો ગયો તેમતેમ એ વૃદ્ધિ પામતુ ગયુ

પૂર્વાશ્રમમા સ્વામીજીને આપણા પ્રાચીન કવિઓના જ્ઞાન ને ભક્તિના પદો પ્રત્યે ખાસ અનુરાગ હતો તેમા યે પ્રીતમની અસર એમના પર ઘણી થઈ હતી 'ભક્તિ એવી રે ભાઈ એવી, ખાડાની ધાર જેવી' તથા 'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને, પરથમ પહેલુ મસ્તક મૂકી વળતી લેવુ નામ જોને' એ પદો એમના સ્વભાવને અનરૂપ હોઈ એની એમના મન પર બહુ અસર થતી 'સાભળ શુદ્ધ ચિત્તે કરી, હરિના ગુણગાન, પ્રીત સહિત નીત નાથનું હૃદયે ધર ધ્યાન' એ પક્તિથી શરૂ થતુ લાબુ ભજન એમને આખુ મોઢે હતુ તે પોતે તબૂરા સાથે અત્યત ભાવપૂર્વક ગાતા અને બીજાઓ પાસે ૧વડાવતા પણ ખરા

એ પછી એમણે ગીતા, એકાદશ સ્કધ આદિ પુસ્તકોનો અભ્યાસ કર્યો અને સન્યાસ લઈને હિમાલય આ યા પછી શાસ્ત્ર ગ્રથોમા યોગવાસિષ્ઠનુ અતિ કાળજીપૂર્વક એમણે પઠન કર્યુ એ ગ્રથમા પ્રતિપાદન કરેલા સિદ્ધાંતની અસર એમના જીવન પર બહુ ગાઢી થઈ રામ એ જીવ છે અને તેને પૂર્ણ વિકાસને–સિદ્ધિને પ થે

લઈ જનાર સાધન—જ્ઞાન તે વસિષ્ઠ છે. આદર્શ રાજવી, આદર્શ પુત્ર ને એક પત્નીવ્રત આચરનાર આદર્શ પતિ ઇત્યાદિ ઉત્તમોત્તમ ગુણસંપત્તિ રામચંદ્ર પ્રાપ્ત કરી શકયા, તે યોગીવર વસિષ્ઠના જ્ઞાનસુધાયુક્ત ઉપદેશના પ્રભાવ વડે જ, એમ એઓ માનતા. યોગવાસિષ્ઠમાંનો પુરુષાર્થવાદ અને પ્રાપ્ત કર્મોને અનાસક્તિભાવથી કર્યાં જવાનો ઉપદેશ એમના ચિત્તંત્રને બહુ અનુકૂળ થઈ પડ્યો. જ્ઞાનપૂર્વક નિષ્કામ ભાવે કર્મ કર્યે જવાં, એ આર્યધર્મનો મોટામાં મોટો સિદ્ધાંત છે, એવી એમને પ્રતીતિ થઈ.

યોગવાસિષ્ઠ, ગીતા ને એકાદશ સ્કંધ ઉપરાંત અવધૂત ગીતા અને મહાવાક્યરત્નાવલિ એ સ્વામીજીનાં અત્યંત પ્રિય પુસ્તકો હતાં. એમાંના ઘણાખરા શ્લોકો એમણે કંઠસ્થ કર્યાં હતા અને અનેક વેળા પ્રાતઃકાળે કે મધરાતે પણ એનો પાઠ તેઓ કરતા.

યોગવાસિષ્ઠમાં પ્રતિપાદિત કરેલા, પુરુષાર્થવાદની અસર હેઠે એમને નિષ્ક્રિય પડી રહેવું ઠીક લાગ્યું નહિ અને હિમાલયના ઉત્તુંગ શિખરેથી ઊતરી એ આવ્યા હરદ્વાર ને ત્યાંથી લખનૌ.

એ સમયે—સંવત ૧૯૬૧—૬૨ના અરસામાં, બ્રહ્મનિષ્ઠ સ્વામી રામતીર્થ અમેરિકાના પ્રવાસથી પાછા ફરી લખનૌ આવીને રહ્યા હતા અને ત્યાં તેઓ 'નગદ ધર્મ'નાં વ્યાખ્યાનો આપતા હતા.

સ્વામી અખંડાનંદને તો પહેલેથી જ સાધુસમાગમનો શોખ હતો. હિમાલય આવ્યા પછી અનેક સાધુઓ ને સંન્યાસીઓના સંપર્કમાં તેઓ આવ્યા હતા. જેની જેની પાસેથી કંઈ પણ લેવા જેવું મળ્યું તે સર્વની પાસેથી કંઈ ને કંઈ એમણે મેળવ્યું હતું. એમની સેવાશુશ્રૂષા પણ કરી હતી. લખનૌ આવ્યા પછી સ્વામી રામતીર્થ અહીં વ્યાખ્યાનો આપે છે, એવી એમને ખબર મળી. સ્વામી રામતીર્થનું નામ સમર્થ સંન્યાસી ને વેદાંતી તરીકે હિંદુસ્તાનમાં જ નહિ, પણ દરિયાપારના દેશોમાં પણ જાણીતું થયું હતું. એમના સમાગમનો લાભ મળે તો એ જતો કરી શકાય જ કેમ, એમ કરીને તેઓ એમનું વ્યાખ્યાન સાંભળવા ગયા.

સ્વામી અખંડાનંદ પર કોઈ પણ વ્યક્તિનો સંપૂર્ણ પ્રભાવ પડતો નહિ. એઓ આકર્ષાતા અનેકથી, પણ એમના ચિત્તનો પૂરેપૂરો કબજો કોઈ લઈ શકતું નહિ. એમણે ઘણા ગુરુ કર્યાં હતા. 'ગુરુ કીધા મેં ગોકુલનાથ, ઘરડા બળદને ઘાલી નાથ' ગુરુ પ્રત્યે એવા તિરસ્કારનાં વચન એમણે કદાપિ કાઢયાં નથી; પરંતુ ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુ–ગુરુર્દેવો મહેશ્વરઃ (ગુરુ એ જ બ્રહ્મા, ગુરુ એ જ વિષ્ણુ, ગુરુદેવ એ જ મહેશ્વર) એવી ગુરુ પ્રત્યે સર્વાત્મભાવપૂર્વક સમર્પણની વૃત્તિ એમણે ભાગ્યે જ સેવી છે.

મહારાજ ગોપાળદાસ, પરમહંસ જાનકીદાસ, સંત રામચરણદાસ ને માધવાનંદ મહારાજ એ સર્વ પ્રત્યે એમને પૂજ્યભાવ હતો. સ્વામી શિવાનંદ પાસે સંન્યાસની દીક્ષા લઈ એમણે વિધિપૂર્વક એમને ગુરુપદે સ્થાપ્યા હતા. એમનામાં ગુરુભક્તિનો અભાવ નહોતો. એમ છતાં જેના તેજમાં એ કેવળ અંજાઈ ગયા હોય અને એનો બોલ એ જ પ્રમાણ, એમનું વાક્ય એ જ ઈશ્વરાજ્ઞા, એવો ભાવ જેના પ્રત્યે એમને જાગ્યો હોય એવા એમના કોઈ ગુરુ હતા નહિ. બીજાથી અંજાઈ જવાનું એમના સ્વભાવમાં જ નહોતું. ગમે તેવો મહાપુરુષ હોય પણ આખરે તો તે પુરુષ જ છે–માનવસુલભ નબળાઈઓથી ભરેલો–એમ એમને લાગતું.

આવા સ્વામી અખંડાનંદ સ્વામી રામતીર્થનું વ્યાખ્યાન સાંભળવા ગયા. સ્વામી રામતીર્થના પહેલા જ વ્યાખ્યાનનો ખૂબ પ્રભાવ પડ્યો. વ્યાખ્યાન પૂરું થયા પછી સ્વામીજી સ્વામી રામતીર્થને મળ્યા.,

સ્વામી રામતીર્થ લખનૌમાં ગંગાપ્રસાદ વર્માને ત્યાં ઊતર્યા હતા. એમને મળવા માટે સ્વામી અખંડાનંદ ગંગાપ્રસાદ વર્માને ત્યાં ગયા. સ્વામીજીએ ઓરડામાં પ્રવેશ કર્યો. સામે બેઠેલા સ્વામી રામતીર્થે 'હરિઃ ૐ'નો ઘોષ કરી એમનો સત્કાર કર્યો. જે ગંભીર ભાવથી એમણે 'હરિઃ ૐ'નું ઉચ્ચારણ કર્યું. તેનો પ્રતિધ્વનિ સ્વામી

અખંડાનંદના હૃદયમાં પણ પડ્યો. આનંદની એક અપૂર્વ લહરી એમના હૃદયમાં જાગી ઊઠી અને એમનો ચહેરો પ્રસન્નતાની દીપ્તિથી ઝળકી ઊઠ્યો. એમણે સ્વામી રામતીર્થના ચરણમાં મસ્તક મૂક્યું. એ પછી જ્ઞાનવાર્તા ચાલી.

સ્વામી રામતીર્થમાં ગુરુભાવ જેવું હતું જ નહિ. એ સૌની સાથે સૌના જેવા થઈ વર્તતા. એમની સાથે સ્વામી અખંડાનંદને ખૂબ ફાવી ગયું, પણ ઘણો વખત સાથે રહ્યાને થયો એટલે એમને લાગવા માંડ્યું, કે 'કદાચ મારા રહેવાથી સ્વામીજીને તકલીફ તો નહિ હોય!' એટલે એમણે જવા માટે રજા માગી, પણ સ્વામી રામતીર્થે જવાબ દીધો: 'તુમ તો પડે રહો, કોઈ હર્જ નહીં હૈ.'

ભારતભૂષણ પંડિત મદનમોહન માલવિયા સ્વામી રામતીર્થના સત્સંગનો વારંવાર લાભ લેતા હતા. એમણે સ્વામી રામતીર્થને પ્રયાગના કુંભમેળામાં પધારવા માટે આગ્રહ કર્યો. એમના આગ્રહને વશ થઈ એઓ પ્રયાગ ગયા. સાથે અખંડાનંદજીને પણ એમણે લઈ લીધા. આમ સ્વામી અખંડાનંદને ભારતભૂષણ માલવિયાના સમાગમનો પણ લાભ મળ્યો.

પ્રયાગથી એઓ કાશી ગયા. સ્વામી રામતીર્થ વ્યાખ્યાન કરવા માટે નાનકડી નોંધપોથી રાખતા અને તેમાં મહત્ત્વના મુદ્દાઓનાં ટાંચણ કરી રાખતા. કાશી આવી એમને વ્યાખ્યાન માટે નોંધપોથી જોવાની જરૂર લાગી, પણ નોંધપોથી મળે જ નહિ બહુ તપાસ કરી, આખરે લખનૌમા જ એ રહી ગઈ હશે એમ એમણે ધાર્યું, પણ કાશીથી લખનૌ જઇ એ લઇ આવે કોણ? બધા તરફ નજર ફેરવી પણ કોઈ ધ્યાનમાં ન આવ્યું. સ્વામી રામતીર્થની આંખ પોતાના તરફ વળતાં સ્વામી અખંડાનંદે પોતે જ કહ્યું: "દાસકો આજ્ઞા હો તો લે આવે" સ્વામી રામતીર્થ બોલ્યા: "લખનૌ આપને પૂરા દેખા ભી નહીં હૈ." અખંડાનંદજીએ જવાબ દીધો: "એક દફે તો દેખા હૈ, આપકી આજ્ઞા હી ચાહિયે." સ્વામી રામતીર્થે આજ્ઞા આપી

અને અખંડાનંદ ક્ષીપક્યા લખની. ત્યાં જઈ નોંધપોથી શોધી કાઢી, તે લઈને કાશી પાછા આવ્યા.

સ્વામી રામતીર્થનાં વ્યાખ્યાનોમાં દરરોજ એ તેમની સાથે જ રહેતા ને બાજુમાં બેઠાબેઠા 'રામ'ના મુખ પર આવતા જતા વિલક્ષણ ભાવો નીરખતા અને એ પવિત્ર ભાવનું દર્શન કરતાં પણ ધરાતા નહિ.

પ્રયાગમાં ભારતભૂષણ માલવિયાને બંગલે એ સ્વામી રામતીર્થની જોડે રહેતા હતા, તે વેળાનો એક પ્રસંગ છે. કાચબો સર્વ અંગોને સંકેલી લે, તેમ સર્વ ઇંદ્રિયોને બાહ્ય વિષયોમાંથી સંકેલી લઈ સ્વામી રામતીર્થ આત્મચિંતનમાં નિમગ્ન થઈ જતા, ત્યારે એમની આંખો મિચાઈ જતી. એ જોઈ સ્વામી અખંડાનંદને બહુ આશ્ચર્ય થતું. કેટલીક વાર સંદેહ પણ થતો, કે આમ કરવાનું કારણ શું? પણ કંઈ ખુલાસો થતો નહીં. એટલામાં બીજાઓને કોઈક મહત્ત્વનો સિદ્ધાંત સમજાવતાં વાતમાં ને વાતમાં સ્વામી રામતીર્થે કહ્યું: "કયું મુંદ ન જાય અખેં? આત્માનંદના અનુભવ વખતે આંખો ઉઘાડી રહે તો બાહ્ય દર્શન કરીને તે આત્મૈક્યના અનુભવમાં વિક્ષેપ પાડે અને એ રીતે બહારની વસ્તુ પર ધ્યાન પડવાથી અંતરની એકાગ્રતા સધાય નહિ, માટે ચિંતનનિમગ્ન થઈએ ત્યારે આંખો બંધ કરવી જોઈએ" સ્વામી અખંડાનંદને વગર પૂછયે જવાબ મળી ગયો. એમની શંકાનું સમાધાન થઈ ગયું. પાછળથી સ્વામીજી આ પ્રસંગનું બહુ ભાવપૂર્વક વર્ણન કરતા હતા.

એક વખત સ્વામી રામતીર્થનું વ્યાખ્યાન પૂરું થયા પછી એઓ ઘોડાગાડીમાં પાછા ઉતારે જતા હતા. એમની પાસે એક તરફ એક વકીલ ને બીજી તરફ સ્વામી અખંડાનંદ બેઠા હતા. વકીલે સ્વામી અખંડાનંદ તરફ અંગુલિનિર્દેશ કરી સ્વામી રામતીર્થને પૂછયું: "આપકે સાથ યે કૌન હૈ? કયા એ આપકે શિષ્ય હૈ?"

સ્વામી રામતીર્થ જરા વિચારમાં પડયા. સ્વામી અખંડાનંદ વિધિપૂર્વક એમના શિષ્ય નહોતા થયા એટલું જ નહિ, પણ સ્વામી

રામતીર્થને પોતાને કોઈના ગુરુ થવું પસંદ નહોતું. એમણે સહેજ થોભી જવાબ આપ્યો: " હાં હાં, યે હમારે શિષ્ય ઔર સાથી સબ કુછ હૈ".

સ્વામી અખંડાનંદના હૃદયમાં સ્વામી રામતીર્થ માટે બહુ જ આદરભાવ તથા માનબુદ્ધિ જાગ્યાં હતાં. બીજા કોઈ પણ સ્વામી કે સંન્યાસી કરતાં સ્વામી રામતીર્થના સમાગમમાં રહી જ્ઞાનવાર્તા કરતાં કાળક્ષેપ કરવો એ એમને બહુ જ અનુકૂળ થઈ પડ્યું હતું.

પરંતુ એમને જેમ હિમાલયનો સાદ સંભળાતો હતો, જે આત્મદર્શન ને જ્ઞાનપ્રાપ્તિની મહેચ્છા એમને ઘર છોડીને દૂર–સુદૂર ચાલી નીકળવા પ્રેરી રહી હતી, તે ભક્તિ ને જ્ઞાનમાં મસ્ત બનેલા સ્વામી અખંડાનંદને ગુજરાત અજ્ઞેય ને ગૂઢ રીતે, સાદ કરી રહ્યું હતું. એમના સ્વભાવને એક ને એક સ્થળે પડી રહેવું રુચ્યું નહિ.

પ્રસંગવશાત્ સ્વામી રામતીર્થ લખનૌથી પંજાબ તરફ ઊપડ્યા અને હિમાલય ને આજુબાજુનાં સ્થળોમાં બેએક વર્ષ ગાળી સંવત ૧૯૬૨માં સ્વામી અખંડાનંદ 'થોડા સમય માટે' ગુજરાત–કાઠિયાવાડ તરફ આવ્યા, પરંતુ વિધિનાં નિર્માણ જુદાં જ હતાં.

જ્ઞાનની સર્વોચ્ચ દશા પ્રાપ્ત કરવા હિમાલયનાં ઉચ્ચ શિખરો પર વસી જીવન ગાળવા માટે એમણે નિશ્ચય કર્યો હતો, પરંતુ એમને લલાટે કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી આત્મકલ્યાણ સાધી ઇતિ કર્તવ્યતા માની સંતોષ સેવતા નૈષ્કર્મ્યને પંથે પળવાનું લખાયું નહોતું. એમને માટે તો જેમ જ્ઞાન મેળવવાનું નિર્માયું હતું, તેમ જ જ્ઞાનનું દાન કરવાનું પણ નિર્માયું હતું.

ભજનકીર્તન, સંતસમાગમ, આસન, પ્રાણાયામ, ધ્યાનધારણા આદિમાં રચ્યાપચ્યા રહી એમણે કેટલું ને કેવું જ્ઞાન મેળવ્યું, શી શી સિદ્ધિઓ પ્રાપ્ત કરી; આત્મદર્શન, ઈશ્વરસાયુજ્ય, મુક્તિ–એ સિદ્ધ કરવા માટે કેવા કેવા માર્ગ, કેવી કેવી પ્રક્રિયાઓ એમને સાંપડી એ બધા વિષે કંઈ પણ ખાતરીપૂર્વક કહેવું મુશ્કેલ છે. એમણે પોતે એ વિષે કદી ક્યાંય પણ ઉલ્લેખ કર્યો નથી. કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત,

શુદ્ધાદ્વૈત, આદિ કોઈ પણ પ્રકારના સાંપ્રદાયિક વેદાંતનું એમણે અનુસરણ કર્યું નથી. હઠયોગમાં આસન આદિ પ્રત્યે એમને ખાસ રુચિ નહોતી. તેમ જ સંન્યાસીએ પાળવાના આચારને જાળવવાની પ્રણાલિકા વિષે પણ એઓ બહુ ચીવટ રાખતા નહિ, પરંતુ નિષ્કામ ભાવે આત્મકલ્યાણ સાથે લોકકલ્યાણનાં કામો કર્યે જવાં એ જ એમનો પ્રેરક મંત્ર હતો. એ પ્રેરણાબળ એમને ઈશ્વર પ્રત્યેની દૃઢ શ્રદ્ધા દ્વારા મળી રહેતું. એમના પત્રો ને અન્ય લખાણો પરથી એમને ઈશ્વર પ્રત્યે કેવી દૃઢ ને અચળ શ્રદ્ધા હતી તે જણાય છે.

'શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ૧૦૮ શ્રી. સ્વામીશ્રી અખંડાનંદ ગિરિ મહારાજ' એવા દિશાઓને ભરી દેતા જયઘોષ વડે સત્કાર કરતાં, સદા યે સામે હાથ જોડી મસ્તક નમાવી ઊભા રહેતા શિષ્યમંડળનો બહોળો સમુદાય પોતાની આસપાસ જમાવવો એવી એમને કદી ઇચ્છા થઈ નહોતી.

એમણે જ્ઞાન મેળવ્યું તે કરતાં આપ્યું વધારે. શિષ્યોના સમુદાય સમક્ષ વ્યાખ્યાનો આપીને નહિ, પરંતુ ઉચ્ચ કોટીના જ્ઞાનના ગ્રંથો સોંઘામાં સોંઘી કિંમતે ગુજરાતને ઘેરેઘેર પહોંચાડીને. ભક્તિપરાયણ સંસારી, સંન્યાસધર્મ સ્વીકારી જ્ઞાનમાર્ગને પંથે પળ્યો ને જ્ઞાનીસંન્યાસી અખંડાનંદ હિમાલયની ગોદમાંથી નીચે ઊતરી આવી, ગુજરાતમાં દૃઢ આસન જમાવી 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ની સ્થાપના કરી કર્મયોગી ભિક્ષુ અખંડાનંદ બન્યા.

સંવત ૧૯૬૨ના ચાતુર્માસમાં નડિયાદમાં એમણે ભાગવત વાંચ્યું. એમાંના એકાદશ સ્કંધની ખૂબી તો વળી ઓર જ જણાઈ. એમાં આધ્યાત્મિક વિષયો અધિક સ્પષ્ટતા અને વિસ્તારથી સમજાવેલા હોવાને લીધે એ ગ્રંથ ગીતા કરતાં પણ વધુ ગમ્યો.

સ્વામીજીને સંસ્કૃત તો આવડતું નહિ, પરંતુ સાધુસંન્યાસીઓના સંસર્ગને લીધે,તેમ જ સંસ્કૃત પુસ્તકોનાં ભાષાંતરોના વાચન-મનનને પરિણામે અર્થ સમજી જતાં એમને વાર લાગતી નહિ. ભાષાંતર

પરથી અર્થ સમજતા જઈ ભાગવતમાંના જ્ઞાનભક્તિના જે જે શ્લોકો એમને સરળ અને આકર્ષક લાગ્યા, તેનો વારંવાર લાભ લેવાના હેતુથી તે જુદાજુદા ઉતારી લીધા. એમાં પણ ઘણાખરા શ્લોકો એકાદશ સ્કંધના જ હોવાથી તે લખી લેતી વેળા એમને વારંવાર થતું, કે "અગર શ્લોક સહિત આ પુસ્તક સસ્તામાં નીકળે તો કેટલા બધા લોકોને તેનો લાભ મળે ?"

સંવત ૧૯૬૩ના ઉનાળામાં સ્વામીજીએ ફરી હિમાલય તરફ જવાનો વિચાર કર્યો અને હોળી ઉપર મુંબઈમાં 'શ્રેયઃસાધક અધિકારી વર્ગ'નો સાત દિવસનો સમારંભ હતો, તેમાં ભાગ લઈ ત્યાંથી બારોબાર હિમાલય તરફ ચાલ્યા જવું એમ નક્કી કરી એઓ મુંબઈ ગયા.

મુંબઈ આવ્યા પછી એક પુસ્તક ખરીદવા માટે એ પ્રકાશકની દુકાને ગયા અને પુસ્તકનો ભાવ સાંભળી વિચારમાં પડી ગયા.

"આટલું બધું મોંઘું ? ગરીબ માણસ એ ખરીદી શી રીતે શકે ?" એથી એકાદશ સ્કંધ ખૂબ સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરવાનો એમનો મૂળ વિચાર દૃઢ થયો; અને પછી તો એને માટેની અનુકૂળતા પણ મળી આવી.

## [ ૩ ]

## બીજ રોપ્યું

હિમાલયની ગોદ છોડી ભિક્ષુ અખંડાનંદે "થોડા સમય માટે" ગુજરાત–કાઠિયાવાડમાં આવવાનું પસંદ કર્યું, ત્યારે કોને ખબર હતી કે એ સંન્યાસી ગુજરાતના પાટનગરમાં નાનકડા હિમાલયનું સ્વરૂપ લઈ બેસશે અને તેમાંથી પતિતપાવની જ્ઞાનગંગાનું પ્રાગટ્ય થશે? એ તો આવ્યા હતા 'સાધુ ચલતા ભલા'ની ઉક્તિને ચરિતાર્થ કરવા માટે; પરંતુ એમની ધર્મભાવના 'એકાદશ સ્કંધ'ના શ્રવણથી ખીલી ઊઠી અને એનું વાંચન અને મનન હજારો–લાખો દેશવાસીઓ કરી શકે, એવી પ્રેરણા અંતરમાં જાગૃત થઈ. 'સસ્તું સાહિત્ય કાર્યાલય'નો જન્મ આ ભાવનામાંથી થયો છે. સસ્તું સાહિત્ય અને ભિક્ષુ અખંડાનંદ એ બેને જુદા પાડી શકાય નહિ, કારણ કે ભિક્ષુને એમના દેહાત્મા સાથે જેવો સંબંધ હતો, તેવો જ સંબંધ સસ્તું સાહિત્ય સાથે જીવનના છેલ્લા શ્વાસ સુધી રહ્યો. ભિક્ષુની જીવનકથામાં સસ્તું સાહિત્યનો જીવતો ઇતિહાસ સમાયેલો છે.

જેમ કોઈ મહાનદીનું મૂળ સાવ નાનું હોય અને એ જોઈ કોઈ કલ્પના પણ ન કરી શકે, કે એક દિવસ આ ઝરણું હજારો માઈલની ધરતીને ભીંજવતું, પોષતું, પુલકિત કરતું છેક મહાસાગર

સુધી પહોંચી જશે તેમ સસ્તુ સાહિત્ય વિષે બરાબર એવુ જ બન્યુ છે સ્વામીજીએ 'એકાદશ સ્કધ'નુ પ્રકાશન કર્યું, ત્યારે તો એક સારુ કામ પતાવી ચાલ્યા જવાની જ એમની ઇચ્છા હતી એમનુ અતર બોલતુ હતુ, કે દેશમા નવજાગૃતિની ઉષા તો ઊગી છે, પરતુ તેનો પ્રકાશ દૂરના ગામડામા અને સામાન્ય જનોના ઘરોમા પહોંચી શકતો નથી બગભગના એ દિવસો હતા ગાધીયુગ પહેલા નવજાગૃતિનુ પહેલુ મોજુ એ વખતે આવ્યુ હતુ સ્વદેશ અને સ્વદેશીની ભાવના ત્યારે પ્રગટી હતી પરદેશીઓ તરફ મુગ્ધભાવે જોઈ એમના અનુકરણમા જ જીવનનો સાર–સર્વસ્વ માનવાની વૃત્તિને પહેલો ફટકો તે દિવસોમા લાગ્યો હતો એ વખતે દેશના વાતાવરણમા, પ્રાચીન વારસાને પારખવાની અને પામવાની વૃત્તિ પેદા થઈ હતી ભિક્ષુ અખડાનદ સ્વદેશીના રગે રગાઈ ગયા હતા, કે એ આદોલનમા એમણે ઝુકાવી દીધુ હતુ એમ ન કહી શકાય, પરતુ એમને માટે એક ભૂમિકા તો ત્યારે તૈયાર થતી જતી હતી એમણે તો ભગવદ્‌ભક્તિ માટે જ સન્યાસ લીધો હતો દુખથી થાકવાનો કે ત્રાસવાનો એમનો સ્વભાવ જ નહોતો, એટલે તેઓ સસારથી નાસી છૂટ્યા હોવા છતા એમણે સમજપૂર્વક જીવનને કોઈ ઉન્નત માર્ગે લઈ જવાની ભાવનાથી જ સસાર છોડ્યો હતો એમના સન્યાસ પાછળનુ બળ પ્રાચીન ઋષિઓની પ્રેરણા અને ભક્તોની ભક્તિ હતા 'એકાદશ સ્કધ'નુ આકર્ષણ જામવાનુ પણ એ જ કારણ એમના દિલમા જેવી સાત્ત્વિક બળતરા પોતાને માટે હતી, તેવી જ બળતરા સમાજ માટે જાગી ગઈ હતી 'સ્વદેશી'ના વાતાવરણમા એમની આ ભાવના એક આવશ્યક બળરૂપે ભળી ગઈ 'એકાદશ સ્કધ'ના નાના ઝરણામાથી સેકડો પ્રકાશનોનો મહાનદ વિસ્તાર પામ્યો

આમ તો આ સાવ સાદી અને સાવ સામાન્ય વાત લાગે, પરંતુ આજે પણ પરદેશમા થોકબધ સસ્તા પુસ્તકોની યોજનાઓ થાય છે આપણા દેશમા પણ અન્ય પ્રાતોમા એવી યોજનાઓ આછાવેરા

રૂપમાં દેખા દે છે. ગુજરાતમાં નહિ જેવા પ્રમાણમાં એનું અસ્તિત્વ નજરે પડવા માંડ્યું છે. પરંતુ સને ૧૯૦૬–૦૮ નો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે એમ કબૂલવું પડે છે, કે ગુજરાતમાં સાચેસાચ કોઈએ જ્ઞાનગંગા વહાવી હોય તો તે ભિક્ષુ અખંડાનંદે જ.

કોઈના જીવનનું મૂલ્ય કરવું હોય, તો તે બે રીતે કરી શકાય. એ માણસના કાર્યની જેટલી મર્યાદા હોય, તેટલી મર્યાદાના પ્રદેશનું એના જન્મ પહેલાંનું એક ચિત્ર આંખ સામે ખડું કરવું જોઈએ અને એના મૃત્યુસમયનું બીજું ચિત્ર તૈયાર કરવું જોઈએ. એ બન્ને ચિત્રોને સરખાવતાં જે નવા રંગો અને નવું સૌંદર્ય નજરે પડે, તેના સર્જનમાં એ વ્યક્તિનો કેટલો હિસ્સો છે, તે તપાસવું જોઈએ. બીજી રીત એવી કલ્પના કરવાની છે, કે તેઓ જો ન જન્મ્યા હોત– આ ક્ષેત્રમાં ન આવ્યા હોત–તો શું આ ક્ષેત્ર સૂનું બની જાત ? એમનું સ્થાન બીજું કોઈ ન પૂરી શકત ? આ બન્ને રીતે એમના જીવનકાર્યને–સસ્તું સાહિત્યની પ્રવૃત્તિને–તપાસીએ.ભિક્ષુ અખંડાનંદનો કાર્યપ્રદેશ મર્યાદિત હતો. જો કે માનવીનાં સૂક્ષ્મ આંદોલનોની અસર વિશ્વના સીમાડાઓ સુધી પહોંચે છે અને અંતરમાં પેદા થયેલો કોઈ પણ શુભ કે અશુભ વિચાર આખા વિશ્વ ઉપર અસર કરે છે; છતાં સ્થૂલ રૂપે જ જોવામાં અને કોઈના યે કાર્યને એ રીતે મૂલવવામાં એક પ્રકારની સલામતી છે અને એમાં અતિશયોક્તિ થવાનો ભય નથી. ભિક્ષુ અખંડાનંદનું કામ આ દૃષ્ટિએ આપણે જોવું જોઈએ. ભિક્ષુ અખંડાનંદનું 'સસ્તું સાહિત્ય કાર્યાલય' જન્મ્યું ન હોત, તો ગુજરાતને કેટલી ગંભીર ખોટ જાત તેની કલ્પના કરવાનું મુશ્કેલ નથી. એમનું કાર્ય સંભાળી શકે અને તેઓ આ ક્ષેત્રમાં ન આવ્યા હોત, તો તેમનું સ્થાન લઈ શકે એવી કોઈ વ્યક્તિ ગુજરાતે જોઈ–જાણી નથી. એમના કાળની વાત જવા દઈએ, આજે પણ ચાલીસ વર્ષને અંતે ગુજરાને બીજો અખંડાનંદ જન્માવ્યો નથી, એ હકીકતનો ઇન્કાર થઈ શકે એમ નથી. અને ઉપર જણાવેલી બે ચિત્રોની રીત પ્રમાણે જો સરખામણી કરીએ, તો



છેલ્લા વર્ષોમાં સ્વામીજી મસ્થાને ઓટલે
બેગી પ્રૂફ તપાસે છે

જે દિવસે ભિક્ષુ અખંડાનંદે 'સસ્તું સાહિત્ય'નો પાયો નાખ્યો, તે દિવસે જ્ઞાનના ક્ષેત્રમાં જે સ્થિતિ હતી, તે સ્થિતિ તો આજે છે જ નહિ. તે દિવસે થોડાક વિદ્વાનો સાહિત્યનો ઉપભોગ કરી શકતા હતા. થોડાક ભણેલાઓ એમાં રસ લઈ શકતા હતા. પરાપૂર્વથી ચાલી આવતી ધર્મકથાઓનો પ્રવાહ ક્ષીણ થતો જતો હતો. સામાન્ય મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગ માટે કોઈ લખતું નહોતું તેમ પ્રગટ કરતું નહોતું. શુદ્ધ જનસેવાના ધ્યેયથી કાર્ય કરતી પ્રકાશન સંસ્થાઓ તો હતી, પરંતુ તેમની કાર્યમર્યાદામાં ગરીબો અને મધ્યમ વર્ગને કશું સ્થાન નહોતું. કેટલાક ધંધાદારી પ્રકાશકો તરફથી સામાન્ય જનો માટે પુસ્તકો પ્રગટ થતાં ખરાં, પરંતુ તે સાવ હલકી કોટીનાં અને પળવારનું મનોરંજન આપી માણસની માણસાઈને હણી નાખનારાં હતાં. આવા સંયોગો વચ્ચે ભિક્ષુ અખંડાનંદે આપણા પ્રાચીન વારસાને સજીવ કરવા, ક્ષીણ થઈ જતા ધર્મકથાના પ્રવાહને વેગ આપવા અને માનવીમાં માનવતા જગાડવા, 'સસ્તું સાહિત્ય'ની સ્થાપના કરી. સામાન્ય જનો માટે સાહિત્યનું ક્ષેત્ર મરુભૂમિ જેવું હતું, તેમાં એમણે નવા અંકુરો પ્રગટાવ્યા. વર્તમાન ગુજરાતના ઘડતરમાં મહત્વનો હિસ્સો નોંધાવ્યો.

ધૂન આવતાં જ એમણે આ બધું શરૂ કર્યું હતું એમ ન કહી શકાય. એમનો સ્વભાવ ધૂની અને આગ્રહી હતો એમાં શંકા નથી. ધૂન અને આગ્રહ વિના મરુભૂમિના પથ્થર ફોડીને કોણ પાણી કાઢે? પણ એમણે પરિસ્થિતિનું ઊંડું અવલોકન કર્યું હતું. એમણે જોઈ લીધું હતું, કે સારા અને ઉપકારક ગ્રંથો લોકો નથી વાંચતા, તેનું કારણ એમની રુચિનું અને સંસ્કારના અભાવનું તો છે જ, પરંતુ પુસ્તકો સુલભ નથી અને સસ્તા નથી એ પણ મહત્વનું કારણ છે. જે દેશમાં સોમાંથી નેવું માણસો વાંચી જ ન જાણતા હોય, તે દેશમાં બાકીના દશ માણસોને પણ વાંચનથી વંચિત રહેવું પડે એ કેવું મોટું દુર્ભાગ્ય!

એમણે પોતે જ લખ્યું છે:

"કોઈ કોઈ સમયે આનું કારણ માત્ર નવેનવી અદઢ રુચિનું જ જણાતું, પરંતુ ઘણાખરા પ્રસંગોમાં તો લોકોની ગરીબ અવસ્થા અને પુસ્તકોની વધારેપડતી કિંમત જ ખાસ અંતરાયરૂપ સમજાતી. વળી કેટલાંક ઊતરતી કોટીનાં તથા છેક હલકી કોટીનાં પુસ્તકો માત્ર સસ્તાં અને જ્યાં ત્યાં મળી શકતાં હોવાને લીધે જ અનેક સ્થળે પ્રચલિત જણાતાં. અને મધ્યમ તથા ગરીબ સ્થિતિના મનુષ્યો, સારાં પુસ્તકોની માહિતી અને સુલભતાને અભાવે માત્ર એવાં જ પુસ્તકો જગતમાં હયાતી ધરાવતાં હોય તેની પેઠે સ્વભાવથી અથવા દેખાદેખીથી તેનો વડે મનોરંજન કરતા જણાતા."

આવું અવલોકન કરી એમણે 'સસ્તું સાહિત્ય' સ્થાપ્યું હતું. પોતાને પોતાના જીવન વિષે કશા વિચારો કે મનોરથનો જાગ્યાં નહોતાં એમ પણ નથી. સંન્યાસ લીધે થોડાં વર્ષો જ હજી થયાં હતાં. હિમાલયની ગોદ બહુ પ્રિય થઈ પડી હતી. કુદરતના સંયોગમાં મન મસ્ત રહેતું હતું. તેઓ લખે છે: "એ સાત્ત્વિક ભૂમિના શુભ સંયોગથી જે આંતરિક લાભ થયો હતો અને જન્મપ્રાપ્ત મેદપ્રધાન શરીરના હકમાં તથા વિસ્મૃતિ વગેરે મગજ સંબંધી વ્યાધિની બાબતમાં એ તરફના શુદ્ધ જળવાયુએ જે ઉપકાર કર્યો હતો, તેને લઈને બને તેટલો કાળ તે તરફ જ ગાળવાનો નિર્ણય સેવકે કર્યો હતો." આ નિર્ણય સહજ રીતે તો તેઓ કેમ ફેરવે ? શરીર પ્રથમથી જ શિથિલ હતું. જીવનના અંતકાળે જે વિસ્મૃતિએ ભયંકર રૂપ ધારણ કર્યું તેનું બીજ સંસારી જીવનમાં પણ હતું, અને તેઓએ સંન્યાસ તો લીધો હતો આત્માની ઓળખ કરી પરમાત્માની પ્રાપ્તિ અર્થે. આમ શરીર, મન અને આત્મા ત્રણેના વિકાસ માટે અનુકૂળ વાતાવરણ હિમાલયમાં હતું. ભગવદ્ભક્તિમાં એમનું ચિત્ત પ્રસન્ન રહેતું. સાધુસંતોનો સહવાસ એમને પ્રેરણા અને સાત્ત્વિક આનંદ આપતો હતો. આ બધું છોડવું સહજ ન હોય, પરંતુ તેમણે માત્ર અંગ ઉપર ભગવાં નહોતાં પહેર્યાં, હૃદયને પણ અબિરંગે રંગી દીધું હતું; એટલે એમને પોતાના સંન્યાસની સાચી સફળતા જ્યાં દેખાઈ

ત્યાં તેઓ જડાઈ ગયા. મનોમંથનો તો જીવનની છેલ્લી ક્ષણ સુધી એમણે ભોગવ્યાં છે, પરંતુ જે સંસ્થાનો. એમણે પાયો નાખ્યો, તે સંસ્થાને કોઈ દિવસ ડગવા દીધી નથી.

એમણે સંન્યાસનો સાચો અર્થ જીવનમાં ઉતાર્યો હતો. સ્વર્ગસ્થ મહાદેવભાઈએ એમના મૃત્યુસમયે 'હરિજનબંધુ'માં જે નોંધ લખી હતી, તે એમના સંન્યાસને સાચી રીતે સમજાવી જાય છે. આ નોંધનુ મહત્ત્વ એટલા માટે છે, કે ગુજરાતના એક ઉચ્ચ સેવકે એ લખી છે. એ સેવકે બહુ નિકટથી સ્વામીજીને અને એમની સંસ્થાને જોઈ છે, પ્રસંગ આવે પ્રમાણિક ટીકા કરતાં પણ એ અચકાયા નથી. મહાદેવભાઈએ લખ્યું હતું:

"જીવને જે પૂજા પૂરી ન થાયે,
જાણું, હું જાણું, તે યે વ્યર્થ ન જાયે.
જે કળી ખીલ્યા વિણ, અરે અવનિ પરે,
જે નદી મરુપથે ખોવાઈ જાયે;
જાણું, હું જાણું તે યે વ્યર્થ ન જાયે.
જીવનમાં પથિકો જે રહી ગયા પીછે;
જાણું હું યાત્રા તેની જમા થવાની છે.
મારા જે અણમાંગ્યા,
મારા જે અણછેડ્યા
તારા વીણા તારે સૂરો છેડાયે
જાણું, હું જાણું, તે યે વ્યર્થ ન જાયે."

કવિવર ટાગોરના આ ગીત પ્રમાણે 'અધૂરું રહી ગયેલું' જીવન શિક્ષણ અખંડાનંદજીનું ન હતું. એમણે એમના જીવનકાર્યની મર્યાદા ૩૦–૩૨ વર્ષ પહેલાં બાંધી દીધી હતી, અને અવિશ્રાંત પરિશ્રમથી એ મૂગે મોઢે કાર્ય કર્યે ગયા. એમણે જોયું કે ગુજરાતમાં જે સાહિત્ય ઉત્પન્ન થાય છે, તે લોકભોગ્ય નથી, અને તેથી જ લોકહિતકારી પણ નથી. ૩૦ વર્ષ ઉપર એ જોઈ ગયા, કે લોકોમાં જીવન

આણુવું હોય, જાગૃતિ આણવી હોય, તો તેમને રચે એવું, એમનાથી પચાવી શકાય એવું, તેઓ સહેજે કોઈની પણ મદદ વિના સમજે તેવું સાહિત્ય તેમને માટે તૈયાર કરવું જોઈએ. આને માટે તે સ્થળેસ્થળે ભટક્યા, અનેક જુવાનોને ખોળી કાઢી તેમની પાસે કામ લેવા લાગ્યા. અનેક ભાષાઓમાં લોકભોગ્ય થયેલા ગ્રંથોની શોધ કરી અને તેને ગુજરાતીમાં ઉતરાવવા લાગ્યા અને પરિણામે ગુજરાતનાં હજારો સામાન્ય જનોને તેમણે વાંચતા કરી મૂક્યા. ભિક્ષુ અખંડાનંદજી હતા તો સંન્યાસી, પણ એમણે નિષ્કામ કર્મનો સંન્યાસ કદી કર્યો નહોતો. સકામ કર્મનો સંન્યાસ સંપૂર્ણ રીતે કર્યો હતો. એમના પરિશ્રમે, 'સસ્તું સાહિત્ય' એ ગુજરાતના ઘેરઘેરમાં પરિચિત શબ્દ થઈ પડ્યો છે. ઘણું ખરું અભણ મનાતા અને મજૂરી કરી પોતાનું ગુજરાન ચલાવતા એવા ઘણા જણોના ઘરમાં એમના પ્રસિદ્ધ કરેલા સ્વામી રામતીર્થના અને સ્વામી વિવેકાનંદના ગ્રંથો, તુકારામની વાણી, રામાયણ, ભાગવત આદિ ગ્રંથો મળી આવે છે; અને સૌ એને રસપૂર્વક વાંચે છે.

એમણે કર્મ અને અકર્મનો ભેદ પારખી લીધો હતો. મનુષ્ય કર્તવ્યશીલ રહી શકે એમાં કાંઈ નવાઈ નથી, પરંતુ નવાઈ તો છે એ કર્તવ્યોને નિષ્કામભાવે કરવામાં. હજારો-લાખોમાથી કોઈ વિરલ વ્યક્તિ જ એ કરી શકે છે. જેઓ અનાસક્તિયોગનો માર્ગ લે છે, તેઓ મોટે ભાગે નિવૃત્તિપરાયણ જીવન ગાળે છે. જાણેઅજાણે એમનો બોજો સમાજ ઉપર પડે છે અને કોઈ પણ શુભ પ્રવૃત્તિમાં પડતાં રખે લપટાઈ પડશું, એવો ભય તેઓ સેવે છે. બીજી બાજુ, જેઓ કર્મને વરે છે, તેઓ તેના ફળ વિષે અનાસક્ત રહી શકતા નથી. કર્મ-ક્રિયાનું મૂળ સ્વાર્થમાંથી જ પ્રગટે છે. આ વસ્તુ જો સમજી શકાય તો, ૩૫ વર્ષ સુધી એકધારી પ્રવૃત્તિ કરનાર બાવો તે બાવો જ રહે, લાખોનો વહીવટ કરે, હજારો રૂપિયાને આમતેમ ઉછાળે, અનેક માણસોને પગારદાર રાખે. માલ ખરીદે અને માલ વેચે; છતાં લાંબા પાંત્રીશ વર્ષમાં એક ક્ષણ પણ એ મિલકત પ્રત્યે

મમતા ન સેવે, એના મોહમાં જકડાય નહિ, એના નાશની કલ્પનાથી ગભરાય નહિ, એ વસ્તુ સામાન્ય નથી. ભિક્ષુએ ધાર્યું હોત, તો નિવૃત્તિપરાયણ જીવન ગાળી, શરીર અને મનનું આરોગ્ય ભોગવી તેઓ આનંદ માણી શકયા હોત. એમણે ધાર્યું હોત, તો કર્મપરાયણ રહી સત્તાની મોજ પણ ભોગવી શકયા હોત, પરંતુ એમણે તો આ બંને માર્ગો વર્જ્ય ગણ્યા અને સાચા સંન્યાસને શોભાવ્યો. ગીતાનો મંત્ર "कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन" તેઓ ચરિતાર્થ કરી ગયા.

આવા સંન્યાસીએ આવી નિષ્કામ અને લોકહિતકારી ભાવના સાથે 'સસ્તું સાહિત્ય'ની જ્યારે સ્થાપના કરી, ત્યારે એમણે જે વ્યવહારુ માર્ગો લીધા, તે આપણે જોવા જોઈએ. આત્મા જ્યારે શરીરમાં વસે છે ત્યારે જેમ એનો પ્રકાશ ક્રિયાઓ દ્વારા જ વ્યક્ત થાય છે, તેમ આ સંન્યાસીના સંન્યાસનું તેજ પણ એમના વ્યવહારમાં પ્રગટ થવા માંડે છે. એમનો મસ્ત સ્વભાવ, જે કાર્ય હાથમાં લીધું છે, તેને પાર ઉતારવાની ઝંખના અને સતત કર્મપરાયણતા ત્યાં નજરે પડે છે. સંસ્થાની સ્થાપના પાછળ એમની મનોદશા કયા પ્રકારની હતી તે જાણવું જ જરૂરી છે. સંસ્થાના એક મિત્ર ઉપરના એમના પત્રમાંથી નીચેની કંડિકાઓ વાંચવા મળે છે:

"બધા જ દેશોન્નતિના ઉપાયોમાં આ સસ્તું વાંચન ફેલાવવાની જરૂર સર્વ કરતાં વધુ લાગવાથી અને તે બાબત તરફ પ્રજાના સમૂહોનું ને અગ્રેસરોનું હજી સુધી ધ્યાન નહિ ખેંચાયેલું હોવાથી તેમનું ધ્યાન ખેંચાય અને સસ્તું વાચન થતાં થોડી કેટલી બધી ભારે સંખ્યામાં તેનો લાભ લેવા શક્તિવાન થાય છે, તથા ગરીબાઈને લીધે આ દેશવાસીઓથી ખરીદી ન શકાય તેટલી વેપારીઓ તરફથી રખાતી કિંમત દેશમાં વિવિધ જ્ઞાનનો ફેલાવો થવામાં કેટલી બધી અંતરાયરૂપ થઈ પડે છે, તે વાત સંગીન પ્રકારે બતાવી અપાય એ હેતુથી કેટલુંક કામકાજ કરી બતાવવા માટે જ આ સંસ્થા કામચલાઉ તરીકે સ્થપાયેલી છે, અને ગયા બે વર્ષમાં નમૂનો

દેખાડવા જોગું 'જે સહેજસાજ કામકાજ બજાવવામાં આવ્યું છે, તેટલાથી જ પૂર્ણાહુતિ કરવાની હતી; પરંતુ કેટલાક સંજોગોને લીધે આવતાં એકાદ બે વરસ સુધી વિચાર લંબાવી હજી કેટલુંક વધુ કામકાજે કરી બતાવવાનું ઠીક ધારવામાં આવ્યું છે. જો એટલા વખતમાં આત્મભોગના ધોરણ પ્રમાણે અલ્પ આજીવિકા વડે સંતોષ પામી હમેશ માટે તનમનથી આ સંસ્થામાં સામેલ થઈ વ્યવસ્થાનું કાર્ય ઉઠાવી લેનારા લાગણીવાળા થોડાઘણા સજ્જનો પણ નીકળી આવશે, તો આવા પ્રકારની એક ઘણા મોટા પાયા પરની યોજના અને તે માટે જોઈતી દ્રવ્ય ઇન્ની સગવડો સુલભતાથી સહજ પ્રકારે મળી આવવાના સંયોગો પણ વિચારી રાખવામાં આવ્યા છે. હાલ આ સંસ્થામાં જેઓ કામ કરે છે, તેમનાથી નિવેડી શકાય તે કરતાં પણ વધુ કામ તો હાલમાં ચાલુ છે, તેથી જો ઉપર કહેલા પ્રકારના માણસો નહિ મળી આવે અથવા તો પૂરતો પગાર આપી શકાય એવા પ્રત્યેની ઉદારતા દર્શાવી આપનારાઓ નહિ નીકળી આવે, તો આ કાર્યને આગળ વધારી શકાવાનો સંભવ નથી.''

આ સંસ્થા શરૂ થતાં એનો માર્ગ સાફ થઈ ગયો હતો, અથવા તો પ્રથમથી જ કશા યે અંતરાયો નહોતા, એમ કોઈએ માનવાનું નથી. પુસ્તકોનું ક્ષેત્ર તે પહેલાં આજના જેટલું ખેડાયેલું ન હતું. લોકકલ્યાણની વૃત્તિનો લગભગ અભાવ હતો. ધંધાદારી હિતો એમાં સંકળાયેલાં હતાં. પ્રાચીન ઋષિમુનિઓની વાણી ધનપ્રાપ્તિનું એક સાધન બની ગઈહતી. છૂટીછવાઈ જનસેવાની પ્રવૃત્તિ ચાલતી હતી, પરંતુ તેમાં ધ્યાન ખેંચે તેવું સામર્થ્ય નહોતું.

ભિક્ષુ અખંડાનંદ તો વિદ્યુતવેગી હતા. કામ હાથમાં લીધા પછી છોડે જ નહિ એવો એમનો સ્વભાવ. એમણે પ્રથમ પગલે જ પ્રહારો કરવા માંડ્યા. એમની વૃત્તિ પ્રહાર કરવાની નહોતી, તેઓ કોઈને કંઈ નુકસાન પહોંચાડવા ઇચ્છતા નહોતા; પરંતુ એ પ્રવૃત્તિ જ એવી હતી કે અન્યના સ્વાર્થ ઉપર ઘા પડે. થોડા સમયમાં જ એ

નાનકડા ક્ષેત્રમાં જાણે વાવંટોળ ઊઠ્યો અને વિરોધી પોકારો શરૂ થયા. સ્વામીજી લખે છે:

" ...વળી ગુજરાતી સાહિત્યના વિષયમાં બહુ જ પ્રતિષ્ઠિત એવા એક વિદ્વાનનો અભિપ્રાય તો એવી મતલબનો પણ જાહેર થઈ ચૂક્યો હતો, કે 'પુસ્તકો સસ્તાં કરવાથી તેમનો વિશેષ ઉપયોગ થનાર નથી.' પેલી ભભકાદાર નામવાળી 'સાક્ષરસહાયક પ્રજાપ્રબોધક મંડળી'ના આશા આપનારા હેતુ, લલચાવનારા લેખો, બડીબડી બાતો અને બડેશાહી બંધારણ નીચે ગુજરાતના અનેક બાહોશ બડા સાહેબોને તથા સાક્ષર સજ્જનોને મોટા ભા બનાવી તેમની પાસેથી સાહિત્યના નામ પર મેળવેલી નાનીમોટી રકમો વડે જે હજારોની થાપણ ઊભી કરવામાં આવી હતી, અને પછી સમ ખાવા જેગું એકાદ પુસ્તક કઢાડીને છેવટે સર્વ રકમો સહિત તે સંસ્થાને આ અશાશ્વત જગતમાંથી ઉપાડી ઠેઠ સ્વર્ગધામમાં પહોંચાડી દેવામાં જે કુશળતા (!) દર્શાવવામાં આવી હતી, તેને લીધે પણ સાહિત્ય વિષયક નવીન સાર્વજનિક માર્ગોમાં ઠીક કાંટા પથરાઈ ચૂક્યા હતા. આવા સંજોગોમાં સેવક જેવા એકમાર્ગી મનુષ્યથી આ દિશામાં કાંઈ પણ ઉપયોગી થઈ શકાય અને બીજાઓને વહેલેમોડે તે તરફ વાળી શકાય, તે માટે એ જ માર્ગ ખુલ્લો હતો, કે ઉપર જણાવેલી ઉછીદાખલની જૂજ આર્થિક સગવડ વડે પ્રાપ્ત તનમનરૂપ સંપત્તિનો બનતો ઉપયોગ કરવો. આથી છેવટે આ કાર્યમાં બેત્રણ વર્ષ લાગુ જોડાઈ રહેવાનો નિર્ણય થયો."

આ ઉપરાંત વ્યાપારી દ્વેષ પણ આગળ ધસી આવ્યો. અનેક પ્રકારે સ્વામીજી અને તેમની પ્રવૃત્તિ સામે પ્રચાર શરુ થયો. આ બધું મૂગે મોઢે સાખી લેવાની શક્તિ તો સ્વામીજીમાં હતી, પરંતુ તેવો એમનો સ્વભાવ નહોતો. વધુમાં તેઓએ જોઈ લીધું હતું, કે જો માથું નીચું જ રાખવામાં આવશે, તો તેના ઉપર ઘા થયા કરશે અને આ લોકહિતકારી સંસ્થા ઉગ્યા પહેલાં જ કરમાઈને નાશ પામશે. એમણે એક પત્રિકા દ્વારા, પોતે શા માટે સસ્તું સાહિત્ય સ્થાપે

છે અને તે બીજાને નુકસાન કરે તો તેમાં કોનો દોષ છે, એ વિષે વિસ્તૃત ખુલાસો પ્રસિદ્ધ કર્યો. આ ખુલાસો એમની સાચી મનોભાવનાને પ્રગટ કરનારો છે, એટલે તેમાંની થોડી કંડિકાઓ અહીં ઉતારી છે:

"આ પ્રમાણે સસ્તાં પુસ્તકો થવાથી પુસ્તકોના વેપારીઓને નુકસાન થશે, એવી વાત પણ કેટલાકોને કરતા સાભળ્યા છે, પરંતુ ઉદ્યોગની વૃદ્ધિને અંગે વિવિધ ધંધાઓનું બહોળું ક્ષેત્ર ખીલતું અને ખૂલતું ચાલે, તેવા સમયમાં નાનાં બચ્ચાંના જેવી જ આ વાત છે. છાપખાનાંઓ નીકળવાથી લહિયાઓ ભૂખે મૂઆ છે? સંસ્કૃત પુસ્તકોનાં ભાષાંતરો થવાથી કથા કરી અર્થ સમજાવનાર વિદ્વાનો રખડી પડ્યા છે? નહિ જ! છતાં એવાં કામોની શરૂઆત વખતે પણ આવા વાંધા બતાવનાર મળ્યા તો હશે જ. ધારો કે તેમનો વાંધો સ્વીકારી જગતમાં કોઈએ છાપખાનું જ ન કાઢ્યું હોત, તો આજે મનુષ્ય વર્ગ શી દશામાં હોત? અથવા ધારો કે એવા કારણથી આપણી પરોપકારી વેદધર્મસભાના માનવંત સ્થાપકોએ પહેલ કરીને ગુજરાતી ભાષામાં ધર્મગ્રંથોનાં ભાષાંતરો કરાવી બહાર પાડવાનું બંધ રાખ્યું હોત–અને તે પછીથી બીજા સાહસિકોએ વેદધર્મસભાના પુસ્તકોનું કામ ઘટી જવાનો સંભવ વિચારીને તે પુસ્તકોને હાલના જેટલી ઓછી કિંમત પર લાવી ન મૂકયાં હોત, તો આજે શક્તિવાન અને મધ્યમ વર્ગ તેનો જે અનેક હજારની સંખ્યામાં લાભ લેતો થયો છે તેમ થયું હોત?

"છતાં તકરાર ખાતર માની લઈએ, કે આવી યોજનાથી કાંઈ નુકસાન પણ થાય છે: તોપણ તેથી કરીને શું હજારો અને લાખો મનુષ્યોના હિતની આ યોજનાની અગત્ય ઘટી જાય છે?

"વિદેશી વસ્તુના વેપારીનું વેચાણ ઘટી જવાનો વાંધો દર્શાવીને દેશના દારિદ્રને દૂર કરનાર પરમ ઉપકારક સ્વદેશી હિલચાલ માંડી વાળવાનું કોઈ કહે, અથવા તો થોડાક દાણાવાળા કે કાપડિયાનો વકરો ઘટી જવાનો વાંધો દેખાડી પરોપકારી લોકોને કોઈ કહેવા

નીકળે કે દુકાળમાં વગર નફે ખોટ ખાઈને અથવા તો મફત અન્ન અને વસ્ત્ર વહેંચી લોકોના જીવ બચાવવાનું માંડી વાળો ! તો શું તેનો સ્વીકાર થઈ શકશે ? જો આ વાતો સ્વીકારવી યોગ્ય હોય, તો જ આ યોજના પ્રત્યેના તેવા કોઈ કોઈ મૂર્ખતા કે સ્વાર્થપરાયણતાજન્ય વાંધા સ્વીકારવા યોગ્ય ગણાય તેમ છે.

"દેશમાં દ્રવ્યનો અને અન્નનો દુકાળ છે, તે કરતાં શરીરબળ, મનોબળ, તેમ જ સર્વ પ્રકારનાં બળોની મહાખાણરૂપ અધ્યાત્મબળનો દુકાળ શું હજારો અને લાખોગણો ફેલાયેલો નથી? અને ક્ષુધાની પીડાથી રિબાઈને થોડા દિવસમાં શરીર છૂટી જાય તે કરતાં ઉપર જણાવેલા મહાદુકાળોથી મનુષ્યો–તેઓની વંશપરંપરા સુદ્ધાંત અને તે પણ અમુક સમય માટે જ નહિ, પણ હંમેશ માટે અને જન્મોજન્મ માટે–ઉપલાં બળોના અભાવે રિબાતાં રહે એ વાત શું અનેકગણાં દુઃખોની નથી?

"છતાં જેમ સર્વ જગત માટે હિતકારક છતાં સૂર્યનો ઉદય ઘૂવડો અને ચોર લોકોને ગમતો નથી અને એક માત્ર પોતાની અનુકૂળતાને ખાતર જ તેઓ આખા જગતને અંધકારમાં ડુબાડનારી રાત્રિને જ ઇચ્છે છે, તેમ જનસમૂહના કલ્યાણની ગમે તેવી રૂડી યોજનાને પણ ના પસંદ કરનારા તો જગતમાંથી નીકળતા આવેલા છે ને નીકળવાના જ.

"કોઈ કોઈ પુસ્તકના વેપારી તરફનો આવો મૂર્ખતાભર્યો અને સ્વાર્થપરાયણતાજન્ય વિરોધ આ યોજના પ્રત્યે પણ હવે પ્રતીત થવા લાગ્યો છે. પ્રજામાં સદ્‌ગૃહસ્થ, આગેવાન કે ધર્માત્મામાં પોતાને ખપાવનારા આવા કોઈ કોઈ મનુષ્યો પ્રજાધિક્કારના ભયને લઈ આવી યોજનાઓ પ્રત્યે સીધી રીતે તો વિરોધ દર્શાવી શકવા અસમર્થ જ હોય છે, પરંતુ આવી યોજના પાર પડશે, તો પોતાનાં પુસ્તકોના વેપારને ગોદો લાગશે, ઇત્યાદિ વિચારોમાં તણાઈ તેઓ તરફથી આ યોજનાની બાબતમાં, પુસ્તકોની રજા મેળવવાના કાર્યમાં, તેમ જ

છપાવવાના કાર્યમાં આડાઅવળા અંતરાયો નાખવાનો મહાનીચ યત્ન પણ થતો જણાય છે.

"આ યોજના કોઈ પણ વ્યક્તિના હિત–અહિતના વિચારથી નહિ જ, પરંતુ લાખો અને કરોડો દેશબાંધવોના સામાન્ય હિતના આશયથી જ સૂચવાતી હોવાથી, તથા તે બાબત કોઈ પણ રીતે અને કોઈ પણ હાથે પાર પડો, વા ન પડો, એ વાત સમષ્ટિના પ્રારબ્ધ ઉપર અવલંબી રહેલી સમજીને તે વિષે આ મંડળને ખાસ આગ્રહ જેવું નહિ હોવાથી; અને તેથી આવા સ્વાર્થીઓને ખુલ્લા પાડવાની અથવા તો તેમના કોઈ પણ પ્રયત્નનો ઉત્તર વાળવાની આ મંડળને ઝાઝી દરકાર જેવું પણ નહિ હોવાથી, આ યોજના અથવા તેના ચાલકોની વિરુદ્ધનો કોઈ પણ સીધો-કે આડકતરો યત્ન કે ચર્ચાને પ્રસંગે તેના મૂળમાં રહેલી મૂર્ખતા અને સ્વાર્થાંધતા પ્રજાજનો પારખી શકે, તે સારુ જ આટલો ખુલાસો આ સ્થળે આપવાની અગત્ય વિચારવામાં આવી છે."

આ રીતે 'સસ્તું સાહિત્ય'નું બીજ રોપાયું અને સ્વામીજીના પરિશ્રમના સિંચન વડે, ભાવિમાં અમૃતફળો આપનાર વૃક્ષનો ઉદ્‌ભવ થયો.

## [૪]

### સ્થાપના પછી

૧૯૬૪ના વૈશાખ સુદ ત્રીજ એટલે અક્ષયતૃતીયાના પવિત્ર દિવસે જે સંસ્થાની સ્થાપના થઈ, તે સંસ્થા સાચેસાચ અક્ષય જ નીવડી. એના પાયામાં સ્વામીજીનું તપ પડેલું હતું. કશા યે સ્વાર્થ વિના માત્ર લોકકલ્યાણની પુનિત ભાવનાથી જ આ સંસ્થાની સ્થાપના થઈ હતી. સ્વામીજી પૂર્વજીવનમાં વેપારી હતા, એટલે વ્યવહારમાં સમજતા હતા. સંસ્થાની સ્થાપના કરતાં જ એમના દિલમાં માલિકી અંગેનું મનોમંથન શરૂ થયું. તેઓ તો સંન્યાસી હતા એટલે અંગત માલિકીનો તો કોઈ સવાલ જ નહોતો, પરંતુ સંસ્થાનું બંધારણ નક્કી ન થાય અને માલિકી કોની એ વસ્તુ સ્પષ્ટ કરવામાં ન આવે, તો ભવિષ્યમાં અનેક ઝગડાઓ ઊભા થયા વિના રહે નહિ. સંસ્થાને નામ આપવામાં આવ્યું હતું: 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.' સ્વામીજીને થયું કે આ કાર્યાલય ઉપર સ્વામીત્વ કોનું? એમની પોતાની માન્યતા તો એવી હતી, કે "ભૂતમાત્ર ઉપર ખરેખર અને સદાનું સ્વામીત્વ ચરાચરપતિ મોટા બાવાજીનું જ હોય," છતાં વહેવારદૃષ્ટિએ અને કાયદેસર રીતે કાર્યાલય અને જે નાનકડી રકમ એમના હાથમાં આવી હતી, તેના વિશે જો કોઈ વ્યવસ્થા ઊભી કરવામાં ન આવે, તો તે ઉપરનું સ્વામીત્વ ભિક્ષુ અખંડાનંદનું જ સિદ્ધ થાય. સ્વામીજીના શબ્દોમાં કહીએ, તો "આ સાડાત્રણ

હાથના બાવાજીનું જ સ્વામીત્વ ગણાય તેમ હતું અને તેમ થાય એ ભિક્ષુની અંતરરુચિ તેમ જ બાહ્ય ધર્મથી વિરુદ્ધ હતું. સાધુ સંન્યાસી માટે તો મોટા બાવાજી તરફનો સદાકાળ માટેનો વારસો 'તીન લોક જાગીરમેં' એ જ હોઈ શકે. એ મહાન વારસો દૂર સુકાઈ જઈને પાછું આવું અશાશ્વત સ્વામીત્વ ધારણ કરવાની અગત્ય ન હતી. ઉદ્દેશ પણ અમુક સમય સુધી દિશાસૂચક કાર્ય કરવા પૂરતો જ હતો, છતાં કદાચ સમગ્ર આયુષ્ય તેમાં જ જવાનું હોય, તોપણ તે સ્વામીત્વના સંબંધ કરતાં દાસત્વના સંબંધથી થાય, એ જ વિશેષ ઉત્તમ લાગતું હતું. વળી સેવકનો કાર્ય સાથેનો સંબંધ છૂટતાં કાર્ય ઠીક રીતે ચાલુ રાખવામાં આવે અથવા તો આટોપી લેવામાં આવે, તેને ખાતર પણ કંઈક પ્રબંધની જરૂર હતી.

વ્યાવહારિક દૃષ્ટિએ જોતાં 'વીલ' કરી રાખવાનો પ્રકાર સીધો અને સ્વાભાવિક હતો, પરંતુ સ્વામીત્વ એમાં હયાતી પર્યંત પૂરેપૂરું રહેતું હોવાથી 'પંચ' યાને 'ટ્રસ્ટ'ની ગોઠવણ ઠીક લાગી."

આવી વિચારણા પછી સ્વામીજીએ ૧૯૦૮ની ૧૮મી જુલાઈએ એટલે કે સંસ્થા સ્થપાયા પછી તરત જ 'સસ્તું સાહિત્ય વર્ધક મિત્ર મંડળ'ની સ્થાપના કરી અને તેના નામ નીચે જ પ્રકાશનપ્રવૃત્તિનો આરંભ કર્યો. એના ઉદ્દેશરૂપે જે લખાણ કરવામાં આવ્યું, તેમાં એવી કાળજી રાખવામાં આવી, કે ભવિષ્યમાં આ સંસ્થાનો ઉપયોગ કોઈ પણ વ્યક્તિ પોતાના લાભમાં કરી શકે નહિ. એ લખાણમાં નીચેના શબ્દો અત્યંત મહત્ત્વના છે.

"સેવક પાસેનું છસોનું ફંડ તથા સંસ્થાની માલિકી 'સસ્તું સાહિત્ય વર્ધક મિત્ર મંડળ' ની ગણાય. સેવકથી બને ત્યાં સુધી અને તેને પસંદ ન પડે એવી કોઈની પણ મરજીને તાબે નહિ થવું પડતાં પૂર્ણ સ્વતંત્રતાથી કાર્ય થઈ શકે તેમ હોય, ત્યાં સુધી મંત્રી તરીકેનું કાર્ય પોતાને અનુકૂળ પડતાં સ્થળોએ રહીને બજાવશે, મંત્રીને કે કોઈ સભાસદને દૂર કરવાની, આ જગ્યા પૂરવાની, સભાસદો વધારવાની, કેટલાક નિયમોમાં તેમ જ મંત્રીની સત્તામાં ફેરફાર

કરવાની અને હિસાબ રીપોર્ટ મંજૂર કરવાની બાબતોમાં મંડળની સત્તા સર્વોપરી રહેશે, બહાર પાડવાનાં પુસ્તકો વગેરે સેવકની સંમતિનાં હોવાં જોઈએ અને સંસ્થાનું કામ આટોપી લેવું ઠરે, ત્યારે છેવટે જે કાંઈ રહે, તે કોઈ સારી પરોપકારી સંસ્થામાં કે કોઈ શુભ કાર્યમાં ખરચી દેવું જોઈએ."

સ્વામીજીએ માલિકી છોડી છતાં એવી સ્થિતિ રાખી, કે પોતાની ભાવના અનુસાર આ પરમાર્થનું કામ તેઓ કરી શકે અને તેમાં કોઈ બહારની વ્યક્તિ કે મંડળ ડખલ ઉપજાવી શકે નહિ. મિત્રમંડળમાં મુખ્ય વ્યક્તિ તરીકે શ્રીઅમૃતલાલ સુંદરજી પઢિયાર હતા. તેઓ સ્વામીજીના પરમ મિત્ર હતા. સસ્તું સાહિત્યની સ્થાપનામાં એમનો પણ થોડો હિસ્સો હતો, એમણે એ પ્રવૃત્તિમાં પ્રથમથી જ ઊંડો રસ લીધો હતો અને સંસ્થાને દરેક પ્રસંગે સહાયરૂપ થવાની વૃત્તિ બતાવી હતી.

સ્વામીજીએ આટલી બધી સાવચેતી રાખી હતી, છતાં કેટલાક તેજોદ્વેષીઓ તરફથી એવો પ્રચાર ચાલતો હતો, કે આ બધું તો દેખાવનું તૂત છે અને સાચી માલિકી ભિક્ષુ અખંડાનંદની પોતાની છે. ઇરાદાપૂર્વક આવી ગેરસમજ ફેલાવનારાઓને એક બહાનું મળી ગયું હતું. શરૂઆતમાં પ્રકાશક તરીકે 'મિત્રમંડળ'નું જ નામ આવતું હતું, પરંતુ જેમજેમ સંસ્થા વિકાસ પામતી ગઈ અને કેટલાક સરકારી નિયમોને આધીન રહેવાની સ્થિતિ આવી, ત્યારે પ્રકાશક તરીકે એક વ્યક્તિનું જ નામ મૂકવું પડ્યું. કાયદાની જાળમાં અન્ય કોઈ સભ્યને ફસાઈ જવું ન પડે તે માટે પ્રકાશક તરીકે સ્વામીજીએ પોતાનું નામ મૂકવા માંડ્યું હતું. એ દિવસોમાં સાધુસંન્યાસીઓ તરફ સરકારની નજર રહ્યા કરતી, કારણ કે બંગાળાના કેટલાક ક્રાંતિવીરો ભગવાં પહેરીને દેશમાં ઘૂમતા હતા. સ્વામીજીને પોતાને પણ આનો અનુભવ થયો હતો. તેઓ એકવાર મુંબઈથી અમદાવાદ આવતા હતા, ત્યારે એમની પાછળ પોલિસનું ભૂત પડ્યું હતું. આવા પ્રસંગો અવારનવાર બનતા હતા અને

કામમાં અનેક મુશ્કેલીઓ ઊભી થતી હતી, એટલે એમણે એક વાર તો અમદાવાદના પોલિસ અધિકારીઓને જાણ કરી હતી અને સંસ્થા શું કામ કરે છે અને પોતે શું કરે છે, તેનો પરિચય પણ આપ્યો હતો.

જેમનાં સ્વાર્થ અને અભિમાન ઉપર ફટકા પડતા હતા, તે એપાંચ માણસો બાદ કરતાં જનસમૂહ ઉપર તો આ સંસ્થાએ પોતાની સ્થાપના સાથે જ મોટું આકર્ષણ જમાવ્યું હતું. સ્વામીજીના અદ્ભુત જીવનની વાતો પણ વહેતી થઈ હતી. એમનાં ત્યાગ અને કર્તવ્યપરાયણતાની અસર પણ ફેલાતી જતી હતી. સ્વામીજી પોતાના કાર્યમાં એટલા મસ્ત હતા, કે એમની નજીકમાં આવનાર ઉન્નત ભાવનાની અસરમાંથી મુક્ત રહી શકે એમ નહોતું. સંસ્થા ગરીબો માટે હતી, એની સ્થાપના ગરીબોના એક બંદાએ જ કરી હતી. ખર્ચ કરવાની તો વાત જ નહોતી. તન ઘસીને અને મન મારીને કામ કરવાનું હતું. જે મેડા ઉપર સંસ્થાનો આરંભ થયો, તેનું વર્ણન સ્વામીજીના પોતાના જ શબ્દોમાં આપવું યોગ્ય થશેઃ

"ઉપલી ગોઠવણને અનુસરી એકાદશની બીજી આવૃત્તિ સંવત ૧૯૬૪માં તૈયાર થતાં પુસ્તક મળવાના ઠેકાણા તરીકે તેમાં પઢિયારનું નામ છપાવવામાં આવ્યું, પરંતુ એ વખાર ચારપાંચ માળવાળા મકાનને ભીંતતળિયે છેક પાછલી બાજુએ મોટીમોટી ઇમારતોની વચમાં અને ત્રણ તરફ ગટરો તથા ચોથી બાજુ જાજરૂઓના ઘેરા વચ્ચે આવેલી હોવાથી અંધકાર અને દુર્ગંધને લીધે ત્યાં વધુ સમય નિભાવ થઈ શકયો નહિ. પુસ્તકો ખરીદવા આવનારાઓનો તો ઘડીઘડી વાર અનુભવ લઈને ત્યાંથી છૂટકો થઈ જતો, પરંતુ પત્રવ્યવહારાદિ માટે સેવકને એ સ્થળમાં વખત ગાળવાનું જરા ભારે થઈ પડતુ. હિમાલયની હવા ખાધેલું બાવાજીનું મગજ અહીં માત્ર એકાદ કલાકમાં જ તરબતર બની જઈને પૂરેપૂરું રિસાઈ બેસતું! થોડા દિવસ આમ ચાલ્યા પછી મકાનના ઓટલા ઉપર જઈને લખવાનું રાખ્યું. સેંકડો માણસોની વસતી અને અવર-

જંવરવાળા આ મકાનમાં 'नाऽन्यः पंथा विद्यतेऽयनाय' એ વાક્યનો સાક્ષાત્કાર કરાવતો સર્વને જવાઆવવાનો જે એક અદ્વિતીય માર્ગ હતો, તે એ બેસવાની જગ્યાને અડીને જ એક બાજુથી નીકળતો હતો, ત્યારે બીજી બાજુએ જાણે હિમાલયના એકાંત પ્રદેશની શાંતિના છેક સામા છેડાનો અનુભવ કરાવવાની ગોઠવણ કોઈએ કરી રાખી હોય, તેની પેઠે અડગ ફૂટસ્થ ભાવે એરણબાઈ ગોઠવાઈ બેઠેલાં હતાં. અને તેની ઉપર પડતા સોની ભાઈના હથોડાના મગજવેધી ધડાકાઓ બાદશાહી તોપોની પેઠે લોકસેવાની સલામી આપતા કોઈક જ દિવસ અટકતા હતા. સાંજના બેએક કલાક આવા સંયોગો વચ્ચે જેમતેમ પતાવી લઈને સેવક તો *મહાલક્ષ્મી કે વાલકેશ્વર જઈને રાત્રી ગાળે, પરંતુ વ્યવસ્થાપક* ચેણીશંકરને તો આખા દિવસ ઉપરાંત રાત્રે પણ બીજી સગવડને અભાવે એ મહાસ્થાનમાં જ સૂવું પડતું, જેથી બેચાર અઠવાડિયામાં તેના બાદલા શરીર પર ફિકાશની ધ્વજા ફરકતી જણાઈ. કાર્યની ત્વરા અને રોકાણને ખાતર સેવક માટે પણ સવારમાં જ ઉપલાં દૂરનાં સ્થળોમાં જવાઆવવાનું અગવડભર્યું બનવાથી પછી ભારતજીવન છાપખાનાની સાંકડી ઑફિસનો ઉપયોગ રાત્રિવાસ માટે થવા માંડ્યો. અહીં માંકડોથી સજીવન રહેતા ટૂંકા બાંકડા પર દૃષ્ટિ વાળીને સાથરા પ્રમાણે શયન કરવાનું તો બની શકતું, પરંતુ આ બાંકડા-ગ્રામનો અનાદિકાળથી ઉપયોગ કરી રહેલા બાંકા સ્વભાવના માંકડ મહારાજો બસ માથાના એવા કરેલા, કે પોતાના આ સ્વતંત્ર સ્વદેશને-પોતાની આ 'સ્વર્ગાદપિ ગરીયસી' એવી 'જનની જન્મભૂમિને' આમ બીજાના પ્રભુત્વમાં ગયેલી જોઈ તેને પાછી સ્વતંત્ર બનાવવા સારુ સ્વલ્પ સમયમાં જ સત્તાવનના બળવાની પેઠે સામટો હલ્લો લઈ આવતા. છેવટે તેમનાથી થાકી હારીને તેમના એ બાંકા દુર્ગનો કબજો છોડી દેવો પડતો, અને તેની તળેટીમાં આવેલી મિયાં પગરખાંની ચાર પ્રહરી છાવણીવાળી જે જગ્યા રાતમાં ખાલી પડી રહેતી, તે સાફ કરી સમીપના મેજથી

નીચે પગ લંબાવી સૂવાની સગવડ કરવી પડતી. કેટલાક માસ આવી રીતે ગયા પછી એકાદશની બીજી આવૃત્તિ છપાઈ રહેતાં આ છાપખાનાના સાથેનો સંબંધ પણ પૂર્ણ થવા આવ્યો; જેથી હવે સ્વતંત્ર સ્થળની આવશ્યકતા દરેક રીતે અનિવાર્ય જણાઈ. ખર્ચનું પ્રમાણુ કદાચ કોઈ અનિવાર્ય કારણસર ધાર્યા કરતાં વધુ આવી જાય, તો તેનો ખાડો પૂરવા માટે પેલા છસોના ફંડની હૂંફ તો હતી જ; એટલે પછી ઈશ્વરનું નામ લઈ ગીરગામ બેકરોડ પરના દુબાસ બિલ્ડિંગને મેડે એક ઓરડો માસિક સોળ રૂપિયાથી સંવત ૧૯૬૪ના વૈશાખ સુદ ત્રીજ (અક્ષયતૃતીયા)ના દિવસથી ભાડે રાખવામાં આવ્યો."

આમાં સ્વામીના અંતરની મસ્તીનો પૂરો પરિચય મળી રહે છે. થોડા સમય પછી સંસ્થા માટે એક મકાન જોવા ગયા, ત્યારે માલિકે બિચારાએ સાફ શબ્દોમાં કહ્યું, કે "આ મકાન વર્ષોથી ખાલી પડ્યું છે, ને રહેવા કોઈ આવતું નથી, કારણ સૌને ભૂતનો વહેમ છે." સ્વામીએ ખડખડાટ હસીને જવાબ આપ્યો. "આ શરીરમાં પાંચ ભૂત છે, એક નવું ભૂત ક્યાં સમાઈ જશે તેની કોઈને ખબર પણ નહિ પડે." મકાનમાલિક અચકાતો હતો, છતાં સ્વામીજીએ તો એની પાસે ભાડાચિઠ્ઠી કરાવી જ.

આ બધા બનાવો સ્વામીની મહત્તાને અને લોકપ્રિયતાને વધારતા હતા. એમની આસપાસ નિઃસ્વાર્થ ભાવે અથવા ઓછા સ્વાર્થે કામ કરનારાઓ પણ એકઠા થતા હતા. પુસ્તકો બહાર પડ્યે જતાં હતાં. લોકલાગણી વધતી જતી હતી, પરંતુ બે મુશ્કેલીઓ જે પરસ્પર સંબંધ ધરાવતી હતી, તે મોટા પહાડો બનીને એમનો માર્ગ રૂંધતી સામે ઊભી હતી. એક મુશ્કેલી પ્રેસની હતી. મુંબઈમાં બહુ મોઘું પડતું હતું, અને બહારગામની વ્યવસ્થા હજી બરાબર થઈ નહોતી.

સ્વામીજી ઘણી વાર અકળાઈ જતા હતા. સંસ્થાને પોતાનું સ્વતંત્ર પ્રેસ હોવું જોઈએ, એમ લાગ્યા કરતું હતું, તે માટે કશી

સગવડ નહોતી. બીજી મુશ્કેલી નાણાંની હતી. નવું ફંડ મળતું નહોતું. સંસ્થાના આરંભમાં સ્વામીજીની ગણતરી એવી હતી, કે ધનવાનો પૈસા રોકે, થોડોક ઘસારો સહન કરે, તો લોકોને સસ્તું સાહિત્ય બહોળા પ્રમાણમાં આપી શકાય, પરંતુ ધનવાનોને આવા કામ તરફ દૃષ્ટિ જ નહોતી. સ્વામીજી એમ માનતા હતા, એ માન્યતા સાવ ખોટી પણ નથી, કે ધનવાન પાસેથી પૈસા લેવામાં જે વ્યવહારુ કુશળતા હોવી જોઈએ, તે એમનામાં નહોતી. આ અંગે ઘણી જગ્યાએ એમણે પોતાના વિચારો નોંધ્યા છે અને અનુભવો પણ ટાંક્યા છે. પરિસ્થિતિનું સાચું તોલન એ ઉપરથી થઈ શકે છે:

"પુસ્તક છપાવવું, ખપાવવું, નાણાં રોકવાં ઇત્યાદિ સર્વ વ્યવસ્થા કોઈ સગવડવાળો ગૃહસ્થાશ્રમી જો ધારે તો પોતાના અન્ય વ્યવસાય ભેગી સરળતાથી કરી શકે એમ મનમાં ઘણું યે આવતું, પરંતુ કહેવું કોને? વધુ માણસો સાથે પરિચય નહિ અને હોય તોપણ 'મોટા ભા' કહીને વાત કર્યા વિના સાંભળે કોણ? વળી એવી મહેનત અને નાણાંની રોકાણ વેઠીને વગર નફે પુસ્તક છપાવવા તથા ખપાવવા જેટલી નિષ્કામ રુચિ પણ કોને હોય? માટે વિચાર મહારાજ! વળી પણ અર્પણ થાઓ તે સર્વ પ્રેરકના ચરણમાં! મહારાજ પધારી ગયા તો ખરા, પણ બીજે જ દિવસે પાછા કાર્યના અંકુરરૂપ થોડીક સ્મૃતિ અને કલ્પનાની જાળ લઈને પધાર્યા કે મુંબઈમાં તો આવ્યા જ છીએ, તો પછી આમ ને આમ બે મહિના વધુ રોકાઈને આટલું પુસ્તક છપાવી નખાય, તો કેટલા બધા લોકોને તેનો લાભ મળે?"

આ રીતે કામ તો આગળ ધપતું જ ગયું, કારણ કે પૈસા ન મળે તો પડ્યા રહેવું એવી એમની પ્રકૃતિ જ નહોતી. એકવાર એક ગૃહસ્થે સારી એવી રકમ આપવાનું વચન આપ્યું. બાવાજી ખુશખુશ થઈ ગયા અને શ્રી. પઢિયાર પાસે જઈ વધામણી આપી, કે હવે એકાદ બહુ મોટું પુસ્તક સસ્તામાં પ્રગટ કરી શકાશે અને હજારો ઘરોમાં શુભ સંસ્કાર પહોંચાડી શકાશે. સ્વામીએ બહુ

વિચારને અંતે ભાગવત પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો અને તેનું ભાષાંતર કરવાની રજા પણ મેળવી લીધી. પરંતુ જ્યારે એ નાણાં આપનાર શેઠ પાસે પૈસા લેવા ગયા, ત્યારે ત્યાં એક ભૂદેવ બેઠા હતા. તેઓ પોતાની કોઈ સંસ્થા માટે શેઠને મહાન ધર્માત્માનુ બિરુદ આપી રહ્યા હતા. સ્વામીની હાજરીથી તેઓ છંછેડાયા અને શેઠને સલાહ આપી "આ કરતાં બ્રાહ્મણોનાં બાળકોને વિદ્યાભ્યાસ કરવામાં મદદ કરો એ જ ઠીક ગણાય. બ્રાહ્મણો અજ્ઞાન અને નિરાધાર રહેશે તો બધું જ નકામું જશે." સ્વામીજી બોલી ઊઠ્યા, કે "અવદશા તો આ દેશમાં સર્વ વર્ણ અને આશ્રમની થઈ પડી છે, માટે તમામ વર્ણો અને આશ્રમોને સહાયપાત્ર ગણવા જોઈએ." બ્રાહ્મણને આ જ જોઈતું હતું, એ બોલ્યો. "જોયું, સંન્યાસી થઈને સનાતન ધર્મની વિરુદ્ધ બોલે છે. કોઈ આર્યસમાજી કે સુધારાવાળા જેવું લાગે છે. બ્રાહ્મણ તો સર્વનું મૂળ છે. મૂળને પાણી સિંચીએ એટલે તે અન્યવર્ણો રૂપી ડાળાંપાંદડાંને એની મેળે જ પહોંચે છે." સ્વામીજીએ કહ્યું: "બ્રાહ્મણ હવે સૌની સાથે અનાજ પકવતા થઈ જાય, તો અન્ન વધે અને સૌને પેટપૂર ખાવાનું મળે. આ ભીખના ધંધા બંધ થાય અને સૌ આબરૂભેર જીવી શકે." આ ચર્ચા પછી પૈસા મળવાનું શક્ય જ ન હતું. શેઠે મુખ ફેરવી લીધું. સ્વામીની કલ્પનાઓ મનમાં જ સમાઈ ગઈ.

આવા અનેક અનુભવો સ્વામીને થયા. કોઈ રૂવાબભેર કહેતું, કે "હું પૈસા મેળવી આપીશ, તમે મારી સાથે ચાલો." પણ નાલાયકમાં નાલાયક શેઠિયાને કર્ણદાનેશ્વરીનું પદ આપ્યા વિના પૈસા મળવાનું બનતું જ નહિ અને એવું પદ સ્વામી તો આપી શકે જ નહિ. ક્યાંક જૂના રૂઢિધર્મનો બાધ આવતો હતો, ક્યાંક બાવાઓ પર કોઈ ભરોસો મૂકતું નહોતું, ક્યાંક વિઘ્નસંતોષીઓ વચ્ચે આવતા હતા અને ક્યાંક એમની પોતાની વ્યવહારકુશળતાની ખામી પણ આગળ આવી જતી હતી. એમણે પોને તો સંસ્થાના આરંભે જ નીચેની જાહેરાત કરી હતી.

"અનાયાસે સંસ્થાને પ્રાપ્ત થયેલું કુંડ જો એ જ પ્રકારે એટલે કે પોતાની મરજીથી ભરનારાઓથી ભરાઈને વધશે, તો તેટલે દરજ્જે ઉપર જણાવ્યા પ્રમાણેનો સસ્તું વાંચન ફેલાવવાને લગતો પ્રયત્ન પણ વધવા જ પામશે."

આ પછી તેઓ પ્રયત્નોને અંતે અપરવા રહે એમાં નવાઈ શી? એમણે જગતને સુધારવાનો ઇજારો તો નહોતો લીધો. થાય તેટલું કરી છૂટવાની વૃત્તિ હતી.

"જુદાજુદા સમયના વેગો અને નવીનવી મળ્યા કરતી સૂચનાઓને અનુસરીને બીજે પણ પાંચદસ ઠેકાણે ઉછીની આર્થિક સગવડ માટે સીધાસાદા યત્નો કરી જોવાયા. એ સ્થળો માલદાર, ઉદાર તથા સાહિત્યના વિષયમાં ઉત્સાહી પણ હતાં; પરંતુ ખુશામત અને અતિશયોક્તિરૂપ ચાવીઓ કે જેના વિના એક અજાણ્યા માણસની વ્યવહારકુશળતાનું ઝૂમખું અધૂરું જ નીવડે છે; અને બીજી પણ કેટલીક વ્યાવહારિક ચાવીઓનો સેવક પાસે અભાવ હોવાથી (ચોખ્ખી ભાષામાં કહેતાં કંઈક બંદા ચક્રમ અને કાંઈક દુનિયા દીવાની હોવાથી) એમાંના એક પણ સ્થળનાં હૃદયપટ ઉછીદાખલની આર્થિક સગવડ ખાતર પણ ઊઘડી શક્યાં ન હતાં."
બીજી જગ્યાએ તેઓ કહે છેઃ—

"આ પ્રમાણે જ્યાં ઉછીનાં નાણાંના જ સાંસા હોય, ત્યાં પછી સ્થાયી સગવડ તો હોય જ ક્યાંથી, કે જેના વડે પસંદગીનાં બીજાં નાનાંમોટાં પુસ્તકો કાઢી શકાય? કહેવત છે, કે 'દુનિયા ઝૂકતી હૈ પણ ઝુકાનેવાલા ચાહિયે.' આગળ જણાવાઈ ચૂક્યું તેમ સેવકનું આ કાર્ય સાથેનું જોડાણ તેમની વ્યવહારકુશળતાને લીધે નહિ, પરંતુ લાગણીને લીધે જ હતું. તેમની પ્રકૃતિનો ખંધબેસતો અને રસપ્રદ વિષય વ્યાવહારિક પ્રસંગોથી બને તેટલું અલગ રહીને એકાંત અને અંતરાભ્યાસનું સેવન કરવાનો હતો. તેમ સ્વભાવ વ્યાવહારિક મીઠાશને બદલે તીખાશવાળો અને રોકડું પરખાવવાનો હતો. સ્મરણશક્તિ પણ એટલી બધી ખાદલી હતી, કે અગાઉ અનેકવાર લક્ષમાં આવી ચૂકેલા મુદ્દા જરૂરને વખતે યાદ આવવા મુશ્કેલ, અને

વાત કરતાંકરતાં વિસ્મૃતિની દીવાલ ખડી થઈ જઈ કેટલીક વેળા ઊલટુંજ પરિણામ આવી જાય !"

આમ છતાં તેઓ થાકતા નહોતા. ખૂબ મંથનને અંતે એમણે પોતાના મન સાથે નક્કી કર્યું: "વ્યવહારમાં આવી અયોગ્યતા હોય તેને હાથે થતા કાર્યમાં, ઓછપ રહેવા સાથે કાર્ય કરનારના પોતાના હકમાં પણ અનેક વ્યાવહારિક અગવડ, વિક્ષેપ, શ્રમ વગેરે ભોગવવાનું આવે એમાં નવાઈ નથી. આવા કોઈ કોઈ પ્રસંગે મનજીભાઈ કંટાળીને ચસ્કી જાય અને કાર્યને જેમનું તેમ મૂકી દઈ ચાલ્યા જવાના વિચારો પણ આવે. પરંતુ પાછળથી જરા ઠંડા પડતાં ભાન થાય, કે એમ કરવાથી જે અવ્યવસ્થા અને અપયશ ઉદ્ભવે, તે જનસમાજના હકમાં અને આગળ ઉપર આવાં કામો કરવા માગનારના હકમાં કેવાં ખરાબ નીવડે ! માટે કાર્યમાંથી મુક્ત થવાનો માર્ગ તેને અધરતાલ મૂકી દેવામાં નહિ, પરંતુ નવાં કાર્યો ઉમેરાવા નહિ દઈ જૂનાં કાર્યોને આટોપતા રહેવામાં જ છે." સ્વામીજીને આ વસ્તુની ભારે ચીવટ હતી. તેમને સતત લાગતું હતું, કે મારાથી એવું કાંઈ ન બની જાય કે જેને કારણે બીજા કોઈનો કલ્યાણમાર્ગ રૂંધાઈ જાય. આટલા ખાતર જ કામ છોડીને બેસી જવાનું તેઓ પસંદ કરતા નહોતા, પરંતુ માનસિક ગડમથલ માત્ર નાણાંની જ નહોતી, આત્માની ઝંખના તો એમને હિમાલય તરફ ખેંચી જતી હતી. કામ કરતાંકરતાં વચ્ચે છએક માસ તેઓ ઋષીકેશ ચાલ્યા પણ ગયા હતા.

"ઋષીકેશ, ઉત્તર કાશી વગેરે હિમગિરિનો પ્રદેશ કે જ્યાંના સ્થૂલ-સૂક્ષ્મ લાભોને લીધે બને તેટલો વધુ સમય તે તરફ જ ગાળવાનો નિર્ણય કરેલો અને આ તરફ તો માત્ર થોડા સમયના વિચારથી જ આવવું થયેલું, તે પ્રદેશ છોડ્યાને ત્રણેક વર્ષ થઈ ગયેલાં હોવાથી અને એટલા સમયમાં મુંબઈનાં હવાપાણીની અસર પણ કેટલીક લાગુ થઈ ચૂકેલી હોવાથી તથા મુંબઈમાં હાલ જાતે રહેવું પડે એવી કામકાજની ખાસ અગત્ય નહિ હોઈને સામાન્ય કાર્ય નીવેડી

સેવાની તત્પરતા...માં આવી ગયેલી હોવાથી, પત્રવ્યવહારનું કાર્ય કરવાનું માથે રાખીને ૧૯૬૫ના શીતલ કાળમાં ઋષીકેશ તરફ પાંચછ માસ ગાળ્યા.''

સ્વામીજી જ્યાં, જતા ત્યાં પોતાનું કામ સાથે લઈ જતા. સંસ્થાની સ્થાપનાને ચારેક વર્ષ વીતી ગયાં હતાં છતાં આ સંસ્થા એમનું જીવનકાર્ય બની જશે અને જીવનના છેલ્લા શ્વાસ સુધી તેઓ આ પ્રવૃત્તિમાં મશગુલ રહેશે, એવી માનસિક સ્થિતિ તેમની થઈ નહોતી. સંસ્થાના ભાવિ વિશે એ વખતે એમની દૃષ્ટિ નીચે પ્રમાણે હતી:

"જનસમાજમાંના વિદ્વાન, આચાર્ય, ધનવાન અને રાજા-મહારાજાઓની આ ઘણી અગત્યની ફરજ તરફ તેઓનું ધ્યાન ખેંચાય અને પોતાના ધનબળથી, વિદ્યાબળથી, સત્તાબળથી અને ઉપદેશબળથી તેઓ સામાન્ય અને ઊતરતા વર્ગો માટે ઉત્તમ સસ્તું વાંચન ફેલાવવાનું કાર્ય રૂડે પ્રકારે ચાલુ કરે-કરાવે એટલા માટે એ દિશામાં કંઈક પ્રાથમિક કાર્ય કરી બતાવવું, એ ઉદ્દેશથી જ આ કાર્ય ચાલુ કરી હાલની હદ સુધી લાવવામાં આવ્યું છે. અને લોકપ્રચલિત શ્રીમાન, પ્રિય, અમુક પ્રકારની વાણી અને વર્તન મને નાપસંદ હોવાને લીધે-તેમ જ 'જાતમહેનત જ સર્વથી મોટી વાત' એ દૃષ્ટિ મુખ્ય રહેવાને લીધે-ધનિકવર્ગોની સહાયતાના અભાવે માત્ર 'જાતમહેનત' અને 'કરકસર' એ બે તત્ત્વો પર જ આ ખાતાનું કામ ચાલ્યું છે અને ચાલે છે.

"આ પ્રાથમિક કાર્ય જે હદ સુધી કરવા ધારેલું તે હદ હાલ પૂરતી પૂર્ણ થઈ ચૂકી છે; અને તેથી હવે મારે તેને બંધ કરીને શ્રીમાન ઇત્યાદિ વર્ગોદ્ધારા આવાં કાર્ય માટેની સાધનસંપન્ન સ્થાયી સંસ્થાઓની સ્થાપનાના યત્ન પાછળ જ હવે મારે મારો સમય ગાળવો ઉચિત છે; છતાં કોઈ રીતે હાલનું કાર્ય ચાલુ રહી મુક્ત થઈ શકવાનું બને એવા યત્નો ખાતર કેટલાંક અતિ ઉપયોગી પુસ્તકો નવીનવી દૃષ્ટિનાં એક પછી એક આવતાં રહેવાથી દેશમાંના મોટા ભાગના ગરીબ વર્ગની સેવાબુદ્ધિના આવેશને ખાળી ન શકાતો હોવાને લીધે જ આ સંસ્થાનું હાલનું કાર્ય ચાલુ રહેલું છે; અને

હજી કદાચ થોડાં વર્ષ તેમ જ ચાલશે."

આ દિવસોમાં સ્વ. કવિશ્રી નાનાલાલ ઉપર પત્ર લખતાં પોતાનું માનસ તેમણે વ્યક્ત કર્યું હતું.

"... ઘણીક મહાન યોજનાઓના સ્ફુરણોમાંથી એકાદ બે વાત પણ થોડીઘણી અમલમાં લાવી તે ખાતે સેમ્પલ દાખલ કંઈક કરી બતાવવું એ આશયથી હાલનું કામ શરૂ થઈ અત્યારસુધી ચાલ્યું છે.

"સાધારણ જનસમૂહ કરતાં પ્રકૃતિમાં કેટલીક ખામીઓ–વિલક્ષણતાઓ એવી સ્વાભાવિક રીતે જ છે, કે જે આ યોજનામાં હાલના જેટલા પ્રમાણમાં જોડી રહેવા માટે પ્રતિકૂળ છે. અત્યારસુધી નભાવતાં તજ્જન્ય જે મુશ્કેલીઓ સહ્યા કરવી પડે છે, તે વર્ણવવા મન ચાલતું નથી.

"સસ્તા સાહિત્યની સૂચનાઓ ઘણા બહોળા પ્રમાણમાં અને મોટા પાયા પર મૂકી શકાય તેમ છે. અત્યારસુધી આ ખાતે જે કંઈ કરી બતાવાયું છે, તેના પ્રત્યે ભવિષ્યનો માર્ગ સ્પષ્ટ અને સુગમ થયો છે, પરંતુ ઉપર જણાવેલી પ્રતિકૂળતા કે જે પ્રતિકૂળતા દરેક માણસને નડે એવી નહિ પણ સોમાંથી કોઈક શારીરિક મારા જેવા, પણ વિલક્ષણ બંધારણવાળાને જ માત્ર નડે તેવી છે, તેને લીધે પોતાના એકલવાયા ધોરણ ઉપર અને હાલ માંડમાંડ સહન કરી લઈ વ્યવસ્થા નભાવી જવાય છે, તેવી જ રીતે હમેશ નભાવી લેવાય એવી દુરાશા પર આ યોજનાને બહોળા અને વ્યાપક પાયા ઉપર મૂકવાનુ મને ઠીક લાગતું નથી.

"વળી ઠીક લાગે, તોપણ તે ખાતે જે કેટલોક વ્યાવહારિક યત્ન કરવાનો તે પણ મને મારે માટે પ્રકૃતિ વિરુદ્ધ લાગે છે."

કોઈ સ્થળેથી નાણાંની મદદ આપવાની ઇચ્છા પ્રગટ થતી, ત્યારે સ્વામી સાથે અમુક શરતો રજૂ કરવામાં આવતી. કોઈ પણ બંધનમાં બંધાવાનો સ્વામીજીનો સ્વભાવ જ નહોતો.

"ખાતાને મદદ પોતાની મરજીથી કરવા ઇચ્છનાર માટે બક્ષિસ સિવાય અન્ય માર્ગ ખાસ લાભકારક થાય તેમ નથી.

પણ તે ખક્ષિસ કોઈ પણ ખાસ બંધન સિવાય અને જો કોઈ એકાદ વ્યક્તિ, પૂર્ણ નિષ્કામતાથી તે અપાતી હોય તે પ્રકારે આપવા તેની રુચિ હોય તો જ આપવાની છે. ધનપતિઓની શરતો કે બંધનોને અધીન રહેવા જતાં સર્વપતિની અધીનતાથી, પ્રેરણાથી દૂર રહેવું પડે છે. આમ જ બને, માટે બહારના 'નિરંકુશપણાના' 'એકહથ્થુપણાના' આરોપો સહી લેવા એ બહુ ભારે લાગતા નથી."

આમ છતાં સંસ્થાનું ગાડું આગળ ધપ્યે જતું હતું. દર વરસે નાનીનાની રકમો ઉછીની મળતી હતી. આપનારાઓ ગરીબ જ હતા. હજાર બે હજારથી મોટી રકમ હાથમાં આવતી નહોતી. આ સ્થિતિમાં સ્વામીજીએ સંસ્થાના હેતુને મર્યાદિત બનાવી દીધો હતો. થાય તેટલું કરી છૂટવું એવો આદર્શ બળવાન બનતો જતો હતો. એમણે નક્કી કર્યું હતું, કે પોતાનાં તનમનની મહેનતથી થાય તેટલું કરવું અને જેટલું હાથમાં છે, તેટલું વધુમાં વધુ લોકોને ઉપયોગી થાય તે રીતે વાપરવું.

આવું બધું નક્કી કર્યું હતું; છતાં એમના જીવને નિરાંત વળતી નહોતી. રાત–દિવસ મનોમંથન ચાલતું હતું, કેમ જાણે ગુજરાતના હજારો જ્ઞાનભૂખ્યા લોકો એમની કલ્પનામાં આવી અશાંતિ ઉપજાવતા હોય અને કહેતા હોય, કે–'ગમે તે માર્ગ લો, અમને વાંચવાનું આપો.' સ્વામીજીને ખાતરી થઈ ગઈ હતી, કે ધનવાનો પાસેથી ધન મળી શકશે નહિ. રાજામહારાજાઓ પણ ખુશામત વિના કશું આપશે નહિ. સાધારણ રીતે દાન પાછળ જે કીર્તિની ભૂખ હોય છે, તે સ્વામીજી દ્વારા સંતોષાય એમ હતું જ નહિ. કોઈને સારું લગાડવાની એમની પ્રકૃતિ નહોતી. એટલું જ નહિ પણ ખાસ કારણ ન હોય; છતાં સામી વ્યક્તિમાં કંઈક ખૂશાઈ હોય, તો તે કહ્યા વિના પણ તેઓ રહી શકતા નહિ. આ સ્થિતિમાં સંસ્થા શી રીતે વિકાસ પામે, તે ખોળી કાઢવાનું અત્યંત મુશ્કેલ હતું. સ્વામીજીને વચ્ચે એવી ધૂન પણ આવી ગઈ, કે બધું સંકેલી લેવું અને ફરીથી હિમાલયની છાયામાં ચાલ્યા જવું. પરંતુ અંદરનું

મનોમંથન પોતાનું કાર્ય કર્યે જતું હતું. સંસ્થા સંકેલી લેવાનો વિચાર હૃદયની સપાટી ઉપર આવ્યો, ન આવ્યો, ત્યાં એમના દિલમાં એક નવું અજવાળું પેદા થયું. આજે એ વાતની નવાઈ નહિ લાગે, પરંતુ તે દિવસે સ્વામીજી જેવા માટે તો તે એક નવીન શોધ હતી. તેમને અચાનક એક યોજના સૂઝી આવી. ગરીબ લોકોના પૈસાથી ગરીબો માટેનું સાહિત્ય નિર્માણ કરનારી એ યોજના હતી. જેમજેમ તેઓ વિચાર કરતા ગયા, તેમતેમ એ યોજનામાં અનેક ખૂબીઓ અને સગવડો જણાવા લાગી. એમને થયું કે વાર્ષિક લવાજમવાળી એક ગ્રંથમાળા પ્રસિદ્ધ કરી હોય, તો નાણાં માટે કોઈ ધનવાનની ગરજ ભોગવવી પડે નહિ. જે લોકોને સસ્તાં પુસ્તકો જોઈતાં હોય, તેઓ જ એ પુસ્તકો માટે નાણાં રોકે અને પુસ્તકો મેળવે! એમણે તરત જ એ યોજનાને અમલી બનાવી. સાથેસાથ એમ પણ વિચાર્યું કે 'કામકાજની બાબતમાં પણ મુખ્ય તરીકે કામ લાગે એવા બે નવીન માણસો—એક સાહિત્યના વિષયમાં અને એક વ્યવસ્થાના વિષયમાં જોઈએ.' સ્વામીજી પાસે જ્ઞાન અને અનુભવની જે મૂડી હતી તેની પાઈએ પાઈ તેઓ જનસેવા માટે ખર્ચવા ઇચ્છતા હતા. તેઓ વ્યવસ્થા જેટલું જ મહત્વ સંપાદનને પણ આપતા હતા. એમણે ગ્રંથમાળાની યોજનાને વ્યવહારુ રૂપ આપી લોકો સમક્ષ રજૂ કરી. આજે અનેક ગ્રંથમાળાઓ ગુજરાતમાં પ્રગટી નીકળી છે, તેમાં કેટલીક લોકોપકારક છે, પણ મોટા ભાગની તો માત્ર લોકરુચિને અનુકૂળ સાહિત્ય પ્રસિદ્ધ કરી કમાવાની વૃત્તિ ધરાવનારી છે. સંભવ છે, કે ગ્રંથમાળાની પ્રથમપહેલી કલ્પના ગુજરાતમાં સ્વામી અખંડાનંદે જ કરી હોય. આ યોજના વ્યવસ્થિત રીતે ચાલે, તો ધનવાનોની ગરજ રાખ્યા વિના લોકસેવાની મોટી પ્રવૃત્તિ થઈ શકે, એમ ભિક્ષુ અખંડાનંદે સાબિત કરી બતાવ્યું અને આ યોજના સાથે જ સંસ્થાના પાયા ઊંડા ગયા. સ્વામીજીના જીવનની દૃષ્ટિએ જોઈએ તો આ યોજના સાથે જ એમનું જીવનકાર્ય પણ નક્કી થઈ ગયું.

સ્વામીજીને પોતાને લાગ્યું, કે હવે આ સંસ્થા સ્થાયી બને છે, એટલે એમની વિચારમાળા એ દૃષ્ટિએ જ ગુંથાવા માંડી અને એમણે પોતાની મનોદશા તથા સંસ્થાના ભાવિ વિકાસની રૂપરેખા નીચેના શબ્દોમાં નોંધી:

"સામાન્ય જનવર્ગ પોતાના જ આશ્રય ઉપર આવી બાબતો ખડી કરી શકે, તો પછી તે જ ધોરણ ઉપર આ સંસ્થાને વિશેષ ઉપકારક, વિશેષ સાધનસંપન્ન અને વિશેષ સ્થાયી પણ શા માટે ન બનાવી શકાય એવા વિચારો આવતા લાગે એ સ્વાભાવિક જ હતું.

"ધનની સગવડ તન અને મનની સગવડ કરતાં ગમે તેટલી ઊતરતી હોય, તોપણ ત્રિગુણાત્મિકતાના અબાધિત સિદ્ધાંતને લઈ આવા સ્થૂલ પ્રયોગોમાં તેની પણ જરૂર તો દેખીતી જ હતી, પરંતુ માત્ર તેને જ સર્વશ્રેષ્ઠ આધારરૂપે માની લઈને અટકી રહેવું તેના કરતાં પ્રાપ્ત તન, મન અને બીજા સંયોગોનો બનતો ઉપયોગ કરતા રહી સ્વાશ્રયના ધોરણ પર સંસ્થાની ખીલવણી કરવાના રસ્તા શોધતા રહેવું, એ જ માર્ગ ઠીક જણાવાથી હવેથી તે જ માર્ગ તરફ વિશેષ વલણ રહેવા લાગ્યું."

સામાન્ય જનવર્ગના સ્વાશ્રયના ધોરણ પર ક્યારે શું અને કેવી રીતે બની શકે? એ પ્રકારના વિચારો હવે ઊંડાણથી શોધાવા લાગ્યા. સાંજ સુધીના સમયમાં તો વ્યવસ્થા વગેરેની રોકાણ આડે વિચારોને અવકાશ જ મળવો મુશ્કેલ હતો. અને બની શકે ત્યાં સુધી રાત્રિનો બીજો પ્રહર તથા ચોથા પ્રહરનો પણ કેટલોક ભાગ કાંઈ નહિ ને કાંઈ કરવાનું રહેતું જ. સૂર્યાસ્ત પછી ને ફરવા જવાને સમયે ઘણું કરીને......પણ સાથે જ હોય, એટલે તે સાથે સંસ્થાની ચાલુ વ્યવસ્થા સંબંધી ગૂંચવણિયા બાબતોનો ઉકેલ કરવાનું રાખ્યું હતું, જેથી ઉપલા પ્રકારના વિચાર કરવા માટે નિદ્રા પૂર્વેનો સમય જ ઠીક પડતો. સર્વ હિતોના સાગરરૂપ પરમાત્મદેવનાં દરેક અંતઃસ્ફુરણોને ઝીલી અને પાળી શકવા માટે

તો સેવકના કરતાં વધુ યોગ્ય અને વધુ મહેનતુ એવાં અનેક શરીરો જોઈએ. માટે તેમાંથી જે વિચારો ધીમેધીમે શક્ય જણાઈ થોડા ઘણા પ્રમાણમાં અમલમાં આવી શકયા અથવા આવી શકે એમ છે, તે જ અહીં જણાવીશું. પ્રથમ તો શું શું હોય અથવા થાય તો સંસ્થા સ્થાયી અને વધુ ઉપકારક બને તે વિશે કકડેકકડે આવેલા વિચારો જણાવીશું.

(૧) સંસ્થા વધુ પ્રમાણમાં કાર્ય કરી શકવી જોઈએ.

(૨) નાણાંની સગવડ બાબતમાં તે સ્વાશ્રયી થવી જોઈએ.

(૩) નોકરપગાર, જાહેરખબર, બુકસેલર કમિશન વગેરે ખર્ચ કંઈક વધુ છૂટથી બની શકે એવું કિંમતી ધોરણ રહેવું જોઈએ.

(૪) સેવકનો સંબંધ સંસ્થા સાથે ન હોય, ત્યારે નવાં પુસ્તકો કાઢવાનું ન બને, તો નીકળી ચૂકેલાં પુસ્તકોની પુનરાવૃત્તિઓ વારાફરતી કાઢ્યા કરવાથી પણ સંસ્થાનું કામકાજ અને ઉપકારકપણું ચાલુ રહી શકે, તેટલા માટે સોએક પુસ્તકો સંસ્થા તરફથી નીકળી ચૂકવાં જોઈએ.

(૫) પુસ્તકોની પસંદગી એવી સારી થવી જોઈએ, કે જેથી તેમની માગણી સદા ચાલુ રહે અને પુનરાવૃત્તિઓ કાઢ્યા જ કરવી પડે.

(૬) સાહિત્ય સિવાયની બીજી પણ હિતાવહ યોજનાઓ શરૂ કરવી હોય, ત્યારે ('સસ્તું સાહિત્ય'ના કાર્યની શરૂમાં નડી છે, તેવી) આર્થિક સગવડ નહિ નડતાં સ્વાશ્રયથી પણ તેવાં સાહસ ખેડી શકાય તેમ થવું જોઈએ.

(૭) પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કાર્ય છૂટથી અને સમયસર થઈ શકવા માટે સંસ્થાનું પોતાનું જ પ્રેસ થવું જોઈએ.

(૮) સંસ્થાનું પોતાનું જ મકાન બનવું જોઈએ."

સ્વામીજીના જીવનપ્રવાસના દિશાવિકાસની આ રૂપરેખા સાથે જ નક્કી થઈ ગઈ હતી. આ પ્રવાસમાર્ગનું હવે નિરીક્ષણ કરીએ.

## [ ૫ ]

## વિકાસને માર્ગે

**માર્ગ** નક્કી થઈ ગયા પછી ભિક્ષુ અખંડાનંદની જોડે કદમ મિલાવીને ચાલી શકે એવા માણસો દુનિયામાં બહુ ઓછા હશે. જીવનના કોઈ પણ ક્ષેત્રમાં જેમણે પોતાનો પ્રકાશ પાથર્યો છે, તેવા દરેક મહાપુરુષમાં આ ગુણ માલૂમ પડે છે. તેઓ માર્ગ શોધવા માટે પુષ્કળ મનોમંથન સેવે છે અને તે વખતે એમની પ્રવૃત્તિ રૂંધાઈ જતી હોય એવો આભાસ પણ બીજાના દિલમાં ઊભો થાય છે, પરંતુ જ્યારે એમને માર્ગ સૂઝે છે, ત્યારે તેમની ગતિમાં અનેકગણો વેગ દાખલ થાય છે અને મનોમંથનના કાળમાં જે ક્રિયા મંદ પડી હોય છે, તેમાં નવા પ્રાણનો પ્રવેશ થતો હોય એવું લાગે છે. સ્વામીજીને માર્ગ સૂઝ્યો, કે ધનવાનોની મદદ વિના પણ સસ્તા સાહિત્યનો પ્રચાર થઈ શકે. એમની દૃષ્ટિ પુસ્તકો સસ્તાં આપવાની હતી. તેનો અર્થ એવો નથી જ કે પુસ્તકો વિશે કોઈ પ્રકારનો વિવેક કરવા એ અશક્ત હતા અથવા તો બેદરકાર હતા. છેક ૧૯૧૦માં જ્યારે ગાંધીજીનું આગમન આ દેશમાં થયું પણ નહોતું અને ગુજરાતમાં નવા વિચારોનો પ્રાદુર્ભાવ પણ નહોતો થયો, ત્યારે આજથી ૩૭ વર્ષ પહેલાં એમણે પોતાની એક યોજના મુંબઈનાં વૃત્તપત્રોમાં પ્રસિદ્ધ કરી હતી. ગુજરાતના આજના લેખકો અને પ્રકાશકો આ યોજના ઉપર નજર કરે અને વિચારે, તો તેમને

જણાઈ આવશે, કે માનવજીવનને સર્વાંગસંપૂર્ણ બનાવવામાં જેજે પ્રકારનું સાહિત્ય પોતાનો હિસ્સો નોંધાવી શકે એમ છે, તે તમામ વિષે ભિક્ષુ અખંડાનંદે વર્ષો પહેલાં વિચાર કર્યો હતો. એ યોજનાનો સાર નીચે પ્રમાણે છે:

૧ માસિકોની પેઠે દર મહિને એકેક પુસ્તક નિયમિત કાઢવાના ધોરણ પર જુદાજુદા વિષયોને લગતી જુદીજુદી ગ્રંથમાળાઓ: દા. ત. 'વેદાંત ગ્રંથમાળા,' 'સંસ્કૃત ઐતિહાસિક ગ્રંથમાળા,' 'પુરાણ ગ્રંથમાળા,' 'સ્ત્રી ઉપયોગી ગ્રંથમાળા,' 'બાળોપયોગી ગ્રંથમાળા,' 'પ્રાચીન કાવ્યમાળા,' 'નવીન કાવ્યમાળા,' 'નવલકથામાળા,' 'ઇતિહાસમાળા' 'સંક્ષિપ્ત જીવનચરિત્રમાળા,' 'બૃહદ્જીવનચરિત્રમાળા,' 'વૈદક ગ્રંથમાળા,' 'વ્યાખ્યાન ગ્રંથમાળા,' 'વિવિધ ગ્રંથમાળા' વગેરે.

૨ જુદા વિષયો સંબંધી પડતર કિંમતે જુદાંજુદાં માસિકો, દેશમાં તેમ જ દુનિયાના તે તે વિષયોને લગતા બહાર પડતા અસાધારણ લેખોનો ઉપયોગી સંગ્રહ—અહીંના દેશકાળને અનુસરતી રીતે.

૩ ......જેવા કદનું એક સાપ્તાહિક માત્ર પોસ્ટેજ ખર્ચ લઈને આપવું. તેને લગતો ખર્ચ જાહેરખબરોમાંથી તેમજ બીજી આવકમાંથી પ્રથમ નકલો ૧૦૦૦૦. આમાં પણ ચાલુ સમાચારને લગતી માત્ર ઉપયોગી બાબતો જ આપી, ઇતર દેશોમાંના ઉત્તમ લેખોનો સંગ્રહ, વર્તમાનપત્ર કરતાં એક ઉત્તમ માસિકની પેઠે જાળવી રખાય એવું કરવું.

અને પછી તે જ ૬૫વરસના કાર્તિકમાં શરૂ થનારી 'વિવિધ ગ્રંથમાળા'ની વિગતે રૂપરેખા આપવામાં આવી છે.

ગ્રંથોની વિવિધતા ઉપરાંત-રોયલ સોળપેજી ૧૫૦૦ પાનાં થાય એટલાં પુસ્તકો વર્ષ આખરમાં પૂરાં કરવાં. ને વરસે દા'ડે દોઢ રૂપિયાના લવાજમમાં રાખવાં.

પહેલો વર્ગ: ૧૨ રૂ. પોસ્ટેજ સાથે. બાઈન્ડિંગ મજબૂત, પૂઠાં

ઊંચી જાતનાં કપડાંવાળાં ને સર્વ તરફથી સોનેરી તથા સુશોભિત, ગ્લેઝ કાગળ, સોથી સવાસો રતલી.

બીજો વર્ગ: ૬ રૂા. પો. સાથે, કાગળો ઉપર મુજબ તથા પૂંઠાં સોનેરી.

ત્રીજો વર્ગ: પો. સાથે રૂા. ૩, કાગળો ૫૦ રતલી તથા પાકાં પૂંઠાં સળંગ કપડાંવાળાં.

ચોથો વર્ગ: ૧ાા રૂા. પો. સાથે, કાગળો ઉપર મુજબ, તથા કાગળનું પૂંઠું સાદું.

આ ઉપરાંત રાજ-રજવાડાંઓ તથા આ ખાતા તરફ શુભ લાગણી ઇચ્છનારા ગ્રહસ્થો પાસેથી રૂા. ૨૪. પુસ્તકો પહેલા વર્ગ જેવાં—આ 'સહાયક વર્ગ.'

સૌથી પ્રથમ શરૂ થઈ વિવિધ ગ્રંથમાળા, માત્ર દોઢ રૂપિયામાં ૧૫૦૦ પાનાંનું વાંચન આપવાનું સાહસ એમણે ખેડ્યું હતું. કરકસર, જાતમહેનત અને સેવાભાવી લેખકોની મદદથી પહેલું વર્ષ સફળતાપૂર્વક એમણે પસાર કર્યું. વર્ષને અંતે જણાયું, કે ધનવાનો પાસેથી વધુ પૈસા લેવાની જે આશા રાખી હતી તે મિથ્યા નીવડી હતી. એવાં પુસ્તકોની બીજી જગ્યાએ જેટલી કિંમત આપવી પડતી હતી, તેટલી કિંમત આપવા પણ ધનવાનો અહીં તૈયાર નહોતા. ગરીબોની હારમાં બેસી જઈ એમણે ઘણા જ સસ્તામાં પુસ્તકો ખરીદ્યાં હતાં. સ્વામીજીએ એવા બધા વર્ગો બંધ કર્યા અને લવાજમ આઠ આના વધારીને બે રૂપિયા કર્યું અને કામને આગળ ધપાવ્યું.

સ્વામીજીએ પ્રથમથી એવી આશા રાખેલી, કે ગ્રંથમાળા માટે જે પુસ્તકોની જરૂર પડશે, તે પુસ્તકો લેખકો અને અનુવાદકો પાસેથી તેઓ વિનામૂલ્યે મેળવી શકશે. આ ધારણા થોડા વખતમાં જ ખોટી પડી. આ વિશે સંસ્થાના ઇતિહાસમાં ઘણું બની ગયું છે; પરંતુ તેની વિસ્તૃત ચર્ચા કરવાનો અહીં અવકાશ નથી. પુસ્તકો સસ્તાં કરવામાં આ વસ્તુનો પણ હિસ્સો હતો એટલું જ

દર્શાવવાનો અહીં હેતુ છે. પુસ્તકોને સસ્તાં બનાવવા માટે એનાં રૂપરંગ તરફ ધ્યાન આપવામાં આવતું નહોતું. સ્વામીજીને મન નો ભભકાના શોખીનો બધા દયાપાત્ર ધનવાનો હતા અને આ ગ્રંથો ઉપરનો અધિકાર તો ગરીબોનો જ હતો. બીજે વર્ષે ગ્રંથમાળા પગભર થઈ અને ત્રીજે વર્ષે તો સ્વામીજીના મનમાં અનેક નવી યોજનાઓ ઉદ્‌ભવવા લાગી, તેમાંથી કેટલીક મૂર્ત થઈ અને કેટલીક અમૂર્ત જ રહી ગઈ.

ગ્રંથમાળાના પ્રચાર માટે સ્વામીજીએ પોતાને સૂઝે તેવા પ્રયત્નો કર્યા હતા. વિદ્યાર્થીઓ ઉપર એમણે આશા રાખેલી, પરંતુ તે આશા ફળી નહોતી. ગુજરાતના લોકસેવકોમાંથી જે થોડાકનો સાથ એમને પ્રાપ્ત થયો હતો, તેમાં સ્વ. મોતીભાઈ અમીન મુખ્ય હતા મોતીભાઈ અમીનની પાસે સ્વામીજીનું હૃદય ખૂલતું હતું. એમની સાથેના પત્રોમાં દિલની વેદના, ઝંખના, સંતોષ અને અસંતોષ ઠલવાતાં હતાં એવાં સ્વજનોને લખેલા અનેકમાંથી બેત્રણ પત્રોના નમૂના અહીં જોઈએ :

"......આ શરીરને તો દીક્ષા લીધે જ હજી નવ વર્ષ થયાં છે. પૂર્વાશ્રમની સાધારણ બાબતો વાતેવાત ગાઢ પરિચયથી ગુપ્ત રાખવાનો હું પ્રયત્ન નથી કરતો અને તેવા લગભગ બધા જ તે વાત જાણતા હોય છે; છતાં જે તેને પૂછનાર–માત્ર વાર્તાવિલાસને ખાતર પૂછનારને વિગતે ઉત્તર આપવો મને પણ નથી ગમતો. આમાં એક ધોરણ તરીકે થોડું રહસ્ય પણ પૂછનારે ધ્યાનમાં રાખવું જોઈએ. પૂર્વાશ્રમ કરતાં જરા વધુ પૂર્વમાં–પશુજીવનમાંની પાશવકૃતિ રીતભાત અને નાતજાતનાં સ્મરણો ને વાતોચીનો કરવાનું અમુક સ્થિતિ સુધીના જ માણસોને ગમશે, ઉચ્ચ કોટીવાળાને તે નગમે એ સ્વાભાવિક છે.

"... આ શરીર ક્ષત્રિય (લોહાણા) જાતિનું છે. ખરેખરું પૂર્વથી પણ પૂર્વ ફળ જોઈએ તો સર્વનું જ—સર્વોપરી બ્રહ્મતત્ત્વ છે અને ઉત્તરોત્તરને છેડે જોઈએ તો અધમથી અધમ, મળમૂત્રરૂપ તે છે.

સ્થૂલ શરીરની તો એ જ ખરી જાતિ છે અને અસલ જડ દુઃખરૂપતા એ તેના ગુણસ્વભાવ છે. આ બેની વચલી વાતો અપાર છે, પણ ખરું હિત આ બેમાં જ હોવાથી બીજી વાતો બાજુ મુકાય તેટલું જ ઠીક છે, ઉન્નતિપથમાં તે વાતોનો પણ કંઈક ઉપયોગ છે પણ તે સર્વ માટે નથી..."

વળી લખ્યું:

"ખાવો ખાતરની પેઠે પુરાય લોકસેવામાં, છતાં એક કણ પુરાતાં—સડતાં મોટું ડૂંડું એવા સેંકડો હજારો કણમય કેમ ન ઊગે—ફૂલે—ફળે? ભૂલ ક્યાંક જબ્બર—રસાયણ કળામાં મોટી ખામી. છતી વસ્તુઓ વાપરે પાક ન પાકે એવો. એ કેમ વવાઈ જવાય તો એ જરૂરી-બહુ જરૂરી પરિણામ આવે? ગાંધી બાપો મુખ્યત્વે રાજક્ષેત્રમાં કેટલુંક વવાઈ જાણ્યા, ને કેટલાય તે પંથે કુટીબંધ કાબેલ વકીલ બૅરિસ્ટર વવ્યા!

"ત્યારે આ ખાવાનું કેમ? ખરેખર એ તો જે રીતે વધુ ઉમદા ક્ષેત્રમાં-કામમાં આવવાનું કાંઈક જાણી શકેલો, તેને બદલે-હાંલ્લાં ઘડનાર-પકવનાર કુંભાર થવાને બદલે તૈયાર હાંડલાનો સેવક બને તેવું કંઈક આ થયું છે, પણ હવે સમય 'ભૂલ્યો ત્યાંથી ફરી ગણો' મુજબ કરવા ગયેલો હોય એમ લાગે છે. આ શરીર કુદરતી રીતે તો મૂળે જ આવીતેવી બાબનો માટે યોગ્ય ન હતુ. બધું જે કાંઈ કર્તાએ કર્યું-કરાવ્યું, તે તો તેની જ શક્તિ અને પ્રેરણાથી છે. ૨૮ વર્ષની ઉંમર સુધી શરીર એવો બાંધો ને પ્રકૃતિવાળું હતું, કે તેવાને તેવા શરીરે આવુંતેવું સ્વ-પરને લગતું જરાય સંભવિત ન હતું. દુશ, એકટંક ખાવું, પૂરું લંઘન, ગૃહત્યાગ, બ્રહ્મચર્ય સેવન, પવિત્ર સ્થળો, ઉમદા જીવન, મુક્ત મહાત્માઓ, એ સર્વ તરફ જે ધૂન લાગી-જે બનતી એક નિષ્ઠા જાગી તેણે બધું કેરવ્યું, પણ તે એવું કે અમુક રીતે ખાવાપીવા તથા બીજી બાબતોમાં વર્તાય ત્યાં સુધી જ, નહિ તો શરીરભાઈ તો પાછા એના એ જ. હવે એટલું ખરું કે એકવાર સર થવા જેવો કિલ્લો સર થઈ ગયો હોય, તો

સંસારસુધારા હૉલના મકાનમાં આવી ગયા. સ્વામીજીએ જીવનનાં છેલ્લાં વર્ષો આ સ્થળે ગાળ્યાં અને આજે પણ સંસ્થાનું મુખ્ય કાર્યાલય ત્યાં જ છે. જેમ અમદાવાદમાં તેમ મુંબઈમાં પણ ત્રણ-ચાર મકાનો બદલવાં પડ્યાં હતાં. જે જગ્યાએ ભૂત થતું હતું, ત્યાં લોકોને ભય લાગે એવું ભૂત એક દિવસ ખરેખર પ્રગટી નીકળ્યું. એ મકાનમાં આગ લાગી અને આસપાસ રહેનારાઓ ભૂતના પોકારો કરતા મકાનો ખાલી કરી ચાલ્યા ગયા. મસ્ત સ્વામી તે દિવસે મોજથી હસ્યા હશે. બીજાં કારણોસર આ મકાન છોડ્યું, ત્યાર પછી બે મકાનો બદલાયાં અને છેવટે કાલબાદેવી ઉપરના આજના મકાનમાં સંસ્થાનું કાર્યાલય શરૂ થયું.

અમદાવાદ ગયા પછી સંસ્થાના કામમાં થોડો વેગ આવ્યો. પહેલાં પાંચ વર્ષ મુંબઈમાં ગાળ્યાં હતાં. અમદાવાદ આવ્યા પછી એમ લાગ્યું, કે ગુજરાતની સંસ્થાનું મથક ગુજરાતના પાટનગરમાં જ હોવું જોઈએ. સ્વામીજીએ પોતે જ સંસ્થાના મિત્રોને લખી જણાવ્યું, કે અમદાવાદ રહેવામાં આ ત્રણ લાભો સંસ્થાને થાય છે: (૧) અહીંથી દરેક ભાગમાં લગભગ સરખા ખર્ચે પુસ્તકો મોકલી શકાય છે. (૨) સંસ્થા ગુજરાતી ભાષામાં કામ કરે છે, એટલે જ્યાં ગુજરાતી ભાષા બોલતી પ્રજા હોય, ત્યાં તેનું કેંદ્ર રહે એ વધુ યોગ્ય ગણાય. (૩) પ્રકાશન અંગેનાં સાધનો અહીં સુલભ છે અને વિપુલ છે. છાપખાનાંઓ સસ્તાં છે અને કાગળો વગેરે પણ સસ્તામાં મળે છે.

સ્વામીજીની દૃષ્ટિ સંસ્થાને સફળતાની ટોચે પહોંચાડવાની જ હતી. અમદાવાદ આવ્યા પછી સગવડો વધી હતી; પરંતુ એ સગવડો પણ અધૂરી લાગે એટલો કામનો વિસ્તાર થોડા સમયમાં થઈ ગયો. ઘરના પ્રેસની જરૂરિયાત પહેલેથી જ લાગતી હતી, પરંતુ હવે તો એના વિના સંસ્થાનો વિકાસ સાધવાનું લગભગ અશક્ય બન્યું હતું. એમણે પ્રેસ માટે તજવીજ કરવા માંડી. ૧૯૭૦માં મુંબઈથી મોટું મશીન ખરીદ્યું. મકાનની કેટલીક અગવડો હતી, એટલે છાપખાનું

શરૂ થતાં ઘણો સમય વીતી ગયો. એકાદ વર્ષ પછી 'સસ્તું સાહિત્ય'ને પોતાનું પ્રેસ થયું; અને સંસ્થાનું કામ અનેકગણા વેગથી આગળ ધપવા લાગ્યું.

આ બાજુ કામ વધ્યું અને બીજી બાજુ સંસ્થા ઉપરનો બોજો પણ વધવા લાગ્યો. પ્રેસ શરૂ થયા પછી સ્વામીજીના એક સાથી સંસ્થા છોડી છૂટા થયા. પ્રેસની ઉપાધિ વધવા લાગી. નવ માણસોથી કામ ચલાવતા પણ સ્વામીજી ઉપરનો બોજો ન ઓછો થયો નહિ.

પરંતુ સ્વામીજી કોઈ તકલીફથી હારે એવા હતા જ નહિ. વરસો પહેલાં શ્રી. બહેરામજી મલબારીને એમણે લખ્યું હતું:

"હું એક પરમહંસ દીક્ષાનો સંન્યાસી (શરીરભાવે) છું. આ દેશ ગરીબ છે. ઉત્તમ વાચનના બહોળા ફેલાવાની ઘણી અગત્ય આ દેશને માટે હું ધારું છું અને તેથી ગરીબોને પોષાય તેવાં, સસ્તી કિંમતે પુસ્તકો કાઢવાનું એક ખાતું અહીં મુંબઈમાં સ્થાપી તેના ઑનરરી સેક્રેટરી તરીકે કામ કરું છું...આ એક તદ્દન પરોપકારી ખાતું છે. તેના મંત્રી તરીકે કાંઈ પણ પગાર કે બદલો ન લેતાં હું ભિક્ષાનું અન્ન ખાઈને નિર્વાહ કરું છું."

આવો માણસ તકલીફથી શાનો થાકે? જેવી એમણે પોતાની સ્થિતિ રાખી હતી, લગભગ તેવી જ સ્થિતિ એમના સાથીઓની તેઓ રાખતા હતા. કોઈની પાસે બળાત્કારે કામ લેવાની એમની વૃત્તિ નહોતી, પરંતુ આ સંસ્થા ખૂબ સસ્તું સાહિત્ય આપી શકે તે માટે ખર્ચમાં એટલી બધી કરકસર કરતા કે બીજા કોઈથી તે સાંખી શકાય નહિ. સ્વામીજી પગાર ઓછો આપતા, અને એટલે જ એમ ઇચ્છતા કે પગારની ઇચ્છાથી, પૈસાના લોભથી કોઈ આ સંસ્થામાં જોડાશો નહિ. પેટપૂરતું આપવાની વૃત્તિ હતી, પણ એટલાથી તો જેના દિલમાં પરમાર્થનો ભાવ વસ્યો હોય તે જ ચલાવી શકે. સ્વામીજીએ આ વિશે એક જગ્યાએ નીચેના શબ્દો નોંધ્યા છે.

"...ને...નો પગાર શરૂઆતથી પંદરનો હતો. તેમને બે

કંઈક વિશેષતા મળતી હતી, તે અન્ય ખાસ સંજોગોને અધીન હતી.

તેથી વધુ આશા કોઈને આપી નહોતી, આપી શકાય એમ નહોતી. પરંતુ 'ભલે પંદર તો પંદર, પછી વળી ક્યાંક વધુની નોકરી ગોતી લઈ ત્યાં જઈશું' એવું ઇચ્છનારનું પણ આ ખાતામાં કામ નહોતું. ગમે તે રીતે મન વાળી, ખરા મનથી હમેશ માટે પંદરમાં ગાડી ખેંચ્યે જવાનો જેનો ઇરાદો હોય તેને માટે જ ખાતા સાથે સંબંધ જોડવા જેવું હતું; તથાપિ ખાસ કારણોને લીધે તેમ જ દિવાળી ઇત્યાદિ પ્રસંગોએ કામ કરનારની રહેણીના પ્રમાણમાં ખાતાની આર્થિક સ્થિતિને અનુસરીને જે કંઈ ખાસ લાભ આપી શકાય, તે જુદી વાત હતી. આવી પરિસ્થિતિ વાર્ષિક પાંચથી સો સુધી હોય કે કદાચ બસો સુધી પણ નીવડી આવે, છતાં એ વાત અનિશ્ચિત હતી. ઉપરાંત એ વસ્તુનો સોએ સો ટકા ખાતાની સ્થિતિ, કામ કરનારની કાર્યશક્તિ તથા મંત્રીની મુનસફી ઉપર જ આધાર રહેલો હતો...આથી પગારોની બાબતમાં તો મહેચ્છારહિત માણસો જ જનસેવાની લાગણી ખાતર તેવી મહેચ્છાનો ભોગ આપી કામ કરવાના હેતુવાળાઓ જ આ ખાતામાં જોડાઈને શાંતિથી રહી શકે એમ હતું...."

પુસ્તકો સસ્તાં કરવા માટે અનેક પ્રકારની યોજનાઓ સ્વામીજી વિચારતા. ખટકીખટકીને સસ્તા ભાવે કાગળો તથા બીજી સામગ્રી મેળવતા. સંસ્થાનું મુખ્ય કાર્ય મૌલિક નહિ, પરંતુ અનુવાદિત પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું હતું. ભાષાંતર માટે ઓછામાં ઓછા પૈસા ખરચવાનો ઇરાદો હતો, આમ છતાં ભાષાંતર ચઢિયાતું થાય, અને શુદ્ધ થાય તે માટે જાતમહેનત લેવામાં કચાશ નહોતા રાખતા. સ્વામીજીને જ્યારે સંપાદક તરીકે આપણે જોઈશું, ત્યારે આ વસ્તુની વિશેષ પ્રતીતિ થશે. ભાષાંતરની પાછળ સસ્તું કરવાનો ભાવ પ્રબળ રહેતો હતો, તેટલું નોંધવું અહીં જરૂરી છે. તેઓ કહેતા કે ભાષાંતરનું ખર્ચ પહેલી આવૃત્તિ ઉપર ચઢે છે, એટલે બીજી આવૃત્તિ વધુ ને વધુ સસ્તી થતી જશે. સ્વામીજી પોતે

નિષ્કામભાવે, મુઠ્ઠી અન્ન ખાઈને પોતાની સમગ્ર શક્તિ જે સંસ્થામાં રેડતા હતા તે સંસ્થાનું કાર્ય બીજાઓ પણ નિઃસ્વાર્થભાવે જ કરે એટલો એમનો હમેશાં આગ્રહ રહેતો.

સંસ્થા ધીમેધીમે બળવાન બનતી જતી હતી. સાતેક વર્ષ વીત્યા પછી સંસ્થા પાસે વીસેકહજારની મૂડી થઈ હતી અને સવાલાખ રૂપિયા જેટલું વેચાણ થયું હતું. એ વખતે સ્વામીજી કહેતા કે સસ્તું સાહિત્ય કંઈક ઠીક દશા પર આવ્યું છે; છતાં હજી યે સાહસનો કાળ ચાલે છે. એના સ્થાયીપણાનું કંઈ ઠેકાણું નથી. સંસ્થાના સેવકો માટે રહેવા ઘર નથી. સંસ્થાનું પોતાનું મકાન નથી. સેવકોની માંદગી માટે કોઈ સગવડ નથી, અશક્તિ અને ઘડપણ આવે સૌને નિર્વાહનાં સાધન મળે એવી કોઈ વ્યવસ્થા નથી.

સ્વામીજીના મનમાં એમ તો હતું જ, કે આ સંસ્થામાં જે કોઈ કામ કરે તેના મૃત્યુ પર્યંતની ચિંતા સંસ્થાએ પોતે ઉપાડવી જોઈએ. આ વસ્તુ ધ્યાનમાં લઈએ તો સ્વામીજી અન્ય વ્યાપારી સંસ્થાઓના પ્રમાણમાં વધારે પગાર આપતા નહોતા એ દેખાતો દોષ ઘણો હળવો બની જાય છે; એટલું જ નહિ પરંતુ આ સંસ્થા સેવકોની સંસ્થા છે, એ દૃષ્ટિએ જોતાં દોષની હસ્તી જ રહેતી નથી.

કામ આગળ ધપતું જતું હતું, પણ સ્વામીજીનું મન એટલેથી સંતોષ માનતું ન હતું. નવાનવા તુક્કાઓ મગજમાં ઊભા કરતા હતા. એક વાર માત્ર એકાદ રૂપિયાના લવાજમવાળું સાપ્તાહિક કાઢવાનો વિચાર ઝબક્યો હતો. માસિકો કાઢવાની યોજનાઓ પણ કાગળ ઉપર મુકાઈ હતી. 'બૃહદ ગ્રંથમાળા અને 'ચરિત્ર ગ્રંથમાળા' તો શરૂ પણ કરી દીધાં હતાં. સ્વામીજી પોતે જ જાણતા નહોતા, કે એમનો આ વેગ ક્યાં જઈને અટકશે, પણ એક વાતમાં તેઓ બહુ મક્કમ હતા. જે કાર્ય એમને પોતાના ક્ષેત્રબહારનું કે મર્યાદા બહારનું લાગતું, તે તેઓ હાથમાં લેતા જ નહિ. એકવાર એક સજ્જને 'સ્ત્રી સાહિત્ય'નો ફેલાવો કરવાની યોજના એમની આગળ

મૂકી અને પૈસા પણ ધર્યા એ વખતે સ્વામીજી ગળાડૂબ કામમાં રોકાયેલા હતા તેઓ લાલચને વશ ન થયા અને તેમને જવાબ આપ્યો, કે 'આ સંસ્થાને વિશાળ બનાવવા જતાં એમાં છીછરાપણું દાખલ થઈ જવાનો મને ભય લાગે છે' આ કરતાં જુદી પણ મોટી લાલચ એમની સામે આવી હતી એમના ગુરુભાઈ સ્વામી મહાનંદજી એક મઠાધિકારી બન્યા હતા મઠની પાસે ત્રીસથી ચાલીસ હજાર રૂપિયા જેટલી મિલકત હતી સ્વામી મહાનંદજી તથા મઠના બીજા સેવકો સ્વામીજીની લોકસેવાની પ્રવૃત્તિથી આકર્ષાયા હતા એમણે સ્વામીજીને કહ્યું "આ સઘળી મિલકત તમને સુપ્રત કરીએ તમે તેનો સદુપયોગ કરો" સ્વામીજીએ નમ્રતાથી જવાબ આપ્યો 'આ શરીરનો ભરોસો નથી, જે છે તે માંડ સાચવું છું, ત્યાં મિલકતમાં વધારો ક્યાં કરું?' સામેથી કહેવામાં આવ્યું 'સંસ્થાને પોતાની માલિકીનું મકાન થઈ જશે,' પણ સ્વામીજી તો એકના બે ન જ થયા

ભિક્ષુ અખંડાનંદ 'સસ્તું સાહિત્ય' સાથે એટલા ઓતપ્રોત હતા અને સંસ્થા પ્રત્યેનું એમનું બાહ્ય મમત્વ એટલું બધું હતું, કે કોઈ જોનારને એમ જ લાગે કે સ્વામી આ સંસ્થામાં આસક્ત થઈ ગયા હશે સંસ્થાનો ઇતિહાસ તપાસતાં અને સ્વામીજીના જીવનનું નિરીક્ષણ કરતાં ખાતરી થાય છે, કે આવી આસક્તિ એમણે કદી સેવી નથી કેટલીક વાર સેવકોના દિલમાં એવું અભિમાન પણ જાગે છે, કે સેવા તો હું જ કરું, સારું કામ મારે હાથે જ થાય સ્વામીજીમાં એ અભિમાન પણ કોઈ દિવસ પ્રવેશ્યું નથી તેઓ સતત એમ કહેતા

"સાહિત્યની દિશા પણ એટલી બધી વિશાળ છે, કે એકસાથે સસ્તું સાહિત્ય જેવી પાંચ સંસ્થાઓ કામ કરતી થાય તોપણ ગુજરાત માટે તે વધારે પડે તેમ નથી, અને તે જોતાં આ સંસ્થાને સ્વતંત્રપણે રહેવા–ખીલવાનું બને તોપણ જુદીજુદી રીતે જુદાજુદા સજ્જનો માટે કાર્યનો પુષ્કળ અવકાશ છે સર્વ ભાવે વિચાર અને કૃતિને તે તરફ વાળનાર તે માટેના સાધનસંયોગને અવશ્ય

આકર્ષી શકે છે જ."

સ્વામીજીને એમ થયા કરતું, કે ગુજરાતમાં જે હું કરું છું, તે બીજાઓ પણ કરે તો કેવું સારું! અન્ય પ્રાંતો તરફ પણ એમની નજર ફરતી હતી. 'ગીતા પ્રેસ' ગોરખપુર અને 'સ્વાધ્યાય મંડળ' ઔંધની પ્રવૃત્તિથી તેઓ પ્રસન્ન થતા હતા. મરાઠી સાહિત્યમાં આવી કોઈ યોજના નહોતી, તેનું એમને દુઃખ થતું હતું. બ્રહ્મચારી શ્રી જગન્નાથજીને એમણે એક વાર લખ્યું હતું:

"મરાઠી વાચકો માટે સસ્તા સાહિત્યની યોજના કરનાર કેમ કોઈ નથી નીકળતું? મુક્તાત્માઓને તો કશું જ કર્તવ્ય નથી, પણ કોઈ કોઈનો સ્વભાવ તેવો હોવાથી તેવાં કાર્યો કરી બેસે છે. તમે પોતે કે તમારા જેવા અન્ય કોઈ નીકળી આવે, તો કંઈ વાત વિના અટકે, એ વિશે આપ ઇચ્છતા હો, તો આપણે પત્રવહેવાર ચલાવવા તૈયાર છીએ."

સ્વામીજીએ પોતાની સંસ્થાને વિકસાવવાના ઉદ્દેશથી અન્ય પ્રાંતોની સંસ્થાઓનું સારી રીતે અવલોકન કરવા માંડ્યું હતું. એમણે કરેલી નોંધ પ્રમાણે કલકત્તામાં એ વખતે 'સાહિત્ય સંવર્ધિની સમિતિ' તરફથી સસ્તું સાહિત્ય જેવાં પુસ્તકો પ્રસિદ્ધ થતાં હતાં. સિંધમાં 'સસ્તું સાહિત્ય સોસાયટી' પણ એવા જ પ્રયત્નો કરતી હતી. સ્વામીજી આવા પ્રયત્નોથી ખુશ થતા એટલું જ નહિ, પરંતુ તેમની સાથે સંબંધો જોડી લોકહિતના કાર્યને નવું બળ આપતા હતા.

પરંતુ ગુજરાતની સ્થિતિ જુદી જ હતી. કેટલીક સંસ્થાઓ અને વ્યક્તિઓ સસ્તું સાહિત્ય કરવા તરફ વળી હતી; પરંતુ મોટા ભાગે તો સસ્તાને નામે ચરી ખાવાની બુદ્ધિ જ જોરદાર બની ગઈ હતી. સસ્તું સાહિત્યનું અનુકરણ થતું, તે જ સ્વામીજીના કાર્યની સફળતાનો પુરાવો ગણાય. પરંતુ આ અનુકરણ દરેક જગ્યાએ શુદ્ધ બુદ્ધિથી થતું નહોતું. સસ્તું સાહિત્યની લોકપ્રિયતા વટાવવા માટે કેટલીક સંસ્થાઓએ મળતાં નામોની ગ્રંથમાળા શરૂ કરી હતી.

કોઈએ એવાં કાર્યાલયો ઊભાં કર્યાં હતાં: 'સાહિત્ય સંવર્ધક કાર્યાલય,' 'ગુજરાત સાહિત્ય વર્ધક કાર્યાલય,' 'સસ્તું કાર્યાલય,' 'સસ્તું વાંચન પ્રચારક સભા' વગેરે ફૂટી નીકળ્યાં હતાં. કેટલીક સંસ્થાઓએ તો એવી જાહેરાત કરી હતી, કે 'સસ્તું સાહિત્ય' જે પુસ્તકો પ્રસિદ્ધ કરશે, તે બધાં પુસ્તકો અમારે ત્યાંથી પણ એટલી જ કિંમતે મળી શકશે. આ પ્રકારની હરીફાઈ થોડો સમય ચાલી, પરંતુ સસ્તું સાહિત્યની લોકપ્રિયતા ઉપર તેની કશી અસર ન થઈ કારણ કે એક બાજુ વેપારી હતા અને બીજી બાજુ ભેખધારી હતા. જેને આ દુનિયામાં કશું ગુમાવવા જેવું જ નહોતું, તેની સાથે હરીફાઈમાં કોણ ઊભું રહી શકે? ફૂટી નીકળેલી સંસ્થાઓની આજે હસ્તી નથી અને તેના નામનું કોઈને સ્મરણ પણ નથી. જ્યારે સસ્તું સાહિત્ય દિનપ્રતિદિન વિકસતી સંસ્થા રહી છે, એ સ્વામીજીનાં તપ અને ત્યાગનું આ ફળ છે.

*

[ ૬ ]

## ભાવના અને વ્યવહાર

સ્વામીજીનું મન એકબાજુ લોકસેવાની ભાવનાના ઉન્નત આકાશમાં વિહરતું હતું, ત્યારે બીજી સંસ્થાના વહીવટની ઝીણીઝીણી બાબતોમાં તેઓ કાળજી રાખતા હતા. આકાશ અને ધરતી વચ્ચેનો સંબંધ એમણે છોડ્યો નહોતો. જેમ પતંગ આકાશમાં ઊંચો ને ઊંચો ઊડે, છતાં તેનો દોર જો ધરતી ઉપર ન હોય, તો તેની હસ્તીનું કશું જ ઠેકાણું ન રહે, તેમ જે સંસ્થા શુભાશયથી સ્થાપવામાં આવી હોય, તે સંસ્થામાં વહીવટ પ્રત્યે સહેજ પણ દુર્લક્ષ સેવવામાં આવે, તો તેના ઉચ્ચ આશયો સંચાલકના મનમાં ને મનમાં કે માત્ર કાગળ ઉપરજ રહી જાય.

સ્વામીજીએ નિયમ તરીકે જ સ્વીકાર્યું હતું, કે સંસ્થાનો તમામ વ્યવહાર રોકડેથી જ કરવો. હિસાબને લંબાવવાનું એમને કોઈ રીતે પસંદ નહોતું કોઈ વાર પૈસા આપવામાં એકાદ બે દિવસની ઢીલ થતી, તોપણ તેમને ઊંડું દુ:ખ થતું. સાથી કાર્યકરોને તેઓ હમેશાં કહેતા, કે 'એક હાથમાં માલ અને બીજા હાથમાં પૈસા જો ન હોય તો કામ થોભાવી દેવુ, અથવા બંધ કરવું એ વધુ ઇષ્ટ છે.' વિકસતી જતી પ્રવૃત્તિ તરફ તેઓ બે દૃષ્ટિએ જોતા હતા. એક દૃષ્ટિ તો અનંતકાળ

સુધી પોતે જીવવાના જ હોય તે રીતે કામ વધાર્યાં જવાની અને બીજી દૃષ્ટિ થોડીક ક્ષણોમા જ મૃત્યુ આવવાનું હોય તેવી સાવચેતીની પ્રથમથી જ એમના શરીરમા અમુક વ્યાધિઓ હતી. એટલે શરીર કોઈ પણ પળે પડી જશે એવુ તેઓ માનતા હતા આવા આકસ્મિક મૃત્યુનો એમને ડર નહોતો, પરંતુ તેનુ જ્ઞાન તો હતુ જ એટલે પોતાના દરેક વ્યવહારમા તેઓ બહુ જ ચોખ્ખા રહેતા હતા એમની ગેરહાજરીમા કોઈ વ્યક્તિને કે સંસ્થાને સહેવુ ન પડે, એ માટે ખૂબ કાળજી રાખતા સંસ્થાના માણસો સાથે પણ ઉધારનો વ્યવહાર રાખવામાં આવતો નહતો કાર્યાલયમા એક પાટિયુ લટકાવીને લખ્યુ હતુ, કે "ઉધાર, ઉછીના કે બક્ષિસમા કોઈએ કશુ માગવુ નહિ"

કામની ચીવટ તો એટલી હતી, કે તેનુ અનુકરણ કરવાનુ જ સૌને મન થાય સ્વદેશીનુ વાતાવરણ પહેલેથી જ પ્રિય હતુ આરંભમા સ્વદેશી વસ્ત્રો પહેરતા અને ગાંધીયુગ પછી ખાદી જ વાપરવા માંડી હતી સ્ટેશનરી વાપરતા તે પણ સ્વદેશી શરૂઆતમા પરદેશી કાગળો અને દેશીકાગળો વચ્ચે ભેદ ન હોતો રહ્યો, પરંતુ થોડા વર્ષો વીત્યા પછી આગ્રહપૂર્વક દેશી કાગળો જ પુસ્તકોમા વપરાતા અને તે માટે છેક કલકત્તાથી મોટો જથ્થો તેઓ મંગાવી રાખતા પુસ્તકોના પૂઠામા વિદેશી કાપડ ન જ વપરાય તેની બહુ કાળજી રાખતા અને એક વાર તો મીલના કાપડને બદલે ખાદીના પૂઠા પણ તેમણે કરાવ્યા હતા, પરંતુ એ પૂઠા મજબૂત અને બરાબર ન લાગ્યા અને લોકોને પસંદ ન પડ્યા એટલે એ આગ્રહ છોડી દેવો પડ્યો

લોકોને સસ્તુ આપવુ અને નવુનવુ આપવુ તે વિષે તેઓ સતત વિચારો કરતા એમને વિચાર કરતા લાગ્યુ હતુ, કે સામાન્ય માણસો ઉપર લખાણ કરતા યે ચિત્રની વધુ અસર થાય છે તેઓએ જોયુ હતુ, કે ધાર્મિક કરતા શૃંગારિક ચિત્રોનો ફેલાવો ઘણો વધારે છે મોટા ધર્મગ્રંથોમા જો ધાર્મિક ચિત્રો મુકાય, તો તે લોકોને પ્રેરણાદાયી થઈ પડે, આવો ખ્યાલ મનમા પેદા થયો, કે તરત જ

બધું કેમ સસ્તું થાય તેની શોધ કરવામાં એમનું મન લાગી ગયું. એમણે વિચાર્યું :

"અભણ સ્ત્રીઓ, ગામડિયા, ગરીબ, અજ્ઞાન અને અભણનો જે મોટો વર્ગ આ દેશમાં છે, તે જોતાં અને અત્યારે શૃંગારસૂચક ચિત્રો વધુ નીકળે છે, તે જોતાં પણ, ધર્મનીતિવર્ધક ચિત્રો તૈયાર કરાવવાની અને સાથેસાથે સસ્તામાં ફેલાવવાની જરૂર પણ દેખીતી છે. પ્રથમ એક ચિત્ર તૈયાર થાય, અને ૧૦×૧૪ ઇંચના મોટા ત્રિરંગી ત્રણ બ્લોક તૈયાર થાય તે ખાતે જ રૂા. ૩૦૦–૪૦૦ ખર્ચ થાય. આ ખર્ચ બારોબાર લોકસેવાર્થે ઉઠાવી લેવાય, તો એના કદ વગેરેમાં ત્રિરંગી ચિત્ર દશ આને વેચાય છે, તેને બદલે વધુ બોધપ્રદ અને મૂલ્યમાં સર્વ ખર્ચ સાથે ત્રણેક આનામાં જ લોકો મેળવી શકે. વળી તેની નીચે ઉપર જે બબ્બે લીટીઓ પ્રસંગને સૂચવનારી તથા સુબોધ સૂચવનારી ખાસ કાળજીથી તથા પ્રાચીન ગ્રંથોના વર્ણન મુજબની તૈયાર કરેલી હોય, તે પણ બહુ લોકોપકારક થાય, તથા પ્રાચીન શુભ પ્રસંગો લોકોના સ્મરણમાં વધુ આવતા રહે.

"આમ અભણ માનવો માટે આ સેવા બહુ અગત્યની લાગવાથી તેને લગતી તૈયારી તથા પ્રાચીન ગ્રંથમાંની હકીકતો વાંચી તેને સારરૂપે ગોઠવવાનું જારી રાખ્યું છે. એકસો સુધીનાં ચિત્રોની યોજના પણ ગોઠવાઈ આવે તો તેમાં નવાઈ નથી..."

હિસાબની બાબતમાં તેઓ કેટલા ચોક્કસ હતા, તેના અનેક દાખલાઓ એમની આસપાસમાં રહેનારાઓ પાસેથી મળી આવે છે. પાછલી અવસ્થામાં તેઓ પૂરું બોલી શકતા નહિ અને ધ્યાન પણ આપી શકતા નહિ, ત્યારે પણ સંસ્થા હિસાબની બાબતમાં સ્હેજ પણ પાછળ ન રહે, તેની સતત ચિંતા રાખતા. એક વાર કલકત્તાની એક દેશી મીલના એજંટ પાસેથી કાગળોનો મોટો જથ્થો મંગાવ્યો હતો. એજંટ અગ્રેજ વેપારી હતો. એનો આંકડો આવતાં સ્વામીજીને તેમાં ભૂલ માલૂમ પડી તેઓ બોલી શકતા નહોતા,

સમજાવવામાં મુશ્કેલી આવતી હતી; છતાં યે જેમતેમ કરી એમણે બતાવ્યું કે આમાં ભૂલ છે. આંકડો પાછો મોકલાયો પણ સામેથી જવાબ મળ્યો, કે અમારા હિસાબનીશે બરાબર હિસાબ કરી તપાસીને જ મોકલ્યો છે. સ્વામીજીએ ફરી એની એ વાત કરી અને ભૂલ બતાવી, ત્યારે સહુ કાન પકડી ગયા અને પેલા અંગ્રેજ સાહેબે સ્વામીજીનો આભાર માન્યો.

સ્વામીજીને અંગ્રેજી રાજ્ય પસંદ નહોતું. દેશના દારિદ્ર માટે પરદેશી રાજસત્તાને તેઓ જવાબદાર ગણતા હતા. આપણી પ્રજા ગુલામીમાંથી છૂટે એવો ઉપદેશ આપવામાં તેઓ કદી પાછા પડતા નહોતા, છતાં અંગ્રેજ પ્રજાના કેટલાક ગુણો માટે એમને ભારે માન હતું. તેઓ પોતે અંગ્રેજી કેળવણીની અસર નીચે આવ્યા નહોતા, અંગ્રેજો સાથે તેમનો બહુ સંસર્ગ પણ નહોતો; છતાં વાંચીને–સાંભળીને જે કંઈ જાણ્યું હતું, તે ઉપરથી તેઓ અંગ્રેજોના અને બીજી યુરોપિય જાતિના પ્રશંસક બન્યા હતા. સ્વામીજીએ આ વિશે ખુલ્લા દિલે નીચેના શબ્દો લખ્યા છે:

"અંગ્રેજો પાસે શીખવાના ગુણમાંથી લેવડદેવડના વેપારની સરળતા, અને સ્વચ્છતા તમારા સહાયક ખાતામાં બને તેટલાં વધારજો. આપવા ને લેવા બન્ને બાબતમાં બને ત્યાં સુધી તદ્દન તે જ વખતે ચૂકતા હિસાબનું ધોરણ, વ્યાજના થોડાક બચાવ કરતાં અનેકગણો બીજી રીતે લાભ આપવાવાળું આખરે જણાઈ રહે છે. ... યુરોપ જેવા દેશોમાં દૃઢ બંધારણ માનવનાં તનમનનું હોવાથી માત્ર ઉપલા મુદ્દાઓ પર નિર્ભર રહીને ખુશીથી મુખ્ય કર્તા વખત ફાજલ પાડી શકે; અને યુરોપીય સમાજ તેમ સંસ્થાઓ તે ખરા મૂળ તત્ત્વને લીધે જ આટલી બધી વ્યવહારમાં આગળ વધી શકી છે. હિંદના ગોખલે ઇત્યાદિ અગ્રણીઓ, એ જ મૂળ તત્ત્વ દેશમાં ન હોવા બદલ અફસોસ કરતા હોય છે. એ તત્ત્વના અભાવથી જ મુખ્ય કર્તાને સામાન્ય બાબતો માટે પણ ચિંતિત અને કાર્યશીલ રાખ્યા કરી સો કાર્યની શક્તિવાળા મગજને તે કાર્યમાં ગોંધી રાખે છે. આજ એ

તત્ત્વને હિંદમા લાવો ને કાલે જ અંગ્રેજો સ્વરાજ્ય આપ્યા વિના રહે તેવા નથી એ ઉચ્ચ તત્ત્વના અભાવે જ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી—લક્ષાધિપતિઓની પાર્લામેન્ટ જેવી સંસ્થા (કારણ કે તેના ૭૦૦ મેમ્બરોમાથી ૨૦૦ તો લક્ષાધિપતિ જેવા જ હશે) પોતાના સાધનો અને પ્રતિષ્ઠિત અગ્રેસરો છતા તેના પ્રમાણમા જીવ જેવુ કરી શકતી નથી, ત્યારે અહી તો નહિ જ તથા ઉછીપાછીના સાધન પર જ ગાડુ ગબડાવવાનુ, એટલે સંસ્થાના વ્યવહાર અંશમા હુ પણ ઉપલા ખડેખાઓ જેવી જ દૃષ્ટિ રાખુ, તો અલબત મને પોતાને શાતિ વધુ મળે, પણ લોકહિતના પરિણામ જોતા તો નિર્માલ્યતા કે નિષ્ફળતા જ આવે એમ પ્રત્યક્ષ હુ જોઈ શકું છું"

વ્યવહારની ચોખ્ખાઈના અનેક દાખલાઓમાથી બેત્રણ અહીં નોધીએ

એકવાર સ્વામીજી પેટલાદ ગયા હતા એક સજ્જન પાસેથી રૂ એકસો એમણે ઉછીના લીધા પાછળથી એ સજ્જનને વિચાર આવ્યો અને એમણે સ્વામીજીને લખ્યુ, કે મારી એ રકમ ભેટ તરીકે ગણજો અને યોગ્ય લાગે તે કામમા વાપરજો સ્વામીજીએ જવાબમા લખ્યુ "રૂ ૧૦૦" વાળી રકમ નહિ મોકલવા આપે લખ્યુ, પણ એ તો ઉછીદાખલ જ માગી લીધી છે તે આપે લેવી જ જોઈએ અહી આવીને તે તરફનો હિસાબ હજી નોધાવ્યો નથી, તેથી જ એ રકમ મોકલવી રહી ગઈ છે માટે હા, આવા નિમિત્ત સિવાય માત્ર સ્વેચ્છાથી જ પ્રેરાઈને આપ જ્યારે પણ આપ તરફથી સન્માર્ગે વ્યય કરવા માટે કાંઈ પણ મોકલી આપશો, ત્યારે ખુશીની સાથે તેવા કાર્યમા વાપરવા બનતુ કરીશ, અથવા તો તેવે રસ્તે વપરાઈ ચૂકેલા નાણા ખતે સંસ્થાના ચોપડામા જમા કરાવીશ"

સંસ્થાના ગ્રાહકો સાથે પણ આવો જ ચોખ્ખો વ્યવહાર તેઓ રાખતા હતા ભિન્નભિન્ન સ્થિતિ દર્શાવતા નીચેના બે પત્રો સ્વામીજીનું માનસ સમજવામાં બહુ ઉપયોગી થઈ પડશે પહેલા પત્રનો

જવાબ અગિયાર વર્ષ બાદ અપાયો છે. એ પત્ર વડોદરાના જાણીતા ઇતિહાસજ્ઞ પ્રો. હિંમતલાલ કામદાર ઉપરનો તા. ૫-૯-'૨૭નો છે.

"તા. ૮-૫-'૧૬ના આપના પત્ર અનુસાર રૂા. ૩૦) ત્રીસ મનીઑર્ડરથી મળેલા, મહાભારતના ગ્રાહક તરીકે એ નાણાં આપે મોકલાવેલાં પણ ગ્રંથો રવાના કરવા સારુ પેકિંગનો રૂા. ૧, આપે ઓછો મોકલેલો હોવાથી એ રકમ આપના અંગત ખાતે જમા રાખી રૂપિયો મંગાવેલો પણ તે આપે મોકલેલો નહિ. હમણાં ગ્રાહકોને પેકિંગ ખર્ચમાંથી મુક્ત કર્યા છે; અર્થાત્ વિના ચાર્જે સંસ્થા ગ્રાહકોને પારસલ મોકલી આપે છે. આથી આપનું ગ્રાહક તરીકે નામ નં. ૭૯૬થી દાખલ કરી દીધું છે તે જાણશો. મહાભારતના સાતે ગ્રંથ આ માસની આખરે ગ્રાહકો તરફ પારસલ દ્વારા રવાના કરવામાં આવશે તે જાણવું."

બીજા પત્રમાં લખ્યું છે: "વિ. તમારો કાર્ડ મળ્યો, પાછા પુસ્તકો મોકલવા લખ્યું, તો તે યથાવકાશ ખુશીથી મોકલી આપીશ. અને તેનું પોસ્ટેજ તમે મોકલ્યું નથી એનો અર્થ એ જ કે આવી પરોપકારી સંસ્થાઓએ તે પણ આપનાં વ્યાપારકાર્યની ખાતર ભોગવવું જોઈએ, એમ જ તમે માનેલું હશે.

"પ્રિય ભાઈ! આઠ આનાનો ખર્ચ આ સંસ્થા ઉપર અઘટિત પણે આવે તેની તુચ્છ રકમ માટે આ સંસ્થા લખાપટી કરવા બેસે એમ જરાપણ સમજતા નહિ; પરંતુ એક સંન્યાસી તરીકે 'કટુસત્ય' પણ તમો જેવાના હિતને ખાતર ન કહી શકું, તો તમારો નુકસાન કરનાર જ ખરેખર હું બનું. હું સમજું છું, કે અમુક કક્ષાના માણસો કહેનારની હિતાવહ મતલબ ન સમજતાં અને પોતાની ભૂલ વા સ્વભાવ ન સુધારતાં ઊલટા કહેનારને જ નાલાયક ગણે છે. કદાચ તમે પણ તેમ ધારો તો ભલે ધારો, પણ તેની પરવા કરીને *મારે જ્યારેત્યારે પણ ધ્યાનમાં ઊતરે જ એવા સત્યને દબાવી* રાખવાની કે ગોળે ચોપડી દઈને કહેવાની જરૂર નથી.... "

સંસ્થાના હિસાબો બરાબર રહેતા હતા, છતાં એટલેથી એમને સંતોષ નહોતો. એમણે કોઈ અજાગ્રત પળે પણ આ સંસ્થાને પોતાની માલિકીની માની નહોતી. એટલું જ નહિ, પણ પોતે સંસ્થાના અને જનસમાજના સેવક છે, એમ જ સદા માન્યું હતું. સંસ્થાને સાત–આઠ વર્ષ વીતી ગયાં ત્યારે એમને લાગવા માંડયું, કે સંપૂર્ણ અહેવાલ અને આવક–ખર્ચના આંકડાઓ સંસ્થાનાં માલિક જનતા જનાર્દન પાસે રજૂ કરી દેવા જોઈએ. કામના દબાણમાં આ થઈ શકતું નહોતું, તેની ચિંતા એમના અનેક પત્રોમાં જોવા મળે છે. એટલું તો હિસાબ ઉપરથી સમજી શકાતું હતું, કે સંસ્થા આગળ ધપી રહી છે અને આટલું સસ્તું આપવા છતાં ભારે કરકસર હોવાને કારણે ઠીકઠીક રકમ સંસ્થા પાસે જમા પણ થઈ છે. સ્વામીજી તો આ સફળતાને પ્રભુનો આશીર્વાદ જ માનતા હતા અને એટલે કોઈ કોઈ વાર તેઓ બોલતા, કે સંસ્થાની આર્થિક સ્થિતિ કેટલી સારી છે, તે દર્શાવીને મારે પ્રભુની લીલાનો પરિચય કરાવવો છે. એમની ઇચ્છા હતી, કે અહેવાલ પ્રસિદ્ધ કર્યા પછી સંસ્થાનું ટ્રસ્ટ બનાવી, સંસ્થા રજિસ્ટર કરાવી અને મિત્રમંડળ બનાવ્યું હોવા છતાં માથા ઉપર જે ભાર રહે છે, તે ઓછો કરવો. આ અહેવાલ "ઉત્પત્તિ, સ્થિતિ અને ભવિષ્ય" રૂપે પ્રસિદ્ધ થઈ ગયો છે.

વ્યવહારમાં મશગૂલ રહેવા છતાં એમનું અંતર તો ઈશ્વરને આધીન જ રહેતું હતું. એમનું ભાંગેલું શરીર, દુનિયાની દૃષ્ટિએ તો બહુ અલ્પ શિક્ષણ, તથા વિપરીત સંયોગો હોવા છતાં એમના પરિશ્રમમાંથી કેમ આવાં ફળો નીપજી શક્યાં તેનું રહસ્ય આમાંથી મળી રહે છે :

"...પ્રેસ ઈશ્વરેચ્છાથી જ નીકળ્યું છે અને તેથી ઇચ્છા હશે તેમ તે પ્રકારે ચાલે યા બંધ પડે–જે જ્યારે થાય ત્યારે, તેની જ ઇચ્છા. તેની કળા અકળ છે. આવતી કાલે સર્વ જેમનું તેમ રાખી ચાલી નીકળવું હોય, તો લોકોની તુચ્છ સ્તુતિ–નિંદાને ન ગણકારતાં ચાલી નીકળાય, એવું માનસિક સ્વાતંત્ર્ય અને તત્પરતાના બળ

ઉપર જ આ સંસ્થાની શરૂઆત થઈ. આટલાં વર્ષ વીત્યાં, આગળ ઉપર જે થાય તે ખરું."

તેમનો બધો સમય કૃષ્ણાર્પણ થયેલો હતો. એક સ્નેહી માગણી કરતા હતા, કે અઠવાડિયે એક વાર તો મને પત્ર લખો. સ્વામીજીએ જવાબ આપ્યો :

"અઠવાડિયે એક વાર તો શું, પણ મહિને એક વાર પણ પત્ર લખવાનું બીજી રોકાણો ના પાડે છે. જે સમય ૫૦ હજાર કે લાખ માણસ માટે ઉપયોગી થતો હોય, તે સમયનો એવા કામમાં ઉપયોગ કરવાનું મન કેવી રીતે થાય ?"

મળવા આવનારાઓને તેઓ હોંશથી મળતા અને ભગવદ્‌ભક્તિની અથવા તો લોકોપયોગી વાતો પણ કરતા; છતાં એમણે જણાવેલું કે જ્યારે કામમાંથી ઊઠવું પડે છે; ત્યારે મનને એક પ્રકારની ગ્લાનિ થાય છે. તેઓ માનતા, કે હું તો મારા માલિકનું પશુ છું. મને ક્યાં બાંધવું, ક્યાં રાખવું, ક્યારે છોડવું, ક્યારે અને શું ખાવાનું આપવું તે બધું પશુપતિ પરમાત્માના હાથમાં જ છે. 'આવી ભાવના સેવવામાં એમને અપૂર્વ આનંદ આવતો હતો, અને જ્યારે અંતરનું અહં સૂક્ષ્મ રૂપે પણ બહાર નીકળી આવતું, ત્યારે એ મોજું પસાર થયા પછી દિલમાં દુઃખ વ્યાપી જતું.

ઘણીવાર એમનું દિલ દર્દથી ઊભરાઈ જતું. કોઈ સજ્જનનો સમાજ ઉપયોગ ન કરી શકે, ત્યારે એમને લાગી આવતું અને એવી જ લાગણી પોતા વિશે પણ તેઓ અનુભવી શકતા. એકવાર શ્રી. નર્મદાશંકર બાળાશંકર પંડ્યાને એમણે લખ્યું હતું: 'પ્રિય બંધુ! શું કહું? શું લખું? તમારા જેવા ઋષિપુત્રોની કેવી સુંદર ગૂંથણી દેશના હિતમાં થઈ શકે? દુર્ભાગ્ય છે હિંદી જનવર્ગનાં કે હજી યે અસામાન્ય યોજકો અવતરતા નથી. તમારો ઉપયોગ લોકો કરી શકતા નથી."

પોતાને વિષે પણ એક સ્થળે તેઓ લખે છે; "હિંદ જેવો ધાર્મિક દેશ અત્યારે પણ જે લાખો સંતસાધુઓનાં અન્ન વસ્ત્ર, મકાન અને

મોજશોખ પણ પૂરાં પાડી રહ્યો છે, ત્યાં એક આ ભિક્ષુ તરફ ભાગ્યે જ કોઈ દૃષ્ટિ નાખે, એ દેશની વર્તમાન દશાનો જ દોષ છે; પણ જાતને લગતો જ આ પ્રશ્ન હોવાથી એ વિષે કાંઈ પણ બોલવાલખવા કરતાં નભે તેમ નભાવી લેવું એ જ ઠીક માન્યું છે..."

આવું બધું કરતાં અને વિચારતાં એમની દૃષ્ટિ સમગ્ર વિશ્વના સંચાલક પરમાત્મા તરફથી ખસતી નહોતી. સવારમાં કે સાંજે ફરવા જતા કે જ્ઞાનવાર્તા કરતા, ત્યારે અનેક વાર બોલી ઊઠતા, કે 'સસ્તું સાહિત્ય તો વચ્ચે આવી પડેલું કામ છે. જીવનની ખરી ભૂખ તો ઈશ્વરનિષ્ઠામાં જ રહેલી છે:' પોતાને વિષે તેઓ કહેતા: "સહુનો પ્રેરક પ્રભુ પોતે જ આવાં શુભ કાર્યોના પ્રેરક અગ્રણી અને કર્તાધર્તા છે—એન્જિન ચલાવનાર જેવા છે. પછી કોઈ ડબાને તે આગળ જોડે ને કોઈ ડબાને પાછળ જોડે, તેમાં આગલા ડબાની વિશેષતા ને પાછલાની ન્યૂનતા નથી; છતાં પહેલ કરવાનું માન તમે મને આપો તો એ તમારી માત્ર ઉદારતા જ છે......

"પ્રથમ નંબરનું કામ ઇષ્ટ ધ્યાન, જે હાલ બીજા નંબરના આ ખાતાના કાર્ય આડે જૂજ જ બને છે. નિશાળમાંથી છૂટેલા નિશાળિયાને રમતગમત ગમે છે. તેમ ત્રીજા નંબરનું કામ વખતોવખત વિશ્રાંતિ મેળવવા માટે સારાં કામો થતાં હોય ત્યાં જવું, જોવું, સાંભળવું એ છે; અને સારી જાતિ અને ઉદારતા પરમેશ્વરના ધોરણવાળાં હરકોઈ મત–પંથ તેમ જ ઉત્તમ સંસ્થાઓમાં છે. સમાર ભોનો લાભ એ પ્રકારે કશા સંકોચ વિના લેતો રહું છું. મારા મનથી જે સમજવાનું હતું, તેમાં હવે કોઈને પૂછવાનું બાકી નથી. પાળવાનું રહ્યુ હશે તે મારું જ કામ છે; એટલે કશી બાબતની પૂછપરછ કે વાદમાં કોઈ સાથે ઊતરવાની મને જરૂર પડતી નથી. ભલે સદ્‌સંસ્કારવર્ધક દરેક પ્રસંગ ગમે તે મતપંથવાળાના હોય, તેનો લાભ તેમના પંથનો ખાસ અનુયાયી બન્યા વિના લેવાય તેટલો લઈ શકું છું."

'સસ્તું સાહિત્ય'ની પ્રવૃત્તિને તેઓ હરિકથાનો જ એક પ્રકાર

માનતા હતા ધર્મકથાઓનુ વાચન ઘટતુ જતુ હતુ, તેથી તેમને ભારે દુ ખ થતુ હતુ માણભટ્ટો અને બારોટો કથાઓ દ્વારા પ્રૌઢશિક્ષણ આપી શકે એવી યોજના તેઓ વિચારતા, પરંતુ એ દિશામા, અન્ય પ્રવૃત્તિને કારણે કશુ કરી શકતા નહોતા પોતે અસામાન્ય શક્તિ ધરાવે છે, એમ કદી માનતા નહિ એટલુ જ નહિ પરંતુ પોતામા તો કંઈ ભક્તિ જ નથી પણ પરમાત્મા જ આ બધુ કરાવી રહ્યો છે એવી ભાવના એમના અંતરમા અહોનિશ રહ્યા કરતી હતી એમની માન્યતા પ્રમાણે તો –

"સસ્તા સાહિત્યનુ સર્વ ગાડુ પહેલેથી અત્યાર સુધીનુ એ જ ધોરણે ચાલ્યુ આવેલુ છે બિચારુ બે બૈરાના ધણી જેવુ તનમન એ બે ગતિઓ વચ્ચે જ્યારે જેમનુ ઘસડાવુ પડે તેમ ઘસડાતુ આવ્યુ છે અમારા મસ્તીખોર ભુલકાઓના સંપ્રદાયમા ઘણાખરાઓનુ એમ જ અનાદિકાળથી ચાલતુ આવ્યુ છે કુદરત માડીએ પણ એવો જ કાયદો કરી રાખ્યા જણાય છે, કે એવા અનાગ્રહી મસ્તી ખોરોની પાસેથી આગ્રહીઓ કરતા પણ વધારે કામ કકડાવી લેવુ એવા ગાડાવેલાઓ પાસે જગતના ડાહ્યાઓ કરતા પણ વધારે ચોકસપણાવાળી બાબતો કરાવી લેવી, અને એવા પંગુઓ પાસેથી અંતરાયરૂપ પર્વતો ઓળગાવી લેવા એવા મસ્તોમાંના એક નથી કહેવરાવવુ તોપણ તેમના ચરણરજ તરીકેનુ ગૌરવ તો મનજીભાઈ જતુ કરી શકે તેમ નથી જ"

સંસ્થાના સ્વરૂપ અને હેતુ વિષે એમણે અનેક પત્રોમા અનેક વાર પોતાના વિચારો નોધ્યા છે એ બધા અગત્યના છે, છતા એ મૂકવાનો અહી અવકાશ નથી સેવાબુદ્ધિથી પુસ્તકપ્રકાશનનો ધંધો થાય, તે તો ઉત્તમ ગણાય જ, પરંતુ તેઓ માનતા હતા, કે અન્ય વ્યાપારો કરતા પુસ્તકપ્રસિદ્ધિનો વ્યાપાર સાત્ત્વિક છે, કારણ કે સ્વાર્થસાધનાના તત્ત્વો સાથે લોકહિતનુ તત્ત્વ પણ એમા ભળેલુ છે બીજાઓને તેઓ કહેતા, કે "અમારી વાત જુદી છે અમે તો જાને નિઃસ્વાર્થભાવે રહી લોકોને ખર્ચે, લાગત મૂલે, નફા તરીકે

કશું ચઢાવ્યા વિના પુસ્તકો પ્રસિદ્ધ કરીએ છીએ અને લોકોમાં જ્ઞાનનો પ્રચાર થાય એથી રાજી થઈએ છીએ. એ જ અમારો ધંધો છે, અને એથી જ અમને ઉત્તેજન મળે છે."

એમણે દુનિયા બહુ જોઈ નહોતી; પરંતુ વાંચન અને અનુભવમાંથી બહારની દુનિયા વિષે જે કંઈ જાણી શકાતું તેનો તેઓ બરાબર લાભ ઉઠાવતા. યુરોપઅમેરિકાની બાઈબલ સોસાયટીની એમના ઉપર બહુ અસર થઈ હતી. એ સંસ્થાઓ પાસે લાખોનું ફંડ હતું, તેવું તો 'સસ્તું સાહિત્ય' પાસે હતું નહિ, પણ એમની દૃષ્ટિ જાતમહેનત અને કરકસરથી એવી જ સંસ્થા ઊભી કરવાની હતી. "હૃદયની શુદ્ધ પરોપકારાત્મક ઊર્મિ અને અજ્ઞાન દેશબંધુ પ્રત્યેની દાઝ શાંત પાડવા જ્યારે જે કાંઈ થોડુંઘણું બને તે ધામધૂમ વિના અને બીજાની મદદની આશાએ લટકી કે અટકી રહ્યા વિના શરીર અને મનના બળથી પ્રાપ્ત થાય તેટલું કરવું—થાય ત્યાં સુધી કરવું એવી અંતરની મુરાદ છે; અને એમ ન બને ત્યારે પ્રભુઇચ્છા માનીને ચૂપ રહેવાની વૃત્તિ છે."—આવી હતી એમની મનોભાવના. જગતનાં પરોપકારી ખાતાંઓનું આકર્ષણ હતું, પરંતુ આ દેશમાં તો એ ઢબે સંસ્થા વિકસાવવાની સગવડ જ નહોતી. ગરીબ અને ગુલામ દેશ, ધનવાનોને ખુશામતનો શોખ, ત્યાં એવી સંસ્થાઓ પણ શી રીતે ઊભી કરી શકાય?

દૃષ્ટિ વિશાળ હતી, છતાં પોતાની મર્યાદા તેઓ સમજતા હતા. એટલે ગુજરાતની સૌથી મોટી પ્રકાશન સસ્થાને તેઓ તો બહુ સામાન્ય માનીને સંતોષ લેતા હતા. કહેતા હતા, કે કાર્યનો વિસ્તાર તો ઘણો થઈ શકે એમ છે; પણ આજના સંજોગોમાં આટલું જ મુશ્કેલીએ ચાલે છે, ત્યાં વિશેષનો આગ્રહ શા માટે રાખવો?

તેઓ ઘણી વાર સસ્તું સાહિત્યને ગરીબ સાહિત્ય કહેતા. કેટલાકને એમાં હલકાપણું લાગતું. ટીકાકારો એ શબ્દની ટીકા પણ કરતા. એવે વખતે સ્વામીજી જવાબ આપતા:

"અન્ય વ્યવસ્થામાં તો જેવો ગણો તેવો આ દેહ જ છે. તે પોતાની બુદ્ધિ પ્રમાણે અને તેટલી લોકોને લાભ દેનારી ઉત્તમતા ધ્યાનમાં લઈને યથાશક્તિ કાર્ય બજાવશે. પછી તમો કે બીજું કોઈ સસ્તું સાહિત્યને બદલે ગરીબ સાહિત્યના નામને વધુ યોગ્ય થઈ પડે તેવો કહો, કે હજી એથી યે વધુ તુચ્છ શબ્દોથી સંબોધો તેનું તેને કશું નથી.

"...'સસ્તું સાહિત્ય' કરતાં 'ગરીબ સાહિત્ય' શબ્દ આપને હલકાશવાળો લાગતો હોય એમ લાગે છે; પણ સસ્તાપણામાં હેતુ ગરીબો માટેનો જ છે. પૈસાવાળાઓ ! સ. સા. નાં પુસ્તકોનો લાભ આમ છતાં ઓછો મળે છે એમ નથી, પણ ગરીબોના પ્રતાપે જ—તેમના ભેગું તેમનું પણ હિત થતું સમજજો. આમ છતાં પૈસાદારો માટેનું 'પૈસાદાર સાહિત્ય' કાઢનાર માટે પણ કાંઈ નથી એમ હું કહેતો નથી. દુનિયામાંના સદ્પ્રારબ્ધકલ્પનાના પ્રદેશને જાતે અમલમાં લાવી જોનારા નીકળશે, ત્યારે જ તેને હું વધુ બળવાન સમજું છું. અખંડ શરીર કરતાં અનેકગણી યોગ્યતા અને સાધનસંપન્ન વ્યક્તિઓને માટે ઘણાં મોટા પ્રમાણમાં વિવિધ કાર્યપ્રદેશમાં અવકાશ છે.

"...મારે માટેનો શિક્ષક એક એવો મળી ચૂક્યો છે, કે તેના વિના સાક્ષાત ઇંદ્ર પણ શિખામણ દેવા આવશે, તો મને તેના પ્રત્યે હસવું જ આવશે. મિથ્યાભાવ આમાં પણ માનશો, પણ જે વાતો વધુ ઊંડા રૂપમાં અનેક રીતે વિચારાઈ અટકી હોય, તેમાંનો એક માત્ર નાનો સરખો અંશ જ અને તે પણ શિક્ષકપણાના આડંબર સાથે ઉપદેશાતો જોવાય, ત્યાં બીજું શું કહેવું ? ભલે મિથ્યાભિમાની કે ગમે તેમ કહેવાય. કાર્યની શરૂઆતમાં જ જગત તરફથી મૂંગા કાર્યકર્તાને માટે જે શરપાવો મળવા જોઈએ તે હજી આથી ઘણા મોટા પ્રમાણમાં હોવા વિશે પ્રથમથી જ મન સાથે શરત કરી રાખેલી છે. અને આ શરીરનું આધ્યાત્મિક શિક્ષણ તે ભાવોથી જ ઘડાયું

છે. આવા પ્રસંગોએ માત્ર એક હરફ પણ ન નીકળે પણ ઊલટી દૈવી ભાવનાને—આનંદી ભાવનાને ઉદ્દભવે આ દિશાએ આ હૃદય હજી નથી પહોંચ્યું તેથી જ આ બધું લાંબુંલાંબું લખાઈ ગયું છે. ધિક્ હો આ અવસ્થાને—આવે ભાવે અંતઃકરણ સર્વ પ્રકારે કૃત્ય-કૃત્ય છે, પણ આવા હૃદયભાવે હજી યે રમ્યા કરવાની મિથ્યા મૂર્ખતામાં જ તેનો મોટો વખત જાય છે.."

આ ગરીબ સાહિત્ય ગરીબોના પ્રતિનિધિના બળે આગળ વધતું જતું હતું. સ્વામીજીમાં અમુક દૃષ્ટિએ જે વ્યવહારકુશળતાની ખામી હતી, તો બીજી દૃષ્ટિએ એમની કુશળતા બહુ પ્રશંસા માગી લે એવી પણ હતી. પહેલા મહાયુદ્ધનાં પડઘમ વાગતાં હતાં અને તેની અસરમાં કોનુ શું થશે તેની ચિંતામાં સહુ પડ્યા હતા. માતા બાળકની ફિકર કરે તે રીતે સ્વામીજી એમની સંસ્થાની ફિકર કરતા હતા. યુદ્ધના ઝંઝાવાતમાં સંસ્થા જોખમાઈ ન જાય તેની એમણે તૈયારી કરી હતી જ્યાંત્યાથી પૈસા એકઠા કરી કાગળોનો મોટો જથ્થો એકઠો કર્યો અને લડાઈનાં વર્ષો દરમિયાન જ્યારે બધી વસ્તુઓના ભાવો આસમાને ચઢી ગયા હતા, ત્યારે પણ તેમણે ગુજરાતની જનતાને સસ્તી કિંમતમાં પુસ્તકો આપ્યાં એમના પુસ્તકો કેટલા સસ્તા હતા અને એનો ફેલાવો કેટલો મોટો હતો, તેની સંપૂર્ણ વિગત પાછળથી મળી રહેશે અહીં તો એટલું જ જણાવીએ કે બીજી સંસ્થામા જે પુસ્તક પાચ રૂપિયે મળતું, તે આ સંસ્થા લગભગ દોઢ રૂપિયામા પ્રસિદ્ધ કરતી હતી. આવું જ પ્રમાણ પુસ્તકોના ફેલાવામાં પણ નજરે પડે છે. બીજી સસ્થાઓને એક હજાર નકલ વેચતા સાતથી દશ વર્ષ લાગતા હતા, ત્યારે સ્વામીજીની આ સસ્થા ત્રણ–ચાર વર્ષમા પાચથી સાત હજાર નકલ વેચી નાખતી. સ્વામીજીએ જે વિસ્તૃત અહેવાલ પ્રસિદ્ધ કર્યો છે, તેમાં સંસ્થાની ઝીણીઝીણી વિગતો અને પાઇએ પાઇનો હિસાબ મળી આવે છે. એમણે નોધ્યું છે, અને એ એક રસિક બીના છે, માટે આપણે પણ જોઈએ, કે સ્વામીને ૧૧નો આંક બહુ લાભદાયી

નીવડ્યો છે, તેઓ લખે છે:

(૧) સર્વથી પહેલાં નીકળેલા ગ્રંથનું નામ 'એકાદશસ્કંધ' હતું.

(૨) સર્વથી પહેલાં લખાયેલ નિવેદનની તિથિ એકાદશી (સં. ૧૯૬૩ના જ્યેષ્ઠ વદની) હતી.

(૩) આ (દશ વર્ષનો) રીપોર્ટ પણ સંસ્થાના અગિયારમા વર્ષની આખરે જ બહાર પડે છે.

(૪) ૧૯૭૨ની આખરે–કે જ્યાં સુધીનો આ રીપોર્ટ છે–તે સમયે સંસ્થામાં કાર્ય કરનાર મનુષ્યોની સંખ્યા અગિયારની હતી. સંસ્થા તરફથી જે ચાર પ્રકારનાં પુસ્તકો–એટલે વિવિધગ્રંથમાળા, ચરિત્રમાળા અને બૃહદ્ ગ્રંથમાળા તેમ જ પરચુરણ છૂટાં–નીકળ્યાં છે. તેમાં પણ સં. ૧૯૭૨ની આખર સુધીમાં અગિયારનો અંક નીચે પ્રમાણે લાગુ થયો છે.

(૫) વિવિધ તથા ચરિત્રમાળાના મળીને નીકળી ચૂકેલા સેટોની કુલ સંખ્યા ૧૧ની થાય છે.

(૬) બૃહદ્ ગ્રંથમાળા દ્વારા નીકળેલાં પુસ્તકોની સંખ્યા પણ અગિયારની થઈ છે.

(૭) એકાદશસ્કંધ વગેરે પરચુરણ છૂટાં પુસ્તકો નીકળેલાં તેની સંખ્યા પણ અગિયાર છે.

અંતમાં સ્વામીજીએ લીમડીના નરેશ શ્રી. દોલતસિંહજીને લખેલા પત્રની નોંધ લઈ આ પ્રકરણ પૂરું કરીએ. વિવિધ ગ્રંથમાળાનું પ્રથમ પુસ્તક 'આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિ' શ્રી. દોલતસિંહજીને અર્પણ થયું હતું. અર્પણ કરવાની પાછળ કોઈ પ્રકારની સ્વાર્થભાવના નહોતી. માત્ર સદ્‌ગુણોની કદર કરવાની વૃત્તિ હતી; પરંતુ ધનવાનો અને રાજામહારાજાઓ એમ સમજતા હતા, *અને આજે ય એમ સમજે છે, કે તેમનામાં સદ્‌ગુણ હોય, તો તે* માત્ર પૈસાનો જ છે અને એમને કોઈ માન આપે, તો તે પૈસા

લેવાની ઇચ્છાથી જ આપે છે. લીમડી નરેશે આ અર્પણપત્રિકાના જવાબમાં રૂપિયા એકસોની રકમ સ્વામીજીને મોકલી આપી. સ્વામીજીએ એ રકમ તરત જ પાછી મોકલી અને સાથેના પત્રમાં લખ્યું:

"રૂા. ૧૦૦ની રકમ ઓછી લાગવાથી તે માટે અમે ના પાડી એમ બિલકુલ માનવા જેવું નથી. અમારો પ્રથમનો પત્ર પુન: અવલોકવાથી એ વાતની ખાતરી શ્રીમાનને અવશ્ય થશે જ. એ પત્રમાંની મતલબ એ છે, કે અર્પણપત્રિકાને પૂર્ણ નિષ્કામભાવે જ અર્પણ કરવાનું અમે ધોરણ રાખેલું છે અને તેના નિમિત્તથી કાંઈ પણ રકમ લેવાય એ તો સત્કારને વેચવા તુલ્ય અમે માનીએ છીએ. જેથી કોઈ સ્વેચ્છાથી કાંઈ રકમ મોકલવા ઇચ્છે, તોપણ નિષ્કામતાના એ ધોરણને જાળવવા માટે અમારે ઉપકાર સાથે તે પાછી વાળવી એ જ કર્તવ્ય છે.

"...જો ખરું પૂછવામાં આવે, તો શુભ કાર્યોના કર્તાને જાહેર માન અપાય એ તેના કાર્યની તુલના આગળ કશા હિસાબની વાત નથી; અને જેમ નિ:સ્વાર્થ સજ્જનો, આચાર્યો તેમ જ ત્યાગીઓ જો ધારે, તો તે ઉત્તમ પ્રકારે તે બજાવી શકે તેમ છે; તેમ જ એક ઉત્તમ કોટીના રાજકર્તા પણ પોતાના હાથ નીચેના હજારો લાખો માનવબંધુઓ પર પ્રભુના પ્રતિનિધિરૂપ પોતાને સમજી લોકહિતના ઉદ્દેશથી રાજ્ય કરે, તો તેટલું જ અથવા તેથી પણ અધિક લોકહિત સાધી શકે છે અને અન્ય રાજકર્તાઓ માટે આદર્શરૂપ ગણાઇને તેમને પણ ઉચ્ચ ધોરણ તરફ આકર્ષી શકે છે.

"શ્રીમાન એવા જ એક રાજકર્તા હોઈને પોતાની રૈયત માટે બહુ હિતાવહ યોજનાઓ કરો છો; તેમ જ કરવા ધારો છો. એ જોતાં તે બદલ સદ્ભાવ દર્શાવવા બદલ કિંચિત પણ બદલાની આશા અમારા જેવા રાખે એ ઘટિત જ નહિ. શ્રીમાનની રૈયત એ સર્વ અમારા જ બંધુઓ છે. તેમનું હિત થયું છે ને થશે તે સર્વ અમારું જ છે. શું એ લાભ, એ બદલો ઓછો છે?

"મદદના રૂપિયા માટે સંગીન અને ખાતરી ભરેલે સ્થળેથી

પ્રથમ હા આવેલી ને વખત આવે જરૂર પડ્યે તે વ્યક્તિ ફરી ગઈ તેથી જરા અડચણ પડી; પરંતુ તે બાબત વળી સહજમાં એના મેળે સુધરી ગઈ ને કશી યે તાણ રહી નહિ; ને તેથી અન્ય એક બે સ્થળેથી મદદને માટે હા આવી તેની પણ ના કહી દીધી; કારણ કે કારતક માસમાં તો નવા લવાજમથી પૂરી સગવડ થનાર હતી."

આમ દાન પણ જોઈએ, ત્યારે ને તેટલું જ લેવાની એમની પ્રકૃતિ હતી; અને છતાં કેટલાક વિઘ્નસંતોષીઓ એવી વાતો ફેલાવતા હતા, કે સ્વામીજી અર્પણપત્રિકાઓમાંથી પૈસા મેળવે છે. લીમડીના ઠાકોર જેવો જ પ્રસંગ ભાવનગરના મહારાજા ભાવસિંહજી માટે પણ બન્યો હતો, ત્યાં પણ સ્વામીજીએ સ્પષ્ટતા કરી હતી, કે તમારાં જેવાં સત્કાર્યો કરવાનું બીજાને મન થાય તે માટે અર્પણપત્રિકા આપવાની ઇચ્છા સંસ્થા રાખે છે. જ્યારથી ગ્રંથમાળાની યોજના સ્વામીજીને સૂઝી ત્યારથી એમણે ધનવાનો તરફ જેવાનું લગભગ છોડી દીધું હતું. છેવટ સુધી એમને લાગતું હતું, કે આ કાર્ય ધનવાનોનું છે અને એમણે એ કરવું પણ જોઈએ; પરંતુ ધનવાનો પાસેથી પૈસા કઢાવવા માટે જે યોગ્યતા કે અયોગ્યતા, હોવી જોઈએ, તે પોતામાં નથી એટલે એમનાથી દૂર રહીને જ જે થઈ શકે તેટલું જ કરી છૂટવું જોઈએ.

વિચાર આવે છે, કે આવા સમર્થ શક્તિશાળી અને ભાવનાશીલ સ્વામીજીના હાથમાં લાખ–પાંચ લાખ આપનાર કોઈ ધનવાન મળી આવ્યો હોત, તો એમણે ગુજરાતમાં એક ચમત્કાર સર્જ્યો હોત; પરંતુ ગુજરાતની એ કમનસીબી ઉપર નિસાસો નાખવા કરતાં સ્વામી જેવા ગુજરાતમાં અવતર્યા તે ખુશનસીબીથી આનંદ પામીએ એ જ ઇષ્ટ છે.

## [ ૭ ]

## રણુની વીરડી

સ્વામીજીની ભાવના અને વ્યવહાર ઉપર એક દૃષ્ટિ નાખી લીધા પછી આપણે એમના સંપાદનનું અને પુસ્તકપસંદગીનું અવલોકન કરીએ. સૌથી પ્રથમ એ જાણવું જરૂરી છે, કે એમના દિલમાં હેતુ કયો હતો અને તેઓ કોને માટે સાહિત્યનું પ્રકાશન કરતા હતા. જેમના નામે ગુજરાતના આધુનિક લેખકોની સુવર્ણચંદ્રક દ્વારા કદર થાય છે, તે સ્વ. રણજીતરામ વાવાભાઈ આ સંસ્થામાં ઊંડો રસ લેતા હતા અને વિદ્વદ્વર્ગમાં પણ તેમનું અનુમાન થતું હતું. તેમને સ્વામીજીએ એક પત્ર લખી પોતાના વિચારો જણાવ્યા હતા.

"...ઉન્નત વિચારો અને તે દ્વારા તેવા વર્તન તરફ વાચકોને ખેંચવાનો જ દરેક સારા પ્રકાશક અને લેખકનો ઉદ્દેશ હોય છે; છતાં તેમાં ગ્રાહીરૂપ એક ધોરણ આ છે, કે જેમ અમુક એક મંદવાડમાંથી તુરતના સાજા થયેલ મનુષ્યને બળ–પુષ્ટિની પૂરી જરૂર છતાં તત્કાળમાં કાંઈ જ ખાસ હિતાવહ હોય છે. બાદ ધીમેધીમે ભૂખ વૃદ્ધિ પામતાં જે પૌષ્ટિક પ્રયોગો ઉપયોગી થાય છે તેને બદલે કાંઈના કાળમાં જ લાડુ આપવાથી તે રોગીને ભાવતા નથી અને ભાવે તો

ઝાડા–ઊલટી માર્ગે હોજરી તેનો નિકાલ કરી દે છે. એવી જ રીતે મનુષ્યોને તત્કાળમાં ઉપકારક અને રોચક થાય એ પ્રકાર પરમ આવશ્યક છે. વધુ ઉપકારક વાંચન ઉક્ત પ્રકારનું વાંચન પચવા માંડ્યા પછી જ ખરું જોતાં માફક અને રોચક થઈ પડે તેમ છે.

"......સસ્તા સાહિત્યની માળાઓ સિવાયનાં બીજાં પુસ્તકો તો ગમે તે ખરીદે એવાં રહ્યાં એટલે જુદી વાત છે, પરંતુ માળાઓનાં પુસ્તકો બાબતે ઉપલા ધોરણ મુજબની કાળજી સ્વમતિ અનુસાર રાખવાની આતુરતા આપ જેવા સમજી શકો તેમ જ છે.

"......ઉપકારક વાંચનના પ્રકારોમાં પણ નિબંધ જેવા લેખો કરતાં ધારેલો હેતુ વાર્તા દ્વારા વધુ ઠસાવી શકાય છે; અને તે પ્રકારનું વાંચન પણ ઘણું વધુ રોચક થઈ પડે છે. અને તેથી દેશકાળને 'અનુસરતાં કપડાંવાળું', પરમ ઉપકારક અને ધાર્મિક વાંચન પણ એ પ્રકારનું હોય છે, તે લોક માટે વધુ રોચક અને ઉપકારક થાય છે, તેવી રીતે સામાજિક બાબતોમાં પણ સમજવાનું છે. અંગ્રેજી અને બંગાળી સાહિત્યમાં એ જ કારણથી નાનીમોટી 'નવીન વાર્તાઓ લખવા તરફ લેખકો ઠીક ધ્યાન આપે છે. ગુજરાતના લેખકોમા સાધારણ રીતે એવી શક્તિ ન હો કે સમજણ ન હો, તેથી એ ઉપર નવીન રચના દેખાતી નથી. દેખાય છે તેમાંથી ઘણીખરી, પરભાષાના અનુવાદો નવીન કર્તાની પેઠે પોતાનાં નામ પર ઘુસાડી દેનારી હોય છે.

"...લખાણ બાબત એક સૂચના આ છે, કે વાચક વર્ગની સામાન્ય કોટી તરફ ધ્યાન દોરતાં લેખોની ભાષા અને શૈલી બને તેટલી સરળ અને સાદી રહેવા તરફ લેખકોનું ધ્યાન ખેંચવા તસ્દી લેશો."

સ્વામીજીની પુસ્તક પસંદગી વિષે કોઈને મતભેદ હોય તે સમજી શકાય છે, પરંતુ 'સસ્તું સાહિત્ય'નું પ્રકાશન મફતના માલ

ઉપર થતું અથવા તો તે વિષે કશી કાળજી રાખવામાં નહોતી આવતી એમ કહેનારાઓ સ્વામીજીને કેટલો અન્યાય કરી રહ્યા છે, તે આ પત્ર ઉપરથી સમજી શકાય છે. સ્વામીજીને શું જોઈતું હતું અને શું નહોતું જોઈતું તે એમના નીચેના વિચારો ઉપરથી જાણી શકાશે:

"આગળ ભલે છાપખાનાં નહોતાં, પણ જીવતાજાગતા ગ્રંથરૂપ—જ્ઞાનભક્તિ અને ચારિત્ર્યના ભંડારરૂપ અનેક સંતભક્તો હતા. હવે તેવા ઘટતા ગયા છે ને જાય છે. તે જગ્યાએ તેમનાજેવા થતા નથી—તેમ જ પુષ્કળ છપાવવાવાળાઓ પણ એવી વેદવાક્ય જેવી સંતવાણી તરફ ધ્યાન નહિ આપતાં પ્રેમલા-પ્રેમલીની વાર્તાઓ વગેરે તરફ ધ્યાન આપે છે. વળી સારીસારી વાણી કોઈકોઈ મંદિરોમાં હોય છે, ત્યાંના માણસો પણ વાણીના કર્તાઓનો ઉદ્દેશ નહિ સમજતાં કોઈને વાંચવા અથવા ઉતારવા દેતા નથી. પરિણામે તે વાણી ખવાઈ-ખોવાઈ નાશ પામતી આવી છે.

"વાર્તાઓ તરફ અમારું વધુ લક્ષ્ય નથી. અનેક વાર્તાઓમાંથી કોઈક ધર્મનીતિ ઇત્યાદિ અતિ ઉચ્ચ વિચારો વધારનાર ખાસખાસ કરીને જણાય તે જ પસંદ કરાય છે. દરબારની છળપ્રપંચયુક્ત વાર્તાઓ ખહુ અંશે પસંદગીમાં આપવા આશા આપી શકાતી નથી.

"પુસ્તકોની પસંદગી બાબતમાં અલબત્ત ધાર્મિક પુસ્તકો તરફ મારું વલણ વધારે છે, પરંતુ તે ધર્મની વ્યાખ્યા પણ મારે મન એટલી વિશાળ છે, કે જગતમાંનો કોઈ પણ વિષય એની બહાર રહી શકતો નથી. માણસ જ્ઞાન અને આચારમાં જ્યાં સુધી સમજ્યો અને વધ્યો છે, ત્યાંથી તેણે આગળ વધવું એ જ ધર્મ છે.

"પામરતા, વિષયીપણું, જિજ્ઞાસુત્વ અને મુક્તત્વ આ ચાર મોટાં પગથિયાં મનુષ્ય માત્રને માટે છે. હિંદ ધર્મપ્રધાન છતાં અર્થેચ્છુઓ કરતાં એ કનિષ્ઠ-પામરપણાની દશા જ મોટે ભાગે ભોગવી રહ્યો છે. ભલભલા જિજ્ઞાસુઓમાં પણ નીતિબળ નિકૃષ્ટ

છે, જ્યાં બીજાઓની વાત જ શી ?

"સામાન્ય જનસમૂહનું વલણ પ્રાચીન ગ્રંથો તરફ જોઈએ તેવું નહિ હોવાથી અને આ સંસ્થા બહારના પૈસાદારો પાસેથી પૈસાની મદદ મેળવીને નહિ, પણ નિઃસ્વાર્થ શ્રમ અને કરકસરને લીધે જ પુસ્તકો સસ્તામાં આપી શકતી હોવાથી, તથા આર્થિક રોકાણ તેમ જ પ્રચારની મુશ્કેલીઓ પણ સંસ્થાને જ ઉકેલવાની હોવાથી આ પ્રકારનાં પુસ્તકો તરફ સંસ્થાથી વધુ લક્ષ આપી શકાતું નથી. બીજી તરફ આપણા પૂજ્ય મહર્ષિઓના જ્ઞાનનો પ્રકાશ કોઈ પણ રીતે આપણા લોકોમાં ફેલાય તેમાં જનસમાજનું હિત, પરદેશી વૈદક જ્ઞાન કરતાં વધારે રહેલું છે. એટલે તે પ્રકારની કામગીરીની ઉપકારતા પણ ખુલ્લી જ છે."

સ્વામીજી પાસે કેટલાક ઊગતા લેખકો તરફથી એવી માગણી આવતી, કે તમે અમને રોકી લો અને અમારી પાસે પુસ્તકો લખાવો. એ જ રીતે કેટલાક વિદ્વાનો સ્વામીજીને એવી સલાહ આપતા કે અમુક લેખકો સાથે કાયમનું નક્કી કરી લઈ સંસ્થાને પુસ્તકપસંદગીની ચિંતામાંથી મુક્ત કરો, પરંતુ સ્વામીજીની એ દૃષ્ટિ નહોતી. તેઓ તો એમ કહેતા હતા, કે સંસ્થાનો કાર્યપ્રદેશ એટલો બધો વિસ્તરતો જાય છે, કે તેને અમુક લેખકોનાં જ પુસ્તકોમાં બાંધી લેવાનું યોગ્ય નથી. ભિન્નભિન્ન લેખકો દ્વારા ભિન્નભિન્ન પ્રકારનાં પુસ્તકો લખાય એ જરૂરી છે અને ઇષ્ટ છે. સ્વામીજીને એક સારા સાહિત્યકાર મદદનીશની જરૂર તો હમેશાં હતી જ. આ માટે તેઓએ તજવીજ પણ ઘણી કરી હતી, પરંતુ એમાં સફળતા મળી નહોતી. એટલું કહેવું જોઈએ કે આવી પસંદગી ન થવામાં એમની દૃઢ માન્યતાઓ અને એમનો સ્વભાવ પણ કારણભૂત હશે. જે સંસ્થા એમની કલ્પનામાંથી ઉદ્‌ભવી હતી; તેને તેઓ પોતાની કલ્પના અનુસાર જ ખીલવવા ઇચ્છતા હતા. આ સ્થિતિમાં મૌલિક દિમાગનો માણસ એમની પાસે આવી શકે નહિ એ સમજવું સાવ સહેલું છે. ઉપરાંત અનેક કારણોસર સ્વામીજીએ ભાષાંતરો કરવા

તરફ વધુ લક્ષ્ય આપ્યું હતું. તેઓ જેમને શોધતા તેમનામાં પણ ભાષાંતર કરવાની શક્તિ છે કે કેમ તે પ્રથમ જોતા, વધુમાં તેમને 'ધર્મકાર્ય ખાતર સંતોષથી સાદી આજીવિકાથી ચલાવી લેનારાની' જ વિશેષ જરૂર હતી. આ પ્રકારના માણસો સ્વામીજીને મળ્યા છે ખરા, પરંતુ એમાંથી ભાગ્યે જ કોઈ કાયમી થયું છે.

એક જગ્યાએ સ્વામીજી લખે છે: "આ સંસ્થા તરફથી નીકળતા દરેકે દરેક વિચાર સાથે આ સેવકને એકમત સમજવાનો નથી, તેમ જ સંમત કે અસંમત વિચારો માટે વાદવિવાદ પણ કરે તેમ નથી. એકંદર લોકહિતાવહ જણાય તે પ્રસિદ્ધ કરવું એ જ ધોરણ છે."

આ વસ્તુ ખહુ મહત્ત્વની છે. એમાં સ્વામીજીના સ્વભાવની એક બાજુનું દર્શન થાય છે. લોકો માટે જે સારું હોય તેને સસ્તું કરી આપવામાં તેઓ પોતાની માન્યતાઓને પણ જો વચ્ચે ન આવવા દે તો પછી બીજાઓની તો વાત જ કયાં? સ્વામીજીમાં એક બીજી વસ્તુ એ હતી, કે વાચકોને જેટલું ખને તેટલું વધું આપવું. કેટલીક વાર આમાં અતિશયતા પણ પ્રવેશી જતી. પ્રેમાળ માતા બાળકને ભિન્નભિન્ન વાનીઓ અને પૌષ્ટિક ખોરાક આપવામાં જેવી પ્રેમભરી ભૂલ કરે છે, તેવી જ ભૂલ સ્વામીજી કોઈ કોઈ વાર કરી બેસતા. અનેકમાંથી એક દાખલો જોઈએ તો મહાભારત માટે તેઓ પોતે જ લખે છે, કે "આ સાથે ચારસોએક પૃષ્ઠોનો થોકડો આ સેવકે આમાં ઉમેરી દીધો છે. તેમાં તેનું તો 'મુસાભાઈના વા ને પાણી' જેવું જ હોઈને મુદ્દામાલ તો ભિખારીવેડાથી જ યોજાયો છે. મહાનુભાવો વિદ્વાનોના વિચારોમાંથી જે પણ ઠીકઠીક જેવું લાગ્યું તે પ્રથમ તો ઝોળીમાં ભરી લેવાનું, અને પછી તેમાંથી તાછીતાછીને જે જે વાનીઓ તમારે (વાચકો) માટે કંઈ પણ વધારે ઠીક લાગી, તે જ આ પત્રાવલિઓમાં (પૃષ્ઠોમાં) પિરસાઈ છે."

લોકોને આ રીતે સદ્વાંચનનો લાભ તો મળતો, પરંતુ આમાં એક પ્રકારની અવ્યવસ્થા દેખાઈ આવતી.

સ્વામીજીને જીવનચરિત્રોનું ભારે મોટું આકર્ષણ હતું. એકવાર એવી ધૂન આવેલી કે પરદેશીઓનાં જીવનચરિત્રો કરતાં આપણા દેશના જ મહાપુરુષો ને મહાન સ્ત્રીરત્નોનાં જીવનચરિત્રો આપવાં જોઈએ. બીજીવાર એમ પણ થયેલું, કે આપણા મહાપુરુષો વિષે તો આપણી પ્રજા ગમે ત્યાંથી અને ગમે તે રીતે જાણી લેશે; પરંતુ જગતના મહાપુરુષોના જીવનનું અમૃત એમને શી રીતે પ્રાપ્ત થશે? ધીમેધીમે આ બંને વિચારોનો સમન્વય એમણે સાધ્યો હતો. અને મહાત્મા ટૉલ્સ્ટૉય, મુસ્લિમ મહાત્માઓ તથા ભારતનાં સ્ત્રીરત્નો જેવાં થોકબંધ પુસ્તકો ગુજરાતની પ્રજા સમક્ષ એમણે મૂક્યાં. સ્વામી વિવેકાનંદની શિષ્યા નિવેદિતાનું જીવનચરિત્ર આપવામાં એમને ઠીક મુઝવણ થઈ હતી. એમને વિદેશી રત્નોમાં મૂકવાં કે ભારતીય રત્નોમાં તે વિષે થોડીક મથામણ એમણે અનુભવેલી. એક જગ્યાએ તેઓ લખે છે, કે 'જન્મ અને જન્મસ્થળમાં ગાળેલી ઉંમરની દૃષ્ટિથી વિદેશી અને કાર્યથી ભારતીય એમ ઉભય દૃષ્ટિથી ઉભય ગણવા જેવું માગે છે.' છેવટે એમણે જીવનચરિત્ર તો આપ્યું જ.

ચરિત્રો કેવા આપવા જોઈએ, એ વિષે એમના પત્રોમાંથી નીચેના વિચારો જાણવા મળે છે.

"શિવાજીની પેઠે જ આ દેશમાં તેમ જ અન્ય દેશમા થઈ ગયેલા મહાન રાજાઓ અને બાદશાહોનાં, હિંદુ, ખ્રિસ્તી, તેમ જ મુસલમાન, બૌદ્ધ વગેરે સર્વ પ્રકારના મહાન નૃપતિઓનાં ચરિત્રો તથા બીજા પુરુષોનાં ચરિત્રો બહાર પાડવાં જરૂર છે. તમે (પઢિયારે) મહારાજ જ્યોર્જ વિષયક મણકો લખી મૂક્યો છે, તે પણ એક તેમાંનું જ કામ થયું છે. મહાન વાઇસરૉયો તથા ઇંગ્લાંડના મહાન રાજદ્વારીઓ તથા ધાર્મિક પુરુષોનાં જીવનો પણ એવાં કંઈ એક કે જે હરકોઈ દેશના વાચકને એકસરખાં હિતકારક થાય. ઈશ્વરઇચ્છા મુજબ હરકોઈ રીને હરકોઈ હસ્તે તે કાર્ય થશે જ."

"ચરિત્રો રસિક અને સુબોધક હોય એવાંને બહુ હિતાવહ માનું

છુ. કાઠિયાવાડમાંથી ગામેગામથી થોડાંઘણાં વીરપુરુષોનાં ચરિત્રો દંતકથાઓ દ્વારા તૈયાર કરી શકાય."

"આ દેશના યુવકોને આ દેશના મહાન પુરુષોનાં ચરિત્રો મહાન ઉપજાવી પણ શકે નહિ. આ સેવક એવાં વિદેશી ચરિત્રો પ્રસિદ્ધ કરવાને બદલે ભારતીય ચરિત્રોને પહેલી પસંદગી આપવાનું યોગ્ય સમજે છે!"

સ્વામીજીએ એક અત્યંત મહત્ત્વનું પગલુ ૧૯૨૭માં ભર્યું. ફરી યાદ કરીએ કે એ દિવસોમાં રાષ્ટ્રભાષાનો પ્રચાર શરૂ થયો નહોતો, અથવા તો તેની ખાસ અસર થઈ નહોતી. સ્વામીજીને એ વખતે હિંદી પ્રચારની ભાવનાનું આકર્ષણ થયું હતું. એકવાર જેની મન ઉપર અસર થાય તેને કાર્યમાં ઉતાર્યા વિના જંપવાનું એમને પાલવે નહિ. 'હિંદી લેખમાળા' નામે એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું અને તેને સર્વત્ર ભારે આવકાર મળ્યો. કામના બીજા બોજામાં આ પ્રવૃત્તિ આગળ વધી શકી નહિ; પરંતુ તે વખતે તો એમની ભાવના બહુ જોરદાર હતી. એકવાર તેઓ દિલ્હીમાં મળેલા 'હિંદી સાહિત્ય સંમેલન'માં ભાગ લેવા માટે ગયા હતા. ત્યાં સંસ્કૃત અને અંગ્રેજી જાણનારા વિદ્વાનો ઉપરાંત ફારસી અને ઉર્દૂના વિદ્વાનો પણ હાજર રહ્યા હતા. સ્વામીજીએ એમનો સંસર્ગ કર્યો અને તરત જ એમને ઉર્દૂ ગઝલોનું પુસ્તક પ્રસિદ્ધ કરવાની ઇચ્છા થઈ આવી. એમણે નક્કી કર્યું કે ગુજરાતી લિપિમાં ઉર્દૂ ગઝલો આપવી અને ઉર્દૂથી અજ્ઞાન લોકો સમજી શકે તે માટે ઉર્દૂ શબ્દોનો એક લઘુ કોશ પણ પ્રસિદ્ધ કરવો. પણ એ બાબતમાં જરુરી સહકાર ન મળવાથી એમનાં સ્વપ્નાં અધૂરાં જ રહી ગયાં.

પુસ્તકો સારાં અને સસ્તાં મેળવવા માટે તેઓ ભારે જહેમત ઉઠાવતા હતા. સારું પુસ્તક ધ્યાનમાં આવે કે તરત જ તેના ઉપર કોનો કૉપીરાઈટ છે તે શોધવા લાગી જતા. જ્યાં કૉપીરાઇટનો પ્રશ્ન ન હોય, ત્યાં પુસ્તક પ્રસિદ્ધ કરતાં અચકાતા નહિ અને જ્યાં કૉપીરાઈટ હોય, ત્યાંથી તે મેળવવાની તજવીજ કરતા. કેટલાક

એવા પ્રસંગો પણ છે, કે એમને પુસ્તક બહુ જ 'સારુ' લાગે અને જેમની પાસે કૉપીરાઈટ હોય તેમની તરફથી જવાબ ન મળે, ત્યારે લોકકલ્યાણની ભાવના સાથે ભગવાનનું નામ લઈ પુસ્તક પ્રસિદ્ધ કરી દેતા. આ સ્વભાવની પ્રતીતિ નીચેના ત્રણ પત્રોમાંથી મળી રહેશે. પહેલો પત્ર લાઠીના ઠાકોર સાહેબ ઉપરનો છે અને તેમાં સ્વ૦ કલાપીના સાહિત્યનું પુનર્મુદ્રણ કરવાની માગણી છે.

"...મારે ખાસ કરીને એ બાબતમાં સૂચવવાનું એ જ છે, કે જો સ્વર્ગસ્થની ઉત્તમ પ્રસાદી ગુજરાતના નિર્ધન અને અજ્ઞાની લોકો સુધી પહોંચી વળે–ઘણા બહોળા પ્રમાણમાં પહોંચી વળે અને માત્ર થોડાક ધનવાનોને પહોચી તે જો અટકે નહિ તેમ કરવા આપશ્રી ઇચ્છતા હો, તો એ સાહિત્યની કિંમત માત્ર નામની જ રાખવાની જરૂર છે. સુજ્ઞ દરબાર! જ્ઞાનની કિંમત આપને જરા પણ ઓછી હોય એ તો માની શકાય જ નહિ. એ મહદ્ વસ્તુના ભોગી અનેક નિર્ધન અને અલ્પધન વાચકોને બનાવવા હોય અને જ્ઞાનદાન–જ્ઞાનયજ્ઞનો કંઈક રૂડો લહાવો આત્મકલ્યાણ–આત્મશાંતિ અર્થે લેવો હોય, તો સસ્તુ કરવા માટે, કેટલોક દ્રવ્યનો ભોગ પણ આપશ્રીને આપવો જ પડશે."

બીજો પત્ર રમાબાઈ રાનડે ઉપરનો છે.

"અમારો ઉદ્દેશ એક સંન્યાસી તરીકે ઇતસ્તત: ભિક્ષા કરી શરીરને ભાડું આપી જે સત્સંસ્કારોથી અમને સુખ મળ્યું હોય કે મળતું હોય તેવા સત્સંસ્કારો અન્ય માનવબંધુઓમાં હરેક પ્રકારે વધારવાનો જ હોઈ શકે. અને આ ગરીબ દેશના લોકોમાં ગરીબમાં ગરીબ માણસ પણ સહજથી ખરીદી શકે એવી જ કિંમતે એવુ ઉત્તમ વાચન ફેલાવવાથી અમારો એ ઉદ્દેશ બહુ સુગમતાથી અને ગારીગીને પાર પડી શકે તેમ હોવાથી જ આ 'સસ્તુ' સાહિત્ય વર્ધક કાર્યાલય'ની સ્થાપના કરી તેના ઑનરરી સૅક્રેટરી દાખલ હું કામ બજાવુ છું. અમારા આ કાર્યના પરિણામે અજ્ઞાનજન્ય અનેક

દુર્દશાઓમાં ડૂબી રહેલાં આ દેશનાં દીન, દુઃખી સ્ત્રી–પુરુષોમાં જ્ઞાનની, નીતિની સદ્‌ગુણની ઇત્યાદિ પ્રકારની ઉન્નતિ થાઓ એ જ પ્રભુ પાસે મારી પ્રાર્થના છે.”

અને આ રહ્યો ત્રીજો પત્ર:

તા. ૧૪–૪–૧૧

સદા માનવંત અ. સૌ. મિસિસ ભાડગાંવકર, સૂરત

માનવંત માતુશ્રી,

“આમચ્યા આપુખ્યાંતિલ કાહી આઠવણી” આ પુસ્તક સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરવાના મારા ઇરાદા વિષે તેમ જ તે પુસ્તકનું ગુજરાતી ભાષાંતર આપ તરફથી તૈયાર થાય છે, તે જો બની શકે તો આ ખાતાને જ સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરવા આપવા બાબત આપની સેવામાં કેટલાએક મહિનાઓ દરમિયાન થઈ કેટલાક પત્રો હું લખી ચૂક્યો છું; છતાં દિલગીર છું કે તે વિષે કાંઈ પણ ઉત્તર અથવા કારણ હજી સુધી આપ તરફથી જણાવવામાં આવ્યું નથી.

“અત્ર માટે જો કાંઈ પણ ખોટો વિચાર બાંધવાનું કારણ આપને મળ્યુ હોય, અથવા કોઈ તરફથી જણાવવામાં આવ્યું હોય તેથી જ જો ઉત્તર ન મળી રહ્યો હોય, તો તે મને જણાવવામાં આવે, તો તેનો ઘટતો ખુલાસો કરવાને તૈયાર છું.

‘ મારી ઇચ્છા એવી હતી, કે અમારા ખાતા તરફથી તેનું ભાષાંતર તૈયાર થઈ બહાર પડે, તે કરતાં આપે જ્યારે તે કાર્ય કરવા માંડ્યું છે જ, તો પછી આપના શુભ હસ્તે થયેલું ભાષાંતર જ જો પ્રસિદ્ધ કરવાને અમને મળતુ હોય તો વધારે સારું, એથી એ કાર્ય વધારે શોભા પામે અને આ ખાતાનો તેમ જ આપનો અને મૂળ લેખક માતુશ્રીનો ઉદ્દેશ બહુ સારી રીતે પાર પડે.

પ્રસિદ્ધ કરી દેનારા 'લેખકો' હતા ખરા. સ્વામીજીને આ વસ્તુની ભારે ચીડ હતી. તેઓ દઢ રીતે માનતા હતા કે વ્યાસ, વાલ્મિકી, મનુ ભગવાન, ટાગોર, લોકમાન્ય તિલક કે બંકિમબાબુ ગુજરાતમાં પાકે ત્યાં સુધી બેસી રહેવાય નહિ; પરંતુ તેમનું જે સારું અને લોકોપકારક હોય તે ગુજરાતી જનવર્ગને આપી દેવું જ જોઈએ. એમના સંપાદન અને અનુવાદ સામે કેટલીક ટીકાઓ થતી, ત્યારે સ્વામીજી કહેતા: "કોઈ પણ કાર્ય ગમે તેવા માણસને હાથે અને ગમે તેટલી આવડત, કાળજી તથા શ્રમપૂર્વક કરાતું હોય અને તે ગમે તેટલું લોકપ્રિય તથા હિતાવહ નીવડી ચૂક્યું હોય; તોપણ જગતમાંનાં સર્વ કાર્યો અને વસ્તુસ્થિતિઓની પેઠે તે કાર્ય, તેનો કર્તા, લાભ લેનાર નિરીક્ષક અને સમાલોચક વગેરે સર્વ ત્રિગુણાત્મક (ગુણ તથા દોષના વધતાઓછા મિશ્રણરૂપ) હોવાથી; તથા માનવનું સામાન્ય બંધારણ પણ 'કપાળે કપાળે દૃષ્ટિ' 'એક કપાળે (અવસ્થાભેદે) અનેક દૃષ્ટિ' અને 'દૃષ્ટિ તેવી સૃષ્ટિ' એવાંએવાં વિલક્ષણ ધોરણોવાળું હોઈ ઘણી વખત વાસ્તવિક દૃષ્ટિને બદલે હીન, મિથ્યા કે અતિદૃષ્ટિ તરફ ઢળી પડતું હોવાથી; જગતમાં ભલભલાં મનુષ્યો અને કાર્યો પ્રત્યે પણ થોડોઘણો મતભેદ, દ્વેષ, વગેરે રહેતાં જ આવ્યાં છે, તો પછી અમ તરફના કાર્ય પ્રત્યે કોઈ કોઈ વખત તેવો પ્રકાર જણાય એ તો સામાન્ય જ ગણાય."

પણ આનો અર્થ એ નથી કે સ્વામીજી સાચો અને સારો અનુવાદ કરાવવા તરફ લક્ષ નહોતા આપતા. એમની પોતાની મર્યાદામાં તેઓ પરિશ્રમ કરવામાં અને યોગ્ય અનુવાદકને પસંદ કરવામાં બહુ સાવધ રહેતા.

એમણે પસંદ કરેલા અનુવાદકોમાં જાણીતા લેખકોનો સમાવેશ થયો છે, છતાં એટલું કહેવું જોઈએ કે ક્યાંક ક્યાંક અનુવાદો ખામીવાળા પણ થયા છે. સ્વામીજીની પ્રવૃત્તિથી જેમનાં હિતો જોખમમાં મૂકાયાં હતાં, તેમણે આ ખામીનો લાભ ઉઠાવવાનો પ્રયત્ન હંમેશાં કર્યો છે. સ્વામીજીના મન ઉપર આવી ટીકાઓની કશી અસર

નહોતી થતી એમ ન કહી શકાય, કારણ કે ક્યાંક ક્યાંક તો એમણે ઉગ્ર ભાષામાં આવી ટીકાઓનાં જવાબો આપ્યા છે. સદ્‌ભાગ્યે તેમનું મન એટલું મજબૂત હતું અને આત્મવિશ્વાસની માત્રા એટલી મોટી હતી કે તેઓ કદી પાછા પડી જતા નહિ અને એમના કામમાં શિથિલતા આવતી નહિ.

સસ્તું આપવાની બાબતમાં તો એમણે વિચારો કરવામાં અને યોજનાઓ ઘડવામાં અથાગ પરિશ્રમ લીધો છે એમ કહી શકાય. એમની યોજનાઓમાં પુસ્તકો સાવ મફત આપી શકાય એવી યોજનાઓ પણ વાંચવા મળે છે. તમામ ધાર્મિક પુસ્તકો અને તેમાં યે શ્રીમદ્ ભગવદ્‌ગીતા માટે તો એમનું મન કરોડો નકલો વહેંચવા સુધી પહોંચી જતું. પહેલાં આઠ વર્ષમાં ૭૨૦૦૦ નકલ તો એમણે વેચી પણ હતી. ગીતા માટે તેઓ કુરુક્ષેત્રમાં એક ગીતામંદિર ઊભું કરવા પણ ઇચ્છતા હતા. ૨૦–૨૫ લાખનું સ્થાયી ફંડ કરવું, એના વ્યાજમાંથી પ્રકાશન વગેરે ચાલે એવી કલ્પનાઓ તેઓ કરતા હતા.

સસ્તું આપવાથી લોકો વાંચશે અને લોકોનું હિત થશે એવી એમની મૂળ કલ્પના હવે અનુભવની કસોટીએ પાર ઊતરી ચૂકી હતી. આ બાબતમાં કોઈ ટીકાકાર કશું બોલી શકે એમ હતું જ નહિ. વિરોધીઓએ પણ એમનું અનુકરણ કરવા માંડ્યું હતું. સ્વામીજી વધુ સસ્તા તરફ–લગભગ મફત પુસ્તકો આપવા તરફ ખેંચાતા હતા. તેની પાછળ આ સુખદ અનુભવનું બળ હતું. દેશની વાત જવા દઈએ પણ ગુજરાતમાં તો બીજું કોઈ આવી પ્રવૃત્તિ કરતું નહોતું એટલે એમની ઇચ્છા વધુ બળવાન થતી હતી. રાષ્ટ્રિય આંદોલનનાં મોજાંઓ આવતાં હતાં. અને એમાં પરદેશી સંસ્કારોમાંથી છૂટી આપણા પ્રાચીન સંસ્કારો તરફ જવાનો સંદેશ પણ હતો; પરંતુ લોકો એ ઝીલે એવી કોઈ સગવડ હતી નહિ. ભિક્ષુ અખંડાનંદ પોતાની શક્તિ અને વૃત્તિ અનુસાર એ સગવડ ગુજરાતને પૂરી પાડતા હતા. મોટા વેરાનમાં નાનીશી વીરડી ગાળવા જેવું એમનું કાર્ય હતું. તરસ્યાઓ ત્યાં પાણી પીતા અને નવું જીવન મેળવતા.

## [ ૮ ]

## આત્મનિરીક્ષણ

જ્ઞાનગંગાના ભગીરથ બન્યા પછી લગભગ દસ વર્ષે સ્વામીજીએ પોતાનાં કાર્ય અને જીવન ઉપર એક દૃષ્ટિ ફેંકી છે અને ભવિષ્યનો માર્ગ પણ વિચાર્યો છે. સામાન્ય રીતે સતત આત્મનિરીક્ષણની સાધકવૃત્તિ એમનામાં હતી જ, પરંતુ આ વખતે એમણે પોતાના જીવનનું અને પ્રવૃત્તિનું જે સમગ્ર દર્શન કર્યું છે, તેવું બીજે ક્યાંય મળતું નથી. 'સેવકની વર્તમાન સ્થિતિ અને ધારણા' એ શિર્ષક નીચે એમનું આત્મનિરીક્ષણ પ્રસિદ્ધ થયું છે, તે શબ્દશઃ અહીં રજૂ કર્યું છે. એનો સાર આપી શકાય, લેખક-સંપાદકની ભાષામાં પણ એ મૂકી શકાય, પરંતુ એનું મૂલ્ય ને એનું બળ એમના પોતાના શબ્દોમાં જ ભલે પરખાય. તેઓ લખે છે:

" . આ પ્રમાણે એક પ્રાથમિક સુસ્થિતિએ પહોંચેલી અને બહોળી આશા આપનારી સંસ્થા હવે સ્થાયી બને, એ દિવસે દિવસે દેશની વધુ ને વધુ સેવા બજાવતી ચાલે, એમ જ સર્વ કોઈ ઇચ્છશે, પરંતુ હવે એ ઇચ્છા માત્ર ભાવનાના જ પ્રદેશમાં ન રહેતાં ક્રિયાના પ્રદેશમાં ઊતરે તેમ હશે તો જ સફળતાને માર્ગે ગાડું ગબડે તેમ છે; કેમ કે સેવકનું મન અત્યાર સુધી આ કાર્યમાં મંત્રી (વિચારક) ચાલક અને ગ્રંથસંપાદક તરીકે જે શામિલગીરી આપી શક્યું છે,

તેટલી શામિલગીરી પ્રકૃતિની શિથિલતા ઇત્યાદિને લીધે ચાલુ રાખી શકવાને હવે શક્તિવાન નથી, અને તેથી કરીને મકાન, પ્રેસ, વહીવટ વગેરે બાબતોમાં અત્યાર સુધી જે ધોરણે કામ ગબડાવી શકાતું, તે ધોરણે હવે પછી ગબડવું અશક્ય છે.

"સેવકને માટે ઉપલાં કાર્યો એકસાથે અને હાલના પ્રમાણમાં ખજાવવાનું શ્રમસાધ્ય તો પ્રથમથી પણ હતું અને તેથી સસ્તું કાર્ય વધારતી વખતે પણ એવી જ ધારણાથી તેમ કરાયું હતું, કે કાર્યાલયના વહીવટ માટે યોગ્ય મનુષ્યોની સગવડ કરીને પછી ઇષ્ટ સ્થળસંયોગ તરફ ચાલ્યા જવું, તથા એકાદ માણસને સાથે રાખી લઈ તેની મદદથી માત્ર જરૂરી પત્રવ્યવહાર તથા દેખરેખ જેવું જ સંસ્થાનું કાર્ય ખજાવવાનું રાખવું; પરંતુ ધારણા મુજબની માણસોની સગવડ નહિ મળી આવવાથી દરેક બાબતમાં જાતે જ બનતી દેખરેખ અને શામિલગીરી ચાલુ રાખવી પડી અને તેથી સતત કાર્યપરાયણ રહેવું પડીને અત્યાર સુધીનો ઘણોખરો સમય સ્થાપના-સ્થળમાં જ ગળાયો.

"એ પછી ૧૯૭૦ના માઘ માસમાં શરીરને હડકાયું કૂતરું કરડવાનું પ્રારબ્ધ ઉદય થતાં વાયુની મૂળ પ્રકૃતિ સાથે તેના વિષને ખૂબ મેળ આવી ગયો; અને તેથી પછીથી શરીર, હૃદય અને મગજની શક્તિઓમાં કેટલેક દેખીતો ઘટાડો થવાને લીધે ઉપલાં કાર્ય વધુ શ્રમસાધ્ય બન્યાં. કાર્ય તેમ જ આરોગ્યનો નિભાવ એ પછીથી સ્વાભાવિક રીતે નહિ પરંતુ ઉપવાસ-ઔષધ-પર જ અને એકાદ બે શોધનક્રિયાઓના કૃત્રિમ ધોરણે જ થતો આવ્યો છે. અને તે પણ એવી રીતે કે સમય અને શ્રમના વિશેષ ભોગે થોડુંક કાર્ય થઈ શકે, અને જો ઉપલી બાબતોમાં થોડા દિવસ પણ પ્રમાદ થાય તો મગજના કાર્ય માટે શરીર નાલાયક થઈ જાય. તેમ જ જ્વર, મરડો કે એવું કંઈક ઊપડી આવે.

"આવી સ્થિતિમાં સેવક માટે સર્વથી સારો અને અનુભવગમ્ય

ઉપચાર એ જ હોય છે, કે મગજ ઉપરથી કાર્યનો બોજો દૂર કરી અંતર્મુખતાનું, શારીરિક શ્રમનું અને સાત્ત્વિક સ્થળ તથા સહવાસોનુ સેવન કરવુ. આથી એવો વિચાર રાખવામાં આવ્યો હતો, કે સંસ્થાના હિસાબ–રિપોર્ટનું કામ જલદી આટોપી લઈ તથા વહીવટ અને બંધારણને માટે જેવી પણ બને તેવી ગોઠવણ કરી આ કાર્યમાંથી નિવૃત્ત થવુ પરંતુ તે જ અરસામાં હાલની અસામાન્ય લડાઈએ જાગી ઊઠીને લાંબો વખત જારી રહેવાનાં, અને તેથી કાગળો વગેરેની મોંઘવારી બહુ વધી પડવાનાં ચિહ્ન જણાવ્યા. કાગળ ઇત્યાદિનો બને તેટલો વધુ સંગ્રહ કરી લેવાની અને તેને માટે મોટી રકમ ઉછીની મેળવવાની તથા તે રકમો આપનારાંઓ અચકાય નહિ તેને ખાતર કેટલોક વધુ સમય સંસ્થામાં શામિલ રહી જેમનુ તેમ જ ચલાવવાનુ ઠર્યું. મકાનની ફેરબદલી પણ તે અરસામા બેવાર કરવાની જરૂર પડી.

"હિસાબ રિપોર્ટનુ કાર્ય–ઉપલી નવી રોકાણો તેમ જ સસ્થાની બીજી ચાલુ રોકાણો વચ્ચે અવકાશે અવક શે અને શિથિલ મગજે બજાવવાનુ હોવાને લીધે તેનો કરાયેલો આરંભ ૧૯૭૧મા પૂર્ણ ન થઈ શકતાં ૧૯૭૭માં પણ તે કાર્ય ચાલુ રહ્યું. શિયાળો ઊતરતા સુધીમા તે મોટે ભાગે આટોપાઈ રહેવા આવ્યુ, પરંતુ તેવામાં અગ્નિનો અકસ્માત જાગી ઊઠી, તે પણ મગજ તથા હૃદયની શક્તિમાં કેટલોક ઘટાડો કરતો ગયો. આ બાબતના મ દવાડને લીધે કેટલાક મહિના સુધી જોઈએ તેટલુ કામ નહિ બની શકવાથી ચાલુ કાર્યને આડે હિસાબ–રિપોર્ટનું કાર્ય વળી પણ બાજુ રહ્યું.

"આ પ્રમાણે ૧૯૭૦ સુધીના હિસાબ–રિપોર્ટનું કાર્ય ૧૯૭૨ સુધીમાં પણ નહિ બની શકીને ૧૯૭૩નું વર્ષ પણ શરૂ થઈ જવાથી આમ ને આમ ૧૯૭૨ સુધીનો જ હિસાબ–રિપોર્ટ તૈયાર કરવાનું ઠર્યું. હવે આ કામ પાછું વધુ ન લંબાય, એ વગેરે કારણોને લીધે ચરિત્રમાળા બંધ રખાઈ અને હિસાબ તૈયાર થઈ રહેતાં તે તેમ જ રિપોર્ટનો તૈયાર થયેલો ભાગ છપાવવાનું ઉનાળો બેસતા શરુ કરાયું.

"દાઝવાના મંદવાડને લઈ ગયે વર્ષે આબુ જવાનું થતાં ત્યાં પહેલા જ અઠવાડિયામાં પર વગેરે બંધ પડી જઈને ફરવાહરવાની તેમ જ લખવાવાંચવાની જે શક્તિ આવી ગયેલી તે ઉપરથી આ વખતે પણ ત્યાં જવાથી રિપોર્ટનો બાકીનો ભાગ વહેલો અને સારી રીતે તૈયાર થશે એમ લાગ્યું; પરંતુ આ વર્ષ તે તરફ શ્રીમાનો વધુ ઊતરી પડેલા હોવાથી ગયા વર્ષની પેઠે વગરભાડે રહેવાનું નહિ બને એવી ખબર મળવાથી, તેમ જ એ અરસામાં સ્વામીશ્રી વિશ્વેશ્વરાનંદજીએ સીમલામાંની પોતાની 'શાંતકુટી'ની વિશાળ જગ્યાનો એક ભાગ આપવાની કૃપા દર્શાવવાથી ત્યાં જઈ રિપોર્ટનું કાર્ય આગળ ચલાવવામાં આવ્યું. અહીંની વિશુદ્ધ હવાને લીધે લાભ તો કેટલોક થયો જ; પરંતુ બીજી તરફથી કોઈ વર્ષ નહિ દેખાયેલા એવા ઉપરાઉપરી માવઠાની શરદી આવા ઠંડા સ્થળમાં વધારે દાખવવી વગેરે કારણોને લીધે આ સ્થળમાં હૃદયમાં મુઝારાની અસહ્ય પીડા એક વખત ઊપડી આવી અને ત્યાં વધુ રહી શકાયું નહિ.

"આ રિપોર્ટ હાલના રૂપમાં નીકળી શક્યો. અને તેની સાથે સંસ્થાના સ્થાયિત્વ અને ઉન્નતિને લગતી તેમ જ બીજી કેટલીક જનહિતની સૂચનાઓ જોડી શકાઈ. તેનું મુખ્ય કારણ એ જ છે, કે એ સર્વ બાબતો અગ્નિના અકસ્માત અગાઉ લખાઈ ચૂકેલી હતી. એ આગળ લખાણને શિથિલ મગજે ઠીકઠાક કરવામાં તેમ જ ઉમેરવા જેવી બાબતોના છૂટાછવાયા વિચારો તથા યાદદાસ્તો છેક ગૂંચવાયેલા રૂપમાં ઉદ્દભવે, તેને યોગ્ય રૂપમાં અને ક્રમમાં ગોઠવવામાં અને લખાણનું દરેક પાનિયું સુધારી સુધારીને દશદશ કે વધુ વખત ફરી ફરીથી ઉતરાવવું પડવામાં તથા અનેકવાર તેનાં પ્રૂફ જોવા સુધારવામાં જ આ વર્ષનો ચાલુ કાર્ય સિવાયનો ઘણોખરો સમય ગયો છે.

"જો કે હજી શરીરના બાહ્ય દેખાવમાં અને હરવાફરવામાં ખુલ્લી જણાય તેવી ન્યૂનતા આવી નથી, પરંતુ તેનું કારણ લંઘનાદિ સાધનોનો નિયમિત ઉપયોગ જ છે, કુદરતી આરોગ્ય નહિ. છેલ્લા

(૧૯૭૩ના) ચોમાસામાં તો એ સાધનોનો ઉપયોગ છતાં પણ પ્રકૃતિ વધારે શિથિલ બની હતી. બે એક વખત કલેજાની સખત વ્યથા દાખવવા ઉપરાંત આ ઋતુમાં દરરોજ રાત્રે હૃદયનો થડકો ઊપડી આવતો અને કોઈ કોઈ વાર તો મગજમાં કોઈ કોઈ ગાંડપણનું પૂર્વ ચિહ્‌ન પણ જણાતું. જો કે આ બાબતો આ વર્ષમાં જ જણાઈ છે, અને વર્ષાઋતુના વાતપ્રધાન દિવસોમાં જ તેની ખાસ અસર જણાતી હોઈ બાકીની ઋતુઓમાં તો ધાર્યું હોત તો ઉપવાસાદિનો આધાર લઈ સંસ્થાનો વહીવટ હજી પણ કેટલાક વર્ષ સુધી જેમનો તેમ ખેંચી શકાય ખરો. "વળી છેક પથારીવશ કે અસાધ્ય સ્થિતિએ પહોંચાય ત્યારે જ વ્યાધિ થયો માનવો." એવી લોકરૂઢિ પણ એ જ પક્ષને ટેકો આપે તેમ છે; પરંતુ એમ અકુદરતી ધોરણે ખેંચ્યા કરવાનું પરિણામ દિવસેદિવસે અધિક શ્રમે અલ્પ કાર્ય થવા દેનારું, જૂજજૂજ કારણોમાં પણ કયેશનું અધિક ભાન કરાવ્યા કરનારું, શરીર તથા મગજની શક્તિ અને આરોગ્યમાં ખાડો પાડનારું, અને તેથી ઉપચાર વગેરેનાં લફરામાં ઉમેરો કર્યા કરનારું જ નીવડતું આવ્યું છે અને આવે.

"સેવાવૃત્તિના આત્મારૂપ તથા સ્વપર માટે આનંદ અને ઉત્સાહપ્રેરક એવી તનમનની કેટલીક યોગ્યતા છેલ્લાં વર્ષોમાં ઓછી થવાનું કારણ શ્વાનના વિષજન્ય શિથિલતા તો છે જ; પરંતુ એ કરતાં પણ વધારે મોટું કારણ તો એવી સ્થિતિવાળાઓએ જે માનસિક શાંતિ અને સાત્ત્વિક સંયોગો સેવવા જોઈએ, તે નહિ સેવવામાં તથા ઉપર જણાવ્યું તેમ કાર્ય ખેંચ્યે જવામાં રહેલું છે; માટે હજી પણ જો જેમનું તેમ જ ગબડ્યા કરે, તો પરિણામ 'વધુ તાણતાં તૂટી જાય'ની પેઠે ચિત્તભ્રમ કે એવા કોઈ વ્યાધિનો ભોગ બનવામાં જ આવે તેમ છે; માટે એવી રીતે પ્રકૃતિની દશા અસાધ્ય, પરાધીન અને સ્વપર માટે દુ:ખરૂપ થઈ પડે, તથા સંસ્થા સાથેનો સંબંધ પરાણે છૂટી જઈ દેશને આ કાર્ય એકાએક સંભાળવું કે માંડી વાળવું પડે, તે કરતાં તો કંઈક સલાહસૂચનાથી પણ

ઉપયોગી રહેવાય એવી સ્થિતિમાં જ એમાંનો જે તે માર્ગ સેવાય તે વધારે ઠીક લાગે છે.

"અનેક સ્થળે જણાવાયું છે તેમ સેવકની માન્યતા પ્રમાણે પ્રથમથી પણ આવાં કાર્યો કરવા કરાવવાની ફરજ, તે બાબતની યોગ્યતા અને સાધન ધરાવનારા કુશળ અને ઉદાર વિદ્વાનો, ધનવાનો, આચાર્યો, અગ્રેસરો અને રાજમહારાજાઓની જ હતી અને છે. વ્યવહાર તરફની વલણ, યાદશક્તિ, મળતાવડાપણું, ઇત્યાદિ વ્યાવહારિક યોગ્યતાઓની મૂળથી જ ઓછપને લીધે તથા આગળ જતાં અંતરમુખના અભ્યાસમાં જ સ્વપ્રકૃતિનો સ્વધર્મ અને પોતાનું તથા જગતનું અધિક હિત રહેલું સમજાવાને લીધે, સેવકની અંતરબાહ્ય પ્રકૃતિને માટે રસપ્રદ અને બંધબેસતો વિષય પણ વ્યવહારપરાયણતાથી ઊલટા જ પ્રકારનો-એટલે કે અંતરાભ્યાસ, એકાંત અને સાત્વિક સ્થળસંયોગના સેવનનો જ માનેલો અને અનુભવેલો હતો. આશ્રમપરિવર્તન પછીનાં બેત્રણ વર્ષ એ માર્ગનું અવલંબન રહ્યા પછી યોગાનુયોગ મુંબઈ તરફ જવાનું થતાં ત્યાં સસ્તા સાહિત્યના વિચારોએ જોર પકડ્યું. અને કાર્યની શરૂઆત થઇને અત્યાર સુધી લંબાઈ શક્યું, એ પણ લોકસંગ્રહાર્થે રૂડી જનસેવા અથવા તો સાધનદૃષ્ટિના કર્મયોગરૂપ જ છે. પરંતુ ઉપર જણાવ્યું તેમ આવાં કાર્યોમાં જોઈતી વ્યાવહારિક યોગ્યતાઓની આ ભિક્ષુપ્રકૃતિમાં ઓછપ હોવાને લીધે આ કાર્ય માત્ર લાગણીવશ, આપદ્ધર્મ દાખલ અને આવાં કાર્યો કરવા કરાવવાની જેમની ફરજ છે તેઓનું ધ્યાન ખેંચવા પૂરતા જ ઉદ્દેશથી શરૂ કરાયું હતું.

"આ પ્રમાણે શરૂમાં માત્ર 'એકાદશસ્કંધ' જ કાઢવાના હેતુથી હાથ ધરાયેલી આ પ્રવૃત્તિ જનસમાજના સદ્ભાવ અને પુણ્ય-બળયોગે ધીમેધીમે લંબાતી ચાલી; હવે જો કે તે એકાદશ વર્ષની ઉમરે, ૧૦૮ પ્રસિદ્ધિઓ અને ત્રીશ હજારની આર્થિક સગવડે પહોંચી

ચૂકી છે; છતાં હજી પણ તેના સ્થાયિત્વ અને ખીલવણીને લગતી બાબતો ઊભેલી જ હોવાથી તથા તેના પછી પણ બીજીત્રીજી બાબતો નીકળ્યા જ કરે તેમ હોવાથી, સેવકનું વેગે ચઢેલું ચક્ર કદાચ હજી પણ જેમનું તેમ જ ચાલ્યા કરતું હોત; પરંતુ એમાં જે પ્રકૃતિથી કામ લેવાનું, તે પ્રકૃતિ ઉપર જણાવ્યું તેમ છેલ્લાં ત્રણ-ચાર વર્ષ દરમિયાન શિથિલ થતી જઈ હવે છેક જ મંદ બની બેઠી છે. અને તેના ઉપચાર તરીકે પણ ઉપલા અંતરમુખતા ઈત્યાદિ પ્રકારો જ સુસેવ્ય છે; તો પછી 'કરવું તો સર્વભાવે કરવું, ને નહિ તો સમૂળગું છોડી દેવું' એવા સ્વભાવને લીધે આ કાર્યથી મુક્ત થવાનો જ માર્ગ લેવાનો રહે છે.

"સંસ્થાની તેમ જ સેવકની સ્થિતિ ઉપર મુજબની હોવાથી એવો વિચાર રાખવામાં આવ્યો છે, કે સંસ્થાનો વહીવટ કે જે દેશને જ માટે શરૂ થઈ ચાલુ રહેલો છે, તે હવે જો દેશ ચાલુ રાખવાને તત્પર જણાય તો દેશના જ હાથમાં સોંપી દેવો. અને તૈયાર ન જ જણાય તો પછી સંસ્થાનું કાર્ય કોઈ અન્ય સંસ્થાને સોંપી દેવું, અથવા તો આટોપી લઈ તેનાં સાધનોનો કોઈ શુભ કાર્યમાં ઉપયોગ કરી દેવો.

"કેટલીક મુદત વિશ્રાંતિ લીધા પછી પાછું આ કાર્યમાં જોડાવાનું રાખ્યું હોય તો રહી શકે ખરું; પરંતુ પ્રકૃતિના ગુણસ્વભાવને બંધબેસતા નહિ એવા આ વ્યવહારપ્રધાન કાર્યમાં જ તે કાર્ય આટલી હદે પહોંચ્યા પછી પણ જોડાઈ રહેવું, એ હવે તો આ કાર્યને વધુ યોગ્ય સંયોગોથી દૂર રાખવા જેવું અને પ્રકૃતિને તેના બંધબેસતા ધર્મથી વિમુખ રાખ્યા કરી સ્વપર ઉભયના ઊંડા હિતથી દૂર રહેવા જેવું જ લાગે છે.

હકીકત આ પ્રમાણે હોવા છતાં વર્ષે બે વર્ષે પ્રકૃતિ સુધરી ગયા પછી પણ પ્રારબ્ધપ્રવૃત્તિ પ્રધાન જ હશે, તો તેને માટે પણ પરમ પિતાની મહત્તાએ અને સર્વરૂપતાએ નિરાંત જ આપી મૂકેલી

છે. 'ગાય જાણે ને ગોવાળ જાણે' 'કટારને કમરે લટકાવે કે જમીન ખોદવાને વાપરે' તે માલિકની મરજી પર છે, કટારની નહિ.

"આ પ્રમાણે ભાવિનું ચિંતન ઊંડી દૃષ્ટિએ નકામા જેવું છતાં, વ્યવહારકાળે એ ઊંડી દૃષ્ટિ સદા જાગ્રત ન રહેતી હોવાથી અને વચમાં મનજી બંદરજી પોતાના જાતિસ્વભાવ પ્રમાણે વૃથા અહંમમત્વને આધીન બની વહીવટના નિયમિતપણાના અને ઉત્તમતાના તાન આડે 'નોકરોથી થાય તેવું ખરું' એવું મંત્રીત્વના અડગપણાનું ભાન ભૂલી જઈ તંત્રીપણાની ખેંચતાણભરી લગામ પણ છૂટથી પહેર્યા કરતા હોવાથી; અને પહેર્યા પછી તો સુખે કે દુઃખે પણ નીવડયે જ છૂટકો રહેનો હોવાથી, તથા એવો આગળપડતો સ્વભાવ આ જન્મમાં છૂટે તેમ નહિ હોવાથી ચિત્તમાં એટલું તો રહે છે જ કે પ્રારબ્ધપ્રવૃત્તિ પ્રધાન હોય તોપણ પાછું આ સોંપી દીધેલા, અન્યોથી પણ ચાલી ખીલી શકે તેવી સ્થિતિએ પહોંચેલા, અને જ્યારેત્યારે પણ બીજાઓને જ સંભાળવા પડનારા, એવા આ ને આ જ કાર્યમાં કદી ન જોડાવું પડે; અને જો બને તેમ જ હોય તો બીજી કોઈ જરૂરી પ્રવૃત્તિ જનવર્ગને શરૂ કરી અપાય, તથા તેમાં પણ વહીવટી અંશમાં ન ગણી પડાતાં દેશના વ્યવહારકુશળ અને સદ્કાર્યેચ્છુ સુપુત્રોના માનસિક સેવક તરીકે જ જોડાવું પડે તો વધુ સારું.

"એ પણ નક્કી છે કે લોકપુણ્ય પ્રથમથી જ જરા વધુ બળવાન થઈ સેવકને ઠેકાણે કોઈ યોગ્ય અને કુશળ વ્યક્તિને ખેંચી શક્યું હોત, તો આ કાર્ય આટલા જ વખતમાં આથી અનેકગણું વધારે અને ઉત્તમ બની શક્યું હોત. સંભવ છે કે લોકપુણ્ય હવે જ એવું કોઈ વિશેષ બળ કરવા માગતું હોય અને ઉપલા નિમિત્ત દ્વારા જ જગતના વ્યવસ્થાપકે આ કાર્ય સાથે કોઈ ખાસ યોગ્ય વ્યક્તિ અથવા વ્યક્તિઓનો યોગ કરાવવો ધાર્યો હોય !

"આશા છે કે આ કાર્યને આટલી હદે પહોંચેલું જોયા જાણ્યા

પછીથી દેશમાંના ઉદાર અને ધર્માત્મા ધીમાનો તથા શ્રીમાનો તેને ચાલતું અને ઉન્નતિપરાયણ રાખવા અને તેમ કરી આ દીનહીન દેશના જનવર્ગ પ્રત્યેની પોતાની એક જરૂરી ફરજ ઉપાડી લેવાને ચૂકશે નહિ. આમ કરવું એ હવે એમને માટે ઈશ્વરાજ્ઞારૂપ હોવા સાથે એમાં પુણ્ય, યશ અને અંતરશુદ્ધિરૂપી લાભો પણ સ્પષ્ટ જ છે.

"ઉપલી ગોઠવણો ખાતે ઉદારાત્માઓ તરફથી જાતિભોગ અને ધનભોગ આપવાની પણ જરૂર રહેશે. પ્રકૃતિ હવે તુરતમાં જ આરામ માગી રહેલી હોવાથી અને મગજની સ્થિતિ છેલ્લે પાટલે જઈ બેસવાનાં પૂર્વચિહ્ન બતાવ્યા કરતી હોવાથી ઉપલી બાબતનો દેશ તરફથી જવાબ મળે ત્યાં સુધી, તથા તે ઉપરથી જે કાંઈ કરવા જેવું લાગે તે થઈ રહે ત્યાં સુધી તેનાથી જેમનું તેમ ગબડાવી શકાય એમ રહ્યું નથી. વળી દેશ તરફથી આ બાબતમાં ઠીક ઉત્તર મળે તો તેવા સંયોગમાં અને બેદરકારી જણાય તો તેવા પ્રસંગમાં આ સંસ્થાની છેવટની સોંપણી અથવા નિકાલ કરવા ખાતે જે કાંઈ તપાસ, વિચાર અને ગોઠવણ કરવી જોઈએ, તે કાર્ય મગજની હાલની સ્થિતિમાં, હાલના મોંઘારત ઇત્યાદિ સંયોગોમાં, ઉતાવળથી, એકલે હાથે અને જે પણ મળી આવે તે વ્યક્તિ કે સંસ્થા સાથે કરી દેવું, તેના કરતાં થોડાક શ્રદ્ધાપાત્ર દેશજનો દ્વારા જ તે થાય અને હાલની લડાઈ, મોંઘારત વગેરે દૂર થતાં સુધી થોભી શકાઈ સેવકની ગેરહાજરીમાં વહીવટની પણ કંઈક દેખરેખ થઈ શકે તેટલા સારુ એવો વિચાર રાખવામાં આવ્યો છે, કે રિપોર્ટ બહાર પડી ગયા પછી હાલના અન્ય બે સભ્યોની સંમતિપૂર્વક થોડાક પરિચિત શુભેચ્છકો અને દેશસેવકોની પંચ તરીકે ગોઠવણ કરવી. અને સંસ્થાની 'છેવટની સોંપણી વગેરે કરવા કારવવાનું એક રજિસ્ટર્ડ દસ્તાવેજ (ટ્રસ્ટડીડ)દ્વારા તે પંચના હાથમાં મૂકવું.

"એ પ્રમાણે પંચ તરફથી છેવટની ગોઠવણ થઈ રહે ત્યાં સુધી સંસ્થાનું પુસ્તકપ્રસિદ્ધિનું તથા પસંદગીનું કાર્ય અને જવાબદારી

સેવક ગમે ત્યાં રહેવા છતાં બનને પ્રકારે ચાલુ રાખશે. વહીવટી ચિંતન અને રોકાણુમાંથી મુક્ત થવાતાં એ કાર્ય એકાદ કલાર્કને સાથે રાખીને બજાવવું અશક્ય નથી.

"કાર્યાલયની વહીવટી દેખરેખ ઇત્યાદિ કાર્ય પંચમાંથી કે બહારથી એકાદ જણને વહીવટી મંત્રી તરીકે નીમવાથી તે વ્યક્તિ કાર્યાલય તરફ રોજ એકાદ આંટો મારી, અથવા તો અઠવાડિયે એકાદ વખત કેટલાક કલાક ગાળી બનતે પ્રકારે બજાવશે. છેવટની ગોઠવણુ થતાં સુધી હજી પણ એકાદ બે વર્ષ સંસ્થાનું કાર્ય કેટલું ઓછું અને ધીમું ચાલે એ તો સ્વાભાવિક જ છે. પ્લેગ, પ્રેસની સગવડ વગેરેને લીધે ૧૯૭૩નું વર્ષ પણ એવું જ ગયું છે.

"આ વાત તો ખુલ્લી જ છે, કે આ કાર્યને જ મુખ્ય લક્ષ્ય બનાવનારી સ્વતંત્ર સંસ્થા દ્વારા આ કાર્ય જેટલું સારું ચાલી અને ખીલી શકે, તેવું અન્ય સંસ્થાના પેટામાં તેને સોંપી દેવાથી ન જ બને. વળી આ સંસ્થાની સેવાનો વિસ્તાર વધારતો, હિંદી વગેરે અન્ય પ્રાંતની ભાષાઓમાં પણ સસ્તા સાહિત્યની શરુઆત કરવી, સસ્તુ માસિક, ગીતાપ્રચાર, ચિત્રપ્રચાર વગેરે હવે પછી સૂચવાશે તેવી અને બીજી સુશક્ય બાબતો પણ સ્વતંત્ર સંસ્થાના ધોરણ વડે હાથ ધરવાનું જેટલું સુગમ પડશે, તેટલુ બીજી રીતે નહિ પડે.

"કોઈ પણ બાબતમાં અસામાન્ય સફળતાનો આધાર તે તે કાર્યના આત્મા અને પ્રધાન અગરૂપ વ્યક્તિ અથવા વ્યક્તિઓના ઉત્સાહ, કુશળતા અને પરાયણુતા ઉપર જ રહે છે. અને તેથી તેવા આત્મા નીકળી આવવા, એ જ સર્વથી મોટો મુદ્દો છે દેશમાં જનસેવાનું વાતાવરણ જે વિસ્તાર અને ઊંડાણ પામતું ચાલે છે, તે જોતાં આવી એક સંસ્થા માટે અસામાન્ય નહિ તો સામાન્ય કક્ષાના પણ થોડાક સ્વયંસેવકો નીકળી આવવા, તથા તેમના નિર્વાહ ઇત્યાદિ માટેની જરૂરી સગવડો બની આવવી, એ વાત હવે ગુજરાતને માટે અશક્ય નથી."

## [૯]

## લોકહિતનાં બીજાં કાર્યો

'સસ્તું' સાહિત્ય'ની પાંત્રીસ વર્ષની સાધના દરમિયાન સ્વામીજીને અનેકવેળા નિવૃત્તિ લેવાની અથવા કામનો બોજ ઓછો કરવાની વૃત્તિ થઈ હતી; પરંતુ એક પણ એવો પ્રસંગ શોધ્યો મળતો નથી, કે જ્યાં એમના દિલમાં પોતાના કામ પ્રત્યે અશ્રદ્ધા પેદા થઈ હોય. નિવૃત્તિનો વિચાર આવતો હતો, શરીરની અસ્વસ્થ પ્રકૃતિને કારણે અને કોઈ વેળા આત્મશોધન અને ભગવદ્‌ભક્તિમાં રચ્યાપચ્યા રહેવાની ઝંખનાને કારણે. 'સસ્તું સાહિત્ય' વિકસ્યું હોય, ફૂલ્યુંફાલ્યું હોય, તો તેનું કારણ આ પ્રવૃત્તિ પ્રત્યેની તેમની અનંત શ્રદ્ધાનું જ છે. તેઓ નિવૃત્તિ લેવા ઇચ્છતા હતા, ત્યારે પણ આ સંસ્થાનું કાર્ય તો ચાલુ જ રહે એવી કામના એમના દિલમાં રહ્યા કરતી હતી.

સ્વામીજી ઇચ્છતા હતા તેવી વ્યક્તિ એમને મળી નહિ. એમને હાથપગ જેવા વફાદાર માણસો મળ્યા, પરંતુ દિલ અને દિમાગમાં એમની અંતરેચ્છા પૂરી કરી શકે એવા શક્તિવાળા માણસો પ્રાપ્ત ન થયા. સામાન્ય રીતે દરેક સંસ્થાને અને દરેક મહાપુરુષને આ પ્રકારનો અનુભવ થાય છે. સ્વામીજીને કેટલાક વફાદાર અને એકનિષ્ઠ માણસો પ્રાપ્ત થયા તે પણ ઓછું સદ્‌ભાગ્ય ન ગણાય.

આ સંયોગોને કારણે સ્વામીજી સંસ્થા સાથેનો સંપૂર્ણ સંબંધ છોડી શક્યા નહિ. શરીરની સ્થિતિ દિનપ્રતિદિન ખરાબ થતી જતી હતી. તેઓ ઋષિકેશ ચાલ્યા ગયા, પરંતુ ત્યાં યે કામ તો એમની સાથે જ રહ્યું, અલબત્ત ત્યાંના વાતાવરણમાં એમના શરીર અને ચિત્તને આરામ મળવા લાગ્યો. વાતાવરણ પલટાતાં એમનું મન બીજી પ્રવૃત્તિમાં પણ પરોવાયું.

ઋષિકેશનો શિયાળો બહુ આકરો હોય છે, પણ સ્વામીજી તો ત્યાં પરોઢિયે ચાર વાગે ઊઠી જતા અને સ્નાનથી શુદ્ધ થઈ નજીકના શિખોના ગુરુદ્વારમાં ગ્રંથસાહેબની કથા સાંભળવામાં લીન થતા. સંસ્થાનું કાર્ય સ્વાભાવિક રીતે પત્રવ્યવહાર અને વાંચનમનન પૂરતું જ રહ્યું હતું; એટલે એમનો બચનો સમય આસપાસના પ્રદેશોમાં ઘૂમવામાં અને તન, મન તથા હવે તો ધન વડે પણ બીજાને મદદ કરવામાં વ્યતીત થતો હતો. રામકૃષ્ણ સેવાશ્રમની પ્રવૃત્તિનું સ્વામીજીને મોટું આકર્ષણ થયું હતું. ઋષિકેશ અને હિમાલયના બીજા પ્રદેશોમાં ઘૂમતાંઘૂમતાં સ્વામીજીને એવો અનુભવ થયો હતો, કે જે સાધુઓ ગુજરાતી હતા તેઓ ઓછા જ્ઞાનવાળા અને ઓછી શક્તિવાળા હતા, જ્યારે બંગાળી સંન્યાસીઓમાંથી એમને કેટલાયે એવા મળતા કે જેઓ પૂર્વાશ્રમમાં મોટી પ્રતિષ્ઠા અને ઊંચી પદવીઓ ધરાવતા હોય. ડૉક્ટરો અને વકીલો પણ એમને મળી આવતા. સ્વામીજી દુઃખપૂર્વક કહેતા કે 'ગુજરાતી જો શક્તિશાળી અને શિક્ષિત હોય તો સેવાકાર્યમાં બનતા સુધી પડે જ નહિ. ખૂબ કમાઈ, થોડું દાન આપી દૂર જ ઊભો રહે '

એકવાર એક સુશિક્ષિત બંગાળી સાધુ પ્રત્યે સ્વામીજીને બહુ આકર્ષણ થયું. એમને લાગ્યું કે જો આ સ્વામીજી મન ઉપર લે તો તે અનેક સાધુઓને નવીન સંસ્કાર આપી શકે; એટલું જ નહિ પણ આ દેશમાં અનાથોનો મોટો સમુદાય છે, તેનું પણ કંઈક કલ્યાણ કરી શકે. મનમાં વિચાર દાખલ થયો અને એ ઉપર ચિંતન

ચાલ્યું અને તરત જ સ્વામીજી સ્વપ્નમાં રમવા લાગ્યા એમને થવા માંડ્યું, કે સાધુમંડળ અનાથોદ્ધારની પ્રવૃત્તિમાં પડે, તો આ દેશનું કેવું મોટું કલ્યાણ થઈ જાય ! એમની પોતાની તો એ પ્રકારની શક્તિ નહોતી, એટલે પેલા બંગાળી સાધુને એમણે વિનતિ કરવા માંડી. પ્રથમ તો એ સાધુએ સ્વામીજીની વાતો ઉત્સાહપૂર્વક સાંભળી, પરંતુ આ બાવાજી ચર્ચાથી સંતોષ પામે એવા નહોતા એમને તો તે ને તે ક્ષણે કાર્ય જોઈતું હતું આખરે પેલા બંગાળી સાધુ કંટાળ્યા એમના એક શિષ્યે સ્વામીજીને કહ્યું કે સાધુ મહારાજને આપની વાતોથી અકળામણ થાય છે માટે આપ આવવાનું બંધ કરો તો સારું સ્વામીજીએ ત્યાં જવાનું બંધ તો ન કર્યું, પરંતુ અનાથોદ્ધારની વાત તો તે પછી બંધ કરી દીધી

શરીર તો હજી યે બરાબર રહેતું નહોતું ક્યારેક સારું થતું અને ક્યારેક બગડી બેસતું. એમણે પોતે જ આ વિશે જે નોંધ લખી છે તે જોઈએ

"શરીર અને મગજનો લાભ અહીંની આ વખતની છેક બેહોળ ઋતુ વગેરેને લીધે મળ્યો નથી ને ધારેલું કામ તૈયાર થયું નથી એક નવી જાતનો છાતીનો અતિ તીવ્ર દુખાવો એવો તો એક દહાડો છ સાત કલાક ચાલ્યો કે તોબાતોબા કરવાની વાત ને જીવ જીવી જાય તો સારુ. પાછળથી કેટલાક જુદાજુદા કારણોનો સરવાળો એના કારણરૂપ સમજાયો હડકવા સાથે આ વાતના કશા ચિહ્નોનો જરા પણ સબંધ નહનો

"પણ સ્વર્ગાશ્રમમાં જોઈતી અનુકૂળ જગા રહેવા મળી આવવા ઉપર આધાર છે રોટી તો અન્નક્ષેત્રની જાપે ચાલે, પણ વાયુને લઈ ગંગાસ્નાન મુશ્કેલ, એટલે ગરમ પાણી કરવા, તેમ જ દવા–ઉકાળો કરવા, તેમ જ નહાવાની સગવડ અર્થે, તેમ જ એકાદ માણસ સાથે હોય તે પૂરતી જગાની સગવડ મળે તો જ ત્યાં રહી શકું. અન્નક્ષેત્રથી સ્થાન દૂર મળશે તેની હરકત નહિ આસપાસ

શૌચાદિની જગા દૂર ન હોય એની જરૂર ખરી, કેમ કે સવારે ત્રણેક લોટા પાણી પીઉં છું, એટલે ટાઢના સમયમાં ત્રણેકવાર શૌચ જવું પડે છે......

"અહીં (ઋષિકેશ) રહી સંસ્થાનું અનેકવિધ કાર્ય સારાં હવાપાણીને લીધે ત્યાંના કરતાં વધુ સારી રીતે ઊકલતું હશે છે. અને પત્રવ્યવહાર સંસ્થા સાથે તેમ જ લેખકો વગેરે સાથે જારી જ રહે છે.

".....તનમનનું વેચાણ થઈ ગયું છે! ઢોર ધણીને ખીલે બંધાયા પછી જ્યારે જેમ ફાવે તેમ રાખે અને વાપરે! હવે ઢોરને જાતના ને ભવિષ્યના વિચારો તથા ક્રિયાઓની પરવા કર્યા કરતાં તેને વધુ અધીન થતા ચાલવામાં જ સર્વ કાંઈ શુભ માની મસ્ત વિચારવાનું છે. અત્યુચ્ચ અંતઃપ્રેરણાઓને અનુસરી શકાતું નથી, એ જ શરીરનું હીન ભાગ્ય છે."

આમ છતાં ઋષિકેશમાં એમને માનસિક શાંતિ મળી રહેતી હતી. તેઓ રહેવાનાં સ્થળો ફેરવ્યા કરતા હતા. ઘણીવાર સ્વતંત્રપણે સ્વયંપાક કરતા અને એકાંત જગ્યાએ બેસી પ્રકૃતિનું સૌંદર્ય નિહાળતા, ચિત્તની શાંતિ પામતા. એકવાર એમની સાથે સ્વામી બ્રહ્માનંદજી રહેવા ગયા. એમણે ધર્મચર્ચાની આશા રાખી હશે, પરંતુ સ્વામીજી આવી વાતોમાં ઓછો રસ લઈ શકતા. બ્રહ્માનંદજીને એમણે કહ્યું: "શાંત પડી રહેવા કે ચર્ચામાં સમય ગાળવા કરતાં કામકાજમાં અધિક આનંદ આવે છે." સ્વામી બ્રહ્માનંદજી પણ સંસ્થાના કામમાં એમને મદદરૂપ બન્યા હતા.

ઋષિકેશમાં એમને કેવો આનંદ આવતો અને પ્રકૃતિનું સૌંદર્ય એમના ચિત્તમાં કેવી પ્રસન્નતા મૂકી જતું, તેનો ઉલ્લેખ દિવાનબહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી ઉપરના એમના એક પત્રમાંથી મળે છે.

"...ગંગા અને હિમાલયને પ્રતાપે અહીંનો જળવાયુ સારો માફક આવે છે અને મગજનું કામ કરતાં વધારે ફાવે છે. દેખરેખને

ખાતરે કાર્યાલય સાથે પત્રવ્યવહારનું અને બીજું કેટલુંક કામ વધે છે, પણ મગજ તે સર્વને પહોંચી વળે છે. ગામથી રામાશ્રમ હોઢેક માઈલ છેટે છે, એટલે બપોર માટે માધુકરી ભિક્ષાર્થે ત્યાં જઈ આવવાથી શરીરશ્રમ કુદરતી રીતે જ કેટલોક લેવાઈ રહે છે. ચતુર્થાશ્રમ લીધા પછી ગંગા અને હિમાલય સાથે એવું બેસતું આવી ગયું છે, કે તે છોડી દેશના અંદરના ભાગોમાં અને તેમાં પણ મુંબઈ કે અમદાવાદમાં રાજસ તથા મલીન વાતાવરણવાળાં સ્થાનોમાં રહેવું એ તો કેદખાના જેવું જ થઈ પડે છે. અને તેથી એ સ્થળોમાં નાછૂટકે રહેવું પડે, એટલું જ રહી પાછો આવાં પ્રકારનાં સ્થાનોરૂપી સ્વગૃહે પહોંચી જાઉં છું, ત્યારે જ ઠીક પડે છે...અમદાવાદમાં નદીપાર એક ઓરડીમાં રહેવા છતાં મીલોનો ધુમાડો ત્યાં પણ ઊતરી આવી, ત્યાંથી નીકળતા પૂર્વનાં એકબે અઠવાડિયામાં આંખો બળે એટલો ત્રાસ આપનો..."

કેટલાક ભાવિકો સ્વામીજી સાથે પત્રવ્યવહાર ચલાવતા અને એમના ચિત્તની સ્થિતિ સમજવાનો પ્રયત્ન કરતા. આવા ભાવિકોમાં કરાંચીવાળા શ્રી. ડુંગરશી ધરમશી સંપટનું પણ સ્થાન હતું. ધર્મચર્ચા કરવા માટે ઋષિકેશમાં આવવાની એમણે ઇચ્છા દર્શાવી. સ્વામીજીએ એમને જવાબ આપ્યો:

"એક મોટા સંત તરીકે યોગ્યતા નહિ, તેમ સંસ્થાની રોકાણો અને પ્રકૃતિ પણ જોઈએ તેટલી સ્વસ્થ રહે નહિ. એટલે ઋષિકેશમાં કે જ્યાં પણ જોગ આપણો થવાનો હોય ત્યાં એક મેલાઘેલા મનસ્વી મિત્ર તરીકે તો અંતર્યામી પ્રેરે તેવી વાતો પૂછવા-કહેવાનું રોજ ઘડી બે ઘડી રાખવા હરકત નહિ."

સ્વામીજી ઋષિકેશમા અનેક વેળા અંતરની શાંતિ માટે ગયા હતા. જ્યારે મુંબઈ–અમદાવાદથી થાકતા અને શરીર ભાંગી જતું ત્યારે ત્યાંથી જ તેઓ નવું જીવન મેળવી આવતા. ત્યાં તેમની દિનચર્યા એક જ પ્રકારની રહેતી નહિ, પણ સવારના ચાર વાગે ઊઠવામાં તો

દેર પડતો જ નહોતો. શરીરનું સ્વાસ્થ્ય સુધારવા માટે પ્રયોગો કરતા. તેઓ ઊભાઊભા કામ કરવાની ટેવ પાડતા. તેઓ સખત ઠંડીમાં બકરીનાં ચામડાંનાં હાથમોજાં પહેરીને પણ લખવાનું ચાલુ રાખતા. તેઓ માથે ગરમ કપડાનો કટકો બાંધતા અને ઊનની મોટી કફની પહેરતા. કામથી થાકે ત્યારે આંટા મારવાની એમને ટેવ હતી. તેઓ શૌચાદિ માટે માઈલોનો પ્રવાસ ખેડી આવતા, કોઈવાર ભિક્ષા લેવા જતા, કોઈવાર કોઈ લૉજમાં પહોંચી જતા. ભિક્ષાનું અન્ન ખાવા માટે એમણે એક સુંદર સ્થળની પસંદગી કરી હતી. ઋષિકેશમાં હનુમાનજીના વંશજોનું ભારે જોર હોય છે. એમનાથી બચવા માટે સ્વામીજી ભિક્ષાન્ન લઈ નદીની અંદર ગોઠે દૂર જઈ એકાદ મોટા પથ્થર ઉપર બેસી ત્યાં જમી લેતા. ભિક્ષામાં રોટલી-રોટલા કાચાં મળ્યાં હોય તો તેને ઉતારે પહોંચી જઈ સ્ટવ ઉપર શેકી લેવાનું તેઓ ચૂકતા નહિ.

સ્વામીજી લૉજમાં જમવા જતા, ત્યારે ઘણીવાર ઘેરથી ભાજી બનાવીને સાથે લઈ જતા. એમની થેલીમાં જો કોઈ નજર નાખે તો બહારથી આવેલા પત્રો, પુસ્તકો, ટપાલનો બધો સામાન, ફાઉન્ટન પેન, હિસાબનાં કાગળિયાં, પ્રૂફની ગેલીઓ વગેરે મળી જ આવે. સામાન્ય રીતે તેઓ રાત્રે ૯–૧૦ વાગે સૂઈ જતા, પરંતુ કામ વધુ હોય તો ઋષિકેશમાં પણ ઉજાગરો કરવામાં પાછા ન પડતા. સ્વામીજીને કોઈ આરામ લેવાનું કહેતું, તો જવાબ આપતા: 'ચક્કી ચલતી હૈ!'

ત્યાં કોઈવાર ફરવાની ધૂન જાગતી તો ટેહરી તરફને માર્ગે લક્ષ્મણ ઝુલા તરફ, સ્વર્ગાશ્રમ તરફ તો કોઈ વેળા ગાઢ જંગલોમાં પણ ઘૂમવા નીકળી પડતા. અનેક પ્રકારના માણસોને તેઓ મળતા હતા. એકવાર અર્ધગાંડા જેવા એક અવધૂતનું આકર્ષણ થઈ ગયું, કારણ કે તેને કોઈ પણ પ્રશ્ન પૂછવામાં આવે, તો જવાબ એક જ મળતો: 'બ્રહ્મ!' સ્વામીજીને આ બહુ ગમતું અને એને માટે તેઓ બજારમાંથી સારું સારું ખાવાનું લઈ આવતા. આ સાધુ મહારાજ ખાવા-વિશે બહુ બેદરકાર હતા. કેટલીક વાર ખાવાનું

જોઈને નાસી જતા. સ્વામીજી એમને પકડી પાડતા અને એમને જમવા માટે બેસાડતા. એવે વખતે એમના ભોજનમાં કાગડાઓ ને વાંદરાઓ પણ ભાગ લેતા. કોઈવાર ગૌમાતા પણ ચડી આવતાં. પણ એ અવધૂત. તો કશાની ચિંતા કર્યા વિના સૌની સાથે આરામથી જમી લેતા. સ્વામીજીએ કહ્યું: 'આ ઊંચો આત્મા છે.' ત્યારે કોઈએ પૂછ્યું, કે શા આધારે આપ આવો અભિપ્રાય આપો છો? સ્વામીજીએ હસી જવાબ આપ્યો.

'કાગકી ભાખ કાગ હી જાને!'

પોતે ઘણીવાર ભિક્ષાનું અન્ન લેતા, પરંતુ અપંગ સાધુઓ માટે ખરીદીને ખાવાનું લઈ આવતા. એકવાર એક માંદા સાધુ માટે તેઓ ભોજન લઈ આવેલા. એની પ્રસન્નતા જોઈ બીજે દિવસે પણ ખાવાનું લઈ ગયા, પરંતુ ત્યારે તે મૃત્યુ પામ્યો હતો! સ્વામીજી વૈરાગ્યની ભાવનાએ ચડી ગયા. એ પછી માંદાઓની સારવાર કરવાનું પ્રમાણ વધી ગયું હતું. કોઈ કોઇને તો પોતાની ઓરડીએ પણ લઈ આવી તેઓ રાખતા હતા.

બીજાને ઉપયોગી થવાની ભાવના પ્રથમથી જ એમનામાં બળવાન હતી. જ્યાં સુધી એમની પાસે ધન નહોતું, ત્યાં સુધી તન અને મન ખરચતા. જ્યારે ધન આવ્યું, ત્યારે ધન ખરચતાં તેઓ અચકાયા નહિ. આ સાધન એમનું નહોતું. પોતે તો ટ્રસ્ટી જ હતા. અને એમણે સંન્યાસધર્મ સ્વીકારેલો હતો, એટલે જે ધર્મભાવના સંસ્થાની સ્થાપનાના મૂળમાં હતી, તે ભાવનાને અનુરૂપ જ તેઓ દાન આપતા. આમ છતાં લાગણીપ્રધાન સ્વભાવને કારણે કોઈ કોઈ પ્રસંગે વધુપડતા ઉદાર પણ તેઓ બની જતા અને લાગણીનું બીજું મોજું આવતાં, 'આ સંસ્થાનો પૈસો તો મારાથી ખર્ચાય જ કેમ?' એમ માની સંકોચ પણ અનુભવતા. એમણે પોતાને હાથે કરેલા દાનમાં જે થોડીક વિગતો પ્રાપ્ત થઈ છે, તેનું અહીં અવલોકન કરીએ.

પંઢરપુરના ગાડગે મહારાજને ધર્મશાળા માટે રૂા. ૨૫૦૦૦નું એમણે દાન કર્યું હતું. ધર્મશાળાઓ તો આ મહારાજશ્રીએ પંઢરપુર ઉપરાંત નાશક, ત્ર્યંબકેશ્વર વગેરે ઘણે સ્થળોએ બંધાવી હતી, પરંતુ હરિજનોની મુશ્કેલીઓનો અંત આવ્યો નહોતો. આ ૨૫૦૦૦નું દાન આપવા પાછળ એક કરુણ દશ્યે ભાગ ભજવ્યો હતો. સ્વામીજી પંઢરપુર ગયા હતા, ત્યાં હરિજનો માટે ધર્મશાળા તો હતી જ, પરંતુ એ બહુ જ નાની હતી. એક દિવસ ભારે વરસાદ પડ્યો. અને સ્વામીજીએ જોયું તો હરિજન સ્ત્રી-પુરુષો અને બાળકો એ ધર્મશાળામાં ખીચોખીચ ભરાઈ બેઠાં હતાં. સ્વામીજીથી આ ન જોવાયું. એમને વિચાર આવ્યો. 'વરસાદ તો રાત્રે પણ ચાલુ જ રહેશે, આ સ્ત્રીઓ શું કરશે? ક્યાં સૂશે?' એમણે ગાડગે મહારાજને કહ્યું: 'ધર્મશાળા મોટી કરવાની જરૂર છે.' મહારાજશ્રીએ પૈસાની માગણી કરી. સ્વામીજીએ તરત જ ૨૫૦૦૦ રૂપિયાનું વચન આપ્યું. શરત એટલી જ મૂકી કે કોઈ જગ્યાએ એમનું નામ કે છબી ન આવવાં જોઈએ. ગાડગે મહારાજે આ રકમમાંથી બહુ કરકસર કરી થોડાં છાપરાં બનાવ્યાં અને બાકીની રકમ સ્થાયી ફંડ તરીકે જમા રાખી. આજે પણ એ રકમમાંથી ધર્મશાળાનું સમારકામ દર વર્ષે થાય છે.

એકવાર સ્વામીજી ભાવનગર ગયેલા, ત્યારે તેમણે ત્યાંના ગરીબોમાં ફરતાં, ઝૂંપડાં બાંધવા માટે રૂા. ૫૦૦નું દાન કર્યું અને દર્દીઓ માટે સ્ટ્રેચર, ઠેલાગાડી, આરામખુરશી વગેરે મોકલી આપ્યાં. નડિયાદના અનાથાશ્રમને પણ તેઓ અવારનવાર મદદ કરતા હતા. તીર્થસ્થળોમાં ઠંડીને કારણે કેટલાક નબળા શરીરના સાધુઓ સ્નાન વગેરે કરી શકતા નહિ, તેમને માટે સ્વામીજી ગરમ પાણીની સગવડો ઊભી કરતા. સ્વામીજી કુંભના મેળામાં છૂટે હાથે ગીતાની લહાણી કરતા. આવા મેળાઓમાં કોઈ વાર તંબૂ ભાડે લઈ સ્વામીજી મુકામ કરતા અને દિવસ ઊગે જ્ઞાનપટો, વીંછીની દવાઓ, થોડાંક કપડાં, ગીતા, આંખના ટીપાંની શીશીઓ વગેરે લઈ નીકળી પડતા અને છૂટે હાથે તેમનું દાન કરતા. છેલ્લા દિવસોમાં માંદગીમાં સપડાયા હતા, ત્યારે પણ ગરીબોને

ખાવા માટે ચણા, પહેરવા માટે કપડાં અને ઠંડીથી બચવા માટે કામળાઓનું તેઓ દાન કરતા. ગુરુકુળોના ઉત્સવોમાં જાય ત્યાં ઉત્સવ દરમિયાન તો કંઈ બોલે નહિ, પરંતુ બધું પૂરું થાય અને વિદાય લેવાનો સમય આવે, ત્યારે ગુપ્ત રીતે ૫૦–૧૦૦ રૂપિયા સંસ્થાને ભેટ તરીકે આપી દે. અમદાવાદમાં તો અનેક માણસોએ એમને ભદ્રના કિલ્લામાં અન્ન–કપડાં વહેંચતા જોયા છે. કેટલીક વાર તેઓ છત્રીઓ લઈને બેસે અને કોઈ ગરીબ છત્રી વિના વરસાદમાં ભિજાતો ટાઢે ધ્રૂજતો પસાર થતો હોય તેને બોલાવી છત્રી આપી દે. આવી જ રીતે ગરીબ લોકોને લોટાઓ પણ તેઓ આપતા. એવા યે પ્રસંગો બન્યા છે, કે જ્યારે સ્વામી પોતે જ ટાઢથી બચવા કામળો ઓઢી બેઠા હોય કે કયાંકથી પસાર થતા હોય અને સામે ઠંડીથી ધ્રૂજતું માનવશરીર દેખાય, તો સ્વામીજી ઘડીના યે વિલંબ વિના એને કામળો ઓઢાડીને ઝટપટ ચાલ્યા જાય. દુ:ખી વિધવાઓને ગુપ્ત દાન દેવાના પ્રસંગો પણ બન્યા છે. કેટલીક વાર પોતે જાતે જ પૈસા આપતા. જ્યારે કોઈ વાર બીજાની પાસેથી પણ મેળવી આપતા. ગરીબ વિદ્યાર્થીઓ માટે શિષ્યવૃત્તિની ગોઠવણો પણ તેઓ કરી આપતા. દૂર દૂર સુધી એમનો દાનપ્રવાહ વહેતો હતો. આંધ્રના દુષ્કાળમાં રાજેન્દ્રબાબુને એમણે ૪૦૦૦) રૂપિયા મોકલ્યા હતા. બંગાળના ખાદીપ્રતિષ્ઠાનને એમણે મદદ કરી હતી. આંધળા–મૂગાની શાળાઓમાં પણ અવારનવાર તેઓ મદદ કરતા હતા.

એમનાં દાનોમાં સૌથી વિશેષ દાન તો પુસ્તકોનું જ રહ્યું છે. અમદાવાદ સુધરાઈને એમણે પુસ્તકોનું જે મોટું દાન આપ્યું તેમાં હિંદી, મરાઠી, બંગાળી, અંગ્રેજી ને ગુજરાતી આઠથી દશેક હજાર પુસ્તકોની કબાટ સહિત લાયબ્રેરી આપી છે, જે 'શેઠ માણેકલાલ જેઠાભાઈ પુસ્તકાલય'માં હાલ મોજૂદ છે.

સંતરામ મહારાજની શતાબ્દિપ્રસંગે લગભગ રૂા. ૧૦૦૦૦ની કિંમતના ધાર્મિક ગ્રંથો એમણે વહેંચ્યા હતા. પ્રવાસમાં તેઓ એક ઝોળી રાખતા અને તેમાં ગીતાના ગુટકાઓ ભર્યા હોય. કોઈ

અધિકારી વ્યક્તિ દેખાય કે એને ગીતા ભેટ આપતા. કોઈ એમના ચરણસ્પર્શ માટે આવે ત્યારે અકળાઈ જાય, ગુસ્સે થાય પણ ગીતા તો ભેટ આપે જ. બીડી પીનાર તરફ એમને ભારે ચીડ. ઘણીવાર ત્યાં જઈને બીડી છોડવાનું સમજાવે અને તમાકુના ગેરફાયદા દર્શાવતો લેખ વાંચવા માટે આપે. કેટલીક વાર માણસો પાસે જઈ કહે: 'લેશો ભાઈ ગીતા? સાવ મફત છે.' માણસ હાથ લાંબો કરે એટલે કહે: 'વાંચશો? વાંચવાના હો તો આપું!' જો જવાબમાં હા મળે તો ગીતાની ભેટ આપે અને ના મળે તો 'પાપનો ભાર વધશે' એમ કહી ચાલતા થાય. હરિજનો તરફ એમને વિશેષ મમતા હતી. પ્રસંગ આવે હરિજન શાળાઓને અને સંસ્થાઓને તેઓ પુસ્તકોનું દાન કરતા હતા. રામકૃષ્ણ મિશનને એમણે પુષ્કળ પુસ્તકો આપ્યાં છે. દરેક કાગળમાં તેઓ લખતા કે "ઘરમાં રાખી મૂકે નહિ અને પ્રેમપૂર્વક વાંચે અને બીજાને વંચાવે તેમને આ પુસ્તકો આપજો." બીજાની પાસે અન્યને માટે દાન લેવાની પણ એમની ખાસ પદ્ધતિ હતી. કોઈ સ્થળે મદદ કરવા જેવું લાગે, ત્યારે ભાવિકોને તેઓ નીચે પ્રમાણે લખતા:

"એક ખાસ તક તમને લખવા વિના રહી શકતો નથી હરદ્વાર પાસેના કનખલમાં રામકૃષ્ણ સેવાશ્રમ છે. તેમાં બધા ત્યાગીઓ–ડૉક્ટર, કમ્પાઉન્ડર વગેરે તરીકે પ્રભુપ્રીત્યર્થે કામ બજાવે ને રોજ સો દોઢસો દર્દીઓ આવે છે. ત્યાં દર્દીઓ ગૃહસ્થી તેમ જ ત્યાગી જેમની સેવા કરનાર કે રહેવાનું ઠેકાણું ન હોય ને અશક્ત હોય તેમને માટે મકાન વગેરેનું કામ હજી અધૂરું છે. એક જરૂરી મકાન માત્ર પાયા સુધી જ પહોંચીને દ્રવ્યને અભાવે અટક્યું છે. આ વખતે (૧૬-૬-૨૧ પહેલાં) હરદ્વારમાં પંદરેક દિવસ મારે પોતાને તેની હૉસ્પિટાલમાં આકસ્મિક રહેવું પડ્યું, ત્યારે ત્યાંનાં કામકાજ વિશે ઊંડી માહિતી સહેજે મળી આવી હતી ..."

કે:

આપણુને કોઈ મિષ્ટાન્ન જમાડવા માગે, તો ભૂખ્યાઓને મદદ કરવા નીકળવાનો આપણો હેતુ સ્પષ્ટ કરવા ખાતર આપણે તે બિચારાં ગરીબ બંધુઓ ભૂખના દુઃખે મરતા હોય તેવા સમયે તેમના નામ પર મિષ્ટાન્ન આપણુને ન ભાવે, ને સાદો ખોરાક ઇચ્છીએ તે રૂડી વાત છે..."

દાન અને મદદના પ્રસંગો કેમ ઉપસ્થિત થતા તેનો નમૂનો એમના અત્યંત કરુણ એવા એક પત્રમાંથી મળે છે: "માંદાં, ચોરીનો ભોગ બનેલાં, સાથીઓએ તજી દીધેલાં, એવાં અતિશય સહાયપાત્ર પચાસ, સાઠેક યાત્રાળુઓને તેમ જ થોડાક સાચા ત્યાગી પ્રભુપરાયણ મનુષ્યોને શોધીશોધીને મદદ કરવા ખાતે એક ગૃહસ્થના માત્ર ત્રણસો રૂપિયા આ શરીર દ્વારા ગયા બે માસમાં ખરચાયા, પરંતુ એ જ સમય દરમિયાન નાશિકમાં બેચાર લાખ રૂપિયા ખરચાયા હશે. તે બધી રકમ બદલ પણ જેટલો સંતોષ તેના ખરચનારાઓને નહિ મળ્યો હોય, તેટલો સંતોષ મેં અનુભવ્યો છે.

"એમાંની એક સુવાવડી સ્ત્રી કે જે રાતના દસેક વાગે ઓટલે જેમતેમ પડેલા માણસોમાં દુખિયા માણસોને ચૂપકીદીથી શોધતાં જોઈ તે કંઈક સમજી ગઈ અને છેક અશક્ત લગભગ નવસ્ત્રી હાડપિંજરવત્ છતાં બેઠી થઈ જઈ બોલવા અશક્ત છતાં કંઈક કહેવા લાગી. એની એ વખતની આતુર આંખો અને (ગોળ, ઘી, સૂંઠ માટે) પૈસા તેમ જ થોડાંક વસ્ત્ર તે જ વખતે એને મળી જતાં એણે મૂગે મોઢે નાખેલી આશ્ચર્યમિશ્રિત આભારદૃષ્ટિ જ્યારે પણ સ્મૃતિમાં આવે છે, ત્યારે એ સેવા પારકા પૈસા વડે બનેલી છતાં પણ ઊંડો આત્મસંતોષ અનુભવું છું."

આવું જોયા પછી સ્વામીનું દિલ હાલી જાય એમાં નવાઈ શી?

વ્યક્તિગત મદદ કરવા તરફ એમનું વલણ ઓછું હતું, છતાં સંસ્થા સાથે સબંધ ધરાવનારાઓની અંગત મુશ્કેલીઓમાં ક્યારેક

તેઓ મદદ આપતા. આવા એકબે પ્રસંગો એમના પત્રોમાંથી મળી આવે છે.

"અંગત આવશ્યકતાઓ માટે પણ તંગી અને કષ્ટ વેઠવું પડે એવી સ્થિતિ તો પ્રભુકૃપાથી નહિ જ હોય. બીજે વિચારમંનમાં એમ પણ આવે છે, કે પ્રારબ્ધ ગતિ કેટલીક વાર ભલભલા માણસને એવી દશામાં પણ નાખી દે છે. તમે તો સંસ્કારી છો એટલે એવી દશામાં પણ હારી જઈ મનને વધુ દુ:ખી થવા દો તેવા નથી જ; છતાં પણ ન કરે પ્રભુ ને એવી અગવડ જેવું હોય, તો મારી સાથે જરા પણ સંકોચ તે બાબતમાં રાખતા નહિ....



"અલબત્ત મારે તો આ સંસ્થામાં મંત્રીપણાનો જ સંબંધ છે, અને સંસ્થાને અંગે જ સંસ્થાના પદાર્થોનો ઉપયોગ કરવાનો અધિકાર છે; છતાં આખરે પણ માનવ ઉપાધિભાવે તો લાગણી ઊંડી થઈ આવે એવા પ્રસંગે કોઈ વાર એવા અધિકારીની મર્યાદા પણ ઓળંગવી જ પડે. બીજું કંઈ નહિ તો સ્વશરીરના અંગત ખરચ ખાતે પણ એવી છૂટ ન જ લઈ શકું એવું નથી.



"...તમે પોતે પણ મારા જેવા સાધુબાવા તરફથી માનસિક સહાનુભૂતિ અને આશ્વાસનથી અધિક સહાય ઇચ્છો તે સંભવિત સમજો એમ પણ નથી જ, છતાં તમને જેવા જાણું છું તે ઉપરથી લખ્યા વિના રહી શકતો નથી, કે કાંઈ વધુ અગવડ જેવો પ્રસંગ હોય તો મને તે બાબત મળવા જરા પણ સંકોચાતા નહિ. મારા જેવાથી એવા પ્રસંગોએ બની પણ શું શકવાનું હતું ? તોપણ સોથી બસો સુધીની રકમ મોકલી આપી મહિના બે મહિનાની અંગત સગવડ થવા જોગું પણ ઉપયોગી થવા કોશિષ અવશ્ય કરીશ..."



પરંતુ કોઈ પણ એમની પાસે દુઃખ ગાય અને તેઓ પૈસા આપી દે એમ હતું જ નહિ. જેમના વિશે એમને પાકી ખાતરી થાય તેમને જ તેઓ મદદ કરતા. સંસ્થાને બહુ મદદ કરનાર અને સ્વામીના એક પરમ મિત્રના બંધુએ એમની પાસે મદદની માગણી કરી હતી. આ માગણી સાવ સામાન્ય સંયોગોમાંથી જ ઊભી થઈ હતી. સ્વામીજી એ જાણતા હતા અને એટલે જ એમણે એવી માગણી નકારતો જવાબ આપ્યો.

" આ છતાં કદાચ ધારો કે સસ્તું સાહિત્યખાતામાંથી દુઃખીને પૈસા આપવાનું શરૂ પણ કરવામાં આવે, તો પરિણામ કેવું આવે? આ સેવકને કોઈ પોતાનું કે પરાયું નથી ઓળખાતું હોય કે ના હોય અથવા કોઈ માગતું આવે કે ન આવે, પણ દેશમાં જે લાખો માણસો અત્યંત દુઃખી નક્કીપણે છે, અને ઘણા ખરા તો તમારા કરતા પણ વધારે દુઃખી છે, તો તે બધા જ તેને મન તો તમારા કરતા પણ તેની સેવાના હકદાર વધારે છે. તમારો કાગળ આવે ને બીજાનો ન આવે, તમે ઓળખો ને બીજા ન ઓળખાતા હોય તેથી જરા પણ ભેદભાવ તમારામાં ને તેમનામાં મારાથી ન રાખી શકાય. હવે એ સર્વને સસ્તા સાહિત્યમાંથી આપીએ તો સોમા ભાગનાને પણ પહોંચી વળાય નહિ અને સસ્તું સાહિત્યખાતું તો નાશ જ પામી જાય. ભાઈને તમને મદદ કરવાનું મેં કહ્યું હોય તે તેમણે તમને મદદ કરી હોય, તો તે તેમના કુટુંબી જીવન તરીકે તેમના ધર્મરૂપ ગણાય. મારે તો ઉપર લખ્યું તેમ આખો દેશ કરોડો માણસોનું કુટુંબ છે. અને પૈસાની મદદ કરી શકાતી જ હોય, તો તમારા કરતા પણ અનેકગણાં દુઃખી પ્રાણીઓ હજારો છે તેમને જ પહેલી મદદ કરું."

સાધનસંપન્ન વ્યક્તિઓને સમાજસેવાર્થે પ્રેરવા માટે સ્વામીજી કેવા પ્રયત્નો કરતા અને કેવા પત્રો લખતા, તેનો એક ઉત્તમ નમૂનો સદ્ગત સયાજીરાવ ગાયકવાડને તેમણે લખેલા એક પત્ર ઉપરથી મળી આવે છે. સ્વામીજી સાચા સાધુ અને ઉપદેશક હતા.

રાજામહારાજાઓને સાચું કહેતાં તેઓ અચકાતા નહિ, તે પણ આ ઉપરથી જાણી શકાય છે. સદ્ગત સયાજીરાવ ઉપરનો પત્ર આ રહ્યો:

"અનેક સદ્ગુણસમલંકૃત,

મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાર, રાજમહેલ, વડોદરા.

"વિદેશમાંથી સ્વદેશે સિધાવી સ્વપ્રજાના હિતમાં વિશેષ રત બનવા આપ ભાગ્યશાળી થયા, તેને માટે સપ્રેમ મુબારકબાદી. આપી, લોકહિતાર્થે થોડી ખાસ જરૂરની સૂચનાઓ લખી મોકલવા રજા લઉં છું. અને આશા રાખું છું, કે એ બાતે આપ પૂરેપૂરું લક્ષ આપી ઘટતું કરવા શ્રમ લેશો.

(૧) સયાજીમાળા તેમ જ બાળોપયોગી માળા વિશે.

"આપની સ્વધર્મજ્ઞતાજન્ય ઉદારતા અને પ્રજાવત્સલતાને લઈ જે 'શ્રીસયાજી ગ્રંથમાળા' તેમ જ 'બાળોપયોગી ગ્રંથમાળા' પ્રસિદ્ધ થાય છે, તેનાથી હું વિશેષ પરિચિત નથી, પરંતુ નક્કીપણે મને એટલી ખબર છે, કે એ માળાઓ દ્વારા પ્રસિદ્ધ થતાં તમામ પુસ્તકોનો ફરીથી છપાવવાનો હક પણ તેના વર્તમાન પ્રકાશકને જ આપવામાં આવ્યો છે. એ બાબતમાં મારી એવી સૂચના છે, કે પહેલી આવૃત્તિના પ્રકાશનનો જ તેને હક અપાવો જોઈએ. અને પુનરાવૃત્તિ છાપવા-છપાવવાનો હક રાજ્યને પોતાને સ્વાધીન રહેવા સાથે દેશની સર્વ સંસ્થાઓ તેમ જ વ્યાપારીઓ માટે પણ એ હક ખુલ્લો મૂકી દેવો જોઈએ.

"ઉપર પ્રમાણે કરવાથી એ માળાઓનાં ઉપયોગી પુસ્તકોનો પ્રચાર ઘણા મોટા પ્રમાણમાં થવા સંભવ છે, આથી રાજ્યને કોઈ પણ પ્રકારની હાનિ નથી, પરંતુ તેનાથી આપનો હેતુ ઘણા પ્રમાણમાં સફળ થશે.

(૨) ગ્રામ્ય અને કસ્બા લાયબ્રેરીઓ સંબંધમાં.

"(ક) હમણાં હમણાં રાજ્ય તરફથી ગામડાંઓની લાયબ્રેરીઓનો

ખર્ચ કમી કરાતો આવે છે, તે હાલના સમયમાં જરૂરનું હશે, પરંતુ એવાં કામ પાછળ તો ગમે તે લાગે ખર્ચ વધવો જોઈએ; પણ ઘટવો તો ન જ જોઈએ. માણસને ભલે કપડાં ફાટેલાં પહેરવા મળે અને અનાજ મસાલા વિનાનું ખાવા મળે, પરંતુ જ્ઞાન તો તેને જેમ વધારે મળે તેમ જ સારી વાત છે.

"(ख) ગ્રંથ દ્વારા ઉમદા જ્ઞાનનો પ્રચાર થવા માટે પુસ્તકો પણ ઉપકારક કોટીનાં જ પસંદ કરવાં જોઈએ. ગામડાંનાં લોકોને ઉમદા વાંચનનો ખ્યાલ થોડો હોવાથી કુદરતી રીતે જ શૃંગારિક અને ખૂનખરાબીવાળી હલકટ નવલકથાઓ ગામડાંની લાયબ્રેરીઓમાં વધારે ખરીદાય તથા વંચાય છે.

"માટે રાજ્ય તરફથી અપાતી નાણાંની રકમ લાયબ્રેરીઓને રોકડા રૂપિયે ન અપાતાં પુસ્તકો, માસિકો વગેરેના રૂપમાં જ અપાવી જોઇએ. અને તે પુસ્તકો તથા માસિકોની પસંદગી સેંટ્રલ લાયબ્રેરી દ્વારા થવી જોઈએ. અલબત્ત, એ પસંદગી કરનાર ઉત્તમ જ્ઞાનચારિત્ર્યથી સંપન્ન હોવો જોઈએ, કે જેથી લેખકો અને પ્રકાશકો તરફથી અયોગ્ય અસરમાં લેવાય નહિ.

"આપના લાયબ્રેરી ખાતાવાળા શ્રીમાન મોતીભાઈ અમીનમાં એવી યોગ્યતા હોવાનું તેમના લાંબા પરિચયને લીધે હું જાણું છું અને તેથી જ આ સૂચના લખી મોકલું છું.

(૩) બહારના પ્રકાશકોનાં પુસ્તકો રાજ્યકેળવણીખાતા તરફથી ખરીદવા બાબત—

"વડોદરા રાજ્યના કેળવણીખાતા તરફથી કેટલાંક વર્ષ ઉપર એવી મતલબનો હુકમ વર્તમાનપત્ર દ્વારા પ્રસિદ્ધ થયેલો, કે દરેક પ્રકાશકે કેળવણી ખાતા તરફ એક પ્રત નહિ મોકલતાં ચાર પ્રત મોકલવી અને તેનું બીલ પણ મોકલવું; પરંતુ એ પ્રમાણે અમલ નહિ થતો જણાયાથી અને આગળ એક પ્રત વિનામૂલ્યે મોકલાતી

તેને બદલે મફત જ વધુ પ્રતોની માગણી આવવાથી અમારી 'સસ્તું સાહિત્ય'ની સંસ્થાએ તો એક પ્રત પણ મોકલવી બંધ કરી છે.

ૐ સત્સતુપ્રેરકની કલમરૂપે,

ભિક્ષુ અખંડાનંદ"

સ્વામીજીની દાનપ્રવૃત્તિમાં સૌથી પહેલું સ્થાન પુસ્તકોનું આવે અને તે પછીનું સ્થાન લોકોપકારક દવાઓનું રહેલું છે. એકવાર ખાખરાના મૂળના અર્કની એમને જરૂર પડી. તપાસ કરતાં જણાયું કે એક શીશીની કિંમત પાંચ રૂપિયા છે. સ્વામીજીથી આ કેમ સહન થાય? આપણા દેશમાં ખાખરાનાં જંગલો અને તેના અર્કની કિંમત પાંચ રૂપિયા! એમણે સંસ્થા તરફથી જ ખાખરાના મૂળનો અર્ક આપવાનો નિશ્ચય કર્યો. એનું યંત્ર તૈયાર કરવાના પ્રયોગોમાં રૂપિયા ૫૦૦-૭૦૦ ખરચી નાખ્યા. ધૂતપાપેશ્વર, એલેમ્બિક વગેરેમાં તપાસ કરી. અને અંતે ખાખરાના મૂળના શુદ્ધ અર્કની શીશી માત્ર ચાર આનામાં એમણે આપવા માંડી. હજારોલાખોની સંખ્યામાં એ શીશીઓ અત્યારે વેચાય છે. જે કામ હાથમાં લીધું તે નાના પ્રમાણમાં રહે, તે એમને પાલવે જ નહિ. ખાખરો પછી શુદ્ધ મધનો વારો આવ્યો અને તે પછી વીંછીની દવા પણ એમણે તૈયાર કરી. ઋષિકેશમાં એકલ ૧ખ શીશીઓ વીંછીની દવાની એમણે બનાવી કાઢી હતી.

જ્ઞાનદાનમાં પુસ્તકો ઉપરાંત હરિકથા વગેરેનું પણ એમને આકર્ષણ હતું. જરા આશ્ચર્ય ઊપજે એવું છે પણ એમણે લોકોને સાત્વિક મનોરંજન સાથે ભગવદ્‌ભક્તિની પ્રેરણા મળે તે માટે ગ્રામોફોનની મદદ પણ લીધી હતી! આ વિશે તેઓ પોતે જુદાજુદા પ્રસંગે નીચે પ્રમાણે લખે છે:

"રાત્રે એકબે કલાક રોજ આસપાસના ગરીબ લોકોને દૂર સુધી સંભળાય તેવી રીતે મેડે, છજામાં ફોનોગ્રાફ ગોઠવી વગાડવાનું કામ...ભાઈ કરતા. સેંકડો લોકો પોતપોતાના ઘરમાં સાંભળી

આનંદ લેતા હોય એમ લોકોની વાતો પરથી લાગતું. ગાયનમાં વિષય ઉત્તમ બોધપ્રદ હોય તો પછી બોધ લાગુ પડે છે કે નહિ તે જોવાની જરૂર રહેતી નથી, કેમ કે સંસ્કારોનો સ્વભાવ જ પરિણામદાયક છે અને ગાયન એ વસ્તુ જ એવી છે, કે સાંભળનાર ઇચ્છે વા ન ઇચ્છે, છતાં અધોગતિ કે ઉત્તમગતિપ્રદ સંસ્કાર તેનાથી પડે જ પડે. ચોરવાડમાં પણ ગામડિયાને આવો લાભ આપવા હું ઉત્કંઠ છું.

*

"...રાતના ઘણીવાર જાતે પણ આનંદ લેવા પૂરતી જ હાલ તો તેની સફળતા છે. મેળા, સભાઓ વગેરે અમદાવાદમાં થાય તેમાં, તેમ જ બહારગામ મહિનો પંદર દિવસ જ્યારે જ્યારે જવું થાય, ત્યારે ત્યાંના લોકોમાં એનો ઉપયોગ કરવાનું હાલ તો રાખ્યું છે. ચાલુ સાલમાં એ ખાતે સાતસો આઠસો 'સસ્તું સાહિત્ય'માંથી ખરચી જે કંઈ અનુભવ મળે તે મેળવવાની આખી યોજના માટે પણ તે અનુભવ ઠીક કામ લાગવા સંભવ છે......

*

"આપણે ગાયનવાચન કરવા માટે માણસનો તથા ફોનોગ્રાફનો વિચાર કરેલો, પણ ધીમેથી વિચારતાં નીચેની વાત સ્થિર જેવી જણાય છે:

"૧. પારકું બોલેલું અને ગાયેલું નોકર તરીકે બોલનારથી રૂડા પ્રકારે એટલે ખરા ભાવે ભાગ્યે જ બોલી શકાશે, ને તેમ ન થાય ત્યાં સુધી મૂળની અસર મોટે ભાગે ઘટીને ફેલાવા જેવી. આખરે શ્રોતા, રસ, પરિણામ સર્વ સરકારી ધોરણ મુજબનું સમજવું.

"૨. ભલે નોકર કે ધંધાદારી હો પણ તેને અનુસરીને પણ તાલ અને સૂર ઉપર જે કાબૂ મેળવ્યો હોય છે, તેનો સારો ઉપયોગ તે કરી શકે તે પણ એનાથી જે વિશેષતા પરિણામમાં ઉમેરાય તે અદ્‌ભુત હોય છે. વાજું, સિતાર, હારમોનિયમ, ફીડલનો ઉમેરો

પણ એમ જ સમજવાનો છે.

"યોજના જેમતેમ તરત ફેરતી શરૂ કરી દેવી, અને અર્થ કરી જ દેવો, એ તો આપણને છે જ નહિ. ધીમેધીમે તોપણ અસરકારક પ્રકારે બનતા વિચાર કરતા જઈને કામ સારું થઈ જશે. ગાયનો અને લેખોની ચૂંટણીનું કામ ચાલુ રહેવું તો જરૂરી જ છે. રૂડા પ્રકારનાં ધર્મ-ઈશ્વરભક્તિ, જ્ઞાન, કર્મયોગ ઇત્યાદિ તરફ આપનું લક્ષ ઓછું હશે, તો તે યથાવકાશ હું કરી લઈશ......"

સ્વામીજીના જીવનમાં અન્ય પ્રવૃત્તિઓનો થોડાઘણો હિસ્સો નોંધાયો છે, પરંતુ જીવનનો મુખ્ય પ્રવાહ તો પહેલેથી છેલ્લે સુધી 'સસ્તું સાહિત્ય'ની પુસ્તકપ્રવૃત્તિનો જ રહ્યો છે. આ પ્રવૃત્તિમાં જે અથડામણો આવી તેમાં સ્વામીજીનું વ્યક્તિત્વ કેવું રહ્યું, તે હવે આપણે જોઈએ.

## [ ૧૦ ]

## અથડામણો

**આ** પૃથ્વીના પટ ઉપર એવી કોઈ વ્યક્તિ પેદા થઈ નથી કે જે પ્રભાવશાળી અને પ્રવૃત્તિશીલ હોય, છતાં કોઈની સાથે ઉગ્ર અથડામણમાં ઊતરવાનો એને પ્રસંગ જ પ્રાપ્ત ન થયો હોય. સ્વામીજીનો તો સ્વભાવ પણ એવો હતો કે અથડામણ થયા વિના રહે નહિ. સામે ચાલીને કોઈની સાથે ખગાડ્યુ હોય એવા પ્રસંગો મળતા નથી; પરંતુ કાણાને કાણો કહેતાં તેઓ અચકાતા નહિ. એમાં મૃદુતાથી કે મીઠાશભરી રીતે વાત કરતાં એમને આવડતું જ નહિ.

સંસ્થાના આરંભના પાંચ વર્ષોમાં 'ગુજરાતી' પત્ર સાથે ઠીકઠીક અથડામણ થઈ હતી એ દિવસોમાં 'ગુજરાતી' સમગ્ર ગુજરાતી પ્રજાનું સૌથી પ્રતિષ્ઠાપાત્ર સાપ્તાહિક હતું. એનો ફેલાવો બહુ મોટો હતો. એમાં જે લખાણ આવે, તે ભારે અસર ઉપજાવતું. 'ગુજરાતી'નો પ્રભાવ તૂટ્યો—ગાંધીજીના આગમન પછી અને 'નવજીવન'ને કારણે. ગાંધીજી સામાન્ય રીતે અન્ય પત્રોમાં આવતી ટીકાઓના જવાબો આપતા નહિ, પરંતુ 'ગુજરાતી' પત્રને એમના જવાબનું માન મળતું હતું. એટલો મોટો એ પત્રનો ત્યારે પ્રભાવ હતો.

સ્વામીજીએ જે પ્રકારનાં પ્રકાશનો કરવા માંડ્યાં હતા, તે 'ગુજરાતી'ને નુકસાન કરનારાં હતાં, કારણ કે સ્વામીજી અત્યંત સસ્તામાં

પુસ્તકો પ્રગટ કરતાં હતાં, સ્વામીજીને પ્રકાશનપ્રવૃત્તિના આરંભમાં એ સંસ્થા સાથે સારું બનતું હતું. એકાદશસ્કંધની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાંથી એ જાણી શકાય છે. પણ આ સારો સંબંધ થોડા સમય સુધી જ રહ્યો હતો અને પછી તો એ પત્રે સ્વામીજી ઉપર અને એમની પ્રવૃત્તિ ઉપર ટીકાઓની ઝડીઓ વરસાવવા માંડી હતી. સ્વામીજી પાસે એવા પ્રચારનું સાધન નહોતું અને કંઈક એમની મનોવૃત્તિ ઝઘડાથી દૂર રહી સંસ્થાને સ્થિર કરવાની હતી, એટલે આ ઝઘડો કેટલીક વાર એકપક્ષી જ બની જતો હતો. આ ઝઘડામાં એકવાર કાયદાની નોટીસો સુધી વાત પહોંચી હતી અને સંસ્થા કંઈક ખર્ચમાં પણ ઊતરી હતી. સ્વામીજીએ પોતે 'ગુજરાતી'ના ઝઘડાનો ઉલ્લેખ અનેક સ્થળે કર્યો છે. એમણે કહ્યું તો એમ છે, કે અમે એનો જવાબ આપવા માગતા નથી, પરંતુ એમણે કેટલેક પ્રસંગે સંસ્થાનાં પુસ્તકોનાં નિવેદનોમા અને બીજી રીતે પણ જવાબો તો આપ્યા જ છે. બંને સંસ્થા વચ્ચે એક પ્રકારની હરીફાઈ શરૂ થઈ હતી. એક સંસ્થા હતી બાવાની અને બીજી હતી ધંધાર્થી. આમ છતા ધંધાર્થીઓએ 'સસ્તું સાહિત્ય'ની કિંમતે પુસ્તકો બહાર પાડવાનું બીડું ઝડપ્યું હતુ અને એવા થોડા પ્રયોગો પણ કર્યાં હતા. એમની પાસે જાહેરાતનું મોટું સાધન હતું. જ્યારે આ બાજુ સ્વામીજીનો પરિશ્રમ અને નિઃસ્વાર્થભાવ હતો. ગુજરાતી પ્રેસે 'સંપૂર્ણ મહાભારત' રૂપિયા ૩૦ની કિંમતમાં બહાર પાડવા ધાર્યું હતું, ત્યારે 'સસ્તા સાહિત્યે' તે બાર રૂપિયામાં આપવાની હામ ભીડેલી!

ગુજરાતી પ્રેસ સાથેના ઝઘડાના પ્રસંગો તો અનેક છે, પરંતુ તે અહીં નોંધવાનું આવશ્યક જણાતું નથી. સ્વામીજી જો ચર્ચાઓમાં ઊંડા ઊતર્યા હોત, તો એમની સંસ્થાનો પહેલાં પાંચ વર્ષમા જ અંત આવી ગયો હોત, પરંતુ એમણે વિશેષ ધ્યાન પોતાના કામ તરફ જ આપ્યું, એટલે આ તોફાનમાથી સંસ્થા આરપાર નીકળી શકી અને પાચ વર્ષને અંતે સાહિત્ય સસ્તું આપવામાં બીનહરીફ બની ગઈ.

'ગુજરાતી' સાથેનો ઝગડો એવી ઉગ્ર કક્ષાએ અનેકવાર પહોચ્યો હતો, કે સ્વામીજીની જગ્યાએ બીજુ કોઈ હોત, તો એ પ્રવાહમા તણાઈ ગયા વિના રહેત નહિ સ્વામીજીના પત્રોમાથી જાણવા મળે છે, કે તેઓ પોતે આ બાબતમા કોઈ કોઈ વેળા પોતાના મન ઉપરનો કાબૂ ગુમાવી બેઠા હતા અને એમના મનમા સ્પર્ધાના ભાવો પણ કોઈ કોઈ વાર ઊઠી આવ્યા હતા એક જગ્યાએ તેઓ લખે છે "ગુજરાતી પત્રકાર જેવાએ તો મુખ્ય ધાર્મિક ગ્રથોના ધધામાથી સહેલાઈથી મેળવાતી કમાણીમા આ ખાતાના કાર્યથી ક્ષતિ થઈ અન્ય ગ્રથો કે ધધા વડે તે કમાણી ચાલુ રાખવાની તસ્દી તેમને લેવી પડે છે ઊડા કારણોથી ઉશ્કેરાઈ ઊઠીને થોડા સમય પર (૨–૭–'૧૫ પહેલા) આ શરીર વિરુદ્ધ હડહડતા અસત્ય નિંદાત્મક વિશેષણોવાળી અને શાતિપર્વમા કેટલીક નથી એવી બનાવટી ભૂલોના આરોપો તથા બીજી અસત્ય વાતોવાળા લખાણો પણ પ્રગટ કર્યા છે આ લખાણો માટે સરકારી લાઇબલના કાયદાના આશયથી તેમને બરાબર ખબર પાડી શકાવાની, અથવા તો પ્રત્યુત્તરરૂપે હલકટાઈભરી હરીફાઈ એથી યે વધુ પ્રમાણમા દર્શાવી આપવાનુ અશક્ય નહિ છતા તે તરફ જાતે તો અપેક્ષા અને મૌન જ સેવાયુ છે જે કૃતિના મૂળમા શુભ હેતુ કે ઇચ્છા નહિ હોતા દ્વેષ–અસૂયા જ રહેલા હોય તેવી કૃતિને તેના પ્રત્યે પ્રતિકૃતિમા ઊતરવા જેટલુ મહત્ત્વ આપવાની અનિચ્છા સાતઆઠ વર્ષ પર કહાડેલા એક પેમ્ફલેટમા પ્રથમથી જ અખડ જણાવી ચૂકયો છે

"એ તો બિચારો કમાવાનો ધધો કરે છે તેથી તેમા ક્ષતિ ધારીને એની પ્રકૃતિ અને જ્ઞાન પ્રમાણે ગમે તેમ બકે તે ભલે બકે મને કશુ ચડી જતુ નથી જગતનુ એથી શુભ ને અશુભ સમજવારૂપ અહિત દેખીતુ છે ખરુ, પણ જગન્નિયતાને તેના પ્રતિકારની જરૂર હશે, તો મારા જેવા બત્રીસ કરોડ શરીરી હિદમા તે ધરાવે છે અને સર્વજ્ઞાનસામર્થ્યસંપન્ન છે તે જાણે ને તેનુ કામ જાણે!'

આમા બધુ જગન્નિયતાને સોપ્યુ છે, છતા ભાષામા કટુતા તો

આવી જ જાય છે 'ગુજરાતી'એ એમના મન ઉપર કેવી ઉગ્ર અસર કરી હતી, તેનો એક નમૂનો જોઈ આ દુ ખદ પ્રકરણ અહી જ પૂરુ કરીએ સ્વામીજી એક પત્રમા લખે છે

"દ્વેષી લોકોનો દ્વેષ કાઈ નવો નથી કે ચમકાટ લાગે ખાતાની શરૂઆતથી જ તે વાત 'ગુજરાતી'થી બનતી આવેલી છે અહી તો કેટલાકોને ખાતામાથી સારા પૈસા મળે એવા લખવાના કામો ન મળવાથી તથા છાપાવાળાઓને જાહેરખબરો અને છાપવાનુ કામ ખાતામાથી ન મળતુ હોવાથી, બેત્રણ વર્ષ થયા એવી તો હલકટ વાતો ફેલાય છે, કે દિલને વીધી નાખે

દુષ્ટ વચન શરને ભૂરે, ભયે શત્રુ કે બીન,
તુલસી જો નગ સહ સકતે હૈ, તા સમ સાધ ન આન

"એ પ્રકારના અનુભવથી ભિક્ષુ ઘડાઈ ચૂકેલો છે તમને લખી એ વાત તો બીજી બાબતો સાથે સહન કર્યા કરવી પડે છે, તે તો તમને લખવાની જરૂર પણ સમજવામા આવતી નથી

" દોરનાર પ્રભુ કે પ્રારબ્ધ એવા દઢ છે, કે તે બધુ કરાવે જાય છે હદ જ્યારે પણ પૂરી થાય, ત્યારે કોઈ પણ વખતે કોઈ પણ બહાને કે વગરબહાને કમડળ લઈને ભિક્ષુ ચાલ્યો જાય તે જુદી વાત છે માટે ઉપરના જેવી ફાસફૂસ તો શુ પણ હાસ્ય વિદારનારી વાતો અને વિક્ષેપો ચાલુ જ સહેવા પડે છે, માટે તેવી બાબતોને લીધે ભિક્ષુ ના ભાગી જાય તો કઈ નહિ કામ પોતે તો હવે એવી હદે પહોચ્યુ છે, કે તેને સંભાળી રહેનારા માણસો મન વડે શોધતો રહુ છુ ખરો જરા વેંલુમોડુ વિના જો આ કામ ચલાવી લેવાશે તો ભિક્ષુ કઈક વધુ લોકોપકાર અને તેની પ્રકૃતિને વધુ બધબેસતી વિગતમા રમી શકે તેમ છે, તેમા પણ કારણ છે ભયબધનુ કારણ નથી "

સ્વર્ગસ્થ કવિ સાગર સાથે સ્વામીજીને એક પ્રસગમા થોડી અથડામણ થઈ હતી અખાના અપ્રસિદ્ધ કાવ્યો છાપવા માટે

સાગર અને સ્વામીજી વચ્ચે એક લાંબો પત્રવ્યવહાર ચાલ્યો હતો. એક મિત્ર પાસેથી શ્રી. સાગરને અખાની આ બધી સામગ્રી મળી હતી. એમાં ઘણાં પદો, મહિનાઓ, કક્કા, સુમણા, ૨૫૦ જેટલા ગુજરાતી સોરઠા, હિંદી સાખીઓ, સંતપ્રિયાનો અપ્રસિદ્ધ ભાગ અને બીજું પણ કેટલુંક હતું. આ બાબતમાં સાગરપક્ષેથી કેટલીક શરતો મૂકવામાં આવી હતી, જેનો સ્વામીજીએ સ્વીકાર કર્યો નહિ અને એમણે લખ્યું:

"મહાત્માઓ પોતાની વાણી સર્વ લોકોના કલ્યાણ અર્થે જ રચતા હોવાથી તેનો અધિક પ્રચાર થાય એમાં જ તેમના હેતુની સફળતા હોય છે. વળી પાછળથી તેમની વાણી જેના પણ હાથમાં ગઈ હોય છે, તેને પણ તે વાણી તે મહાત્માના અનુગ્રહથી અથવા કોઈ અન્યની ઉદારતાથી જ પ્રાપ્ત થયેલી હોય છે. આમ છતાં પોતાની માલિકીની વસ્તુ માની લઈને તેને વધુ ફેલાવતી અટકાવનાર તરફ તે મહાત્મા કેવી બધી કૃપાદૃષ્ટિ (!)થી જોતા હશે, તે તો તેવા મનુષ્યોએ જ પોતાના ભલા માટે વિચારી લેવું જોઈએ. આવી ઉત્તમ વાણીને એકાદ મજબૂત દોરી-કપડાંમાં તાણી બાંધીને અંધારા ઓરડામાંના એકાદ જૂના પટારામાં ગોંધી રાખનાર મનુષ્યોની મૂર્ખતા ઉપર વર્ષોનાં વર્ષો નિશ્વાસ નાખ્યા પછી એ ઉત્તમ વાણીને આખરે જ્યારે ઊંદર-ઊધઈના જઠરાગ્નિની આહુતિરૂપે હોમાવું પડતું હશે, ત્યારે એ મહાડહાપણ ભરેલા (!) મહાયત્ન બદલ તેના માલિકોને કેટલું બધું પુણ્ય પ્રાપ્ત થતું હશે ! જેમને ત્યાંની વાણી હજી આવી મોક્ષાવસ્થાએ ન પહોંચી હોય, તેઓ હજી પણ સમજે તો આ મહાપાતકમાંથી બચી શકે એમ છે. જેમનાથી આવા ખાતાને તે પૂર્ણ નિષ્કામતાથી આપવાનું ન બને તેમ હોય તેઓ નફાથી કાર્ય કરનાર અન્ય બુકસેલરોને તે વેચે, તોપણ સારું. જો કે કન્યાવિક્રય કરતાં પણ આવો વાણીવિક્રય અધિક નિષિદ્ધ તો છે જ, પરંતુ ઉપર જણાવ્યું તેમ તેને વર્ષોનાં વર્ષો સુધી અંધારપટારામાં કેદ કરી જનસમાજના ઉપયોગમાં ન આવવા દેવાય, તેમ જ આખરે ઊધઈ-ઊંદરના ઉદરમાં જ તે આહુતિરૂપ થઈ પડે, તે

કરતાં તો એવો વિક્રય પણ ઠીક જ માનવો જોઈએ !"

આના જવાબરૂપે કવિ સાગરે બહુ કડક પત્ર લખ્યો અને આ ચર્ચા સહેજ વ્યવહારુ દૃષ્ટિના અભાવે જ બહુ ઉગ્ર બની ગઈ. જાહેર તો શું ખાનગી પત્રમાં આવેલી ઉગ્ર ટીકા પણ તેઓ સાંખી શકતા નહિ. કોઈએ કટાક્ષમાં કંઈ લખ્યું હોય, તો તેઓ ઉગ્ર જવાબ આપ્યા વિના જંપતા નહિ. સામાન્ય રીતે એવું દેખાયું છે, કે એમના પત્રોનો આરંભ ઉગ્રભાવથી થતો પણ અંતભાગમાં એમને ભાન થઈ જતું, કે હું તો આ સંસ્થાનો નમ્ર સેવક જ છું. શ્રી. માધવલાલ નભુભાઈ દ્વિવેદી ઉપરના એમના એક પત્ર ઉપરથી આ મનઃસ્થિતિ જાણી શકાય છે:

"ખાતાની 'વિશાળ' અને 'વ્યવસ્થિત' વ્યાખ્યા આપે બાંધી લઈ અનુભવથી તે પ્રકાર ન જણાતાં આપે ઉત્તરની ઢીલ માટે કટાક્ષ જેવું લખ્યું, પરંતુ એ વ્યાખ્યા બાંધી લેવામાં ભૂલ થાય છે, હાલનું કાર્ય 'વિશાળ'ને બદલે 'ફડે પ્રકારે પહોંચી ન વળાય એટલી હદ સુધી વધવા દીધેલા કાર્યવાળું' તેને સમજવા વિનંતી છે. અને તેમ સમજતાં વ્યવસ્થિતપણાનો સંભવ પણ કલ્પી શકશો જ.. ....હાલ તરત તો ચાલુ વેગને બને તેટલો કાબૂમાં રાખી તે છતાં પણ ન પોષાય એટલો જે વેગ બાકી રહે છે, તેને બને તેટલી મહેનત વેઠીને બને તેટલી અવ્યવસ્થા ઓછી રહે એ પ્રકારે પહોંચી વળવા મથવાનુ ચાલે છે. એમાં એકસરખી અગત્યનાં કંઈ એક કાર્યોને પહોંચી વળવામાં છેક સમીપનાં તેવાં કાર્યો આડે તેટલી જ અગત્યનાં બીજાં જરાક છેટેનાં કાર્યો કેટલાંક તો બિલકુલ રહી જાય છે. અને કેટલાંક ઢીલથી થાય છે..."

સ્વામીજી, જેમ પોતાની સંસ્થાની નિંદા સાંખી શકતા નહિ, તેમ બીજી સંસ્થાઓની નિંદા પણ એમનાથી સંખાતી નહિ. અન્યની નિંદાથી રાજી થવાનો એમનો સ્વભાવ જ નહોતો. એક ભાઈએ સ્વામીજીને એક પત્ર લખી 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'ની પુષ્કળ નિંદા કરી હતી. સ્વામીજીએ તેમને જવાબ આપતાં લખ્યું:

"ટીકા અને આક્ષેપો નિષ્ફળ છે એમ હુ જરા યે કહીશ નહિ છતા જો તમે યથાર્થ ટીકા કરનાર થવા માગતા હો તો તમારે (૧) તે સસ્થાને કે વ્યક્તિને મળીને બનતી માહિતી અને ખુલાસો જાણવો જોઈએ એમ કરવાથી ઘણી વખત આપણી સમજણ ફેરવાઈ જાય છે (૨) ટીકા અને આક્ષેપ કરતા આદર્શ વધુ ઉપકારક છે એવા આદર્શો પ્રભુ હવે પૂરા પાડે મે પણ કોઈ કોઈ વખત આક્ષેપ જેવુ લખ્યુ છે, પણ હવે ગમતુ નથી "

કેટલાક લોકો સસ્થાને મદદ કરી સ્વામીજીને પોતાના ઉપકાર નીચે રાખવા ઇચ્છતા હતા આ બાબતમા સ્વામીજી પહેલેથી જ બહુ દૃઢ માન્યતા ધરાવતા તેઓ એવી કોઈ વૃત્તિ સામે પક્ષે દર્શન કરતા કે તરત જ સ્પષ્ટ રીતે કહી દેતા

"એક વાત આ સસ્થા સાથે સબધ કોઈ પણ જાતનો હોય તે દરેકને ધ્યાનમા રાખવાની છે, કે કોઈ માણસ કાઈ શુભ કાર્ય કરતો હોય, તેમા બીજા સહાય કરે તે તે મૂળને સહાય કરતો નથી પણ જેના પ્રત્યે તે કરે છે તેના પ્રત્યે જ છે 'સસ્તુ સાહિત્ય' ખાતાના કાર્યમા કોઈ પણ અશમા કાઈ ઉપયોગી થવા ઇચ્છનારે આ વાત અવશ્ય ધ્યાનમા રાખવી જોઈએ અને તેની સાથે જે કઈ થોડુ ઘણુ સહાયક કૃત્ય કરવામા આવે તે પૂર્ણ નિષ્કામતાથી કરવુ હોય તેટલુ જ કરવુ પાછળથી કોઈ પણ જાતનો બદલો સીધી કે આડકતરી રીતે જરા પણ જેટલો ઇચ્છશે તેઓ તદ્દન નિષ્ફળ તે બાબતમા જશે, ને નાહકના દ્વેષ કરવા માડશે "

સ્વામીજી બીજાની સાથે અથડામણમા ઊતર્યા હોય તેવા દાખલાઓ બેચાર જ મળે છે જ્યારે ઉદારભાવે ક્ષમાવૃત્તિ ધારણ કરી હોય એવા દાખલાઓનો તોટો નથી 'સસ્તુ સાહિત્ય' ના પુસ્તકો ઉપર કૉપીરાઈટ જેવુ એમણે રાખ્યુ નહોતુ, એટલુ જ નહિ પણ સર્વ કોઈને છાપવાછપાવાની છૂટ છે એવુ લખવામા આવતુ, પરતુ તેનો દુરુપયોગ થવાના દાખલા વધવા લાગ્યા,

ત્યારે એમણે જાહેર કર્યું, કે 'સંસ્થાની મંજૂરી વિના કોઈએ છાપવું નહિ, પરંતુ ધર્માર્થે સસ્તી કિંમત રાખી પ્રચાર કરનારને મંજૂરી આપવામાં આવશે જ.' આમ છતાં સંસ્થાના ગ્રંથોમાંથી ચોરી કરી મોટી કિંમતે પુસ્તકો બહાર પાડવાના દાખલા બન્યા હતા. આવે વખતે સ્વામીજી એવું કરનારને એ માર્ગેથી પાછો વાળવાનો પ્રયત્ન કરતા, પરંતુ અદાલતનો માર્ગ કોઈ દિવસ લેતા નહિ. બહારના પ્રેસ સાથે અથડામણના પ્રસંગો આવેલા, ત્યારે પણ સ્વામીજીએ ખમી લીધું હતું. સંસ્થાના માણસો દ્વારા ચોરીના પ્રસંગો પે બન્યા હતા, આવે વખતે પણ સ્વામીજી સમસમીને બેસી રહેવાનું પસંદ કરતા.

'સસ્તું સાહિત્ય'ના જેવી બીજી કોઈ સંસ્થા ઊભી થતી, ત્યારે સ્વામીજી તેનો સત્કાર કરતા અને ઉત્સાહના પત્રો લખતા. પરંતુ જ્યારે એમ જણાતું કે આ સસ્તાપણું થોડા કાળનું અને લોકોને જીતી લેવા પૂરતું જ છે, ત્યારે તેને ખુલ્લું પાડતા પણ અચકાતા નહિ. સંસ્થાને ઉછીના પૈસા આપનારાઓ સાથે પણ એકબે આવા પ્રસંગો બન્યા હતા. પૈસા ભેટ તરીકે અપાયા હોય અથવા તો લાંબી મુદત સુધી રાખવા માટે અપાયા હોય, છતાં અચાનક માગવામાં આવે, ત્યારે ભાવિ તકલીફ ઊભી થતી હોય; છતાં કશા યે કચવાટ વિના વ્યવસ્થા કરી આપતા. કોઈવાર ગુસ્સામાં પત્રવ્યવહાર થઈ જાય. એ ગુસ્સો ભલે પુણ્યપ્રકોપ જેવો હોય તો યે તેઓ માફી માગી લેતા.

સંસ્થાના માણસો અંગે કચવાટના પ્રસંગો ઊભા થયા કરતા. ખાતામાંથી છૂટા થનાર માણસો એમની નિંદા કરતા અને આ સ્વામી તો કામ કરનારાઓને ચૂસીને જ સસ્તાં પુસ્તકો આપે છે એવો પ્રચાર કરતા, ત્યારે સ્વામીજી જવાબ આપતા. "...અત્યારે આ મેલાઘેલાની નાલાયકી વગેરે તરફ...ના લેખકનું અને તેને સમજાવનારા માણસોનું ઠીક સંમિલન સમજાયું છે...આ બીના કેવી અને શાથી છે, તે તો દર્શાવવાને અને જડબાંતોડ

જવાબો લખવા-છાપવા ઈશ્વરકૃપા કરીને પ્રેરે જ નહીં. એટલે જેને પણ બે પથરા ફેંકવા-ફેંકાવવા હોય તેને ઠીક તક મળી જાય છે. ખાતામાંથી જે અનેક માણસોને રજા આપવી પડી છે, તે આ વીસ વરસમાં, અને હજી યે રજા આપ્યા કરવી પડે તો નવાઈ નહિ. વળી અનેક સૂચનાઓ, સૂચના કરનારાઓ, કામ ઉઠાવી લેનાર ઉમેદવારો, લેખકો એમાંના ઘણાખરાઓનું પાકી આવેલું પણ હોય જ ! આમ અંદરથી બળે પણ બોલતાલખતાં બી રહે એવા પણ ઘણા રહ્યા; છતાં કોઈકોઈને તો હવે એવુંતેવું કરવા-કરાવવાની અને એવે રસ્તે પોતાની મહત્તા ફેલાવવાની લાલચ જ વધી ગઈ હોય એમાં પણ આશ્ચર્ય નથી. જરા ઈધર ઉધર પૂછગાછ કરવા-કરાવવાથી તમને પણ આ બલાથી છેટા રહેવાની અસર પહોંચે, એ કદાચ વધુ સંભવિત પણ હોય. પણ બીજી તરફ કાર્યપ્રેરક પ્રભુ એવો જબરો કે પોતાનાં કામ આમ મેલાઘેલા પાસે પણ કરાવી નાખે. એટલે પછી સરળતાથી મનમાં આવે તે લખી દેવું ને કશો સંકોચ કે ભય ન રાખવો એમ હવે આ સેવકથી વધુ થઈ જાય છે......"

સંબંધો બગાડવામાં ને કરેલા ઉપકારો ભુલાવવામાં એમનો ક્રોધી સ્વભાવ ઘણીવાર કારણભૂત બનતો. સંસ્થાના માણસો તરફ વિશ્વાસ તથા અવિશ્વાસ એમ બે છેડા ઉપર જ તેઓ રહેતા હતા. આ કારણે કોઈને અન્યાય થઈ જવાના પ્રસંગો પણ બની જતા. પણ એમના ખ્યાલમાં આ વસ્તુ જ્યારે આવતી, ત્યારે અન્યાયનું નિવારણ કરવા તેઓ શરમાતા નહિ. ભૂલ કબૂલી લેવાથી, જાહેર કરી દેવાથી અને માફી માગવાથી એમનું મન હળવું થતું અને જેને અન્યાય થયો હોય તેના ચિત્તને પણ સાંત્વન મળી જતું. સ્વામીજીએ પોતાના સ્વભાવના દોષો જોયા અને જાણ્યા તો હતા જ. એ દોષોનો કદી તેઓ બચાવ કરતા નહિ. અને તેને માટે પસ્તાવો પણ ઘણો કરતા; પરંતુ એક સાધકની રીતે એ દોષોના નિવારણ માટે એમણે આત્મસંશોધન કરી ઉપાયો શોધ્યા હોય તેવું જોવા મળતું નથી. એટલે

એમના અમુક સ્વભાવદોષો તો જીવનના અંત સુધી કાયમ જ રહ્યા હતા. સંસ્થાના કાર્યને અંગે આવું આત્મશોધન કરવાની ફુરસદ જ એમને મળતી નહોતી, એટલું જ એમના બચાવમાં કહી શકાય.

એમના પોતાના સ્વભાવદોષો વિશે એમણે પોતે જ જુદીજુદી જગ્યાએ જે ઉલ્લેખો કર્યા છે, તે આ વસ્તુને સમજવામાં વધુ ઉપયોગી થશે.

"દિલગીર છું કે હું મિષ્ટ ભાષામાં ભાવો નથી બતાવી શકતો. આ એક ખામી જ છે, પણ કાંઈ પણ ન કરવા કરતાં જેવું આવડે તેવું લખતા રહેવા વિના શું કરવું?

*

"કોઈ આકરા શબ્દોથી ઘણી લાગણી ને આવેશ થઈ આવે એવી પ્રકૃતિ છતાં તેને હું અયોગ્ય ગણીને બને ત્યાં સુધી દબાવી જ દઉં છું.

*

"મૂળ જન્મ સાથે મળેલી અખંડની જડ તામસ પ્રકૃતિ, તેમ જ પ્રાથમિક જીવનકાળમાં તેમાં વળી પાછી ઉમેરાયેલી કેટલીક ન્યૂનતાઓ એ સર્વ એવું છે, કે જેવી ન્યૂનતાઓ સામાન્ય જનવર્ગમાંથી સેંકડે એકાદ જણને જ કદાચ ખમવી પડતી હશે. અખંડની ઉપાધિ દ્વારા જો કાંઈ શુભ બનતું જણાતું હોય, તો તે એ ન્યૂનતાઓ સામે સમય અને બળનો વ્યય કરવો પડવા ઉપરાંતનું જ છે.

*

"સાથે રહેવાની બાબતમાં આ સેવકનો સ્વભાવ વધારેપડતો આકરો છે. સંસ્થાને લગતું અથવા બીજું કામકાજ પંડે કરવાની રીત એવી આકરી છે, કે તેની સાથે રહેવાનું કોઈને ફાવે નહિ.

*

"પ્રકૃતિની જડતા અને વારંવારના વિક્ષેપો ઇ. કારણોથી મારો સ્વભાવ આકળો થઈ ગયેલો છે, તેથી સાધારણ બાબતો–

ભૂલચૂકો માટે પણ કોઈ કોઈ વખત હદ ઉપરાંત અકળાઈ જવાય છે.

*

"મુંબઈમાં શેઠિયાઓ છે, દ્રવ્ય છે, પરંતુ તેઓ કંઈ પ્રકૃતિને આધીન થાય તેવા છે? તેમને કહેવા–સમજાવવા તેમને ઘેર જવામાં અમુક યોગ્યતા (!) હોવી જરૂર છે. તેનો અખંડ શરીરમાં અભાવ છે. એ જ નહિ પણ કંઈક ઊલટાપણું પણ છે.

*

"આ સેવકની મૂળથી જ વિચિત્ર પ્રકૃતિ–આરોગ્ય પણ હજી (૯–૫–'૨૦) જોઈએ તેવું તો નહિ જ. સંસ્થાની કારીગરીનો બોજો વધારે. ઇષ્ટપ્રેમી ઉચ્ચકક્ષ સંગાથી સ્વયંસેવકોની આ કળિકાળમાં દુર્લભતા, બહારગામ જાઉં ત્યાં પણ કામગીરી સાથે લઈ જવી જ પડે અને મુખ્ય સમય તેની પાછળ ગાળવો પડે તેમ જ તમો જેવા સાથે વાતચીતરૂપે મદદગાર થવાની યોગ્યતા, અવકાશ અને તત્પરતા ત્યાં પણ મળે નહિ બહુબહુ તો ગુરુકૃપાથી ને સંતકૃપાથી કાંઈ પણ યોગ્યતા મળી હોય, તો તે માત્ર પડે મરવા માટેની નાની છરી વાપરવા જોગી નજીવી જ કહી શકાય, અને બીજાને ઉપયોગી થવા માટે છત્રીસે આયુધ શીખવાં તથા સંઘરવાં જોઈએ, તેવું કશું આ સેવક પાસે છે નહીં"

*

આ લખાણોમાં પણ એમના સ્વભાવની ઉગ્રતા જણાઈ આવે છે. પોતાની દયા એમણે કદી ખાધી નથી પોતાનો બચાવ એમણે કોઈ પણ વખત કર્યો નથી જેવા હતા તેવા બતાવીને પણ એમણે સંતોષ માન્યો નથી. દોષોને ઘેરા રંગે જોયા હોય, એવું પણ વાંચનારને લાગે એમ છે. એક વસ્તુ આ બધા પ્રસંગોમાથી સિદ્ધ થાય છે, કે એમણે સત્યનો દ્રોહ કદી કર્યો નથી. પોતાને જે સાચું લાગ્યું તે મોટા ચમરબંધીની પણ પરવા કર્યા વિના કહ્યું છે અને કર્યું છે. એમની સત્યનિષ્ઠાના આગરની પાસે આ બધા દોષો બિંદુઓ જેવા લાગે છે.

## [ ૧૧ ]

## સ્વભાવના ગુણદોષ

**સ્વામીજીની** સત્યનિષ્ઠાનો અને તેની સાથોસાથ એમના સ્વભાવના દોષો-ઉતાવળ, ઉગ્રતા, પૂર્વગ્રહ, દોષ જોવાની દૃષ્ટિ વગેરેનો પરિચય ગાંધીજી અને મહાદેવભાઈ સાથેના એમના કડક વ્યવહારમાંથી મળી આવે છે. સ્વામીજીનું મન ભાગ્યે જ કોઈ વ્યક્તિ તરફ ગુરુભાવે ઢળ્યું હશે. શક્તિ અને સદ્ગુણ જુએ, ત્યારે પ્રશંસા કરે, પરંતુ એના કારણો શોધવાની કે નજીક જઈ એવા સદ્ગુણો મેળવી લેવાની ઇચ્છા એમના દિલમાં જાગે નહિ. ગાંધીજીએ હિંદુસ્તાનમાં આવી જે નવજાગૃતિ આણી તેથી તેમના પ્રત્યે સ્વામીજી પ્રથમ આકર્ષાયા હતા અને તેઓ એમના જીવન ઉપર અસર કરનાર બુકર ટી. વોશિંગ્ટન કરતાંયે ગાંધીજીને મહાન માનવા લાગ્યા હતા. એક જગ્યાએ તેમણે ગાંધીજી માટે લખ્યું હતું: "ધ્યાનમા રાખો, બુકર તો શું દશ બુકર જેવો નૃસિંહ હિંદમાતાના અંકમાં ઝૂબાઝૂબ ખેલી રહ્યો છે. અને તે ન હોય ત્યારે કંઈ પસ્તાવો ન થાય માટે ચેતવું, યોગ્ય જણાય તો ચેતી લેજો." સ્વામીજી એમ માનતા હતા, કે પ્રભુ ભગવાન મહાત્માજી દ્વારા મહાન કાર્ય કરાવી રહ્યા છે. સામાન્ય રીતે કોઈ લેખક પોતાનું પુસ્તક કોઈને અર્પણ કરે, તે સ્વામીજીને પસંદ જ નહોતું; છતાં ગાંધીજી તરફનું આકર્ષણ

એટલું બળવાન હતું, કે એક લેખકને એમણે લખેલું: "એ પુસ્તક ગાંધીસાહેબને અર્પણ કરવું હશે તો ખુશીથી કરી શકશો. અર્પણનો રિવાજ જ આ ખાતામાં નથી રાખ્યો; છતાં આવા ખાસ અપવાદની છૂટ તેમાં ખુશીથી થઈ શકશે." ગાંધીજી સાથેના એક પ્રસંગનું વર્ણન કરતાં સ્વામીજી શ્રી. મોતીભાઈ અમીનને લખે છે:

"પરમ દિવસે ગાંધીજી પાસે જઈ આવ્યો હતો. પઢિયારફંડ બાબત કોઈ ખાસ વાત કરવા જેવું મારે ન રહે એવો ભાવ મેં પણ પત્રમાં દર્શાવેલો હતો; અને બોલાવવાના પત્રમાં તેમણે પણ તે બાબત કાંઈ વાત કરવાપણું નહિ રહેવાનું જણાવીને માત્ર મળવાનો જ હેતુ બતાવેલો હતો. એટલે રૂબરૂમાં પણ એકે સામાન્ય વાક્યથી વધુ વાત એ વિશે નથી થઈ......સરળતા, કુશળતા અને આનંદની ઔપાધિક સોનેરી યોગ્યતામાં આધ્યાત્મિક કૃતકૃત્યતારૂપી સુગંધ એમનામાં ભળતાં 'સોનું ને સુગંધ'ની પેઠે એમની અસામાન્યતા કઈ કઈ રીતે તેમના પોતાના હકમાં અને લોકહિતના હકમાં ફળે-ફાલે ને દીપી ઊઠે એમ મનમાં આગળ પણ થતું ને થયા કરે છે."

સ્વામીજી એમ માનતા જ હતા, કે ગાંધીજી આ દેશ માટે અને દુનિયા માટે બહુ ઉપયોગી વ્યક્તિ છે. આમ છતાં સ્વામીજીનો સ્વભાવ તો એમના પોતા ઉપર જોર કરી જ જતો હતો. એમ જણાય છે, કે સ્વામીજી જ્યારે એકાંતે બેસી પોતાની જાતનો વિચાર કરતા અથવા તો બીજાને પત્ર લખતી વખતે પોતાનો ઉલ્લેખ કરતા, ત્યારે તેઓ નિરભિમાની બની જતા. આમાં દંભનો છાંટો સરખો યે દેખાતો નથી. એમના મનની સાચી સ્થિતિ આ જ ગણાય. પરંતુ જ્યારે કોઈ વ્યક્તિના સમાગમમાં આવવાનું થતું, ત્યારે તે વ્યક્તિને હીણું લગાડ્યા વિના તેઓ જાણે રહી શકતા જ નહિ. રખેને એ અભિમાન કરી જશે, એવું કેમ જાણે એમને લાગી જતું હોય! આ વ્યક્તિ જો મહાન હોય તો આવો ભાવ વિશેષ થતો. એ જ

રીતે આ વ્યક્તિ સંસ્થાને કે સ્વામીજીને મદદ કરનારી હોય, ત્યારે તો આ પ્રકારનું લખ્યા વિના એમનાથી રહી શકાતું જ નહિ. ૧૯૨૫ની સાલમાં ગાંધીજી ઉપર બે પત્રો એકસાથે જ એમણે લખ્યા હતા: તે જોઈ જવા જેવા છે.

"કર્મવીર મોહનલાલ કર્મચંદ ગાંધી—રાજકોટ.

પરમપ્રિય આત્મબંધુ,

હજારો પ્રતિષ્ઠિત મુખો અને કલમો તરફના માનપાનની ઝડી વચ્ચે આ વળી તને તુંકારીને બોલાવનાર છે કોણ? અને તેની મગદૂર શી કે આમ કહી શકે? એનો ખુલાસો લખવા જેવું મને લાગતું નથી.

"...જરા લાણું ચાલ્યું જવાયું ખરું પણ કહેવા એ જ માગું છું, કે એ બાહ્ય કાર્યો અને પરિણામો માટે નહીં પણ અતિ ઉચ્ચ આંતરયોગ્યતા માટેની મુબારકબાદી મારા કે તારા ગાંધી શરીર પ્રત્યે પ્રદર્શિત કરવાની આ અખંડ શરીર તક લે છે.

"એ કરતાં પણ જે બુદ્ધિની ને સર્વોચ્ચ લક્ષ્યસ્વરૂપની ક્ષણ માત્ર પણ પ્રતીતિ થઈ હોય, તો તે કૃતકૃત્યતા અર્પનાર પરિણામની પ્રાપ્તિ માટે વધુ આનંદ પામવાનો છે. એમાં મુબારકબાદી આપવા જેવું રહેતું નથી, કારણ કે મુબારકબાદી તો ન્યૂનતાવાળાને ટેકો આપવાના હેતુવાળી હોય છે. આમાં તેટલું પોલ રહેલું હોતું નથી. કોઈનું શુભ જોઈ રાજી થનાર તેમ કરીને પોતાનું જ હિત સાધે છે ને હર્ષનાદોથી સામાને વધાવે છે. એમાં તો ભલે સામો કૃતકૃત્ય હોય કે અધૂરો હોય, પણ તે ક્રિયા તેના કર્તાનું હિત કરતી હોવાથી તેને માટે તો કર્તવ્યરૂપ જ છે.

"તારું સ્થૂલ તારા આત્માને પામીને ધન્ય છે. માત્ર સ્થૂલ દર્શનથી અધિક અવકાશ તને આ શરૂઆતની જગતની પડાપડીમાં હશે નહીં એમ ધારીને તેમ જ માત્ર સ્થૂલ પદાર્થનું દર્શન માત્ર

બહુ અગત્યનું ન લાગવાથી તે પ્રાપ્ત કરવા મનને ઉત્સાહ નથી.

"અંતરના તારા ઊંડા અનુભવો અને આધ્યાત્મિક વિચારોની સેવાના પરિચયનો આનંદ ભોગવવાને આ જૂનાં કર્મજન્ય મનજીભાઈ ઇચ્છે છે ખરા, પણ તે કંઈક અવકાશ અને પૂરતી ઉભયની સરળતાની અપેક્ષાવાળું કાર્ય હોવાથી એ તેનો સ્વાર્થ, સહજ સ્વભાવ પૂરો થવા જેવો હશે, ત્યારે થઈ રહેશે.

"આ પત્ર ભાગ્યે લખાયો હોત, પણ એક વ્યાવહારિક બાબતને માટે પત્ર લખવો આવશ્યક હતો. જે આ સાથે જુદો લખી મોકલ્યો છે ને લખવા બેસતાં તે અગાઉ આ ચિત્રામણ ચિતરાઈ ગયું છે. દોસ્ત ! એ તસ્દીની ક્ષમા કરજે. કસ્તુર માતા—માતા કહું કે બેન ? —ને તથા તમને આત્મસ્મરણપૂર્વક શરીરભાવે વિવેક માટે લખવાનો

સેવક—

અખંડાનંદ"

એ જ પત્રની સાથે બીજો પત્ર 'વિવિધગ્રંથમાળા' દ્વારા આરોગ્ય વિશેની ગાંધીજીની સૂચનાઓ પ્રસિદ્ધ કરવા વિશે હતો. તેમાં લખ્યું હતું:

"તમારી પોતાની છબીની વાત તમને તો ગમવી મુશ્કેલ છે, પણ વાચકોનું તેમાં કંઈક હિત હું માનતો હોવાથી છબી એ પુસ્તક સાથે અપાય એ સકારણ છે....મારા એક મિત્ર, કે જેઓનું ઓશિયાળું વેઠવું ઠીક જ વખત ગમે તેમ છે, તેમનું ઓશિયાળું વેઠીને આ કાર્યની તેમને ખાસ ભલામણ કરવી પડી છે. માટે લોકહિતને માટે તમે પોતે અને બને તો માતાજી પણ ફોટો લેનાર આગળ તમારા હાલના પોષાકમાં ક્ષણભર ઠાકોરજીની પેઠે બેસવા તસ્દી લેશો તો ઉપકૃત થઈશ. હાલ એ જ વિનંતી

સેવક

અખંડાનંદના સપ્રેમ વંદિત."

ગાંધીજી પ્રત્યેના બહુમાનમાં બહુ મોટો ફેર તે પછી પડી ગયો. સ્વામીજીનો પૂર્વગ્રહ બહુ બળવાન, એટલે એકવાર મન ઉપર અસર થયા પછી તો એને ભૂંસતાં વર્ષો વીતી જાય. 'સસ્તું સાહિત્ય' તરફથી 'જગતનો મહાન પુરુષ' નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું હતું. આ પુસ્તક મૂળ અંગ્રેજીમાં, તેનો કોઈએ મરાઠીમાં અનુવાદ કરેલો. 'સસ્તું સાહિત્યે' એ પુસ્તકનું મરાઠીમાંથી ભાષાંતર કરાવીને પ્રસિદ્ધ કર્યું. આ વખતે સ્વામીજી માનતા હતા, કે ગાંધીજી ખરેખર જગતના મહાન પુરુષ છે. એમના અંતરના પ્રશંસાભાવને વ્યક્ત કરવા સારુ અને એવો ભાવ બીજાઓના દિલમાં જાગે તે માટે જ આ પુસ્તકની પ્રસિદ્ધિ એમણે કરી હતી; પરંતુ બન્યું એથી ઊલટું જ. સ્વામીજી લખે છે તે પ્રમાણે આ પુસ્તકનો વધુ ફેલાવો થાય એ ઉદ્દેશથી 'નવજીવન'માં સમાલોચનાર્થે મોકલવાની સૂચના કાકા કાલેલકર તરફથી એમને મળી હતી. પુસ્તક જ્યારે સમાલોચના માટે ગયું, ત્યારે કાકા કાલેલકર જેલમાં હતા. અને આ પુસ્તકની સમાલોચના સ્વ. મહાદેવભાઈએ લખી. આની સાથે એ જ પ્રમાણે અનુવાદ પામેલું બીજું પુસ્તક 'મહાત્મા ટૉલસ્ટૉય' પણ હતું. સ્વ. મહાદેવભાઈએ મહાત્મા ટૉલસ્ટૉયની બહુ જ પ્રશંસા કરી, જ્યારે 'જગતનો મહાન પુરુષ' વિશે એમણે લખ્યું :

"પુસ્તકમાં જેટલાં પરદેશીઓનાં પ્રમાણપત્રો ભેગાં કરવામાં આવ્યાં છે, તેમાંના ઘણાંએ તો ગાંધીજીને નજરોનજર જોયા પણ નથી. માત્ર અપરિચિત માણસો ગાંધીજીનાં લખાણમાંથી અથવા ભાષણોમાંથી તેમને કેવી રીતે જોઈ શકે છે, તેના અભ્યાસ ખાતર આવા લેખો જોવાની જરૂર છે. જે ગુજરાતે ગાંધીજીનું 'નવજીવન' વાંચ્યું છે, એટલું જ નહિ પણ ગાંધીજીના સહવાસનો અમૂલ્ય લાભ લીધો છે, તેને આ પુસ્તકમાથી બહુ નવું નહિ મળે.

"એ પુસ્તકના લેખો મૂળ અંગ્રેજીના અનુવાદ નથી. મરાઠીમાં થયેલા અનુવાદનો ગુજરાતીમાં અનુવાદ છે, એટલે મરાઠી પુસ્તકના અનુવાદ તરીકે એ નિર્દોષ હોય, પણ જ્યારે એ લેખોને મૂળ સાથે

સરખાવીએ ત્યારે મૂળ અને આ ભાષાતરના ભાષાતરમા આસમાન જમીનનું અ તર જણાય છે પ્રો ગિલ્બર્ટ મરેના એક સુપ્રસિદ્ધ નિબ ધનુ ભાષાતર 'તદાત્મા' નામના લેખમા થયુ છે એમા એટલી બધી ભૂલો છે, અને મરાઠી ભાષાતરકર્તાએ એટલી બધી છૂટ લીધેલી લાગે છે, કે મૂળને છૂટી નાખ્યુ હોય એવુ લાગે છે આવુ ભાષાતર સસ્તુ આપી શકાય તેથી અ ગ્રેજીમાથી ન કરાવતા કોઈ ગમે તેવુ મરાઠી મળી ગયુ તેમાથી કરાવી લેવામા જોખમ રહેલુ છે જ સ્વામીજીને અમે વિનવીએ છીએ કે તેઓ જેટલો 'સસ્તુ' શબ્દ ઉપર ભાર મૂકે છે તેટલો જ ભાર 'સાહિત્ય' ઉપર મૂકે "

સ્વામીજી આ ટીકા સહન ન કરી શક્યા આ વિશે પોતાને જે લાગતુ હતુ, તે એમણે સ્વ મહાદેવભાઈને જણાવ્યુ પણ નહિ અને મનમા ગાઠ વાળી લીધી કે આ તો વિરોધી લખાણ છે એકબે મિત્રો ઉપરના પત્રોમા એમણે લખ્યુ

"આગળના 'નવજીવન' દ્વારા પણ કેટલુ ક વિરોધી ડહાપણ એક પુસ્તકની સમાલોચના દ્વારા ડહોળેલુ જણાયેલુ, છતા એવી બાબતોની લાગણીઓને મનમાથી કેમે ચૂપ કરી દઈને કાઈ પણ ઉપયોગી થવાની જરૂર લાગે, ત્યારે જે કાઈ જરાતરા થાય તે કરવુ એ ખાતે પ્રભુની કૃપા છે તે આન દ છે

" એ ભાઈ પોતે ગાધીજીના સર્વોપરી શિષ્ય હોવાનુ અભિમાન ધરાવે છે એ તો જાણુમા હતુ, તોપણ આ સ સ્થાનો ચાલક ગાધીજીને યુરોપિયનોના ઓળખવા પછી જ ઓળખે છે, એટલી હદનુ અસત્ય લખવાની યોગ્યતા (!) પણ તેમનામા આવી ગઈ હશે, એ તો તેની (મૂર્ખતાભરેલી અને તેના પોતાના શબ્દો તેને મૂર્ખમા ખપાવે તથા ખુદ 'નવજીવન'ની રીતને પણ શરમમા નાખે એવી) લખાવટ જોઈ ત્યારે જ સમજાયુ "

આથી યે વધુ દુ ખદાયક બનાવ બીજો એક બની ગયો ગાધીજી ગુજરાત વિદ્યાપીઠમા રહેવા આવ્યા હતા ત્યા તેઓ

વિદ્યાર્થીઓ સમક્ષ 'પીલગ્રીમ્સ પ્રોગ્રેસ' વિશે પ્રવચન કરતા હતા. સ્વામીજીએ આ જાણ્યું ત્યારે તેમનાથી એમને લાગ્યું કે ગાંધીજી જેવાએ આપણા ધર્મગ્રંથો-ગીતા વગેરેના આદર્શ વિદ્યાર્થીઓ સમક્ષ મૂકવો જોઈએ. પરદેશી સાહિત્યનું ગમે તેનું ઉત્તમ પુસ્તક હોય; તોપણ ગાંધીજીના મુખેથી તેનું પ્રવચન સાંભળતાં વિદ્યાર્થીઓના મન ઉપર એવી અસર થાય જ, કે આપણા દેશ કરતાં પરદેશમાં વધુ ઉત્તમ વિચારોના સદ્ગ્રંથો છે. અને સ્વામીજીના માનસને આથી જબરો આઘાત થયો, સહન ન થયું. ગાંધીજીની મહત્તા એમના મનમાં ઓછી થઈ ગઈ. સ્વ. મહાદેવભાઈના અવલોકનની અસર અને આ બંને ભેળાં થતાં સ્વામીજીના મન ઉપર બહુ માઠી અસર થઈ. જગતનો મહાન પુરુષ એમને મન હવે મહાન ન રહ્યો. એમના ઉગ્ર સ્વભાવે ત્યારે જોર કર્યું અને એક દિવસ 'જગતનો મહાન પુરુષ'ની બાકી રહેલી બધી પ્રતોની એમણે હોળી કરી દીધી. આ પછી પણ ગાંધીજીની સાદાઈનાં, એકનિષ્ઠાનાં, ખાદી અને હરિજન-પ્રવૃત્તિનાં તેઓ વખાણ કરતા, પરંતુ પ્રથમની પ્રશંસાયુક્ત સ્થિતિ તો ચાલી જ ગઈ હતી. એટલુ જ નહિ પણ અવારનવાર એમની ટીકા કરતા પણ તેઓ થઈ ગયા હતા. કોઈએ એમને કહ્યું હશે, કે તમારી સંસ્થા માટે ગાંધીજીના કોઈ અનુયાયીની મદદ લો તો કામ સહેલાઈથી પાર પડે. એમણે જવાબ આપ્યો:

"ગાંધીના ચેલાને મારે શા માટે પકડવો? મારા ઇષ્ટરૂપ અને મારા તથા સર્વના આધારરૂપ પરમાત્મા દેવ કરતાં તેમનો ચેલો ચઢી ગયો, કે જેથી એવી મનુષ્ય-ઉપાસના પાછળ પડું? ખુદ ગાંધીની ઉપાસના પણ એની ઉપાસના આગળ મારે મન તો તણખલા તુલ્ય અને મૂર્ખતા છે."

ગાંધીજી વિશે એમના મનમાં ત્યારે કેવા ભાવ હતા તે જોવા માટે કરુણાશંકર શાસ્ત્રી ઉપર લખેલો એક પત્ર જોઈએ.

'...ગાંધીજીના દક્ષિણામૂર્તિ ઉપરના પત્રની નકલ મળી...

એમાંનાં સ્વ અને પરનાં વખાણ પાયાવગરનાં લાગ્યાં છે. આ લાગવાનું ખરું કારણ એમાંના કોઈના લક્ષમાં હજી સુધી જણાતું નથી. ભલભલા વ્યવહારકુશળો આજ પોતાને નિષ્ણાતમાં ગણતા હોય તે સમજણ કાલે ભૂલભરેલી જોઈ શકે છે. સાચો મહાત્મા ભર્તૃહરિ તલસ્પર્શી યોગ્યતા પામ્યા પછી એવા ભાવનું કહે છે, કે જ્યારે હું વાસ્તવમાં અલ્પ જેવો હતો, ત્યારે સમ્રાટ ઇત્યાદિ હોઈ ખૂબ પૂજાતો, વખણાતો, ત્યારે મને મહાપંડિત માની ફૂલાયા કરતો. તે હવે જ (પરમાત્માનો સાક્ષાત્કાર પામી પરમોન્નત થવાયા પછી જ) સમજી શક્યો છું કે દેહભાવે હજી યે અલ્પજ્ઞ છું.

"મ૦ ગાંધીજી ને દક્ષિણામૂર્તિના સ્થાપકબંધુ બંને એવી યથા ઉન્નતિ પામશે, ત્યારે જ ભર્તૃહરિ પેઠે પોતાના દેહાભિમાનરૂપી પાયાભૂત દોષોને યથાવત જોઈ શકશે...આપે મોકલેલા પત્રમાં ગાંધી એમ લખતા જણાય છે, કે આવડત અથવા યોગ્યતા છુપાવવી એ અયોગ્યતા છે; પણ મહાત્મા તુલસીદાસજી જેવાનાં હૃદય અને ઉચ્ચતા સમજ્યા વિના એવું ઊંધું જ સમજી બેસે એ સ્વાભાવિક છે. છુપાવવું એ તો ચોરી–આસુરી સંપત્તિ થઈ. 'મો સમ કૌન કુટિલ ખલ કામી' એ મહાત્મા તુલસીદાસજીનું વચન અને સમ્રાટોના સમ્રાટ શ્રી રામચંદ્રજી, નારદજીના વખાણના ઉત્તરમાં પોતાને સેવક કહે એનાં રહસ્ય ન સમજનારાઓ એમ 'અહોરૂપ' અહો ધ્વનિઃ'થી રાજી રહે અને આસપાસથી ચાર દા'ડા માટે પ્રતિષ્ઠારૂપ સૂકરીવિષ્ટામાં મોજ માને એથી વધુ શું હોય? બીજી બનેલી વાતો ચાર રોજ પર સાંભળી, ત્યારે તો સત્યાગ્રહ આશ્રમના સ્થંભ જેવા માણસ આવા અસત્યપ્રેમી હોય એ દુઃખથી સાંભળ્યું."

એકવાર મહાભારતના ગ્રંથો સ્વ૦ કસ્તુરબાને આપવા માટે સ્વામીજી આશ્રમમાં ગયેલા. ગાંધીજીએ સ્વામીજીના રોષ વિશે જાણ્યું હતું. એટલે તેઓ હસી બોલ્યા: 'સ્વામીજી! મારા તરફ તો જુઓ!' પણ સ્વામીજી રોષમાં ને રોષમાં ત્યાંથી ચાલ્યા ગયા.

એમના મનમાં એવું ભરાઈ ગયું હતું, કે ગાંધી આપણા મહાન ઋષિમુનિઓને બદલે અંગ્રેજોના મોહમાં તણાઈ ગયા છે. સ્વામીજીની આવી સ્થિતિ વર્ષો સુધી રહી હતી. સદ્ભાગ્યે છેલ્લાં વર્ષોમાં એમના મનમાં ફેર પડ્યો હતો. અને ગાંધીજીની મહત્તા ફરીને એમના મનમાં દાખલ થઈ હતી. આ વિશે ખુલ્લા દિલે પ્રશંસા કરતાં પણ તેઓ અચકાયા નહોતા.

સ્વામીજીના આવા સ્વભાવના બીજા નમૂનાઓ પણ જોવા મળે છે. એકવાર હિંદના મહાન વિજ્ઞાની જગદીશચંદ્ર બોઝ આ બાજુ આવ્યા હતા. સ્વામીજી સામાન્ય રીતે આવી વ્યક્તિને મળવાનું પસંદ કરે ખરા, પરંતુ એ વખતે કંઈ ધૂનમાં હશે એટલે તેઓ ન ગયા. એક મિત્રે એમને લખ્યું કે તમે આ ઠીક ન કર્યું. સ્વામીજીએ તરત જ જવાબ આપ્યો:

"બોઝનો મિલાપ કરવા અખંડ ન આવ્યો તે તમને ન ગમ્યું એ ખરું છે બાપુ, પણ બોઝ તો સહુએ મિલન કરવા જેવી વસ્તુ, ને માટે ન અવાયું તે પણ ઠીક. મેળાપ તો જે વિખૂટો પડે નહિ તેનો જ કરીએ. એ જોતાં બોઝનો નહિ તો જગદીશનો તો મેળાપ જરૂર થવો જોઈએ; પણ તે પાછો સર જગદીશચંદ્ર બોઝમાં, તેમ અહીં કાર્યના બોજમાં તેમ સર્વત્ર મળુ રહ્યો છે; એટલે પછી જ્યારે પણ વૃત્તિ સાત્ત્વિક હોય, ત્યારે ગુલાવીએ છીએ કે 'ઉર મારે બેઠોરે મારો પ્રાણજીવનપ્રિય નાવલોજી."

ઠક્કર બાપા ઉપરના એક પત્રમાં નીચેની લીટીઓ વાંચવા મળે છે. "તમારો માર્ગ શ્રી. ગાંધીજી, શ્રી. મોતીભાઈ ઇ૦ સાથે વધારે મળતો છે. આ સેવકને અસ્પૃશ્ય જ રાખવા મહેરબાની કરશો. નહિ તો ફરી કહેલું સાંભળીને આપોઆપ તેમ કરવા જરૂર માનશો."

એમને તથા સંસ્થાને આર્થિક મદદ કરનારાઓને તેઓ કેવી રીતે નવાજતા તે પણ અહીં જ જોઈ લઈએ.

"...મને લાગ્યું કે આ બડેખાં (...ભાઈ)ના મનમાં હજી એમ જ આવતું હશે, કે આવો આ પૈસા જોઈને ગાંડોઘેલો થઈ જતો હશે. અને લોકોમાં પોતાની ખ્યાતિ ફેલાવવાની તક મળેલી જોઈને પહોળોપહોળો થઈ જતો હશે. વખતે કેમના કેમ પણ વાપરી નાખે વગેરે જે વિચારો આવ્યા હોય તે ખરા, પણ એટલું ચોક્કસ યાદ રાખજો કે તેના પર ઈશ્વરે જે કૃપા વરસાવી છે, તે કૃપા કોઈ ખરીદવા માગે તો તમારાં ચાંદીનાં થોડાંક ઠેકાં તો શું પણ જ્યોર્જની બાદશાહીના બદલામાં પણ તે મળી શકે નહિ.

*

"આ સેવકને મન પૈસા આપી દેનારના કરતાં તેની વ્યવસ્થા બાબતમાં જે અનેકગણો શ્રમ અને જવાબદારી રહેલી સમજે છે, પૈસા કમાનારને પૈસા પાછળ જે બહોળાં પાપ વહોરવા પડયાં હોય છે, એ ધોવા માટે અને નામના માટે રૂપિયા દીઠ પૈ-પૈસા ખર્ચી ઈશ્વરને છેતરવા માગે છે એ વગેરે આ સેવકની જે સમજણ અને માહિતી છે, ઉપરાંત જે જવાબદારી સેવકને નિવેડવી પડે છે અને નિવેડવાની છે તથા સેવક અવગુણસાગર છે, ઇત્યાદિ કારણોથી એ રકમ માટે કશું કરવા અશક્ત છું.

*

"મારે પોતાને કંઈક કરીને પુણ્ય કે સ્વર્ગ મેળવવું છે ને તે કામમાં આવી રીતે નાણું મોકલીને તમે મને મદદ કરો છો એવી ભૂલભરેલી ભાવના જરા પણ રાખતા નહિ. તમારું કાંઈ પણ કોઈ સુપાત્ર દીન-અજ્ઞ કે સંતના કામમાં આવીને તમારું સત્યહિત સધાવામાં કાંઈ પણ ટેકારૂપ થવાય એવા હેતુથી જ આવી કોઈ કોઈ વાર આવી પડતી રકમો સ્વીકારું છું......આ વાત પણ જણાવી દઉં છું, કે તમારા ૫૦) રૂ.માંથી ઉમદા ને નિઃસ્પૃહી સાધુ માણસની વિધવા જે ઘરડી ડોશી છે તેને જ મોકલી દેવાના છે. .યારે મારી મરજી પર મોકલ્યા છે, તો મને ફાવશે તેમ જ .રવાના છે."

સ્વામીજીના ક્રોધના તો અનેક પ્રસંગો છે. તેનો લાભ વધુમાં વધુ સંસ્થાના માણસોને જ મળ્યો છે. વફાદાર માણસો પણ આમાંથી મુક્ત રહ્યા નથી. એક નજીવી ભૂલ ખાતર માણસનું તેઓ અપમાન કરી નાખતા. પોતાની માન્યતા વિરુદ્ધ કે પસંદગી વિરુદ્ધ કોઈ વર્તે ત્યારે પણ એમનો ક્રોધ ભભૂકી ઊઠતો. નવા આવનાર તરફ તેઓ સહાનુભૂતિ રાખવાને બદલે મોટે ભાગે અવિશ્વાસથી જ શરૂ કરતા. કંઈ ખરીદી માટે મોકલે તો પાછળ તપાસ કરે. કોઈ બી. એ. સુધી ભણ્યો હોય અને નજીવી ભૂલ કરે તો તેના શિક્ષણમાં કંઈ જ નથી એવું સંભળાવ્યા વિના રહે જ નહિ. ઘણીવાર તેઓ ગાળો પણ બોલી જતા. એમનાથી સામાન્ય રીતે સહકાર્યકરો બહુ સુખ અનુભવતા નહિ. ઉદારતાનાં મોજાંઓ આવી જતાં; પરંતુ તે તો ક્યારેક જ. સંસ્થામાં જેઓ સ્વામીજીના અંતરની ભાવનાને, ઊંચા આદર્શને સમજી શક્યા હતા તેઓ આટલું બધું થતું છતાં સ્વામીજી તરફ પૂજ્યભાવ રાખતા; પરંતુ જેમની દૃષ્ટિ એટલે ઊંડે પહોંચતી નહિ તેઓ એમનાથી નારાજ રહેતા.

સ્વામીજીનો એક મહાન સદ્‌ગુણ પશ્ચાત્તાપનો હતો. એ સદ્‌ગુણે જ એમને ઘોર નિંદામાંથી બચાવી લીધા છે એમ કહી શકાય. અન્યાય તો તેઓ કરી જ બેસતા, પરંતુ તેનું ભાન થતાં પશ્ચાત્તાપ કરતા, આંસુ સારતા અને બોલી ઊઠતા કે 'હું તો કાગડાનો કાગડો જ રહ્યો.' સ્વામીજીની ઉદારતાનો ગેરલાભ લેનારાઓ પણ ઓછા નહોતા. કોઈ સત્કર્મનું બહાનું કાઢી એમની પાસેથી પૈસા લઈ જતા અને ગમે ત્યાં ઉડાવી દેતા. આવા સેંકડો રૂપિયા એમના હાથે બરબાદ પણ થયા છે. એમનો પોતાનો હેતુ શુદ્ધ હતો તેમાં તો લેશ માત્ર શંકા નથી. એમની જીભ કોઈ કોઈ વાર કેવી બની જતી તેનો એક જ દાખલો અહીં બસ થશે. કોઈએ એમને પ્રશ્ન કર્યો: 'આપનું દૂધ કોનું?' એટલે કે આપ પૂર્વાશ્રમમાં કઈ જ્ઞાતિના હતા? સ્વામીજીએ તરત જ જવાબ આપ્યો:

'દૂધ કા તો મૂત હો ગયા!'

સ્વામીજી ઉપર એવો આક્ષેપ થતો કે તેઓ માણસો પાસેથી સખત હાથે કામ લે છે અને એ કારણે જ તેઓ માંદા પડે છે. સંસ્થાના અમુક માણસોએ આ પ્રકારની વાત ફેલાવવા માંડી હતી. આવું અનેક જાહેર સંસ્થાઓમાં બનતું દેખાય છે. આ બાબતમાં સ્વામીજીની પોતાની મનોદશા કેવી હતી, તે સ્વામીજીના નીચેના પત્ર ઉપરથી જાણી શકાશે:

"......હવે આ ભાઈની તો વારંવાર આવી દશા થવા માંડી છે. અહીંનું કામ સખ્ત હોવા કે સખ્તપણે કામ લેવાવાની પણ કોઈના હૃદયમાં આશંકા થવા સંભવ ધારું છું, પણ ખરાં કારણો તો વખતે ખાસ કરીને જુદાં જ હોય છે. તે દર વખતે મને સમજાતાં જાય છે. અલબત્ત, વિલાયતી ઑફિસની રૂઢિ હું પોતે પસંદ કરતો નથી અને લાખોની કમાણીના ધંધાવાળાઓની રીત આ 'સસ્તું સાહિત્ય' ખાતું રાખી શકે એ પણ બનતું અશક્ય છે. મુંબઈ અને બીજે બધે આપણી દેશી કામ કરવાની રીતથી લાખો-કરોડો લોકો કામ કર્યે જાય છે, તે રીતથી છેટે જવાનું આપણને કશું કારણ નથી. અને તે આપણને પોષાય પણ નહિ, અને એ રીતથી શારીરિક કે માનસિક હાનિ થતી હોય, એમ મારા અને લાખો-કરોડોના અનુભવને લીધે હું ક્ષણભર માની શકું નહિ જ. અલબત્ત, એક ગ્રંથકારને જે રીતે કામ કરવાનું હોય છે, તે રીતે તો થોડા જ કલાક કામ કરી શકાય, પરંતુ મારી પોતાની જાત સિવાય તેવું કામ આપણા ખાતામાં બીજાને કોઈને કરવાનું હોતું નથી; છતાં શરીરની અંદર અનેક કારણોએ જામેલા વિકારોને એકાદ નજીવું સરખું નિમિત્ત પણ જાગૃત કરે છે, તે સમજ્યા વિના ખાતાના કામના બોજાનું બહાનું કાઢવા ધારે તો મારો એમાં ઇલાજ નથી.

"એ ભાઈને આગલી વખત મંદવાડનું કારણ પણ બીજા માંદાઓની સારવાર બાને અનેક રાતોના ઉજાગરા અને તદ્દન ખરાબ જગ્યામાં ગોંધાઈ રહેવાનું હતું. ગઈ સાલ પણ તે જ હતું

અને આ વખતનું પણ તે જ છે. લોકો આવાં કારણોની અસરો સમજવા હજી જ્ઞાન ધરાવતા નથી. પ્રકૃતિ પર તાત્કાલિક મંદવાડ ગયેલો હોવાથી એના નિમિત્તે અમે બધાએ વાલકેશ્વર જવાનું રાખ્યું હતું. હું અમદાવાદ ગયો કે વાત માંડી વળાઈ તો વળાઈ, પણ તેથી ઊલટી વાત શરૂ થઈ અને પાછા ડોસીમાની સારવાર માટે ઉજાગરા અને નાની ઓરડી–ભોંયતળિયાની–માં દસેક માણસો સાથે રાતભર ગોંધાઈ રહેવાનું શરૂ થયું, એનું પરિણામ શું આવે ?

"ખાવા માટે બદામ ઇત્યાદિની બાર દિવસની સામગ્રી કરી આપી હતી ને તેની સાથે એક ફાકી કફવૃદ્ધિ ન થઈ જાય તે સારુ આપી હતી. ફાકી રહી ને વસ્તુ ખવાઈ ગઈ!" (૬–૨–'૧૧)

સ્વામીજી પોતાના ઉપરના આવા આક્ષેપથી અપરિચિત નહોતા એટલું ઉપરના પત્રથી જાણી શકાય છે.

સ્વામીજીને એવું લાગ્યા જ કરતું, કે પોતાને મદદ કરનાર માણસ પોતા ઉપર કે સંસ્થા ઉપર કંઈ ને કંઈ બંધન નાખવા માગે છે. આ કારણે જરૂર હોય; કે ન હોય; તોપણ તેઓ એમ સંભળાવી દેતા ;

"ગાંડોઘેલો કે ગમે તેવો સમજો, પણ આ વાત પણ આ શરીર માટે ખાસ ધ્યાનમાં રાખવાની છે, કે તેનાથી જે કંઈ બનશે તે સ્વભાવથી જ બનશે, બંધનથી નહિ. તેના તરફથી કશી આશા ન રાખવામાં જ કાંઈ પણ આશા જેવું સમજવું.

*

"આ સેવક આ સંસ્થાનો માલિક નહિ પણ અદનો સેવક માત્ર છે. અને તે વાત નહિ સમજનારા અનેક માણસો એક દહાડો રોટી ખવડાવી ને પાછળથી 'કોઈની એસ્ટેટ'ના જેવી લાલચે ચઢેલા તેથી સાવચેતી રાખીને બનતા સુધી ભિક્ષાનું નિમંત્રણ પણ સ્વીકારવાનું રાખ્યું નથી."

*

- "'વડોદરાનું તદ્દન અશુદ્ધ કામ પસંદ કરનારને મારા પ્રેસમાં કામ મોકલતાં આટલા સવાલ કરવા પડે એ આશ્ચર્ય છે.' આવું તોછડું અને જૂઠું ઉદ્ધત્ત જે વચન આપે કાર્ડની છેવટે લખ્યું છે, તે હૃદયની છેક તુચ્છ દશામાં લખાયેલું અનુમાન થાય છે. હું ધારું છું ત્યાં સુધી તમારી પ્રકૃતિ સર્વાંશે તેવી નથી, પણ કોઈ અન્ય કારણથી ઉપજેલી હૃદયની તુચ્છ સ્થિતિ-ક્ષણિક સ્થિતિને આધીન જ તે લખાયેલું છે; નહિ તો એટલી તોછડાઈથી કોઈને પણ કશું લખવાનો કે કહેવાનો આપનો શું અધિકાર હોઈ શકે, એનો સો વખત વિચાર કર્યો હોત જ."

આવા રોષના, ઉતાવળના, પૂર્વગ્રહના પ્રસંગોની સાથોસાથ એવા યે પ્રસંગો બન્યા કરતા, અને તેમનું પ્રમાણ ઘણું મોટું હતું, જેમાં સ્વામી સાચી રીતે જ પોતાનો કડક અને ઉગ્ર સ્વભાવ પ્રગટ કરતા હોય. કોઈ સજ્જનને એવું લાગ્યું કે એ સંસ્થામાં ગયા ત્યારે તેમનો સારી રીતે સત્કાર થયો નહિ. આ પ્રકારનો પત્ર સ્વામીજી ઉપર આવ્યો ત્યારે સ્વામીજીએ જવાબ આપ્યો:

"આ સેવક જેવા માણસથી તો ઓળખીતા સજ્જનોનું કામકાજ અને અતિથિસત્કાર કરવા જતાં શ્રીહરિના કામમાં ન્યૂનતા વેઠવી જ પડે તેમ છે અને એથી જ્યાં એવું જ હોય કે કાં તો ભાઈબંધ-દોસ્તદારોને રાજી કર કે કાં તો શ્રીહરિને રાજી કર: ત્યાં પછી આ સેવક તો હરિ તરફ જ વધારે વલણવાળો છે. એમ ન હોત તો ઘરબાર પણ છોડવાની જરૂર ન હતી. જે માણસ જે હેતુને ખાતર પરણેલી સ્ત્રીને પણ નારાજ કરીને છૂટો થાય, તેનાથી બીજાઓને તો રાજી કરી જ કેવી રીતે શકાય?"

સ્વામીજી પોતાને વિષે ખરાબ, અવગુણસાગર, સેવક વગેરે વિશેષણો વાપરતા, તેની પાછળ કઈ ભાવના હતી તે જોવું આવશ્યક છે. સ્વામીજીના દિલની સચ્ચાઈ એમાંથી મળી આવે છે.

"આ સંસ્થારૂપે થયેલી પ્રવૃત્તિ બુકસેલરોને ગમતી નહિ; પ્રકાશકો

પણ ખપ્યા કરતા; લેખકો પણ અનેક જાતના અનુવાદો વગેરેનું કામ (અહર્નિશ) માગ્યા કરતા; પરંતુ તે કાર્ય પણ થોડું હોય એટલે તે પણ દુભાયેલા રહેતા. ઉપરાંત બીજો અનુકૂળ લેખક ગમી ગયો હોય તેને છોડી શકાતો નહિ. આથી બીજા લેખકોને ના કહેવી પડતી. વળી સસ્તાપણાને લીધે સમાનમાર્ગી લેખકોને સ્વપ્રકાશનની યથેચ્છ કિંમત રાખતાં સંકોચ આવતો ને તે યે મનમાં જબ્યા કરતા. આવી રીતે અનેકોનું દિલ દુખાતું હોય. આ સેવક પોતાને 'ખરાબ' કહે તેથી તેઓને કંઈ પણ શાંતિ વળે ને આ સેવકને મહાત્મા ધારી લઈને કેટલાકો નમન વગેરે કરે તે સ્વદોષના કેટલાક જ્ઞાનને લીધે અનુચિત ભાસે છે ને દરેકને સમજણ પાડવી બને નહિ; તેથી એવી લપથી બચાવ થાય એ પણ હેતુ 'ખરાબ' લખવામાં રહેલો છે. અમુક આદર્શની અપેક્ષાએ 'ખરાબ' લખવું એ સત્યની ઉપાસનારૂપ પણ લાગે છે.

*

"આ સેવકમાં લાયકાત, ઉદારતા વગેરેની બાબતમાં કલ્પના રાખી હોય તેમાંથી જરૂર ૯૯% બાદ કરશો. અને લાયકાતની સામી બાજુના ત્રાજવામાં તે ટકા નાખશો એવી વિનંતી છે, નહિ તો નિરાશ થવું પડશે; કેમ કે અવગુણસાગરનો ઇલ્કાબ લોકોમાં મોટાઈ મેળવવા માટે નહિ પણ સત્યને ખાતર છે."

*

"સેવક શબ્દથી બીવાનું નથી. વાસ્તવમાં એ પદની પણ લાયકાત નથી, સ્વનું સ્વ જ બધું સમજે. સેવક શબ્દનો વાસ્તવ જે અર્થ છે તે જોતાં એ શબ્દની પહેલાં ગુનેગાર, મનસ્વી, નાફરમાન એમાંથી કયું વિશેષણ જોડવું ને કયું ન જોડવું ? ક્યાં સર્વસ્વ સ્વામી સર્વ મહિમાપૂર્ણ આપણા વાસ્તવ અહંતારૂપે ને ક્યાં આ જન જડ, દુઃખરૂપ શરીર !"

*

[ ૧૨ ]

## પ્રભુપરાયણતા

સંન્યાસ લીધા પછી સ્વામીજી હિમાલયનાં જંગલોમાં જ રહ્યા હોત, અથવા તો અનેક સાધુઓની પેઠે આખા દેશમાં પરિભ્રમણ કરતા હોત, અને એમણે પોતાનાં પૂર્વાશ્રમનાં સગાંવહાલાંઓ સાથે કોઈ જાતનો સંબંધ ન રાખ્યો હોત, તો એની નવાઈ ન લાગત. પરંતુ સ્વામીજીએ તો એક સ્થળે સ્થિર થઈ વ્યવહારમાર્ગ સ્વીકાર્યો અને એ સ્થળ એમના પૂર્વાશ્રમના ઘરથી સાવ નજીક. એ વ્યવહાર-માર્ગમાં પૈસાનો નિરંતર ઉપયોગ અને તેને વાપરવાની સત્તા એમની પોતાની જ; છતાં ગૃહસ્થાશ્રમના એક પણ સંબંધને એમણે સ્થાન આપ્યું નહિ. સામે જઈને તો કોઈ દિવસ કોઈને મળવાની, કોઈને માર્ગદર્શન આપવાની કે કોઈને મદદ આપવાની ઇચ્છા સરખી એમણે કરી નહિ; પરંતુ જ્યારે આપોઆપ અથવા બીજાના પ્રયત્નથી એવા પ્રસંગો પ્રાપ્ત થયા, ત્યારે સ્વામીજીએ પોતાનો સંન્યાસ શોભાવ્યો, એમના અંતરને એક પળવાર પણ ચલિત થવા ન દીધું.

સ્વામીજીને પૂર્વાશ્રમમાં એક પુત્ર થયો હતો. તેનું નામ મોતીલાલ. મોતીલાલે કેળવણી સાધારણ લીધી હતી અને તે ઘર આગળ દુકાન ચલાવી ગુજરાન ચલાવતા. એમને પણ ભજનભક્તિમાં સારો રસ હતો. અને દયાલબાગ-આગ્રાના રાધાસ્વામી સંપ્રદાયના ખાસ ભક્ત બન્યા હતા. એમને એક પુત્ર થયેલો એનું નામ ચંદુલાલ. પોતાની

હૃદયદ્રાવક દશ્ય ચાલુ રહ્યું. અંતે સ્વામી જીત્યા, બેન હાર્યાં. દર્શન વિના જ એમને પાછાં જવું પડ્યું.

વર્ષો પછી આવો પ્રસંગ એમના પૌત્ર સાથે બન્યો હતો. પૌત્રનું નામ ચંદુભાઈ. સ્વામીજીના એક ભક્ત એનો મેળાપ કરાવવા ઇચ્છતા હતા. પૌત્રને દાદાની હૂંફ મળે એવી એમની ભાવના હતી; પણ સ્વામીજી સંમત થયા નહિ. આમ છતાં એકવાર એ પૌત્રનો મેળાપ થઈ ગયો, પણ એક વિલક્ષણ પ્રસંગે. સ્નેહીજનોએ જ આ ગોઠવણ કરી હતી. સ્વામીજીને રામાયણ, ભાગવત સાંભળવાનો ભારે શોખ. એ માટે સ્વામીજી સારા કંઠવાળા કોઈને બોલાવતા અને તે વંચાવતા. દાદા સાથે પરિચય કરાવવાના ઉદ્દેશથી જ સ્વામીજીના ભક્તો રામાયણ વાંચવા માટે ચંદુલાલને બોલાવી લાવ્યા. ચંદુલાલનો કંઠ સારો હતો. વાચન પૂરું થયું. સ્વામીજી મુગ્ધ થયા. ઉત્તમભાઈએ હેતુપૂર્વક તેનું નામ પૂછ્યું. તેણે જવાબ આપ્યો: 'ચંદુલાલ.' બીજો પ્રશ્ન આવ્યો: 'પિતાનું નામ?' 'મોતીલાલ.' શ્રી. ઉત્તમભાઈ આગળ વધ્યા: 'દાદાનું નામ!' પૌત્રે જવાબ આપ્યો: 'લલ્લુભાઈ ઠક્કર.' અને પૌત્રની આંખ દાદાના ચહેરા ઉપર મંડાઈ રહી. સ્વામીજીને તરત જ ભાન થયું અને સ્વભાવગત રોષ ભભૂકી ઊઠ્યો. આંખ મળી પણ હૃદય મળી શક્યાં નહિ. આમ છતાં પૌત્ર ત્યાંથી ખસ્યો નહિ. ગાડીમાં બેસી જવાનું હતું. સ્વામીજી લકવાથી પીડાતા હતા. એ ગાડીમાં બેઠા. ડરતાંડરતાં ચંદુલાલ પણ અંદર બેસવા ગયો, પણ સ્વામીજીએ સ્પષ્ટ ના પાડી દીધી. ચંદુલાલ જોઈ રહ્યો. સ્વામીજી સહેજ કૂણા પડ્યા અને બોલ્યા: 'કાલે મળવા માટે આવજે.'

ચંદુલાલ બીજે દિવસે સ્વામીજી પાસે જઈ બેઠો કે તરત જ એમણે કહ્યું: "જો, પૈસાબઈસાની વાત કરીશ જ નહિ. અને આ થોડી ચોપડીઓ આપું છું તે વાંચજે ને બીજાને વંચાવજે. ને જો આ રહ્યો ખાખરાના મૂળનો અર્ક, વાપરજે અને આંખે ચશ્માં છે તે ઊતરી જશે." આમ કહી સોએક પુસ્તકો અને ખાખરાના મૂળના અર્કની થોડીક શીશીઓ એમણે આપી.

ચંદુલાલને આટલો સંબંધ પણ પસંદ પડ્યો. એણે થોડા વખત પછી સ્વામીજી ઉપર પત્ર લખી બીજાં પુસ્તકો મંગાવ્યાં. સ્વામીજીએ જાતે નહિ પણ કાર્યાલય તરફથી રીતસરનો નીચે પ્રમાણે જવાબ મોકલ્યો.

"વ. તમારો તા. ૨૬મીનો પત્ર મળ્યો છે. તમો પહેલીવાર પૂ. સ્વામીજીને મળ્યા ત્યારે કેટલાંક પુસ્તકો બોર્ડિંગના વિદ્યાર્થીઓના તથા બીજાઓના સાર્વજનિક ઉપયોગ માટે આપ્યાં હતાં. તેમનો સદુપયોગ થાય છે, એ સારી વાત છે.

"બીજાં પુસ્તકો તમે મંગાવેલાં છે; પરંતુ તે મોકલી શકાશે નહિ. એટલું જ નહિ પણ પૂ. સ્વામીજી પોતાના આશ્રમધર્મને ચુસ્તપણે વળગી રહેલા હોવાથી તમારી સાથેનો એવોનેવો પણ સંબંધ રહે એમ ઇચ્છતા નથી.

"જો કોઈ અન્ય સજ્જન તમારી પાસેનાં અને તમે નવાં મંગાવેલાં પુસ્તકો સાચવીને તે વાંચવા આપવાની વ્યવસ્થા સંભાળી શકે એમ હોય તો જણાવશો; એટલે યોગ્ય વિચાર કરીશું......"

સ્વામીજીના સગા ભત્રીજાના પુત્ર એટલે હરિલાલ મોહનલાલના પુત્ર બ્રહ્માનંદજીએ છાનો સંન્યાસ લીધો હશે. હરિલાલે માન્યું કે સ્વામીજી આ વિશે તપાસ કરી આપશે. એમણે સ્વામીજીને પત્ર લખ્યો. સ્વામીજીએ જવાબ વાળ્યો:

"તમારે સગાંવહાલાં સંબંધી પ્રતિકૂળતા ઊભી થવાથી તેમની શોધખોળ માટે માગણી થાય અને આ સેવકના આગલા સંબંધને લઈને તેમની તપાસ કરવા આ સેવકને લખો એ સ્વાભાવિક છે. પણ ભાઈ! આ સેવકના અંતરમાં પણ એવો કુટુંબસંબંધ રહેલો હોત તો જુદી વાત હતી. એનું કુટુંબ તો ઈશ્વરકૃપાથી બેપાંચ માણસોનું મટીને કરોડોનું થયું છે; અને તેમાંનાં લાખો પ્રાણીઓની નિર્ધનતા તથા અજ્ઞાનજન્ય પ્રતિકૂળતાઓ, ન્યૂનતાઓ, સગવડો,

ઇચ્છાઓ વગેરે એટલું બધું છે, કે તેમનાં તે દુઃખ વગેરે આગળ તમારી અને ઘરનાંઓની હાલની પ્રતિકૂળતા નજીવી ગણાય...... અવિનય થનો હોય તો ક્ષમા યાચી લખવું પડે છે, કે ભવિષ્યમાં આ સેવક તરફ કામ લખવું નકામું છે; એ વાત જરૂર ધ્યાનમાં રાખશો. આ સેવકને તો શું પણ અમદાવાદ કે મુંબઈના કાર્યાલય જોગ પણ એવુંતેવું લખવા જેવું નથી; કેમ કે ધોરણ જ એવું રાખવું પડે છે અને સર્વજ્ઞ સર્વ વાત જાણે છે. તેને સંતોષવા ખાતર સ્વીકૃત સાર્વજનિક કાર્યમાંથી બીજી સાર્વજનિક કામવાળાઓની પણ નારાજી વેઠવી પડે છે ..."

પૂર્વાશ્રમના સ્વજનો સાથેનું સ્વામીજીનું આવું વર્તન ઘણાને કઠોર લાગશે. મળવામાં શું ? સહેજ સંબંધ રાખવામાં શું ? એવો સંદેહ પણ ઉપસ્થિત થાય એમ છે; પરંતુ સ્વામીજીના અંતરને જો ખરાખર ઓળખીએ તો એમના વર્તન પાછળ કઠોરતા નહોતી; પરંતુ માનવસહજ નિર્બળતામાં લપટાઈ ન જવાય તેની સાવધતા હતી એટલું સમજાઈ આવશે. મળવાના દરેક પ્રસંગે એમનું દિલ હલી ઊઠયું છે. સંન્યાસીઓ માટે એવો એક રિવાજ પ્રચલિત છે, કે સંન્યાસમાં સ્થિર થયા પછી બેત્રણ વર્ષે પોતાના પૂર્વાશ્રમના ઘેર જઈ આવવું. આ રિવાજની પાછળ સંન્યાસની કસોટી કરવાની જ ભાવના હશે. સ્વામીજીના સંન્યાસજીવનમાં આવો પ્રસંગ બન્યો નથી, તેનું કારણ એમ પણ હોઈ શકે કે આવી કસોટીમાં ઊતરવા તેઓ ઇચ્છતા જ નહોતા. એમ પણ હોઈ શકે કે એવું કશું કરવાનું એમણે પસંદ પણ ન કર્યું હોય. ગમે તે હોય જેટલા, પ્રસંગો બન્યા છે તેટલા બધા જ કરુણ છે અને સ્વામીજીની સંન્યાસભાવનાને શોભાવનારા છે, એમ કહેવું જ જોઈએ.

સ્વામીજી કહેતા: 'જેઓ ખરા મનથી ભક્તિ કરવા, પરોપકાર કરવા મથી રહ્યા છે તેવા માણસો આ શરીરને બહુ જ વહાલા લાગે છે, સગાં ભાઈબેન જેવા લાગે છે.' સ્વામીજીના નવા કુટુંબીઓ કોણ હતા અને કેવા હતા તે આ ઉપરથી જાણી શકાય છે.

સ્વામીજીને જેવું મનોમંથન એમનાં કુટુંબીજનોના સંબંધને અંગે થયું છે, તેવું જ મનોમંથન પહેલેથી છેલ્લે સુધી પોતાના અંગત ખર્ચ અંગે એમણે ભોગવ્યું છે. 'સસ્તું સાહિત્ય'ને તેઓ પ્રભુનું કામ માનતા હતા. પ્રભુના કામમાં કોઈ જાતની કચાશ ન રહેવી જોઈએ, એવી એમની માન્યતા હતી. ઘડપણમાં પ્રભુભજન કરશું એવા ખ્યાલને તેઓ ધિક્કારતા હતા. તેઓ કહેતા: "અનેકોને તેમનું મન અનેક બહાને છેતરે છે અને છેવટે 'એઠું પાણી ઉકરડે' તેની પેઠે રસકસ નીકળી ગયેલું શરીરરૂપી ખોખું લોકસેવામાં આપવા અનેકો ધારે છે; પણ તેટલું લાંબું આયુષ્ય એક તો થોડાકને જ હોય છે ને હોય છે તોપણ વાસીકૂસી વધ્યુંઘટ્યું એ ખાતે આપવામાં બહુ સાર્થકતા થતી નથી."

આવું કહેવાનો સ્વામીજીને અધિકાર હતો; પરંતુ એમણે પ્રભુને ચરણે એમની જુવાની ધરી દીધી હતી, એટલું જ નહિ પણ શરીર અને મનને નીચોવી નાખવામાં પાછું વળીને જોયું નહોતું. સંન્યાસીએ ભિક્ષાન્ન ખાઈને આ બધું કરવું જોઈએ એવી સ્વામીજીની માન્યતા હતી; પણ ભિક્ષા લેવા જતાં કામ રઝળતું હતું અને સંસ્થામાંથી પૈસા લઈ પેટનો ખાડો પૂરતાં એમ લાગ્યા જ કરતું હતું કે હું કંઈક ખોટું કરી રહ્યો છું. સ્વામીજી પોતાનાં ભોજન-વસ્ત્ર માટે શું લેતા હતા, તે જ્યારે જોઈએ છીએ ત્યારે તો એમ જ થાય છે કે એમણે ભિક્ષા કરતાં યે અતિ ઓછું પોતાને માટે લીધું છે. માસિક પંદર રૂપરડીમાં પોતાનો નિર્વાહ એ કરી લેતા ને તો યે તેનો ભાર મન ઉપર રહ્યા કરતો. લગભગ મફત કહી શકાય એટલાં બધાં સસ્તાં પુસ્તકો આપ્યા છતાં જે સંસ્થા પાસે સ્વામીજીના મૃત્યુસમયે લગભગ ત્રણ લાખ જેટલી મૂડી હતી, તે સંસ્થાના સ્થાપક અને સંચાલકે કોઈ દિવસ મનની નિરાંત સાથે અન્ન ખાધું નથી એમ જ્યારે જાણીએ છીએ, ત્યારે તેને વંદન કરવાનું મન થઈ જાય છે. એમને અહોનિશ લાગ્યા કરતું, કે "અમે બાવા, અમારું ખાતું પણ બાવાશાહી એટલે આટલું તો પ્રસિદ્ધ જ છે, કે અમારા જેવાના

શારીરિક ખર્ચ માટે ધંધો કે નોકરી નિષિદ્ધ હોઈ એ બાબતનો ભાર બીજાઓને શિર રહેલો છે. " એક ગૃહસ્થને તેઓ લખે છે:

"......બાળકને ભૂખ લાગે તો ખોટા વિવેકને આધીન થઈ ખાવાની ખબર પુછાતાં સુધી તે બેસી રહેતું નથી; પણ તરત જ સરળતાથી ખોરાક માગે છે. અખંડની કામની રોકાણ, જઠરાગ્નિની ખામી અને અન્નક્ષેત્રોનાં કાચાં અન્ન તથા છેક વિચિત્ર પ્રકારના અનેક મનુષ્યોની સાથે બેસી જમવાનું એથી અન્નક્ષેત્રો અનુકૂળ નહિ. કામની રોકાણ આડે માધુકરી જવું ફાવ્યું નહિ. આથી મહિના-મહિનાનો વીશીખર્ચ જુદાજુદાઓથી ચલાવી લેવાનું રાખ્યું હતું....

"...ખાતામાં કામ કરવું અને ખાતાને માથે ખર્ચ નાખવો એ મારે મન એક નોકરના જેવું કે વેપારીના જેવું કાર્ય હોઈ મારે માટે તે અતિ દુઃખનો વિષય છે. બીજાઓને મન મારી એ ભૂલ લાગતી હોય, તેમને સ્વાભાવિક ત્યાગીધર્મ અને નિષ્કામતાનું ભાન જ ન હોય એટલે શું કહેવું? તમે પણ તેમાંના જ એક છો. તમે તો શું પણ મિત્ર અમૃતલાલભાઈ પણ તેમાંના જ એક હોઈને ભિક્ષાવૃત્તિથી શરીરપોષણ કરવાના મારી એ તીવ્ર લાગણીને 'લોભ' એવો ખિતાબ આપવા ચૂકતા નથી.

"બેશક મન ગમે તેમ મારીને આ લોકહિતના કાર્યને ખાતર હવે હું ખાતાનું કામ કરી પેટ ભરનાર એકાદ નોકર કે વ્યાપારીના જેવી બહુ અણગમતી રીતને અનુસરવાને પણ અટક્યો નથી. અને મારી લાગણીઓને અને સ્વાભાવિક ધર્મને બાજુ કરવાનું એક કષ્ટ હવે મૂગે મોઢે સહન કર્યો જ જાઉં છું.

"આ સંસ્થાને માલિક તરીકે સ્થાપી અને ચલવી નથી પણ સેવક તરીકે જ છે. મારો પોતાનો અંગખર્ચ પણ એ ભાવનાને લીધે બન્યું ત્યાં સુધી સંસ્થા પર ન પડવા દેતાં ભિક્ષાના જોરથે ચલાવ્યો છે અને છેવટે સંસ્થાના કાર્યને ખાતર જરૂર પડી ત્યારે જ તે બોજો સંસ્થાને માથે પડવા દીધો છે. એને પણ કરજ તરીકે જ

માનું છું. અનેકો આ વાત જાણે છે; પણ જ્યાં ખુશામત અને અંધશ્રદ્ધાની જ આધીનતા છે, ત્યાં એક તરફ ભગવાંધારી ભિક્ષુને ફરજથી અન્નવસ્ત્ર મેળવી નિભાવવું પડે એમાં નવાઈ નથી..."

ઠેઠ ૧૯૧૨ની વાત છે. એક ગૃહસ્થે સ્વામીજીને અંગત ખર્ચ માટે ૧૦) રૂપિયા મોકલ્યા. સ્વામીજીએ જવાબમાં લખ્યું: "રૂપિયા ૧૦) મળી ગયા છે. જાતના ખર્ચ માટે કોઈ પાસે જવાનું બનતું નથી એટલે દુઃખી થઈને પણ સંસ્થામાંથી મારે નામે ઉધરાવીને ખર્ચ ચલાવું છું. તેવા સમયે તમારી આ રકમે મને ઘણો સંતોષ આપ્યો છે." હજારોનો વહીવટ ચલાવનાર એમાંથી દશવીસ રૂપિયા લેતાં પણ કેટલો દુખી થતો તેનું આ ઉદાહરણ છે. એક સ્નેહીએ એકવાર સ્વામીજીને ઠંડીના દિવસોમાં ગરમ ઝભ્ભો મોકલ્યો. સ્વામીજીએ લખ્યું: "બાવાજીના ઝભ્ભા માટે આટલે વખતે પણ એક સજ્જન કાળજી કરનારો જાગ્યો એ આનંદની વાત....અત્યાર સુધી તો બીજી રીતે ગરમ ઝભ્ભાને ઓઢવાનું મળ્યા કરી ચાલેલું ખરું, પણ હવે 'સસ્તા સાહિત્ય' પર તે પ્રકારનો બોજો પણ પડવા આવેલો તે મટ્યો."

સ્વામીજીની માન્યતા હતી કે: "મારો સંબંધ સ્વામીત્વનો નહિ પણ સેવકનો આ કાર્ય પરત્વે છે. માસિક દસપંદર રૂપિયાનો ખર્ચ પાછળ કેટલા વખતથી અન્નવસ્ત્ર બદલનો સંસ્થા પર પડતો આવ્યો છે, એ પણ મનથી ઠીક નથી લાગતું, પરંતુ ખાતાના જ હિતની અમુક બાબતોને ખાતર મારે મન મારીને પણ તે પ્રકાર ચાલવા દેવો જ પડે છે."

×

"અખંડને શરીરના નિર્વાહ માટે ખાતા પર ખાતાના હિતને ખાતર નાખવો પડતો બોજો નથી જ ગમતો. પણ તેની સાથે અમુક અમુક પાસેથી નાણાં માગી લઈને તે વાત ચલાવી લેવાનો વચલો માર્ગ પણ મળતો નથી. વચલું પગથિયું જ જાણે અખંડની પ્રકૃતિમાં ચણવાનું વિધિ ભૂલી ગયો છે, જેથી બીજા માર્ગ તરીકે–બીજા પાસેથી માગીને મેળવવાનો માર્ગ તરીકે–ટુકડા જ ઠીક લાગે છે, પણ—

ગૃહસ્થી કેરા ટુકડા, લાંબા લાંબા દાંત,
પચે પ્રભુભજનથી, નહિ તે કાઢે આંત.×"

એટલે એમણે એ ટુકડા ખાધા તો ખરા, પરંતુ એ માગીમાગી ખાવાથી મરડો થયો એટલે નવો માર્ગ સ્વીકાર્યો. મહિના-બે મહિનાનો વીશીખર્ચ અમુક અમુક પાસેથી મેળવવાનો વચલો માર્ગ પણ અનુભવી જોયો.

સ્વામીજીમાં સાચા સંતનું એક લક્ષણ પોતાના દોષો જાહેર કરવાનું હતું. એમણે બીજાની વિરુદ્ધ જે કહ્યું કે લખ્યું હશે, તે કરતાં હજારગણા વિશેષ પ્રમાણમાં પોતાની જાતની વિરુદ્ધ કહ્યું-લખ્યું છે. ગંભીરમાં ગંભીર બાબતો પણ એમણે છુપાવી નથી. મમતા જાગી ઊઠવાના ભયે જેમ કુટુંબીજનોથી તેઓ દૂર રહેતા હતા, તેમ મોહ અને વાસના જાગવાની બીકે તેઓ સ્ત્રીસમાજથી દૂર રહેવાનું પસંદ કરતા. પોતાનું રહેવાનું સ્થળ એવું રાખતા કે જ્યાં સ્ત્રીઓની અવરજવર ન હોય. એમને એકાંતે મળવું પડે એવા પ્રસંગો તેઓ ઉપસ્થિત જ ન થવા દેતા આટઆટલી કાળજી છતાં સ્વામીજીના જીવનમાં સ્ખલનના બનાવો બની ગયા હતા. સ્વામીજી યાત્રા અને સંતસમાગમ માટે બહાર ફરતા, તેમાં કેટલા યે એવા પ્રસંગો બની ગયા છે, કે જ્યારે એમણે કઠોર રીતે પોતાના સંયમને શોભાવ્યો છે. એકવાર અજાણતાં તેઓ વામમાર્ગીઓના અખાડામાં પણ જઈ ચઢેલા. અર્ધી રાત્રે સ્ત્રીએ આવી એમના પગ પકડ્યા, સ્વામી ઝબકીને જાગી ગયા અને તે જ ક્ષણે ત્યાંથી નાસી છૂટ્યા. એમણે પોતાનાં સ્ખલનો વિશે ખુલ્લા દિલે એકરાર કર્યો છે. તેમા પણ લખ્યું છે કે 'પ્રભુએ તો સેંકડો વખત બચાવ્યો હશે.' સ્વામીજી આવી બાબતો કદી ચર્ચતા નહિ એ વિશે બીજી માહિતી પણ મળી કે નહિ. એમણે પોતે જ જે લખ્યું છે તે એમની સાચી સ્થિતિને પ્રગટ કરનારું છે. તેઓ એક જગ્યાએ લખે છે:

× આંતરડું.

"આ સેવકથી આ આશ્રમમાં પણ સં. ૧૯૬૨–૬૩માં બેચાર વ્યભિચાર થઈ ગયા છે. પ્રભુએ તો સેંકડો વખત બચાવ્યો હશે. પ્રભુએ ઉપલા ગુના માફ કર્યા છે; પણ હરિજનો તથા સંસારીજનો પણ એ પાપો જાણે અને ક્ષમા કરે. તથા પોતાના ગુના પણ જાણતાં શીખે, કબૂલતાં શીખે એટલા માટે જ આ સેવક આમ જાહેર કરતો ચાલે છે."

બીજી એક જગ્યાએ તેઓ નોંધે છે: "ગયા અષાડમાં–ગામ ગયો હતો. જાણું છું કે ત્યાં અનેક બીજપંથી સ્ત્રીપુરુષ હોય છે. પણ ઉમદા ભજનકીર્તન મને એવો સમાધિમય અંતરમુખતાની આત્માનંદમય બનાવી દે છે, કે તેવા પ્રસંગો તરફ બહુ જ આકર્ષણો રહ્યા કરે છે. ગામે પણ વખતોવખત એ હેતુથી જાઉં છું. પણ આ વખત ગમે તેટલી સાચવણી અને દૂર રહેવાપણું છતાં પણ એવા સંજોગો આવી પડચા હતા કે બચવું મુશ્કેલ; પરંતુ પ્રારબ્ધયોગે કંઈક એવું બન્યું કે વૃત્તિ અંકુશમાં રહીને બચાવ થઈ ગયો. ગમે તેટલા વિરક્તિના સંયોગમાં રહેનારને પણ જિંદગીમાં જે થોડાઘણા પણ આવા સંયોગ મળવાના જ. પણ દીર્ઘકાળની સુસેવિત દોષબુદ્ધિ અને આંતરબળનો પ્રતાપ પણ એવો હોય છે, કે એક યા બીજી રીતે બચાવ થઈ જ જાય છે. આ શરીરને એવો તો પાંચેક વખત બચાવ મળી ચૂક્યો છે!"

ઈ. સ. ૧૯૨૭માં એમની નોંધમાંથી નીચેના શબ્દો મળે છે:

"સેવક પણ તેવા ખાડામાં પડી ચૂકેલાઓમાંનો જ એક છતાં છેલ્લાં બાર વર્ષના બ્રહ્મચર્યને લીધે તે આ બાબત સ્પષ્ટરૂપે અનુભવી શકેલ હોવાથી જ આટલા આગ્રહથી (બ્રહ્મચર્ય વિશે) ભલામણ કરે છે."

પોતાનાં સ્ખલનોનો એકરાર કરવા માટે કેવા મહાન આત્મબળની જરૂર પડે છે, તે તો સંતમહંતો જ સમજી શકે. જ્યારે પ્રતિષ્ઠાના શિખર ઉપર તેઓ બેઠા હોય; સામાન્ય જનતા એમની ચરણધૂલિ લેવા ઝંખી રહી હોય; હજારો લોકો એમના દર્શનથી

પોતે પાવન થાય છે એમ માનતા હોય; એવે વખતે જે પોતાના દોષોનો એકરાર કરે તે કેટલું મોટું જોખમ ખેડે છે એ સમજવા જેવું છે. કોઈ પણ વ્યક્તિ જ્યારે કોઈ પ્રકારનું જોખમ ખેડવા તત્પર થાય છે, ત્યારે તે કરતાં પણ ઘણો મોટો લાભ મેળવવાની એના દિલમાં ઝંખના હોય છે. સંતો જ્યારે આવું જોખમ ખેડે છે, ત્યારે તેમના અંતરના જગતમાં પ્રતિષ્ઠા અને પૂજા કરતાં ઘણા ઊંચા અને મોટા લાભો મેળવવાની ભાવના પ્રગટી હોય છે. સ્વામીજીએ જ્યારે એકરાર કર્યો, ત્યારે એમના આત્માએ જે આનંદ અનુભવ્યો હશે, તે આનંદ કદાચ જીવનની કોઈ પળે એમણે અનુભવ્યો નહિ હોય. ભવસાગર તરી જવા માટે તે દિવસે તેઓ હળવા બન્યા હશે. આ એકરારની સાથોસાથ એમના સમયનું જે દર્શન થાય છે–કઠોર બ્રહ્મચર્ય વિશે જે જાણી શકાય છે, તે જો ધ્યાનબહાર રહે, તો સ્વામીજીને ઓળખવામાં ગંભીર ભૂલ થાય.

સ્વામી આમ તો કર્મયોગી હતા એટલું એમની પ્રવૃત્તિ ઉપરથી જાણી શકાય છે; પરંતુ એમના અંતરની સ્થિતિનો જ્યારે પરિચય કરીએ છીએ, ત્યારે એમ લાગે છે, કે સૌથી મોટો યોગ ભક્તિનો હતો. પ્રભુનું સ્મરણ કરતાં, ભજન સાંભળતાં, કથાશ્રવણ કરતાં એમનું ચિત્ત દ્રવી જતું અને આંખમાંથી અશ્રુધારા વહેવા લાગતી. ભગવાનનું નામ લેતાં તેઓ હર્ષાવેશમાં આવી જતા તે એમના પોતાના શબ્દોથી જ જાણીએ:

"અત્યારે રામકૃષ્ણકથામૃત ભાગ બીજો હાથમાં આવી જતાં બીજું કામ આવતું હતું, તેની વચમાં જ તે ખોલવાનું મન થઈ ગયું. અને પાનું ૩૨૭મું હાથમાં આવી ગયું. 'જ્યાં નરેન્દ્ર કરેલું અદ્ભુતગાન' એ હેડિંગ જણાતાં વાંચવા મન થઈ ગયું. આખું પ્રકરણ વાંચ્યું. કેટલાક ભાગ બહુ ગમવાથી બેત્રણવાર વાંચી દરેક વખતે બહુ રોયો." સંસારી રડવા કરતાં આ રડવું જુદું હોય છે.

*

"હૃદયમાંના દોષોની માહિતી તથા ઉપચારોનું અવલંબન બહુ જ જરૂરી છે. શુદ્ધિ થઈ ચૂકી છે. સારી જેવી પણ હજી એ મુદ્દામ શ્રદ્ધા ખાસ બાકી છે. રોગ જેવા, ઢેફા જેવા એકવાર બનવું જોઈએ. મજનું જેવો ઇશ્ક પ્રભુ તરફ થવો જોઈએ. વિયોગનાં આંસુ વહેવાં જોઈએ. અને નહિ તો સાક્ષાત્ ગૌરાંગ, વિષ્ણુ કે કૃષ્ણ તમારી પાસે આવીને રહસ્ય કહે, તોપણ તેમને કે તે રહસ્યને ઓળખી સમજી શકાશે નહિ.

"પણ કોઈનો સદાકાળ સંબંધ રહી શકતો જ નથી; માટે સમજણ લાવી વિચાર કરી, દુઃખને રોકવું એ જ પુરુષાર્થ છે. જૂનાં લૂગડાં બદલી નવાં પહેરવા સારુ માણસ ઓરડીમાં જાય તેવું જ સમજવાનું છે. બીજું વધારે સારું શરીર પહેરી પાછું જગતમાં વધારે કામ અને વધારે આનંદ માટે આવવાનું હોય છે.

*

"ભગવાન આગળ આવવા (ભેટવા) સારુ જ પાછળ રહે છે, કેમ કે હથોડાને એરણ સાથે જ્યારે બહુ જ જોશથી-પ્રેમથી જઈને ભેટવું હોય છે, ત્યારે પાછળ જ જાય છે. લુહારના હાથમાં હથોડો પાછળ જવા પછી જ જોશથી જઈ એરણને અથડાય છે. એના સાધનરૂપ થવાય તેટલું જ નહિ પણ તેથી સોગણો એ આપણો થાય છે.

*

"ગાડી ક્યાંની ક્યાં નીકળી ગઈ! બંદાનું તો આવું જ હોય છે. મેલા ને વળી પાછા ઘેલા! માંડી તો રહ્યો અખંડાનંદ (પરમાત્મા); પણ એમાં સપાડું કોનું? બધે ય રહ્યો છે તેમ અહીં પણ છે. રહ્યો છે એને આ મનજીભાઈ કહે કે 'હું છું, હું છું' એ જૂઠાણું જ્યારે નીકળી જાય અને એને ઠેકાણે 'તે છે, તે છે' એમ થઈ જાય એટલે બસ!"

*

ભજનોની રમઝટ ઊલતી હોય, ત્યારે તેઓ ડોલવા લાગે અને

તાલ આપવા લાગી જાય. પ્રીતમના મહિના સાંભળવાનો એમને ભારે શોખ. સાંભળ્યા પછી એનું રટણ ચાલતું જ હોય. એવી આંતરિક અવસ્થામાં કોઈ આવે તો જે સાંભળ્યું છે તે સંભળાવીને જ સંતોષ માને. પ્રીતમદાસજીની આ કડીઓ એમને બહુ પ્રિય હતી:

"વાયુને ખોળે વંટોળિયો, એમ ઈશ્વરને જીવ;
વસ્તુ વિચારતાં એક છે, રામસૂત્ર સદૈવ.

*

અષાડે અમરીત તણા, વરસે છે વરસાદ;
હરિહરિ સઘળે થઈ રહ્યું, સ્થાવર જંગમ જાત.

*

કોર કિનારો પાળી નહિ, નહિ આવરણ ને આડ;
એક ચિદાનંદ જોઈને, છળ વિદ્યા છાંડ.

*

આ સોહં લીલા અખંડ છે, નીરખી નિર્ધાર;
બોધ વળ્યારે આનંદના, સુખસિંધુ અપાર."

*

કોઈ કોઈ વાર ભજનમંડળીમાં છાનામાના એક ખૂણામાં તેઓ બેસી જતા. સાથે કામળો લઈ જાય. કોઈ પ્રસંગે અંતરના તાર ઝણઝણી ઊઠે ત્યારે કામળો માથે ઓઢી લે અને મોકળે મને આંસુ સારવા લાગે.

ભજનો સાંભળવાનો શોખ કોઈ કોઈ વાર તો છેલ્લી કક્ષાએ પહોંચી જતો. એકવાર એક સારા મોચી ભજનિકનાં ભજનો પસંદ પડી ગયાં અને તેને આ અતિ કરકસરિયા સ્વામીજીએ માસિક ૪૫) રૂપિયાના પગારથી ભજનો ગાવા માટે રોકી લીધો. એકવાર તેઓ ગિરનાર ગયેલા. સાંભળ્યું કે રાજ્યની ગાનારી મીરાંનાં ભજનો બહુ સારાં ગાય છે. સ્વામીજીએ ભજનો સાંભળવાની વ્યવસ્થા કરી અને ભજનમંડળી જમાવીને ધરાઈધરાઈ ભજનો સાંભળ્યાં. એ ગાનારીને ભોળા સ્વામીએ 'ભારતનાં સીરત્નો'નું પુસ્તક ભેટ

આપ્યું અને કહ્યું "આ બધાં ભજનોની નકલ કરીને મોકલશો તો તેનો ઉપયોગ કરીશું."

જૂનાગઢમાં મહાશિવરાત્રીના મેળામાં તેઓ ગયેલા. સાધુસંતોનો સમાગમ કરતાં એક દિવસ તેમણે આખી રાત ભજનો સાંભળ્યાં અને જે સારાં લાગ્યાં તે ઉતારી લીધાં. કોઈએ પૂછ્યું 'આ બધું શા માટે લખી લો છો સ્વામીજી!' એને જવાબ મળ્યો "મેં તો રસથી સાંભળ્યાં, પણ આ વાંચવાસાંભળવાનો બીજાને પણ લાભ મળે તેટલા સારું છપાવી લેવા ઇચ્છું છું."

એકવાર તબિયત ખરાબ હતી. ભજનની ધૂન મગજમાં આવતી હતી. કોઈએ આવીને પૂછ્યું 'તબિયત કેમ છે?' સ્વામીજીએ જવાબ આપ્યો "એને શું થવાનું છે? એ તો પંચ તત્ત્વમાં મળી જશે. બીજી સારી વાતો કરો!" ભગવદ્ભક્તિની ધૂનમાં હોય ત્યારે કોઈ વ્યવહારની વાતો કરતા બેસી રહે તો કહી દે કે 'હવે પધારો, સમય બહુ થયો.'

સ્વામીજી જ્યારે માંદા પડતા, ત્યારે આ વૃત્તિ વધારે બળવાન થઈ જતી. તેમાં યે જ્યારે લકવાની છેલ્લી બિમારીમાં સપડાયા ત્યારે તો પોતાનો સમય ભજન સાંભળવા પાછળ ગાળતા. અપંગ હતા. તોયે જેમતેમ કરી, જુદીજુદી ભજનમંડળીઓમાં પહોંચી જતા. આંસુ સારી આત્માનો મેલ ધોઈ આવતા. મનોવૃત્તિ દિવસેદિવસે ઈશ્વર-ભક્તિ તરફ વળતી જતી. વેદાંત અને બ્રહ્મજ્ઞાનની વાતો એમને પસંદ પડતી નહિ. તેઓ ભક્તિ વિના બધું નકામું એમ બોલતા અને એમાં જ મસ્ત રહેતા.

સ્વામીજીએ 'સસ્તું સાહિત્ય'ની પ્રવૃત્તિ હાથ ન ધરી હોત, તો એમના જેવું ભાવનાશીલ હૃદય ભજનોમાં જ આરામ પામી શક્યું હોત એમ લાગે છે. લાગણીપ્રધાન સ્વભાવ, પ્રભુપ્રત્યેની શ્રદ્ધા, પછી ભજન જેવો આનંદ બીજે ક્યાંથી મળી શકે?

×

## [ ૧૩ ]

## સંન્યાસની શોભા.

**સ્વામી**જી લખે છે: "ગૃહસ્થાશ્રમમાં ઘરનું કે ધંધાનું કામ થતું તેના કરતાં વધુ સ્ફૂર્તિથી, વધુ કાળજીથી, વધુ મહેનતથી, વધુ આવડતથી 'સસ્તું સાહિત્ય'નું કામ ચાલે છે."

સામાન્ય રીતે જાહેરસેવાનાં કાર્યો એટલી નિષ્ઠાપૂર્વક થતાં નથી જેટલી નિષ્ઠાપૂર્વક અંગત સ્વાર્થનાં કાર્યો થાય છે. કેટલાક માને છે, કે દુનિયામાં સમાનતા અને સમાજવાદ સ્થાપી જ ન શકાય; કારણ કે એમાં માનવીના અંગત સ્વાર્થને સ્થાન મળતું નથી. દુનિયાની વાત એક બાજુ રાખીએ; પરંતુ જાહેરજીવનની વ્યક્તિઓનું અવલોકન કરતાં આ વાત સાચી લાગે છે, જાહેરસેવકોમાંથી કેટલા ઓછા માણસો પોતાની સંપૂર્ણ શક્તિ જાહેર સેવા માટે ખરચતા હશે! નિઃસ્વાર્થભાવે જેટલી શક્તિ ખરચાય તેટલી તેની વિશેષતા ખરી જ, જાહેરનું એટલે કોઈનું નહિ એવું ઘણે સ્થળે આપણને જોવા મળે છે; પરંતુ જે સેવકોમાં કંઈક અસામાન્યતા હોય છે, તેમનામાં મોટામાં મોટો ગુણ નિઃસ્વાર્થ કર્તવ્યપરાયણતાનો નજરે પડે છે. સ્વામીજી તો લખે છે, કે ગૃહસ્થાશ્રમ જેટલું જ કામ તેઓ કરે છે; પરંતુ એમના જીવનનું અવલોકન એમ બતાવે છે, કે આટલો પરિશ્રમ, આટલી ચીવટ, આટલી કરકસર એમના પોતાના ધંધામાં

પણ એમણે ન રાખ્યાં હોત. તેઓ પોતે જ કહે છે. ' ધનની કમાણી માટે શેઠશાહુકારોની દુકાનો તેમ જ કારખાનાં ચાલે છે. તેમાં સુદામ માણસો વગેરે છૂટથી રખાય, માલિક માથે કામનો બોજો કે ચિંતા આવે નહીં અને તેમ છતા પણ કમાણી થાય, આવું હોય તો જ ધનવાનો તેવી દુકાન કે કારખાનું ચલાવે છે. આ સંસ્થામાં તેવો હેતુ છે નહીં; પરંતુ દેશની ગરીબાઈને ખાતર પુસ્તકો જેમ બને તેમ સસ્તાં કઢાવવાનો હેતુ રહેલો છે. એટલે દરેક રીતે કરકસરથી કામ લેવું પડે છે. આથી કરીને મોટા પગારના માણસો રાખવા પોસાય નહીં તેમ ખાસ જરૂર કરતાં વધારે સંખ્યા પણ રાખી શકાય નહી. આમ હોવાથી જાતે દરેક બાબતમાં દેખરેખ તેમ જ વિચારમાં રહેવું પડે છે. આવી સ્થિતિને લીધે સાહિત્યના કામ ઉપરાંત એવોતેવો બોજો એટલો રહે છે, કે જેથી સંસ્થાના પોતાના કામ તરીકે કરવા જેવું ઘણુંક કામ જોઈએ તે વખતે બનતું નથી. તેમ જ કેટલીક અગત્યની બાબતો સમૂળગી પણ બાજુએ રાખવી પડે છે–મારી વાળવી પડે છે"

તેઓ કામથી થાકી જતા અને માંદા પડતા, છતાં કામ તો છોડતા જ નહિ નિકટના માણસોને તેઓ કહેતા: "આ શરીરનું તો હવે અહીં કાર્યાલય સાથે જ પ્રારબ્ધ જોડાયેલું દેખાય છે. મગજ ખસી જાય કે શરીર પડી જાય, ત્યાં સુધી તેને બીજો રસ્તો સૂઝનાર નથી–મળનાર નથી અને જે પરિણામ આવે તે જ શરીરની સાર્થકતા દેખાય છે એવા પરિણામોમા છેલ્લે દરજ્જે પહોચવા અગાઉ જે માનસિક અને શારીરિક દુર્દશા અનુભવવાની હોઈ શકે તેનો ભય લાગે છે, પણ તેથી જ કોઈ પાપોનો ક્ષય થનાર હશે એમ ધારી પ્રભુમા શ્રદ્ધા છે જયારે જયારે સત્ય અભેદ સિદ્ધાંતને યાદ લાવુ છુ ત્યારે તો એ બધું હસવા જેવું જ લાગે છે"

પોતાની પ્રવૃત્તિ વિશે એમનામા અવિશ્વાસ કોઈ દિવસ પ્રગટ્યો નહોતો, પરંતુ શરીર ઉપર રોગના કે કોઈ અકસ્માતના હુમલા થતા, ત્યારે આ બધુ કામ અટકી પડશે એવું એમને લાગી જતું.

એમ સમજીને માગણી કરનારાઓ વધી જાય. વળી ભોળો માણસ સમજી પ્રપંચની રીતો ચલાવનારા પણ ઘણા મળે; માટે એ ખટપટ સહેવી પડે નહિ એ એક લાભ છે. અને બીજું એ કે ગાયત્રીમાં જ્યાં જેના પત્યે પ્રકાશની પ્રાર્થના છે તેની જ પ્રેરણાથી, કૃપાથી અને શક્તિથી આ સેવક દ્વારા કોઈ પણ શુભ અને હિત થાય છે, એ પણ નિઃશંક છે. એટલે ઉપર મુજબ લખવાબોલવામાં આ સેવક સચ્ચાઈ પણ વિશેષ સમજે છે."

સ્વામીજીની પ્રભુ ઉપરની શ્રદ્ધા અપાર હતી. તેઓ પુરુષાર્થ કરવામાં કચાશ રાખતા નહોતા; પરંતુ એમનું અભિમાન એમના દિલમાં કદી પ્રગટતું નહિ; કારણ કે હજાર આફતોની વચ્ચે એમની સંસ્થા જ્યારે ક્ષેમકુશળ પ્રગતિ કરતી, ત્યારે તેઓ તેમાં ઈશ્વરી સંકેત જ જોતા. એમને સતત એમ લાગ્યા કરતુ કે આવી સંસ્થા ચલાવવા માટે જે યોગ્યતા હોવી જોઈએ, તે પોતાનામાં નથી અને છતાંય સંસ્થા તો પ્રતિદિન પૂરઝડપે વિકસતી જ જાય છે. આ બધુ પરમાત્માની કૃપા વિના થઈ જ ન શકે. કોઈ સાથી એમને ભાન કરાવે કે તમારા પુરુષાર્થનું આ ફળ છે અને તમારે આમ કરવું જોઈએ, તેમ કરવુ જોઈએ કે અમુક માણસનો સાથ શોધવો જોઈએ, ત્યારે તે જવાબ આપે. "સર્વજ્ઞ, સર્વેશ્વર, સર્વશક્તિમાન પ્રભુએ આ સંસ્થાનું યોગક્ષેમ વહન કરવા કબૂલાત આપી છે. આથી વધારે કૃપાળુ, આથી જબરો, આથી વધારે વિશ્વાસપાત્ર આ સંસારમાં બીજું કોણ હોય? એણે આ સેવક જેવા નાચીજ બંદા ઉપર પણ નિધા ઘણીઘણી રાખી છે. તમે પણ બને તેટલા તેના પ્રત્યે વધારે શ્રદ્ધાળુ અને વધારે પ્રાર્થી બનજો..."

સ્વામીજીના સ્વભાવમાં એક વિશિષ્ટતા એ હતી, કે કોઈ એમના ઉપર પ્રહાર કરે ત્યારે એમનું મસ્તક વધુ ઊંચું બને, ક્રોધનો ફૂંફાડો પણ પેદા થાય; પરંતુ કોઈ એમની પ્રશંસા કરે, ત્યારે એમનામાં પોતાની અયોગ્યતાનું ભાન હજારગણા જોરથી જાગી ઊઠે. કોઈએ એમને કહ્યું, કે આપ જગતમાં અજોડ છો, ત્યારે એમણે જવાબ

આપો: "અખંડાનંદ જગતમાં એક જ છે. એવું તેવું હવે પછી મેં કરીને લખતા નહિ. ઉપાધિભાવે એવાએવા હોંશિયાર ને મહેનતુ પડેલા છે, કે આ શરીર કાંઈ લેખામાં નથી. માટે એવી વાત મને સાંભળવી ગમતી નથી. આત્મભાવે બહુ વિશેષતા, પૂર્ણતા અને એકતા છે, પણ તે તો સર્વની છે ને સર્વ માટે છે. ને સર્વ પણ તે એક જ છે; એટલે એમાં પણ વખાણ કે નિંદા કરવાપણું નથી. ગુણ ગાઓ, વખાણ કરો તો તે પ્રભુનાં જ કરો કે જેના રોમેરોમમાં અખંડાનંદ તો શું પણ બ્રહ્મા, વિષ્ણુ જેવા લાખો-કરોડો પડેલા છે."

ગુજરાતના વિચારક શ્રી. કિશોરલાલ મશરૂવાળા ઉપરના પત્રમાં પણ એમણે આવી જ મનોભાવના વ્યક્ત કરી હતી. "હજી યે આ પાંચ કિલ્લાવાળી જેલ ભોગવવાનારી સજા (પ્રારબ્ધ) વધુ છે? વધુ હોય તોપણ શક્તિ, પ્રકૃતિ, યોગ્યતા ઇત્યાદિની છત આ સેવક જેવા પાસે ક્યાં છે?

" . એક વાત ભાઈ, તને કહી દઉં છું. એક ક્ષણ માત્રને માટે પણ કોઈ વાતથી કે કલમથી બંધાવાની સત્તા આ સેવક પાસે નથી! છતાં કોઈ વાર એ વાત પણ ભૂલી જવાય છે, જીભ અને કલમમાં "

સેવાર્થે નજીક આવનાર પ્રત્યે સ્વામીજી કેટલો હર્ષ અનુભવતા તેના નમૂના નીચેના બે પત્રો ઉપરથી મળી શકશે. (૫-૧૧-'૨૦)

"આપ (શિવપ્રસાદ બારાવાળા) સ્ત્રીવિભાગનું કાર્ય સ્વીકારવા લખો છો, એથી મને અત્યંત હર્ષ થયો છે. પ્રિય બંધુ! કેવા સંજોગોમાં કેવું અને કેટલું કામ અલ્પ યોગ્યતા પર આવી પડ્યું છે અને તેથી તે કેટલો બોજો આપે છે એ લખવું મને અયોગ્ય ભાસે છે. અને તેમાં પણ કાંઈ ઈશ્વરી આનંદનો અંશ અનુભવગમ્ય થતો જતો હોવાથી હવે ફરિયાદ શાની છે, એમ રોદણાં રડવાનું ઠીક નથી લાગતું; પણ માત્ર કાર્ય ઓછું જ કરી શકાય છે અને

કરવા લાગનાર પુરુષો નથી મળતા એ બાબત ડંખ્યા કરે છે, જેથી ધારેલ કામો કયારે થઈ શકશે એ બાબતનું અનિશ્ચિતપણું ચિત્તમાં આવતું હોય, એવા સંજોગોમા આપ જેવાની અમુક કાર્ય સ્વીકારવાની 'હા' મને કેટલી શાંતિ આપતી હશે તે સમજી શકો તેમ છો."

"આપશ્રીને પત્રઉત્તર લખતી વખતે જેમ જેમ વાંચતો જાઉં છું તેમ તેમ હૃદય અધિકાધિક પ્રફુલ્લ થતું જાય છે. પ્રિય સ્વામીજી! આપ જે તૈયારી આ જનહિત બાબતો પ્રત્યે સૂચવો છો, એ બહુ જ અગત્યની મને લાગે છે. આપના હૃદયને આ પત્રથી જ કંઈક સમજી શકયો છું જો આપ યોગ્ય બનતે પ્રકારે સહાયક થાઓ, તો એક એકડામા બીજો ઉમેરાય. ૧+૧=૨ નહિ, પરંતુ ૧+૧=૧૧ થાય. સજ્જનોનું સમિલન સાધારણના સમિલન જેવું અલ્પ પરિણામી હોતુ નથી. અખંડ શરીર તો એકડા કરતાં મીંડાના નામને પાત્ર વધુ છે અને તોપણ શ્રેષ્ઠની સાથે મુકાતાં તે શોભા પામશે જ."

એકવાર સંસ્થાને એક જમીન બક્ષિસ મળવાના સયોગો ઉપસ્થિત થયા હતા. સ્વામીજીએ એ માટે માગણી કરવી કે નહિ તે વિષે ઠીકઠીક મંથન ભોગવ્યું. એમના સ્વભાવને તો એ રુચે એવું નહોતુ, પરંતુ સંસ્થાના હિતમાં નમ્ર બનવાનું જરૂરી જણાયું અને એમણે જે સજ્જનના હાથમાં આ વસ્તુ હતી તેમને એક પત્ર લખી નાખ્યો: "આવી સંસ્થાને તો આવી જમીન બક્ષિસ મળવી જોઈએ, પરંતુ કામના ઢોલ વગાડતાં, કે ભાઈસાહેબ ભાઈસાહેબ અથવા તો બીજી પેરવી કરવાનું ભિક્ષુથી બને નહિ, તેમ જ લોકોમાં હળવાભળવાની પ્રકૃતિને બદલે ખૂણે બેસી કામ કર્યા કરવાનું જ ધોરણ, એટલે આ ઓળખાણપિછાણનો પણ જોગ નહિ; એટલે આવા સમયમા મફત જમીન કે મકાન મળવું મારા જેવાને અશક્ય ભાસે એ સ્વાભાવિક છે.

"......સેવક તો ઉપાધિભાવે અત્યાર સુધી નીચે મુજબ કાર્ય

કર્યે જવામાં જ અધિકાર માનીને બીજા બાહ્ય સંજોગો તો કર્મના ગહન સિદ્ધાંતને અનુસરીને જ્યારે જેમ યોગ્ય લાગશે તેવા અને જનવર્ગનું પુણ્ય હશે તેવા મોકલી આપશે; એ જ શ્રદ્ધા પર સેવક રહેતો આવ્યો છે. આ શ્રદ્ધાને યોગે જ કદાચ આપની આ બાબત પણ પરમાત્માએ કરાવી હશે, જેથી આપને આ બાબતમાં તસ્દી આપવી એ પણ લોકસેવાના કાર્ય પૈકીનું જ એક કાર્ય માનીને આપને આ પત્ર લખવા પ્રેરાયો છું."

આ જમીન તો સંસ્થાને ન મળી, પરંતુ એવા દાન મળવાના બીજા પ્રસંગો ઉપસ્થિત થતા, ત્યારે તેઓ શા માટે પ્રયત્ન નથી કરતા તેનો ખુલાસો મિત્રો પાસે કરી લેતા. સ્વ૦ મોતીભાઈ અમીન ઉપરના એક પત્રમાં આવો ખુલાસો બહુ સ્પષ્ટ અને લાક્ષણિક રીતે તેમણે આપ્યો છે. તેઓ સ્વ૦ મોતીભાઈને લખે છે:

"સામાન્ય રીતે સંસ્થાઓ અને પરોપકારીઓ જેમ આવશ્યકતાનાં રોદણાં રડ્યા કરે છે અને જે રીતે પૈસા ખર્ચે છે, તેવું કરવાનું મને ગમતું નથી. અને પંડની મહેનત અને કરકસરનો જ માર્ગ ઈશ્વરે ખોલી આપેલો છે. તે રસ્તે આર્થિક સાધન ગોઠવાયું હોય તે કરતાં વધુ લાંબુંપહોળું વેતરી લાખોના ભોજવાળાઓ પાસે મદદ કરવા જવું પડી, ભેખને લજવવો, એ પણ ગમતું નથી. આમાં જે કંઈ પ્રકૃતિભેદ કે સિદ્ધાંતભેદ હોય તે ખરો. શ્વાન અને હાથી બન્નેને આહારની આવશ્યક્તા તો કુદરતી રીતે જ હોય છે. શ્વાન તો જરા પણ સંભવ હોય તેવે બધે ઠેકાણે ફરી પૂંછડી હલાવ્યા (યાચના કર્યા) કરે અને કોઈ કટકો નાખે તો પાછી બમણી હલાવે. હાથીની આગળ જઈ ટોપલો મેલવા છતાં પણ થોડીવાર તો તે તરફ ન ભાળતાં, આમતેમ સૂંઢ હલાવતો ઊભો હોય. મહાવત થોડીવાર પંપાળે, તે પછી જ ખાવા માંડે. 'સસ્તા સાહિત્ય'ની સંસ્થારૂપ હાથી આગળ ધરાવેલા હજારહજારના કેટલા યે ટોપલા તેણે શ્વાનવત્ પૂંછડી ન હલાવવાથી તે પાછા ઊચકી લેવાયા

છે. કેટલાક ટોપલા બીજાઓની પેઠે ગમે તેમ ખર્ચી નાખવાવાળાને જ સેવા ગમે એવા હતા તેને માટે ના પાડીને તેના અધિકારીઓ તરફ જ આંગળી બતાવી દેવામાં આવેલી છે."

દેશની દુર્દશાથી સ્વામીજીનું દિલ દ્રવી ઊઠતું. પોકાર કરી તેઓ કહેતા હતા: "હે ભગવાન, આંખોમાં પાણી આવી જાય છે. શું લખું? સોમાંથી જે થોડા ભણેલા અને ભણીને લોકોને કેમ લૂંટવા તે તરફ મંડી ગયેલા અને મંડી જવાના સંભવવાળાઓની જ સેવા અત્યાર લગી 'સસ્તું સાહિત્ય' દ્વારા થયા કરી. બીજા ઊતરતા વર્ગો તરફ તેમને ઉદાર બનવાનું તત્ત્વ એ સેવાના હેતુમાં પ્રાધાન્ય ધરાવતું હોવાથી જ એ સેવા ચાલુ રહી શકી છે. પણ અક્ષરજ્ઞાન નહિ ધરાવતો વર્ગ–જે વર્ગ ભણેલાઓ કરતાં તો દેવ જેવો જ કહી શકાય–સદ્‌ગુણ, સાદાઈ, નિર્લોભતા, શ્રમશીલતા, સ્વાશ્રય, આરોગ્ય, નીતિ, ઉત્પાદક શક્તિ, સરળતા વગેરે બાબતમાં અક્ષરજ્ઞાનશૂન્ય ખેડૂતો અને સ્ત્રીઓ ખરેખર ભણેલા અર્ધદગ્ધો કરતાં દેવ જેવાં જ છે–આ દેવતાઓની સેવા કરવાની કેટકેટલી રીતે અને કેટલી બધી જરૂર છે?"

એમની અસરમાં આવનાર અને આધ્યાત્મિક માર્ગે જવા ઇચ્છનાર એક યુવકને એમણે કહ્યું હતું: "ધારી લો કે એક કુટુંબ છે. તેમાં એક યુવક છે. ઘરમાં તેની મા ખાટલાવશ હોય, ને નાનાં ભાઈબહેનોની સંભાળ લેનાર કોઈ ન હોય. યુવકનો પ્રથમ ધર્મ શું છે? તેઓ સર્વની સર્વ પ્રકારે સેવા અને સંભાળ કરવી એ જ ને? ભારતવર્ષ–એને માતા સમજો. દુર્દશારૂપી ખાટલામાં તે સબડે છે. અજ્ઞાન, દીન, દુઃખી મનુષ્યો એ આપણાં નાનાં ભાઈબહેનો છે. (આ વાતને ઉપમા કે રૂપક રીતે ન સમજતાં વાસ્તવમાં જ તેમ જ છે. અજ્ઞાન અને વિપરીતતામાં ટેવાયાથી જ તેને તેવા અર્થમાં માણસો સમજી શકતા નથી.) તમને આ વાતની ખબર તો હશે કે મોક્ષ, પરમાત્મપદ, સદા માટે અનુપમ સત્ય, આનંદ,

ચૈતન્ય ઇત્યાદિ મહત્તાઓથી પરિપૂર્ણ સર્વ સુંદર મહાનમાં મહાને પદ-એની પ્રાપ્તિ કરનાર જ પોતા માટે અને બીજાઓના હકમાં પણ ઉન્નતિની ને પરોપકારની પરાકાષ્ઠાએ પહોંચી શકે છે."

સંસ્થાના આરંભકાળથી તે સ્વામીજીના મૃત્યુ સુધીનાં પાંત્રીશ વર્ષોમાં અનેક વેળા સ્વામીજીએ સંસ્થા સંકેલી લેવાના, નિવૃત્ત થઈ જવાના, બીજાને સોંપી દેવાના વિચારો સેવ્યા હતા. એમના સાથીઓ કહે છે, કે સંસ્થાની શરૂઆતનાં વર્ષોમાં એકવાર તો સ્વામીજી નાસી જવા તત્પર થયા હતા. 'મારે બાવાને વળી આ શી લપ?' એમ કહી એમણે કમંડળ ઉપાડ્યું હતું; પરંતુ થોડી જ વારમાં એમને ભાન જાગ્યું હતું કે 'હા, ઈશ્વરસ્મરણ થતું નથી એ ખરી વાત; પરંતુ આ કાર્ય પણ એ જ નથી તો બીજું શું છે?'

સ્વામીજીએ લખેલા પત્રો અને એમણે દર્શાવેલા છૂટાછવાયા વિચારો ઉપરથી સંસ્થાને આટોપવાના સંબંધમાં એમના દિલમાં પેદા થયેલાં મનોમંથનોનો ઇતિહાસ ૧૯૦૯થી ૧૯૨૮ સુધીનો તો એમના પોતાના જ શબ્દોમાં મળે છે. સંસ્થા છોડવી કે તેને સંકેલી લેવી એ સ્વામીજી માટે સહજ કાર્ય નહોતું. મા એના બચ્ચાને શી રીતે છોડી શકે? આવા પ્રત્યેક વિચાર સમયે સ્વામીજીનું અંતર ખળભળી ઊઠયું હતું. ઘવાયેલા અંતરની એ સ્થિતિનો સાચો પરિચય એમના પોતાના જ શબ્દોથી મળે એ ઇષ્ટ છે. અહીં એમના એ વિચારો સમયાનુક્રમે મૂક્યા છે.

૧૪મી માર્ચ, ૧૯૦૯

"આ કાર્યને ઉપાડી લેવા અને વધારવા તરફ દેશનું સદ્પ્રારબ્ધ હશે, તો થોડા વખતમાં કોઈ પણ સારા વિદ્વાન કે ગૃહસ્થનું ધ્યાન ખેંચાશે જ. અને તેમ નહિ જ થાય તો પછી વરસવંટોળ તે ખાતું વધુ ચલાવી ચાલુ કાર્યો તેટલા સમય સુધીમાં સારી રીતે

આટોપી લઈ પછી બંધ કરવા ધારણા છે.''

*

૨૨ જૂન, ૧૯૧૨

''...મૂળના ઉદ્દેશ જોગું કાર્ય થઈ ચૂક્યું છે. ભવિષ્ય માટે તેથી તેના વધુ લંબાવવાની આશા તુરતમાં દેખાતી નથી. સ્વહસ્તે જ તેને બંધ કરી સ્થાયી અને વ્યવહારુ યોજના લોકો પોતાની મેળે ચલાવી-નિભાવી શકે તેવી કરવા તરફ અને તે ખાતે ભવિષ્યનાં કેટલાંક વર્ષ ગાળવા તરફ નિશ્ચય વળતો જાય છે; તેથી સં. ૧૯૬૯ના વર્ષના લખાણુની સગવડ સવેળા કરાઈ ચૂકી છે, જે આ ચોમાસામાં છપાઈ જશે અને ૧૯૬૯ના શિયાળામાં આ કાર્યથી નિવૃત્ત થવા આશામાં છું.''

*

૧-૧૨-'૧૬

''...'એક માણસ તે શું શું કરે?' એ શબ્દો પણ તમારા મજેના છે. કરવાનું તો એટલું બધું અને તે પણ કલ્પનામાં જ લટકી રહે તેવું નહિ પણ ક્રિયાસિદ્ધ થઈ શકે એવું-મગજે વિચારી રાખ્યું છે, કે જેને માટે હજારો શરીર પણ ઓછાં પડે તેમ છે. દેશમાં શરીરો તો ત્રીસ કરોડ છે. પણ દુર્દશાની જ્યાં ત્યાં વ્યાપકતા એવા પ્રકારની છે, કે ઉચ્ચ કાર્યમાં કામ લાગે તેવાંનો દુકાળ જ છે. માત્ર સાહિત્યની દિશામાં જ જોતાં સારા રસોઈયા (ઉચ્ચ કક્ષાના મૂળ લેખકો નહિ તો અનુવાદકો પણ)ની જોગવાઈ દેખાય છે; તેથી અર્ધા પ્રમાણમાં સારા વ્યવસ્થાપકો દેશસ્થિતિને અનુસરતી રીતે નિર્વાહ કરી શકે તેવી કોટીના મળી આવે તો હાલના કરતાં દશ-વીશગણું કાર્ય થઈ શકવું બિલકુલ શક્ય છે. વ્યવસ્થામાં આ શરીરને હજી જે પ્રમાણમાં ભાગ ભજવવા પડે છે તેને લીધે હાલ

તો આ એક અંશ જ બાકીના નવ કે ઓગણીશ અંશોનું બળ ખાઈ જાય છે. તેમાં પણ હાલ કેટલુંક ખાસ કાર્ય કરવાનું ઠરવાથી ચરિત્રમાળા ૧૯૭૩ના વર્ષ માટે બંધ રાખવી પડી છે. એને લીધે સામાન્ય રીતે પણ જે બીજો કાર્યનો રહેતો, તે જેમ તેમ કરીને જ નભ્યે જતો હતો; અને બીજી મહત્ત્વની કેટલીક બાબતોમાં ધ્યાન ઓછું અથવા ન પણ આપી શકાતું. આથી એ માળા કદાચ સદાની બંધ પડેલી હવે રહે તોપણ નવાઈ નથી."

*

૨૬–૭–'૧૭

"...કદાચ અખંડનું શરીર કે મન આગળ ઉપર આ કામ ન ઉકેલી શકે એમ બને તો અખંડ વતીની સર્વ વિચારણા અને ઉકેલ કરવાની સત્તા આ સંસ્થાના સંબંધમાં તમને મળેલી સમજવી. અમૃતલાલભાઈ અને રણછોડદાસ તમારી સલાહને મારી સલાહ જેટલું જ વજન આપશે એમાં મને સંશય નથી. કદાચ એમ પણ બને કે ઠરાવ અને શરતો વગેરેમાં અખંડ ન પડી શકે ને જે કાંઈ જેમ કરવું ઘટે તેમ કરવાનું તમો વગેરેને થોડાકોની પૂરી મરજી પર પણ મુકાઈ જાય."

*

૧૭–૨–'૧૮

"સેવકની પોતાની પ્રકૃતિ અને હાલના ધોરણ તરફ જોતાં, સંસ્થાના વહીવટ વગેરેની બાબતમાં શામિલગીરીની કાંઈ પણ આશા આપી શકાય તેમ નહિ હોવાથી જણાવવાનું, કે 'જે સંયોગોમાં આ સંસ્થા મારે જે તે રીતે માંડી વાળવી પડે, અથવા ગમે તેને સોંપી દેવી પડે તેવા સંજોગોમાં તેમ કરવા કરતાં દેશને ઘટતી સૂચનાઓ સાથે તેને સંભાળી લેવાની તક આપવી અને તે બાબતમાં દેશ તરફથી આપોઆપ જે કાંઈ ઉત્તર કે અનુત્તર મળે, તેને અનુસરીને

ઘટતું કરવા માટે સંસ્થાને થોડાક દેશીજનોના હાથમાં સર્વસત્તા સાથે સોંપી દેવી, એ વધારે સારું છે.' એ જ સમજણથી આ ટ્રસ્ટ કરવાની ધારણા રાખી છે. માટે ટ્રસ્ટીઓએ પણ એક ચીજનો માલેક મરી ગયો હોય અથવા તો હંમેશનો ગાંડો થઈ ગયો હોય ને જેવી રીતે તે ચીજનું ટ્રસ્ટીપણું સ્વીકારવામાં આવે તેવી જ રીતે, સેવક તરફથી કે બીજા આગલા બે મેંબરો તરફથી કશી જ ફરજિયાત કામગીરીની આશા ન રાખતાં ટ્રસ્ટી થવાનું સ્વીકારવાનું છે અને સેવક સ્વતઃ ઇચ્છાથી કાંઈ કરી અથવા સૂચવી શકે તેમ હોય, તે પણ ઠીક લાગે તો જ સ્વીકારવાનું છે. ટ્રસ્ટીઓને પોતાની સંખ્યામાં જરૂર લાગે ત્યારે વધઘટ કરવાની તેમ જ નીકળી જવા ઇચ્છે તેને નીકળી જવાની સત્તા પણ રહેશે જ. ટ્રસ્ટ થઈ ગયા પછી બનતી સગવડે ટ્રસ્ટીમંડળની પહેલી સભા બોલાવવાનું રહેશે અને તેમાં મંત્રી, દેખરેખ રાખનાર, સંપાદક વગેરે વિશે જે કાંઈ ગોઠવણ થશે તે અન્ય સભ્યોને લખીપુછાવીને તે પછી જ તે મુજબ અમલ કરાશે. આમ થતાં સુધી મંત્રીત્વ સેવક ચાલુ રાખશે.''

*

૬-૩-'૧૮

"આણંદવાળા અંબાલાલ મોતીભાઈ પટેલ કે જેમણે ટ્રસ્ટીમંડળમાં જોડાવાનું કબૂલ કરેલું હોઈને તેમના ઉપર ટ્રસ્ટીની ભાવિ ગોઠવણ, તેમ જ વહીવટનો અને સંસ્થાની દેખરેખનો મોટો આધાર હતો. તેઓનું તે જ અરસામાં દિલગીરીભર્યું અવસાન થવાથી, તેમ જ અન્ય પણ બેએક સજ્જનોની તેમની ઇચ્છા છતાં ખાસ કારણસર હાલ તુરત ટ્રસ્ટી બનવાને અશક્ત જણાવાથી હાલ કેટલોક વખત ન છૂટકે ટ્રસ્ટ કરવાનું મુલતવી રાખવું પડ્યું છે."

*

૧૬-૪-'૧૯

"સંસ્થા માટે હજી કાંઈ ઉકેલ નથી આવ્યો. રંડાપો તો

રોકડો જ છે; છતાં જોઉં છું. સારા સ્વયંસેવક ઉપર જ ખપું રહે છે.''

*

"......આ સંસ્થાને મારા વાલીપણામાં મુકાયેલી એક દેવકન્યા                    ૧૬-૪-'૧૯
તરીકે મેં માની છે અને તે દેવાધિદેવના એક યઃકશ્ચિત્ સેવક તરીકે એ કન્યા યોગ્ય વર ને ઘરને વરાવવી હતી. અને ઘરવખરનો એકલો વર ભણુ જો ખાસ લાયક હશે, તો તેને માટે પણ એ ભિક્ષુ પાસે તો કંકુ ને કન્યા તૈયાર જ હતાં; કેમ કે યોગ્ય જોડાનો યોગ થશે તો પછી ઘર તો તુરત યા જરા વહેલુંમોડું બન્યા વિના રહી શકે જ નહિ એમ મારું માનવું છે. માટે......ઇત્યાદિ ગૃહસ્થ વર્ગ કે જેઓ આ કન્યાના ભાઈઓ ગણાઓ તેમને લગ્નની કંકોતરી મળે ત્યારે અથવા તો તે પછી મોજ આવે અને યોગ્ય લાગે ત્યારે જ એ જોડાને માટે આર્થિક પહેરામણી કરવી હોય તે કરવાની છે...મારા મન પ્રમાણે આ પ્રકારની આટલા વરસની સંસ્થાને એવી રીતે વેચીને પૈસા બીજા કોઈ કામમાં વાપરવા હોય, તોપણ આ કામ ઘોર કન્યાવિક્રયરૂપ છે. એનું તો દાન જ થવાનું, વિક્રય નહિ.''

*

''ઉપર જણાવ્યું તેમ ભવિષ્યમાં અમુક કોટીની વ્યક્તિઓની                    ૩-૫-'૧૯
જોડવણુ થશે, તો જ આ સંસ્થારૂપી કન્યા તેમને પરણાવવાનું પસંદ કરાશે અને તો જ તમો—જેવા અને બીજાઓના પૈસા એ ખાતે નાખવાનું હું તમો વગેરેને કહી શકીશ.''

*

ભિક્ષુ સેવકને ઉછેરવા સોંપાઈ હતી. બાર ઊતરીને તેરમું વરસ હવે બેઠું કે બેસશે. કન્યાકાળની ફિકર નથી; પણ જગતનાં દરેક શરીર ઉપર ફરી વળેલા કાળચક્રની ફિકર રાખવી પડે છે, કે જેના પહેલાં પહેલા સંદેશારૂપે શ્વેત વાળ અને કૂતરું કરડવા દ્વારા અમુક નિર્બળતા તનમનમાં આવી ચૂકી છે. માટે આ કન્યા માટે લાયક વર અથવા તો વાલી શોધવાની ખાસ જરૂર છે. એને માટે ઉન્નતિપ્રદ ઘર બાંધવા માટે લાખો રૂા. નું કામ પડશે. તેનો ચાંલ્લો કરવા માટે અમુક ગૃહસ્થોની ઉદાર તત્પરતા જણાઈ ચૂકી છે. પણ વર મળ્યા વિના ઘરનો શો ઉપયોગ ? વર કે વાલી સારો મળશે તો ઘર તો કોઈ પણ રીતે તે ખડું કરી શકશે. એ વર કે વાલીરૂપ સ્વયંસેવકોના પરિચય–સહવાસ માટે ચારે દિશાઓ તરફ અમુક અમુક ઠેકાણે જવાની જરૂર છે...”

*

ઋષિકેશ, ફાગણ સુ. ૪ (સાલ નથી, ફાટી ગઈ છે.)

“થાય ત્યાં સુધી બેચે જવું ને ન ફાવે ત્યારે તરત બંધ કરી દેવું. શરીર પડ્યા પછી પણ જેવું ચાલે તેવું ચલાવવા માટે બીજાઓને સોંપવા કરતાં પાઈએ પાઈ આટોપીને અમુક નિર્ણિત દર્શાવેલાઓ માટે ને નિર્ણિત રીતે ખર્ચી લઈ આટોપી લેવાય. જેમની તાકાત પહોંચશે તેમને માટે સર્વ દરવાજા ને અનેક કામ નવે નામે ઉપજાવવા ખુલ્લા છે જ. અખંડનો કોણ વારસો આપી ગયું હતું ?... અંતઃકરણ કહે છે, કે હજી પણ કોઈ કેમ ન નીકળી આવે ? પણ એ તે સત્યનો અવાજ છે કે શેતાનનો ?...”

*

૨૧–૩–’૨૦

“વરરાજા થવા માગનારાઓનો તોટો નથી, પણ પસંદગીની

બાબતમાં ચુસ્તપણું એવું છે અને તે એટલું બધું જરૂરી માનેલું છે, કે હાલ નહિ તો બે વર્ષના પ્રયોગને અંતે પણ કદાચ સંસ્થાને બંધ કરવી પડે અથવા તો જેમ તેમ ચાલવા દેવી પડે તો નવાઈ નહિ. ખૂબ પૈસા, નામીચા વહીવટદારો અને દેખાવડાં મકાન તથા બંધારણુ-વાળી (ભૂંડના જેવી જાડી છતાં સત્ત્વવગરની) સાહિત્યસંસ્થાઓ પૈકી એકનો ઉમેરો કરવા જેવું પરિણામ આવે, તેના કરતાં બંધ પડે તેને જ હું વધુ પસંદ કરવાનો..."

*

૨૧–૮–૧૯૨૦

"સંસ્થા ચાલુ રહે અથવા આટોપી લેવાય એ મારે મન તો ખુલ્લી અથવા ઘડી વાળેલી હૂંડી જેવુ જ હોઈ ઉઘાડો હર્ષ કે શોક ઉપજાવી શકે તેમ નથી. એક પછી એક સંયોગો દેખાતા જાય છે; પરંતુ મનને સંતોષ થાય તેવું ન હોય ત્યાં સુધી જેમ તેમ જેને તેને સોંપી આપી કામ ચાલુ રાખવાનો લોભ નહિ હોવાથી તેવું બની શકતું નથી. સીતાને પરણી શકનાર રામ ન મળે તો તેણે કુંવારા જ રહેવુ ને તેવા જ મરવું સારું, પણ રાવણ જેવાની તો સામું પણ તે ન જ જુએ."

*

૧૨–૬–'૨૫

"પોતાનો જીવ ગયા પછી શરીરનું કેમ થશે એની જેમ કોઈને કશી ઊંડી ધાસ્તી રહેતી નથી, એવું જ એને માટે કોઈ વ્યક્તિ પસંદગીપાત્ર નથી નીવડી, ત્યાં સુધી આ સંસ્થાના ભાવિ માટે બેફાળજીપણું રહે એ પણ કુદરતી છે ....."

"કામ થોડું કરવું પણ સારી રીતે કરવું એ આ સેવકની નીતિ છે. 'સસ્તું સાહિત્ય'નું પ્રેસ અને વહીવટી કામ તથા સંપાદન

૧૯૨૮ સુધીનો આ ઇતિહાસ છે. સ્વામીજી સંસ્થા સંકેલી શક્યા નહિ, કોઈને સોંપી શક્યા નહિ, છેવટે એમણે નિશ્ચય કર્યો કે સંસ્થાને પરોપકારી માર્ગે વિસર્જન કરી દેવી. આ માટે દુનિયામાં કોઈએ ન લીધો હોય એવો માર્ગ એમણે લીધો. એમણે જોયું કે સંસ્થા લોકોની છે, સંસ્થા પાસે જે કંઈ મિલકત છે, તેના સાચા માલિક લોકો જ છે. સંસ્થાનો ઉદ્‌ભવ જનતાને જ્ઞાનનું દાન કરવાની શુભ વૃત્તિમાંથી થયો છે. તો આ સંસ્થાનો અંત પણ એ જ ઉદ્દેશની પૂર્તિ કરતાંકરતાં થાય છે. એમણે પુસ્તકો અડધી કિંમતે આપવાનો મહાન પ્રયોગ શરૂ કર્યો. આ માટે વધુ પુસ્તકો છાપવા બીજું મશીન પણ ખરીદ્યું. ધોધમાર પુસ્તકો નીકળવા લાગ્યાં. લોકોએ પણ હોંશેહોંશે એ વરસાદ ઝીલ્યો. પણ એથી સંસ્થા નિર્વાણ પામી શકી નહિ. એ તો વધુ પ્રાણવાન બની ગઈ, સ્વામીજીએ ઈશ્વરકૃપાનું એક આશ્ચર્ય જોયું અને સાત્ત્વિક આનંદનો અનુભવ કર્યો.

.

# વિવિધ ગ્રંથમાળાનો પૃષ્ઠમેળ : સં. ૨૦૦૩

'વિવિધ ગ્રંથમાળા' સંવત ૨૦૦૩ના ૩૬મા વર્ષમાં . અપાયલાં પુસ્તકોનો પૃષ્ઠમેળ નીચે મુજબ છે:—

| નામ | લેખક | પૃષ્ઠ | મૂલ્ય | ટ. ખ. |
|---|---|---|---|---|
| ૧ બાલભારત | પ્રફુલ્લ ઠાકોર | ૨૮૮ | ૧-૮ | ૦-૪ |
| ૨ અખંડાનંદજીના પત્રો | | ૨૪૮ | ૧-૪ | ૦-૨ |
| ૩ પ્રેમપંથ | ગાંધીજી | ૬૪ | ૦-૩ | ૦-૧ |
| ૪ ભારતીય સંસ્કૃતિ | કનૈયાલાલ મા૦ મુનશી | ૧૩૨ | ૦-૧૨ | ૦-૨ |
| ૫ ગુજરાતના સેવકો | ચંદ્રકાન્ત શાહ | ૧૧૬ | ૦-૧૦ | ૦-૨ |
| ૬ હરડે અને તેનો ઉપયોગ | ડૉ. રસિકલાલ પરીખ | ૬૪ | ૦-૬ | ૦-૧ |
| ૭ સ્તોત્રસંગ્રહ | શ્રીમત્ શંકરાચાર્ય | ૨૨૦ | ૦-૧૦ | ૦-૨ |
| ૮ નાનભટ્ટ બાપા | ડૉ. રસિકલાલ પરીખ | ૭૨ | ૦-૩ | ૦-૧ |
| *૯ પંચાંગ સં. ૨૦૦૪નું | જોશી હિમતરામ જાની | ૧૭૬ | ૦-૬ | ૦-૨ |
| ૧૦ ગીતાસાર | કાકા કાલેલકર | ૬૪ | ૦-૪ | ૦-૧ |
| ૧૧ ભિક્ષુ અખંડાનંદ | મોહનલાલ-સોપાન તથા જ્યોતીન્દ્ર દવે | ૪૮૦ | ૩-૦ | ૦-૫ |
| *૧૨ 'અખંડ આનંદ' માસિકનો ખાસ અંક | ૬॥×૧૦ના કદનાં પાન ૨૦૦ | ૩૫૦ | ૧-૪ | ૦-૨ |
| | | ૨૨૭૪, | ૧૦ ૬, | ૧-૯ |

ઉપર પ્રમાણે વિવિધ વિષયનાં અગિયાર પુસ્તકો અને 'અખંડ આનંદ' માસિકનો ખાસ અંક જે બધાનું મૂલ્ય એકંદરે પોસ્ટેજ સાથે ૧૧-૧૫-૦ થાય છે, તે માત્ર રૂા. ૬-૪-૦માં અપાયાં છે. અનહદ મોંઘવારીના વખતમાં પણ આટલા ઓછા લવાજમમાં ઉપર મુજબ ૨૨૭૪ પાનાંનું વાચન અપાયું છે, તે ઇશ્વરેચ્છા અને લોકપુણ્યને આભારી છે.

* આ પુસ્તકો ગ્રંથમાળામાં અપાતાં પુસ્તકોના પ"ક્રૌન"ના કદ કરતાં મોટા કદમાં પ્રસિદ્ધ થયાં છે અને તેથી એ પુસ્તકોનાં પાનાંની સંખ્યા ગ્રંથમાળાના કદના હિસાબે અહીં આપી છે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રકટ થનારું

# 'અખંડ આનંદ' માસિક

## લવાજમના દર

- વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦
- પરદેશ માટે રૂ. ૯) અથવા શિ. ૧૪)
- આ માસિક દ્વારા ગ્રાહકોને કદ છ ૬।।"×૧૦"નાં સુમારે ૧૬૦૦ પાનાંનું વાર્ષિક વાચન અપાશે.
- વર્ષની અધવચ ગ્રાહક થનારને વર્ષની શરૂઆતથી ગ્રાહક ગણીને પાછલા અંકો મોકલી અપાશે.

## સામાન્ય નિયમો

- આ માસિકનો પહેલો અંક વિજયાદશમીએ પ્રસિદ્ધ થશે અને તે પછી ડિસેમ્બર-૧૯૪૭થી દર મહિનાની પહેલી તારીખે માસિક નિયમિત પ્રસિદ્ધ થશે.
- એક અઠવાડિયામાં અંક ન મળે, તો ગ્રાહકે પોતાનો ગ્રાહક નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનતિ છે.
- સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો, કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.
- ગ્રાહકોને પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનતિ છે.
- ગ્રાહકો પોતાનું લવાજમ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ તથા કાલબાદેવી રોડ, હાથીબીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ-૨ માં ભરી શકશે.
- લવાજમ તથા વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર અમદાવાદના સરનામે કરવો.
- માસિકના લેખો વગેરે સબંધી પત્રવ્યવહાર સંપાદકઃ 'અખંડ આનંદ', ગુલબદાર, મેટ્રો સીનેમા પાછળ, બેરેક રોડ, મુંબઈ-૨ એ ઠેકાણે કરવો.

વ્યવસ્થાપક
'અખંડ આનંદ'
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

[૧૪]

## કેટલીક વિશિષ્ટતાઓ

સ્વામીજીએ પોતાના જીવનકાર્ય તરીકે 'સસ્તું સાહિત્ય'ની પસંદગી કરી લીધી હતી. એમની એકોપાસના કોઈને પણ પ્રેરણા આપે એવી છે; પરંતુ તેનો અર્થ એવો નથી, કે 'સસ્તું સાહિત્ય' સિવાય અથવા તો પુસ્તકપ્રકાશનની પ્રવૃત્તિ સિવાય બીજી કોઈ બાબતમાં તેઓ રસ જ લેતા નહિ. જાણવા અને સમજવાની દૃષ્ટિએ તો એમણે અનેક પ્રવૃત્તિઓમાં રસ લીધો છે. માત્ર કાર્યનિષ્ઠા 'સસ્તુ સાહિત્ય'ને જ અર્પણ થઈ ચૂકી હતી. જાહેર સભાઓમાં તેઓ અવારનવાર જતા અને કોઈને ખબર ન પડે એમ પાછળના ભાગમાં બેસી જતા. સાહિત્ય પરિષદોમાં તેઓ હાજરી આપતા હતા. એકવાર અમુક વ્યક્તિઓ તરફથી એમને 'સાહિત્યસેવા'ના પુરસ્કાર તરીકે સાહિત્ય પરિષદનુ પ્રમુખસ્થાન તેઓ લે, એવો પ્રયત્ન પણ થયો હતો; પરંતુ સ્વામીજીએ એ પ્રયત્નને તરત જ રોકી દીધો હતો. પ્રમુખ થવાની એમણે દૃઢતાપૂર્વક ના પાડી હતી. ગુજરાતની રાજકીય પરિષદોમાં પણ એમણે પ્રેક્ષક તરીકે હાજરી આપી છે. શ્રેય:સાધકોના સમારંભોમાં તેઓ જતા. એકવાર ખેડા જિલ્લાના સ્વયંસેવકોનું સંમેલન મળવાનું હતું, ત્યાં પણ એમણે હાજરી આપી હતી. વ્યાયામ

આંસુભરી આંખે એમણે નીરખ્યા કર્યું..

ખંભાતના ફૂલાશંકર મહારાજને સ્વામીજી ઉપર બહુ પ્રેમ હતો. ફૂલાશંકર મહારાજની વિશેષતા એ હતી, કે જ્યાં જ્યાં બે કુટુંબો વચ્ચે ક્લેશ ઊભો થયો હોય, અબોલા લેવાયા હોય, ત્યાં ત્યાં તેઓ જાય, કથાકીર્તન કરે, સહુને સમજાવે, સાથે જમે અને અંતરનો દ્વેષ ધોવડાવી નાખે. કથાકીર્તનમાંથી જે પ્રાપ્તિ થાય તે બ્રાહ્મણોમાં કે અનાથાશ્રમોમાં આપી દે. ફૂલાશંકર મહારાજ અને એમનાં પત્ની ઘણાં વર્ષોથી ફળાહાર ઉપર રહે અને સંયમનું પાલન કરે. એકવાર એમને અખંડાનંદજીની સેવા કરવાની ભાવના જાગી. તેઓ અમદાવાદ આવી સ્વામીજીને મળ્યાં. ખંભાતનાં હવાપાણી સારાં છે એમ કહી આગ્રહ કરી તેઓ સ્વામીજીને લઈ ગયા. માસ-દોઢમાસ રામનિવાસ-મંદિરમાં રાખીને ખૂબ તેમની સેવા કરી. એમનાં પત્ની મણીબા વૈદ્યની સૂચના પ્રમાણે બધી સારવાર કરતાં. મળમૂત્ર સાફ કરવાનું કાર્ય પણ તેઓ આનંદપૂર્વક બજાવતાં. ફૂલાશંકર મહારાજ કહેતા કે રાત્રે હું જ્યારે જાગું ત્યારે સ્વામીજી પથારીમાં બેઠા હોય, ધ્યાન કરતા હોય વિચારતા હોય. રોજ રોજ આ સ્થિતિ દેખાતી. સ્વામીજી જે ઓછાડ માથે ઓઢીને સૂતા તે ઓછાડ દરરોજ એમનાં આંસુથી તરબોળ બની ગયો હોય. નીચોવીએ તો પાણી પડે એટલાં આંસુ રોજ રાતે ભગવાનની વિરહવેદના ભોગવતાં તેઓ સારે.

સ્વામીજીની પાછલી અવસ્થામાં અંતરની વેદનાનું પ્રમાણ ઘણું વધી ગયું હતું. શરીરનાં દુઃખની તેમને પરવા જ નહોતી; પરંતુ ભગવાનનો વિરહ સહન થતો નહોતો. પ્રાણ જાણે પોકારતો હતો– 'અજહું ન નિકશે પ્રાણ કઠોર.' એમણે કોઈને દીક્ષા આપી નથી; પરંતુ ફૂલાશંકર મહારાજ જેવા અનેકને પોતાના ભક્ત તો બનાવ્યા જ છે.

સ્વામીજી ભારતીય સંસ્કૃતિના પ્રશંસક હતા. પરદેશીઓનું અનુકરણ એમને પસંદ નહોતું. સ્વભાષા પ્રત્યેનો એમનો પ્રેમ એટલો

બધા હતા, કે કોઈ ગુજરાતી અંગ્રેજીમાં બોલે તો તેઓ તરત જ ટકોર કરતા. એક પ્રતિષ્ઠિત સજ્જન એકવાર સ્વામીજીને મળવા આવ્યા હતા. ફ્રેંચકટ મૂછો રાખી હતી. સ્વામીજીએ એ જોઈ કહ્યું: "તમે ઈશ્વરના સાંનિધ્યમાં રહેવા માગો છો, તો આ મૂછની સેવા કરવાનો વખત ક્યાંથી મળ્યો?" કોઈ અંગ્રેજીમાં પત્રવ્યવહાર કરે કે સહી કરે, ત્યારે પણ તેઓ ટકોર કરતા કે "આવો આડંબર શા માટે?"

શ્રી. સ્વયંજ્યોતિતીર્થ સાથે સ્વામીજીનો ગાઢ સહવાસ હતો. બંને વચ્ચે મેળ પણ સારો હતો. સ્વયંજ્યોતિજીને કલકત્તામાં કોઈએ રેશમી ફેંટો ભેટ આપ્યો હતો. ફેંટો જોઈને સ્વામીજીએ એમને કહ્યું: 'છેક હવે રેશમ સાથે જાત જોડવી છે?' સ્વયંજ્યોતિ શરમાયા અને ફેંટો ત્યજી દીધો. આ પ્રસંગ પછી જ્યારે જ્યારે સ્વયં જ્યોતિતીર્થ રેશમી ફેંટો જુએ, ત્યારે ત્યારે સ્વામીજી એમને યાદ આવે. કપડાંની કે કોઈ પ્રકારની ટાપટીપ સ્વામીજીને પસંદ જ નહોતી. સ્વામીજી કહેતા: 'આમ બોલવું, વાળ આમ કપાવવા, કપડાંનો કટ આવો રાખવો એ બધી એટીકેટો એકનિષ્ઠાની ખામીને લીધે ઉદ્ભવે છે. દેશને, પ્રભુને કે કોઈ પ્રવૃત્તિને નિષ્ઠા સોંપી હોય તો પછી બીજાં વેવલાં કાર્યો કરવાનો સમય જ ક્યાંથી મળે? મોટા શોધકો પોતાના કાર્યમાં એટલા રત અને મસ્ત રહેતા કે તેઓ ગાંડા સુદ્ધાં ગણાઈ જતા. પાગલ બન્યા વિના કોઈ મોટું કાર્ય થઈ શકે જ નહિ.'

એકવાર કાંગડી ગુરુકુળમાં સ્વામીજી ગયેલા. અચાનક ત્યાં આગ લાગી. મોટી હોહા થઈ ગઈ. સવારનો દશેક વાગ્યાનો સમય હતો. પાસે કૂવો અને રેંટ હતા; પરંતુ બળદ હાજર નહોતા. સૌ બેબાકળા બન્યા હતા, ત્યારે સ્વામીજીની નજર રેંટ ઉપર પડી. બળદને સ્થાને પોતે જોડાઈ ગયા અને રેંટ ચાલુ કર્યો; તે પછી તો સૌને એ સૂઝ્યું અને આગ બુઝાઈ ગઈ.

એકવાર સ્વામીજી એલિસબ્રીજ ઉપરથી પસાર થતા હતા. કોઈ ગુંડાએ જાણી જોઈને સ્વામીજીને ધક્કો માર્યો. સ્વામીજી તરત જ પાછા ફર્યા ને પેલા માણસનું કાંડું પકડ્યું. એના ચહેરા ઉપર આંખ સ્થિર કરી બોલ્યા: 'હવે છોડાવ આને!' ગુંડો ઢીલો પડી જઈ બોલ્યો: 'નથી છૂટતો મારા'જ.' સ્વામીજીએ કાંડું છોડી દેતાં કહ્યું: 'તું એમ ન સમજતો કે હું નિર્માલ્ય છું. તને મારી શકું એમ છું, છતાં જવા દઉં છું.'

સ્વામીજીની પ્રવૃત્તિ અને રહેણીકરણી જોતાં કોઈને એમ જ લાગે, કે એમના સ્વભાવમાં હાસ્યકટાક્ષ જેવું કંઈ હશે જ નહિ; પરંતુ એમની આસપાસ રહેનારા આ કરતાં કંઈક નવું જ કહી જાય છે. સાંભળેલા સેંકડો પ્રસંગોમાંથી થોડાક અહીં જોઈએ. શ્રી. ચતુરભાઈ પટેલ કહે છે: "એકવાર બદ્રીનાથ જવાની તૈયારી ચાલતી હતી. સ્વામીજીએ વિચિત્ર રંગનો ભગવો ઝભ્ભો બનાવ્યો હતો. હું મળવા ગયેલો. સ્વામીજીએ ઊભા થઈ મને ઝભ્ભો પહેરાવી દીધો અને પછી અટ્ટહાસ હસી પડ્યા." સ્વામીજી મુસાફરીમાં જાય ત્યારે કોઈ ચીજ કોઈની પાસે માગવી પડે એવું રહેવા જ ન દે. એમની પાસે સૂંઠમરી, આદું, ગ્યાસતેલ, સ્પીરીટ, સ્ટવ, ચાળણી, ખૂંટા, સૂંડો, હથોડી, ચમચા, તબેથો, સાણસી, સ્ટવની પીનો, એનીમાનું ડબલું, પેનની શાહી, સાબુ, મધ, ઉકાળાનું પરેડું, સાવરણી, દોરી, લાકડી, છત્રી, આસદી અને બીજાં વાસણો વગેરે બધું જ હોય. આ બધું એક પેટીમાં સરસ રીતે સમાઈ જતું. કોઈ આ જોઈને હસતું, ત્યારે સ્વામીજી જવાબ આપતા: "મારામાં એટીકેટ થોડી જ છે! કોલેજના વિદ્યાર્થી જેવો હોઉં, તો બીજે દિવસે પહેરવાનું ધોતિયું પણ ન રાખું."

એકવાર સ્વામીજીનો એક ડબ્બો ટ્રેનમાં ચોરાઈ ગયો. તેમાં .ખ આપ્યા વિનાનો એક પત્ર રહી ગયેલો. એ પત્રલેખકને ..ામીજીએ લખ્યું: "તમારો પત્ર અમદાવાદથી નીકળવા પહેલાં

મળેલો, તે નિકાલ માટે સાથે રાખી લીધેલો; પણ રેલવેમાં ચોરાઈ ગયેલા ટીનના ડબ્બા ભેગો તે પણ ઊપડી ગયો. બિચારાએ બાવાજી પાસે માલપાણીની આશામાં એ કામ કર્યું હશે, તે તેનું સાવ ફોગટ ગયું ને બાવાજીને તેમાંનાં અનેક પ્રકારનાં કાગળિયાં વગેરે માટે ઘણી પંચાત વેઠવી પડી!"

એકવાર સંસ્થાના સાથીઓ સાથે કેનેરીગુફા જોવાનો કાર્યક્રમ ગોઠવાયો હતો. સાથીઓ મોડા પડ્યા એટલે સ્વામીજી આગળ પહોંચી ગયા અને સૌને માટે રસોઈ બનાવી નાખી, આશ્ચર્ય ઊભું કર્યું.

સ્વ. કવિશ્રી નાનાલાલને ત્યાં એમના પ્રથમ પુત્રના જનોઈનો પ્રસંગ હતો. ત્યાં વિદ્વદ્મંડળ એકઠું થયું હતું. સ્વ૦ પઢિયાર, લલિતજી, મોતીભાઈ અમીન, નૃસિંહભાઈ વગેરે બધા હાજર હતા. સ્વામીજી પણ હાજર રહેલા. ભોજન પતી ગયા પછી વાતો ચાલતી હતી. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ 'ઈશ્વરનો ઈન્કાર'વાળા એટલે આસ્તિકતા અને નાસ્તિકતાની ચર્ચા શરૂ થઈ. સ્વામીજી ઘણીવાર સુધી કંઈ બોલ્યા નહિ પણ પછી કહ્યુ: 'નરસિંહભાઈ, ઈશ્વરના પુત્ર છો એટલે તો ઈશ્વરનો ઇન્કાર નથી કરતાને!' અને મંડળમાં હાસ્ય ફેલાઈ ગયું!

ભારતજીવન પ્રેસમાં સ્વામીજી શરૂઆતના દિવસોમાં કોઈ કોઈ વાર સૂઈ રહેતા. ત્યાંનો પ્રેસમૅન ઝીણાભાઈ પણ સાથે પડી રહેતો. ઘણીવાર એ દારૂ ઢીંચીને આવ્યો હોય. સંન્યાસી અખંડાનંદ અને શરાબી ઝીણાભાઈ પાસેપાસે જ સૂતા હોય. બન્નેનું કર્મક્ષેત્ર તો એક જ ને! એકવાર અર્ધી રાત્રે શરાબના નશામાં ઝીણાભાઈ લલકારવા લાગ્યા.

"ખુદા જાણે હમારે કિસ્મત મેં કયા લિખા હોગા." સ્વામીજીએ સૂતાંસૂતાં જ શીઘ્રપૂર્તિ કરી:

"ગલેમેં જુતિયોં કા હાર, ગધે પર બેઠના હોગા."

કામથી થાકયા પછીના સમયને સ્વામીજી ફાર્થકલાસનો ટાઈમ

કહેતા. મુંબઈમાં હોય ત્યારે ભાનુશંકર માસ્તરને ત્યાં જઈ ચઢતા. માસ્તર બગાળી અને સંસ્કૃત સારું જાણતા. વયોવૃદ્ધ અને જ્ઞાતિએ નાગર છતાં ભારે લહેરી. સ્વામીજી એમની પાસે બંગાળીમાં અને સંસ્કૃતમાં ભાવણી કરાવતા. પછી ગમ્મત શરૂ થાય તે એટલે સુધી કે મુક્કાબાજી પણ થઈ જાય. કોઈવાર આ કોર્થકલાસના સમયમાં સ્વામીજી હાવભાવ સાથે દોહરા બોલવા લાગે, ટુચકાઓ પણ કહેવા માંડે, જાતે હસે અને બીજાને હસાવે.

ગિરનારની ચોથી ટૂંક ઉપર, ગોરખનાથની પાસે એક ગળકબારી છે. એ પાપપુણ્યની બારી કહેવાય છે. એકવાર બીજાઓની સાથે સ્વામીજી ત્યાં ગયેલા. બારીની પાસે હસાહસ ચાલી. એક સ્થૂલબુદ્ધિ બોલ્યા: "આ બારીમાંથી ન નીકળી શકે તે બે બાપનો." એક પછી એક બધા નીકળી ગયા; પણ સ્વામીજીનું શરીર સ્થૂલ એટલે એ અંદર ફસાઈ ગયા. હસાહસ થઈ રહી. સૌએ સાથે મળી સ્વામીજીને ખેંચ્યા ને પાછળથી ધકેલ્યા, ત્યારે એ બહાર નીકળી શક્યા. નીકળતાં ખડખડાટ હસતા તેઓ બોલી ઊઠ્યા: "હું તો ખરેખર બે બાપનો જ છું. એક બાપ જગજીવન ઠક્કર અને બીજો તો જે સૌનો બાપ છે તે પરમાત્મા!" સ્વામીજી પોતાને વિશે 'હું' એવો શબ્દ વાપરતા નહિ પણ કોઈ ત્રીજી જ વ્યક્તિ વિશે વાત કરતા હોય તેમ બોલતા. આવો જ પ્રયોગ સંસ્થાના એક ભાઈ ઉપર પણ એમણે અજમાવ્યો હતો.

બહાર જતાંજતાં એ ભાઈને સૂચના આપી: "આ ઓરડી સાચવજો અને અમારા એક માણસને સાચવજો." પેલો બાઘાની જેમ જોઈ રહ્યો અને થોડીવાર પછી જ સમજ્યો કે પેલો માણસ એટલે પોતે જ.

હરદ્વારમાંથી આવતાં એક ધર્મશાળામાં મુકામ હતો. અંતકડીની રમઝટ બોલાતી હતી. બેઅઢી કલાક પછી સ્વામીજી હારમાં આવ્યા. અત્યાર સુધી બધું હિંદીમાં જ ચાલતું હતું; કારણ કે

બધા સાધુઓ હિંદી જ સારું જાણે. સ્વામીજીની સામે એ આવ્યો. હિંદી કંઈ સૂઝ્યું નહિ એટલે એમણે ઠપકાર્યું.

"એક અડપલો છોકરો જીવો જેનું નામ!"

એક સાધુ બહુ રડયા કરતો હતો. સૌ એને સમજાવવાનો પ્રયત્ન કરતા હતા, પણ એનાં આંસુ સુકાતાં નહોતાં. સ્વામીજી ત્યાં જઈને બોલ્યા: "રહેવા દો, બિચારો બૈરીના વિરહમાં આવ્યો હશે!" તરત જ આંસુ બંધ થયાં. ક્યારેક સાધુની જમાતમાં સારી રીતે ભોજન ઉપર હાથ જમાવ્યો હોય, ત્યારે ભોજનને અંતે જયજયકાર શરૂ થતો અને સ્વામીજી "દહીબડા બનાને વાલેકી જય, પાણી પિલાને વાલેકી જય, પૈસા ખર્ચને વાલેકી જય, દાલકી જય, ભાતકી જય, શાકકી જય "નો પોકાર કરે!

એકવાર પોલીસે સ્વામીજીને રોક્યા. પૂછ્યું: 'કોણ છો?' જવાબ મળ્યો: 'અખંડાનંદ!' ધંધો? 'ભીખ માગવાનો!'

ચાંદની રાતે એલિસબ્રિજ ઉપર આંટા મારવાનો ભારે શોખ. બે-પાંચ નહિ પણ બરાબર ત્રીશ વખત ચક્કર લગાવતા, એ જ રીતે નાહવા જતા, ત્યારે પણ કોઈ કોઈવાર તો ત્રણ કલાક સુધી નીકળતા નહિ. કોઈ લહેરી તોફાની મળી આવે તો પાણી ઉરાડવાની મસ્તી ચાલે. 'જુઓ ટોરપીડો છૂટે છે' એમ બોલી બાળકની માફક પાછળ દોડી ને પાણી ઉરાડે.

સ્વ. મોતીભાઈ સાથેનો એક પ્રસંગ છે. મોતીભાઈ સંસ્થામાં ઊતર્યાં હતા. જાજરૂનું ટમલર કાણું હતું. મોતીભાઇએ ટકોર કરતાં કહ્યું: 'સ્વામીજી! આ તે કેવું? આવી તમારી વ્યવસ્થા?' સ્વામીજીએ હસીને જવાબ આપ્યો: "આ તો તમારા જેવા માટે જ ખાસ રાખ્યું છે, જાજરૂમાં કેટલું બેસવું તેનું આ માપ છે. અહીં તો બાવા-શાહી છે. કોઈને ગંદકીમાં વધુ વખત બેસવા દેવાય?"

થાકયા પછી ઘણીવાર આનંદ મેળવવાનું સાધન તેઓ શોધતા.

એમનો આ સ્વભાવ સંસ્થાના નાણાંકીય વ્યવહારમાં પણ દેખાઈ આવતો હતો. આવડી મોટી સંસ્થા, સંસ્થાના અનેક માણસો સાથે કામ લેવાનું. તેમાં કેટલાક જૂઠા માણસો પણ સંસર્ગમાં આવ્યા વિના ન રહે.

એક માણસ છ એક વર્ષથી સ્વામીજીના પરિચયમાં આવ્યો હતો. તે હોશિયારીથી સંસ્થાનું કામકાજ કરતો હતો. એક સવારે ખબર પડી કે લગભગ દોઢ હજાર રૂપિયા ઉચાપત કરીને એ નાસી ગયો છે. આ માણસ ચોરી કરી ગયો છે તેના પૂરતા પુરાવા સ્વામીજી પાસે હતા; કારણ કે તેણે સંસ્થાનાં પુસ્તકોનાં વાર્ષિક વી. પી આવ્યાં તેના પૈસા જ ઉઠાવ્યા હતા. ટપાલની પાવતીઓ ઉપર તેની સહીઓ મોજૂદ હતી. સૌને એમ લાગતું હતું, કે સ્વામીજી કંઈક ઉગ્ર પગલું લેશે; પરંતુ બધાના આશ્ચર્ય વચ્ચે એમણે તે દિવસે લાડુનું જમણ કર્યું. યોગાનુયોગ સ્વ. મોતીભાઈ અમીન પણ તે દિવસે આવી ચઢ્યા હતા. એમણે જતાંજતાં આ વિશે થોડી ચર્ચા કરી હતી. સ્વામીજીએ બીજે દિવસે એમને નીચે પ્રમાણે કાગળ લખ્યો:

"આ રકમ તો શું પણ એથી અબજોગણી આ પૃથ્વી જે આત્મદેવના આત્મવિભવ આગળ એક બિંદુ માત્ર જેટલી પણ નથી, તે આત્મદેવમાં થોડી પણ સત્ય નિષ્ઠા પામેલું હૃદય જો આવા અનાવથી હાયવોય કરે, તો ધૂળ પડી એ નિષ્ઠા પર ને હૃદય પર. સત્યદૃષ્ટિ ઉદ્ભવે છે, ત્યારે તો પ્રભુની કૃપા વિના એમાં કશું અન્ય દેખાતું નથી.

"વળી આમ ફોજદારી કરવાનું શક્ય કે અશક્ય ગમે તે હો. પેલા મહાભાવ મહદ્ આત્મૈશ્વર્યના વૃત્તિગોચર થતા અતિ અદ્ભુત અમૂલ્ય, અતુલ્ય, ભંડારો આગળ, કણની પણ વિસાત વિનાની આ વાત માટે અખંડ તો આ જગતના બિચારા માનવ અધિકારીઓ આગળ ખુશામત કરવા જવામાં સહમત નથી."

જાતે કોર્ટમાં હાજર થયા વિના આમાંનું કશું કરી શકાય એમ નહોતું.

સાહિત્યરૂપી મૂળ દ્વારા જગતનું હિત કરવાના હેતુ બદલ આવા કોઈ સડેલા નવીન પાંદડા પાછળ સમય ગુમાવવા નીકળવાનું એમને ઠીક ન લાગ્યું. દેશમાં રોજબરોજ આવા તેમ જ બીજી જાતના હજારો ગુના બને છે "તે સર્વ મારા (અખંડ) મતે નથી તો આ પણ નથી.

"ગુનેગારને સજા થવાથી તે કંઈક પાપમાંથી છૂટે તે કરતાં પ્રભુ પાસે તે ક્ષમા કરવાની અને પેલાની બુદ્ધિ સુધારવાની કૃપા જો ખરા ચિત્તે માગી શકીશ તો એથીયે વધુ સારું પરિણામ આવ્યા વિના નહિ રહે. એકનો ગુનો જોઈ બીજાને મન થઈ જગતમાં અનીતિ વધવાનો ભય હોય, તો બીજી તરફ હાલના લોકહિતના કાર્યમાં અન્ય રોકાણથી ક્ષતિ સારી પેઠે પહોંચવાનો ભય છે; તેમ જ પ્રકૃતિથી બહુ વિરુદ્ધમાં જઇને સરકારે ચડી અનેકોના પ્રપંચ સહેવા અથવા જાતે પ્રપંચો કરવા–કરાવવામાં પડવાથી પછી એકાએક આંતર સત્ત્વનો ઊભરો આવી જઈ બધો કલેશ ને કલેશના મૂળરૂપ સસ્તું સાહિત્ય ખાતું જ એકાએક વિના વ્યવસ્થાએ છોડી દેવાનો ભય પણ નવાણું ટકાથી ઓછો નથી જ સમજવાનો.

"જે લોકના પ્રારબ્ધબળે આ શુભ ખાતું નીકળ્યું છે, તે પુણ્યબળ ઠીક હશે તો આવી બાબતો બનવા છતાં પણ અનેક પ્રકારે કામ ચાલ્યા જ કરશે ને વધવા જેવું હશે તો વધ્યા કરશે. હાલ તુરત તો કશો અટકાવ પડે તેમ નથી."

આને અંગે જુદાજુદા સ્નેહીઓ તરફથી પત્રો આવતા હતા. સ્વામીજી સૌને જણાવતા કે આ વિષે કંઈ કરવાનું મારી પ્રકૃતિને અનુકૂળ નથી, પરંતુ વાત આટલેથી અટકી નહિ. એ વખતે સંસ્થા પાસે પંદરેક હજારની મૂડી થઈ ગઈ હશે. વિરોધીઓને જ્યારે આ

ચોરી વિશે ખબર પડી, ત્યારે તેમણે અનેક અનુમાનો કરવા માંડ્યાં. અને એ માણસ સામે કાયદેસર પગલાં ન લેવાયાં, ત્યારે તો સ્વામીજીના પોતાના હાથ પણ કાળા થયા હશે એવા આક્ષેપોની શરૂઆત થઈ. કોઈએ પોલિસખાતાને નનામી અરજી કરી કે આ બાવો ખાતાનો માલિક બની બેઠો છે અને લોકો તરફથી મોટી રકમની બક્ષિસો મેળવે છે. એને ત્યાં રૂ. પંદરસોની ચોરી થઈ છે એ બાબતમાં જો પોલિસ તપાસ થાય તો પોતાની પોલ ઉઘાડી પડે તે માટે એ કશું કરતો નથી. પોલિસે પોતે જ કંઈક પગલાં લેવાં જોઈએ. પરિણામ એ આવ્યું કે પોલિસ ખાતાના માણસો અવારનવાર પૂછપરછ કરવા આવવા લાગ્યા. સ્વામીજી સ્થિતપ્રજ્ઞ ભાવે સૌને જવાબ આપતા કે રિપોર્ટ નીકળશે, ત્યારે સૌ વાત સર્વના સમજવામાં આવી જશે. તે પછી પ્રગટ થયેલા અહેવાલમાં સંસ્થાની નાણાંકીય સ્થિતિ એમણે એટલી બધી ઝીણવટથી સમજાવી હતી, કે કોઈને શંકાનું કારણ રહે જ નહિ.

આવો એક બીજો કિસ્સો પણ બન્યો હતો. એક ભાઈ રૂ. ૪૦૦) ઉપાડીને નાસી ગયા હતા. આ વખતે સ્વામીજીએ કેવાં પગલાં લીધાં તે નીચેના પત્ર ઉપરથી જાણવા મળે છેઃ "એ માણસ તો અમે મુંબઈ જનાર હતા એટલે સેંકડો રૂપિયા ઉચાપત કરીને, અમારા જવા પહેલાં જ, દેશમાં જવાનું પડોશીઓને કહીને સટકી ગયો છે. અમારે હવે પોલિસ મારફત પકડાવીને ઘટતો કેજ પહોંચાડવાનું કર્તવ્ય રહે છે. અમને દિલગીરી એ જ છે, કે એમ કરવાથી એ માણસની જિંદગી આખી બગડશે અને કોઈ ઊભો નહીં રહેવા દે; માટે જો તમે એ માણસનો પત્તો મેળવીને એને સમજાવી શકો કે આવી ધર્માદા સંસ્થામાંથી ઉચાપત કરીને પરલોકમાં પણ ભૂંડા હાલને પામીશ, તો તમારો ઉપકાર થશે. કુલ ઉચાપત સુમારે ચારસોની અત્યાર સુધીમાં જણાઈ છે. વળી કેટલાકના પૈસા પોંચ આપ્યા વિના પણ લીધેલા હોવાનું જણાય છે."

* * *

એક બાજુ પાઈ પાઈને બચાવવાનો તેઓ પ્રયત્ન કરતા હતા, ત્યારે બીજી બાજુ મોટી રકમ વિશે પણ બેદરકાર બની શકતા હતા. આ બધાની પાછળ એમનું માનસ કેવી રીતે કામ કરતું હતું એ સમજવા જેવું છે. તેઓ પોતાની શક્તિને સરકારી, દરબારી પંચાતની પાછળ ખરચવા ઇચ્છતા નહોતા; પરંતુ કોઈ પણ ભોગે સંસ્થાના કાર્યમાં જ મચ્યા રહેવાની એમની વૃત્તિ હતી.

એકવાર અજબ પ્રકારનો એક બનાવ બની ગયો. સ્વ. અમૃતલાલ પઢિયાર પોતાનાં પુસ્તકો અને કોઈ કોઈવાર રોકડ રકમ સુદ્ધાં સસ્તું સાહિત્ય કાર્યાલયમાં રાખતા હતા. એક માણસ સંસ્થામાંથી નીકળી ગયો, એની સાથે તે દિવસની સિલક રૂા. ૧૫૦) ઉઠાવતો ગયો. આ રકમમાં રૂા. ૮૦) પઢિયારના હતા. આ બાબતમાં શું કરવું જોઈએ, તે વિશે ભારે મૂંઝવણ ઊભી થઈ. પોતાની રકમ વિશે તો સ્વામીજી બેદરકાર બની શકતા હતા; પણ પઢિયારની રકમ વિશે સ્વ. પઢિયારે એવી અપેક્ષા રાખી કે સંસ્થાએ એ રકમ એમને આપી દેવી જોઈએ. સ્વામીજીએ પોતાની પ્રકૃતિ અનુસાર નીચેનો જવાબ લખી મોકલ્યો.

"...ખાતાનું કે કોઇનું કાર્ય કરી શકાય તે ખાતે તન ને મન બે જ વસ્તુઓ ઉપયોગમાં આપી શકાય તેમ હોવા છતાં એક યા બીજી રીતે બીજાઓના પૈસાનો વ્યવહાર પણ તેમાં જોડાયેલો હોય છે જ અને વ્યાવહારિક કામોમાં જો સામાના દ્રવ્યવ્યવહારથી તદ્દન દૂર રહેવાનું રાખ્યું હોય, તો તેના કામનો અગત્યનો અંશ જ ઊડી જાય તેમ છે; જેથી બહિર્ધર્મ અને આંતર રુચિથી પ્રતિકૂળ છતાં પણ તે વસ્તુને ભળવા દઈ 'કોયલાની દલાલીમાં હાથ કાળા' વાળી કહેવત પ્રમાણે હાલના જેવા બનાવોમાં વિક્ષેપ સહેવો પડે છે.

"કોઈ ગૃહસ્થ કે ગૃહસ્થો એકબીજાનું કામ કરે અને તેમ કરતાં સામાનું કોઈ કારણે પોતા દ્વારા કંઈ ખોવાય કે નુકસાન થાય તો સત્યતા કે વિવેક ખાતર તેઓ પોતાની માલિકીના દ્રવ્યમાંથી નુકસાન

કદાચ ભરી દે છે. પણ તેવી કશી માલિકીની છત અને રુચિ બેઉનો અભાવ હોવાથી તેવું કશું તો મારાથી બની શકે જ નહિ. વળી કોઈના પણ મજૂર, નોકર યા ભાગીદાર તરીકેનું કામ નહિ પણ માત્ર મદદગાર તરીકેનું કામ જ કરવાનું રાખું છું; એટલે મદદ કરવા જતાં ગફલત, અનાવડત, કે એવા કોઈ કારણે કાંઈ નુકસાન થાય, તેને માટે હું કોઈ પણ રીતે જવાબદાર હોઈ શકું પણ નહિ.

"...બેએક માસ પર 'કલાપિ ગ્રંથાવલિનું' આ ખાતા તરફથી કામ કરાવવા ઇચ્છતા મુબઈના ભાનુશંકરભાઈને પણ મેં લખી દીધું હતું, કે...જો નાણાંપ્રકરણ પણ અમારે જ હસ્તે તમારે સોંપવું હશે તો મારી કે જેમને હાથે મારે કામ લેવાનું તેમની ગફલતથી ખોવાશે કે એવું કાંઈ થશે તો તે તમારું જશે. તે ભરી આપવા સાધન નથી, તેમ મદદગાર તરીકે કરીએ તેમાં એવી જવાબદારી પણ હોઈ શકે નહિ.......તમે ૨૫-૨૫ની સિલક રાખવા લખ્યું પણ મોટી રકમ મૂકવાની હોય, ત્યારે તેવી રકમો પણ આવે ને ખર્ચવા કંઈ પણ વાર હોય ત્યારે સિલક પણ રહે. અને તે બાબતમાં ખાતાની રકમની પેઠે અન્યના વિશ્વાસ પર પણ રહેવું પડે. અને તેમાંથી ન ધારેલ પરિણામ પણ હાલ પેઠે કોઈ વખતે આવી જાય અથવા તો કોઈ માણસથી ખોવાઈ જાય કે ખાતર પડે એમાં કોઈનો ઉપાય ચાલે નહિ; માટે એ માટે શું કરવું તે તમારે વિચારવાનું છે. અમારે હાથે નાણાંનો કે જે કાંઈ કામકાજનો વહીવટ રહે તેમાં ખાતાની વલે તે તમારી વલે. આવા પ્રસંગમાં દરેક બાબતમાં થાય જ અને કોઈ કામની ભીડ કે એવા પ્રસંગમાં ખાતાના સાર્વજનિક કાર્યની વખતે જ તમારું કામ એકીવખતે કરવાનું હોય ત્યારે ખાતાના કાર્યને અગત્ય વધુ અપાય એ પણ સ્પષ્ટ જ છે..."

૨૫. પઢિયારને આથી સંતોષ તો ન થયો; પરંતુ સંસ્થાને માથે બોજ ન પડવો જોઈએ એ રીતે એમણે મન વાળી લીધું. આ ભાઈ માત્ર ચારસો રૂપિયાની ચોરી કરીને અટક્યા નહોતા. સંસ્થા ઊઠ્યા પછી એનો પોતાનો દોષ ઢાંકવા માટે એમણે સ્વામીજી ઉપર

આક્ષેપો કરવા માંડયા. આ વિશે એક સજ્જનને પત્ર લખતાં સ્વામીજીએ લખ્યું:

"ખેર! હરિઇચ્છાથી વધુ મહેનત કરી એટલી રકમ તો બચાવી શકાશે અથવા બહારની એટલી વધુ સહાય ન મળી ગણી મન વાળી લઈશું. પ્રવાહિત સંસ્કારોને લીધે આક્ષેપો લાગણીમાં અથડાય છે ખરા; પણ સહનશીલતા તેને ગળી જાય છે......ને એમાં પણ પ્રભુની કૃપાળુતા જ સાત્ત્વિક કાળે પ્રતીતિ થતી રહે છે. કોર્ટને રસ્તે એના જ હાથના લેખી પુરાવા પૂરતા થાય તેમ છે, પણ લગવે લૂગડે કેટલે દરજ્જે ખેંચાવું એ મુશ્કેલી છે..."

આવા પ્રસંગોને સમગ્ર રીતે જોઈએ અને તેની ગણતરી કરીએ તો એમ કહેવું જોઈએ, કે પાંત્રીસ વર્ષના વહીવટમાં બહુ જૂજ પ્રસંગો બન્યા છે. અને દરેક પ્રસંગે સ્વામીજી વધુ જાગ્રત બન્યા છે.

સ્વામીજીના સ્વભાવમાં એક વિશિષ્ટતા એ હતી, કે તેઓ જેમ પોતાની કે સંસ્થાની નિંદા સહન કરી શકતા ન હતા, તેમ પ્રશંસા પણ તેમને અસહ્ય લાગતી. કોઈ સંસ્થા સાથે એમનું નામ જોડવાનું આવે કે પોતાની તસવીર મૂકવાની માગણી થાય તે એમનાથી સહન જ થતું નહોતું. તસવીર માટે તો તેમને સખત અણગમો હતો. આમ છતાં ક્યારેક ઝડપાઈ જતા, ત્યારે પોકારી ઊઠતા કે આ યોગ્ય નથી જ નથી. એકવાર એક માસિકવાળાએ ક્યાંકથી ફોટો લઈ છાપી નાખ્યો અને તે પછી માગણીઓ આવવા લાગી ત્યારે સ્વામીજીએ લખ્યું: "પ્રતિષ્ઠા સૂકરીવિષ્ટાથી દૂર રાખવાની જ કૃપા કરો." કોઈ પત્રે સંસ્થા વિશે કંઈક લખવાનું વિચાર્યું અને તે માટે સ્વામીજીની છબી માગી, ત્યારે સ્વામીજીએ લખ્યુ:

"બાવાજીનું ચાઠું અંકમાં છાપવાનું છે એ જાણ્યું એ માટે માફ કરવા વિનંતી છે." વિવેકને માટે કે મહાનમાં ખપવા માટે આ લખતો નથી." સ્વામીજીએ પોતાની તસવીરો કોઈના ઘરમાંથી

અને સંસ્થામાંથી ઉતરાવી નાખી હોય એવા પ્રસંગો ઘણા મળે છે. તેઓ કહેતા કે "આ બધું બાવાને ત્રાસ દેવા જેવું છે."

સ્ત્રીઓના સંસર્ગથી સ્વામીજી દૂર રહેતા હતા. કોઈક દર્શનની માગણી કરે તો જવાબ આપતા: "આ શરીરમાં શું જોવાનું છે માડી! દર્શન તો કરો ભગવાનનાં."

હડાળા દરબારને એકવાર એમણે લખ્યું હતું:

"સામાન્ય રીતે આ સેવક સ્ત્રીમુખ જોવાનું વર્જ્ય માને છે, એમાં કેટલીકવાર સ્વમાતા (હડાળા દરબારનાં માતુશ્રી) જેવાં માટે પણ બેગાબેગું નીચી આંખે પસાર થવું પડે છે; તોપણ આમ કોઈ કોઈ વાર પવિત્ર પુનિત સીતામૈયાના મુખ દ્વારા તેમના આ બાળકને દેખાડી અનેક મહાસતીઓને સ્મરાવી જ જાય છે અને પછી સ્મૃતિપટ દ્વારા પણ સ્મરાવી જાય છે અને ધન્ય મૈયા! ધન્ય મૈયાના મનોમય ઉદ્‌ગાર અને નમન થઈ જાય છે, પંદરેક વર્ષની ઉંમરમાં પૂર્વાશ્રમના મોટાભાઈ એક દરબારમાંનાં મોટાં રાણી સરદાર બા પાસે મોકલતા તે પણ એવા જ ઓજસવાળાં હતાં!"

એક ગં. સ્વ. બહેનને એમણે નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો:

"આમ બને તે કરો અને પછી તે પરમતત્ત્વ તમારી સહાય માટે જરૂર હશે તે તે સહાય ગમે તે નિમિત્તો દ્વારા મોકલશે જ મોકલશે. ખાતરી રાખો, ખાતરી રાખો, ખાતરી. જ્યાં બધું છે ત્યાં જ આતુરતા—અશક્યમાં અશક્ય લાગતી વસ્તુસ્થિતિ માટે રાખો. અખંડ શરીર સંન્યાસી શરીર છે. તમારું પણ પવિત્ર વિધવા શરીર છે. આંતર ઉન્નતિને ખાતર આવી વિલક્ષણ કટોકટીના શુભ નિમિત્તાર્થ પણ સહવાસ નિષેદ્ધ છે. મહાત્માઓના અનુભવપૂર્વકનો એ નિષેધ છે ને હું તેને પૂર્ણ ન્યાજબી માનું છું.

"......સ્ત્રીવર્ગમાં કશો પરિચય નહિ હોવાથી ગ્રાણુયામાદિમાં અનુભવી કોઈ સાધ્વીનું નામ સૂચવવા અશક્ત છું..."

સ્ત્રીઓથી પોતે શા માટે દૂર રહેતા હતા, તેનું મુખ્ય કારણ નીચેના એમના વિચારમાંથી મળી આવે છે.

"જરા વિચારો. જૂઠ ઇત્યાદિ વસ્તુઓ તો જીવને નુકસાનકારી હોવાથી સાધારણ રીતે જ માણુસે મૂકી દેવી જોઈએ. એટલું જ નહીં પણ તેવી કક્ષાના માણસો અને બીજા સહવાસોથી પણ પર રહેવું જોઈએ. આ પૃથ્વી તપે નહીં માટે બધી જ જગ્યાએથી માણસ તેને ચામડાંથી મઢાવી તો ન શકે પણ પોતાને પગે તે જોડા તો પહેરી જ શકે."

આનો અર્થ એ નથી કે સ્ત્રીઓ પ્રત્યે કોઈ હીણો ભાવ એમના દિલમાં હતો અથવા તો નારી નર્કની ખાણ છે એમ તેઓ માનતા હતા. ઉપર આપેલા પત્રોના આધારે જાણી શકાય છે, કે સ્ત્રીઓ તરફ પૂજ્યભાવથી જ તેઓ જોતા હતા. કોઈ ગૃહિણીને અન્યાય થતાં એમનું દિલ કેવું કકડી ઊઠતું તેનો નમૂનો એમના સ્વજન જેવા એક ભાઈ ઉપરના પત્રમાંથી મળી રહે છે.

"આ વખતે મુંબઈ આવેલો પણ તમે અમુક કારણસર બહાર નીકળી ગયેલા હોવાથી આપણે મળી શકયા નહિ. તમે જે કારણસર બહારગામ ચાલી ગયેલા તે જાણી અત્યંત ખેદ થયો. એ ખેદ હું શબ્દોથી વર્ણવી શકતો નથી. સંસારમાં સાધારણ રીતે આવા ખરાબ બનાવો સદા બન્યા જ કરે છે. સંસાર સાથે અમુક દૃષ્ટિથી અને સંબંધ નથી ને તેથી એવીતેવી બાબતો તરફ તદ્દન બેપરવા પણ રહી શકું છું. એ બેપરવાહી પ્રભુના બાળકો માટે અમુક હદથી કામ નથી થઈ શકતું, તેને લીધે જ રહે છે. અને જે કંઈ થાય તે સારી રીતે થઈ શકે તેટલા માટે એકાગ્રતા અને તલ્લીનતાના સિદ્ધાંત વધુ પાળી શકાય, તેટલા જ માટે છે; પણ સાક્ષાત્ પરિચિત પ્રસંગો અને વ્યક્તિઓ પરત્વે તો તે કરતાં ઊલટું જ બને છે. આ જ કારણને લીધે બીજું અગત્યનું કામ મૂકીને આ પત્ર સજળનેત્રે લખવા

બેઠો છું. ...મારી પુત્રીને (તમારી પત્નીને) કરેલો ગેરઇન્સાફ પાછો ખેંચી લઈ તેને સંતોષ આપવારૂપ પ્રાયશ્ચિત્ત જરૂર કરો. મારા તો આવવા પહેલાં જ એ બેન તથા તમારાં ભાભી અંને ગામ ગયાં હતાં. તેઓ કે તમારા સગાંસંબંધી એક અક્ષર પણ મને કોઈએ કહ્યો નથી, કે ભલામણ કરી નથી. મારા મનથી જ તમને લખ્યુ છે. તમો રૂબરૂ મળ્યા હોત તો હું તમારે પગે પડીને આ વાત માગી લેત! સમજી જાઓ...એક મહા ભયંકર કાળા કર્મથી તમને ન બચાવી શકાય એનું મને અંતરથી જે દુઃખ થયું છે તે દુઃખ તમે વિના કારણે જારી જ રખાવવા માગતા હો, તો કોઈ પણ વખતે હવે પછી આપણને ભેગા થવાનો પ્રસંગ ભગવાન ન આપે, એમ એની પાસે માગું છુ ને તમારી પાસે પણ છેવટે એ માગવા વખત આવશે. આ બધું કેવી શુભેચ્છા વગેરેથી લખ્યું છે તે તમે સમજી શકશો. એવી એકવાર છેલ્લી આશા સાથે તમને પગે પડી વિનવતો

"ભિક્ષુ અખંડાનંદ"

સાધારણ રીતે એવું જોવા મળે છે, કે સાધુઓ અને સંન્યાસીઓ પોતાનું શિષ્યમંડળ અને પોતાની જમાત વધારવામાં બહુ રસ લેતા હોય છે. સ્વામીજીએ કદી કોઈને શિષ્ય બનાવવાનો પ્રયત્ન કર્યો નથી. એટલું જ નહિ પરંતુ જ્યારે ત્યારે એમને જાણવા મળ્યું છે કે અમુક માણસ બાવો થઈ જવા ઇચ્છે છે ત્યારે ત્યારે તેમણે તેની સચ્ચાઈની કસોટી કરવાના પ્રયત્નો કર્યા છે. એક આદમી બાવો થઈ જવા માગતો હતો, ત્યારે તેમણે એના સ્નેહીને લખ્યું કે એ ખરી લાગણીવાળો હોય અને મુશ્કેલીને કારણે જ બાવો બનતો હોય તો આ સંસ્થામાં તેને યોગ્ય કામ આપીશ. સ્વામીજી જાણતા હતા કે બાવા થનારાઓમાં ઘણી મોટી સંખ્યા અંતરના નહિ પણ જગતના વ્યવહારના દુઃખને કારણે જ આવેલ હોય છે. એક સંન્યાસીએ સ્વામીજીને પોતાની માનસિક વિટંબણા રજૂ કરી ત્યારે સ્વામીજીએ એમને જવાબ લખ્યો:

"આ જન્મ ને આગલા જન્મનાં પાપ નહીં પણ પુણ્યનો જ ઉદય આ સેવક તે તો હજી પણ માગે છે અને ઋષિકેશ જેવા સ્થળમાં પણ એવી સ્થિતિ રહે તેના કરતાં ઘર તરફ જવું એ જ સારું એવું જો મનથી લાગે તો ઘેર પહોંચી જવું ને કોઈ મેણું-ટોણું મારે તો થોડા દિવસ ભોગવી લેવાં એમાં પણ ખોટું નથી જ. પ્રભુ મહાન છે તે માનસિક પ્રાયશ્ચિત્ત સ્વીકારી લઈ ક્ષમા કરશે જ..."

કેટલાક નાસી આવતા છોકરાઓને સમજાવીને સ્વામીજી એમને ઘેર પાછા મોકલતા. કોઈ ઊંચો આત્મા જણાય તો તેને કહેતા કે "જેમ સાપથી નોળિયાને ઈજા થાય અને તે પાછો જંગલમાં જઈ નોરવેલનાં મૂળિયાં સૂંઘી આવી સ્વસ્થ થઈ જાય તેમ તમે ગૃહસ્થાશ્રમથી થાકો ત્યારે ઋષિકેશમાં આવી સાધુ-સંતોની પ્રેરણા લેવી અને નવું જીવન મેળવી પાછું સંસારમાં ચાલ્યા જવું."

સ્વામીજીને બ્રહ્મચારીઓ તરફ ભારે આકર્ષણ હતું. તેઓની દૃઢ માન્યતા હતી કે આ ગુલામ ને કંગાળ દેશમાં લગ્ન જેટલાં મોડાં થાય તેટલું વધુ સારું. ભોગવિલાસનું સમર્થન તો તેઓ કદી કરતા નહિ; પરંતુ લગ્નના તેઓ વિરોધી નહોતા. જે ન્યાતમાં કન્યાવિક્રયનું પાપ ચાલતું હોય, તે ન્યાતના છોકરાને તેઓ સલાહ આપતા, કે કોઈ બાલ વિધવા કે અનાથ કન્યા સાથે લગ્ન કરીને તમારે સુખી થવું.

એક જુવાને એનુ મનોમંથન સ્વામીજી પાસે રજૂ કર્યું, ત્યારે સ્વામીજીએ તેને લખ્યુ:

"પરણવાની તમને જરા યે ના નથી, ખુશીથી પરણજો. તમારી સ્થિતિ સંજોગ ઇત્યાદિ જોતાં પણ તમે તેમ કરીને પોતાનું સત્ય હિત (બીજાઓ પ્રત્યે વધુ ઉપકારક થવા પૂર્વક) સાધી શકશો; પણ હા, સાચા ગૃહસ્થ થશો તો જ સાચા સ્વાર્થી (ઉચ્ચમાં ઉચ્ચ નિરુપમ પદ મેળવવા જેવો બીજો મોટો સ્વાર્થ નથી)–સાચા વેપારી થશો તો જ બે પાંચ કુરકુરિયાં પેદા કરી પાપનાં પોટલાં બાંધતા

રહી, પાંચ પૈસા વધારીને કે ઘટાડીને ખાલી હાથે પાપનો જવાબ દેવા સ્વધામ પહોંચી ગયા તો રામ રામ !

"અત્યંજસેવા, અનાથસેવા, ખાદી ઇત્યાદિની ચળવળ દ્વારા સેવા, સાહિત્યસેવા ઇત્યાદિ અનેક પ્રકારો પડેલા છે. પોતાની પ્રકૃતિને વધુ માફક આવે એવો કોઈ માર્ગ નક્કી કરી પૂર્ણ ભાવે મંડી પડો. અને તે અધ્યાત્મજ્ઞાનપૂર્વક કે અધ્યાત્મજ્ઞાન એ દીવો છે, સારું કે ખોટું કોઈ પણ કામ દીવા વગર બને નહિ. ખરી વાત તો એ છે, કે એના પ્રકાશની સહાયથી સારું, વધારે સારું કામ પસંદ કરવા બને છે અને તે વધારે સારી રીતે કરવા બની શકે છે. એવા માણસોને પણ જાણું છું, કે માત્ર એ પ્રકાશના અભાવે જ જાતે સિંહ છતાં બકરી જેવાં કામો કરી રહ્યા છે. જે બિચારા એમ જ સમજે છે, અમારાથી વધુ બને તેમ નથી ! જેમનાથી બને છે તે જુદા ને અમે જુદા પ્રકારના ! અફસોસ ! કેવી દયાપાત્ર માન્યતા ! કેવી દયાપાત્ર દશા ! ૐ તત્ સત્ હે પરમાત્મા ! ધન્ય છે તને પણ. દીવા પાછળનું થોડુંક અંધારું હોય તે પણ આમ ને આમ કાઢી નાખ. તારે ત્યાં એવો શો ટોટો છે ? પણ સબૂર મન ! *તારી ભૂલ થતી હશે. અને કહેવું પડે એવો અધૂરો નથી. તું તારામાં જ તપાસ...*"

સ્વામીજીએ સ્વાદ જીત્યો હતો કે સ્વાદે એમને જીત્યા હતા તે વિશે કાંઈ પણ કહેવું બહુ કઠિન છે. જો સામાન્ય રીતે જોઈએ તો તેઓ ખાવાના શોખીન હતા. શાક, ફરસાણ વગેરેની તેઓ પસંદગી કરતા. ડુંગળી, આદું, મરી, સૂંઠ વગેરે એમની પ્રિય વસ્તુઓ હતી. મિષ્ટાન્ન ઉપર પણ હાથ જમાવતા. ભોજનમાં અતિશયતા પણ આવી જતી. જમાડવાના શોખીન પણ ખરા; પરંતુ આની સાથોસાથ એમનો સંયમ પણ આશ્ચર્ય પમાડે તેવો હતો. ઉપવાસ કરતાં તેઓ થાકતા જ નહિ શરીર સહેજ બગડે કે તરત જ ખાવાનું છોડી દેતા. પરેજી પાળવામાં પણ તેઓ એક્કા હતા. જેવો સ્વાદનો શોખ તેવો જ ત્યાગનો શોખ એમનામાં દેખાઈ આવતો હતો. જો સમગ્ર રીતે જોઈએ તો એમ કહેવું પડે, કે સહજ રીતે

એઓ સ્વાદપ્રિય હતા; પરંતુ મનથી નિશ્ચય કરે તો એ નિશ્ચયને ચલિત કરનારી કોઈ વસ્તુની આ દુનિયામાં હસ્તી જ ન હોય એમ લાગતું.

વૈદકનો સ્વામીજીને ભારે શોખ હતો. પૂર્વાશ્રમથી જ આ બાબતનું જ્ઞાન એમને મળ્યું હતું, અને તેઓ જીવનની છેલ્લી ઘડી સુધી એ અંગે પ્રયોગો કરતા હતા. એમનું વલણ નિસર્ગોપચાર અને આયુર્વેદ તરફ વિશેષ પ્રમાણમાં હતું. પશ્ચિમની દાક્તરી વિદ્યાના તેઓ વિરોધી હતા. તેમને એમ લાગ્યું હતું, કે આ દાક્તરો પરદેશી વિદ્યાના અને પરદેશી દવાઓના પ્રચારકો જ છે. અને જ્યારે આપણે આપણું શરીર એમને સોંપીએ છીએ, ત્યારે તેઓ અખતરાઓ જ કરે છે. દવાઓનું એમનું જ્ઞાન વૈજ્ઞાનિક હતું એમ ન કહી શકાય; પરંતુ તેઓ પ્રયોગો કરતા, અનુભવ મેળવતા અને પોતાને વિશ્વાસ બેસતો ત્યારે તેનો પ્રચાર પણ કરતા. તેઓ જાતે માંદા પડે કે આસપાસમાં કોઈ માંદું થાય, ત્યારે આવી દવાઓ જ તેઓ સૂચવતા. એમના આ શોખને લીધે જ સસ્તું સાહિત્ય તરફથી આરોગ્યને લગતાં આટલાં બધાં પ્રકાશનો થયાં છે. જે સાચું ને સારું લાગે તે બીજાને કહ્યા વિના તેઓ જંપે જ નહિ.

સ્વામીજીના જીવનની આ વિશિષ્ટતાઓ એમના સાચા સ્વરૂપને વ્યક્ત કરનારી છે. તેઓ સંન્યાસી હતા, કર્મયોગી હતા; પરંતુ સામાન્ય માણસોના કરતાં ઊંચું આસન રાખીને એ બેઠા નહોતા. સામાન્ય માનવી જેવો જીવનવ્યવહાર ચલાવતાંચલાવતાં જ એમને 'સસ્તું સાહિત્ય' સંસ્થા દ્વારા સત્યની અને જ્ઞાનની ઉપાસના કરી હતી. એ ઉપાસના કેટલે અંશે ફળીભૂત થઈ તેનો નિર્ણય તો સર્વશક્તિમાન પરમાત્મા વિના કોણ આપી શકે? આપણે તો એટલું જ કહી શકીએ કે તેઓ પોતાની વૃત્તિ અને શક્તિ અનુસાર જીવનભર બીજાને ઉપયોગી થવા માટે મથ્યા હતા અને તેમાં મહદ્ અંશે સફળ પણ થયા હતા.

*

## [૧૫]

## સ્વામીજી અને લેખકો

**સ્વા**મીજીના જીવનનું દર્શન અનેક બાજુએથી કર્યા છતાં એમને જો આપણે સંપાદક અને પ્રકાશક તરીકે ન જોઈ શકીએ, તો એ દર્શન અધૂરું જ ગણાય. સ્વામીજીની મુખ્ય પ્રવૃત્તિ એ જ હતી. અનેક લેખકોના સંસર્ગમાં એમને આવવું પડતું હતું. અનેક ગ્રંથોનું સંપાદન અને પ્રકાશન એમને હાથે થતું હતું. આ બધું સાવ સરળ રીતે ચાલતું નહોતું. ચાલી શકે પણ નહિ. અનેક મૂંઝવણો અને અનેક મુશ્કેલીઓ વચ્ચેથી તેઓ પસાર થતા હતા. સંસ્થાનો જ્યારે આરંભ થયો, ત્યારે એમની નજર સામે જે લોકો હતા તે જ લોકો જીવનની છેલ્લી પળ સુધી રહ્યા હતા. સામાન્ય જનસમૂહના લાભને તેઓ પ્રથમ સ્થાન આપતા હતા. તેમના હિતની આડે આવે એવી કોઈ વસ્તુને કે કોઈ વ્યક્તિને તેઓ સાંખી શકતા નહિ પોતે બાવા હતા. હજારોનો વહીવટ કરવા છતાં એમના બાવાપણામાં કદી ઊણપ આવતી નહોતી. પોતાના નિર્વાહ માટે માસિક દસ-પંદર રૂપિયાથી વધુ ખર્ચ તેઓ કરતા નહિ. આ ખર્ચ પણ સીધેસીધું ઝોળી પાસેથી મળી જાય, તો તેનો બોજો સંસ્થા ઉપર પડવા દેતા નહિ. પોતાના કઠોર જીવનથી એમણે એક નૈતિક

અધિકાર મેળવ્યો હતો. આ અધિકારના બળ ઉપર સંસ્થાના કાર્યકરો અને લેખકો પાસે એઓ નિષ્કામ સેવાની અપેક્ષા રાખતા હતા.

લેખકો સાથેના સ્વામીજીના વર્તાવ વિશે બે પ્રકારના અભિપ્રાય પ્રચલિત છે. એક અભિપ્રાય એવો છે, કે તેઓ અનેક નાના લેખકોને મદદગાર બનતા હતા અને તેમને આગળ લાવતા હતા. લેખકો–વિદ્વાનો આર્થિક રીતે દુઃખમાં હોય તો તેનું દર્દ એમને થતું હતું. વિદ્વાનોને પૂરતી સહાય મળવી જોઈએ એવી એમની માન્યતા હતી. બીજો મત આ કરતાં તદ્દન ઊલટો છે. સ્વામીજી લેખકોને નીચોવી લેતા, તેમના હકો ઝૂંટવી લેતા, ઓછામાં ઓછું આપીને વધુમાં વધુ કામ લેવાનો પ્રયત્ન કરતા. આ બંને માન્યતાઓને સાચી હકીકતોને ત્રાજવે તોળી જોતાં એમ લાગે છે, કે બંનેમાં અતિશયોક્તિનો રંગ આવી ગયો છે. સ્વામીજીએ કોઈને નીચોવી કે લૂંટી લીધા હોય તેવું જોવા મળતું નથી. લેખકના સર્વહક્કને આજે જેવું માન આપવામાં આવે છે, તેવું માન એમણે આપ્યું નથી; પરંતુ તે આર્થિક દૃષ્ટિએ જ. એમણે પોતાના સંપાદનમાં કે પ્રકાશનમાં લેખકનું લેખકપણું ઝૂંટવી લીધું નથી. પોતાને નામે કે બીજા કોઈને નામે લેખકનું કામ ચઢાવી દીધું નથી. સાહિત્યની પસંદગીમાં સસ્તાપણા તરફ તેઓ વધુ ઢળ્યા છે અને તેને પરિણામે એમનાં કોઈ કોઈ પ્રકાશનો લોકોપકારક હોવા છતાં સર્વાંગ સુંદર બની શક્યાં નથી. ખરી રીતે તો એવું હોવું જોઈએ કે જે સારું હોય તે બને તેટલું સસ્તું આપવું; પરંતુ એમની દૃષ્ટિ જુદી હતી. સસ્તાને તેઓ પ્રાધાન્ય આપતા હતા અને તેમાં સારાપણું બને તેટલું લાવવાનો પ્રયત્ન કરતા હતા. એમને અન્યાય ન થાય એ માટે એટલું કહેવું જ જોઈએ, કે કોઈ પણ ગ્રંથમાં સારાપણું લાવવા માટે પરિશ્રમ કરવામાં તેઓ પાછું વાળીને જોતા નહિ. ભાગ્યે જ કોઈ સંપાદકે એમના જેટલી મહેનત કરી હશે. એમના પોતાના જ્ઞાનની જે મર્યાદાઓ હતી, એમને લક્ષ્યમાં લઈ એ

તો એમ કહેવું જોઈએ કે એમની તમામ બુદ્ધિશક્તિ વાપરીને એમણે પ્રકાશનો કર્યાં હતાં. તેઓ ખૂબ પૈસા ખરચવા તૈયાર થઈ ગયા હોય, તોપણ તેઓ પોતે તો આવાં જ પ્રકાશનો આપી શકત; સિવાય કે પૈસાને કારણે જ વધુ સારા લેખકો એમને મળી આવ્યા હોત. લેખકોને એમણે બહુ આપ્યું નથી એ સાચી વાત છે; પરંતુ એ વિશે વિચારણા કરતી વખતે તે કાળના સંયોગો પણ લક્ષમાં લેવા જોઈએ. આજના માપે તે સમયને માપી શકાય નહિ. તે કાળે પુરસ્કાર જેવું બહુ હતું જ નહિ. ધંધાદારી પ્રકાશકો વગર પૈસે પુસ્તકો મેળવવામાં ફાવી જતા હતા. લેખકો પણ આંગળીને વેઢે ગણી શકાય એટલા જ હતા. કલમ ઉપર જીવવાનો સવાલ જ નહોતો. માણસ માત્રનું જીવનધોરણ પણ આજના કરતાં ઘણું નીચું હતું. દસ–પંદર રૂપિયામાં જીવનારા સ્વામીજી પણ આજે તો એથી ત્રણગણું ખર્ચ કર્યા વગર જીવી શકે નહિ. લેખકોને એ વખતે અપાતા પુરસ્કારને આ માપથી આપણે માપવો જોઈએ, તો જ સાચી સ્થિતિ સમજી શકાય.

આ કરતાં યે મહત્ત્વની વસ્તુ સ્વામીજીની પોતાની માન્યતાની છે. એમણે જે કંઈ કર્યું તેની પાછળ કઈ દૃષ્ટિ હતી, તે આપણે સમજવી જોઈએ. એ ઉપરથી જ ગુણદોષની પરીક્ષા થઈ શકે. આ દૃષ્ટિ એમના પોતાના અંતરને વ્યક્ત કરતા પત્રોમાંથી આપણે જોઈએ એ ઇષ્ટ છે.

"હું પોતે પરમહંસની લૌકિક દીક્ષાવાળો પરમહંસ છું. મારી પાસે પોતાનાં તન અને મન સિવાય અન્ય આર્થિક પદાર્થો નથી. અમુક સમય સ્વતંત્ર વિચારણા પછી ગમે તે કારણે જનસેવા તરફ ચિત્ત વધુ ખેંચાવાથી બીજાઓની બહુ ઓશિયાળી ન વેઠવી પડે તે પ્રકારે સ્વમાલિકીની એ તનમનરૂપ બે વસ્તુઓનો જનસેવા માટે ઉપયોગ કરવા માંડ્યો છે. અને તે વિદ્વાનો ઇત્યાદિની પ્રાચીન અર્વાચીન ઉત્તમોત્તમ કૃતિઓને પછી તે અગાઉ પ્રસિદ્ધ થઈ ચૂકી હોય વા હવે નવી જ પ્રસિદ્ધ કરવાની હોય; મોંઘી હોય, ઓછી પ્રચલિત હોય,

વા અપ્રચલિત હોય; તેને બને તેટલી જૂજ કિંમતે પ્રચલિત કરવાનું—જ્ઞાનના, વાંચનના પિરસણિયાનું કામ કરવામાં—એ બે વસ્તુઓનો ઉપયોગ કરવા માંડયો છે. અને તેમાં હેતુ દેશના અજ્ઞ ને અલ્પજ્ઞ તથા નિર્ધન અને અલ્પધન બંધુઓમાં ઉચ્ચ સંસ્કારો દાખલ કરવા તથા વધારવાના છે. આ આટલો હેતુ જ મુશ્કેલીથી જૂજ અંશે પૂરો પડી શકે તેમ હોવાથી; તેમ જ સાક્ષર-લેખક વગેરે ને પરિતોષવાને માટે જરૂરનું સાધન જે ધન તેનો મારી પાસે અભાવ હોવાથી તથા ધનિકો પાસેથી તે કઢાવવાની રુચિ અને આવડત મારામાં ન હોવાથી તથા સાક્ષરો પોતે જ પરમાર્થી ધનવાનોને રુચતી વર્તણૂક ઇત્યાદિ રાખીને તેમની પાસેથી પોતા માટે પારિતોષિક વા ઉત્તેજન મેળવવાને સમર્થ હોવાથી તથા ઊતરતા વર્ગો કરતાં લેખક વર્ગની ગૃહસ્થિતિ કાંઈ પણ સારી હોવાથી લેખક-સાક્ષર વર્ગ માટે હું કશો જ હેતુ મૂળ સમયે ધારણ કરી શક્યો નથી.

"અલબત્ત એ વર્ગને ઇચ્છાનો વિષય જે ધન તે ધનિકો દ્વારા તેમને મળે એ હેતુ વધુ ઊંડાણમાં તો છે જ; પણ તેને પરિણમતાં અને ફળીભૂત આ ખાતા દ્વારા થતાં હજી વખત જશે.

"ઉપલા કારણથી માત્ર ઉપલા જ વધુ સહાયપાત્ર ઊતરતા વર્ગોની સેવા મારાથી બની શકે તે કર્યે જાઉં છું. અને જે વિદ્વાનો સંતોષી હોવાને લીધે, નિષ્કામ હોવાને લીધે, કીર્તિલાલસમાં પ્રીતિવાન હોવાને લીધે યા જ્ઞાનપ્રચાર માટે અત્યાતુર કે ઊતરતા વર્ગો તરફ અતિ દયાળુ હોવાને લીધે મારી ભિક્ષાની ઝોળીમાં પોતાની ઉત્તમોત્તમ નવીન કૃતિઓની નિષ્કામ ભિક્ષા આપે છે; અથવા આગલી ઉત્તમ છતાં અલ્પપ્રચલિત કૃતિઓની પુનરાવૃત્તિ માટે રજા નિષ્કામ ભાવે આપે છે, તેમની કૃતિઓનો જનસમાજના ઊતરતા વર્ગરૂપ મારાં જ અલ્પજ્ઞ, અલ્પધન અસંખ્ય શરીરોના હિતાર્થે બનતી જૂજ કિંમતે બનતો વિશેષ પ્રચાર કરવાનું કાર્ય રોજરોજ બને છે તે બજાવ્યે જાઉં છું.

"......જો આપને યોગ્ય અર્થપ્રાપ્તિની જ મુખ્ય ઇચ્છા હોય, તો

તે અદલ અમદાવાદ તથા મુંબઈના બુકસેલરો તથા માસિક અને અઠવાડિક તથા રોજિંદા પત્રોવાળાને મળશે. જો કે કરોડો ઊતરતા વર્ગના લોક અધીં ભૂખે મરે તે દેશમાં 'છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો' વાળી કહેવત મુજબ લેખક વર્ગની પૂરતી કદર થવી અસંભવિત જ છે..."

* * *

એમનું ધ્યાન આપણા ધર્મગ્રંથો તરફ વિશેષ હતું, એટલે કુદરતી રીતે તેઓ તે કાળના લેખકોને પ્રાચીન સાધુસંતોના સાથે સરખાવતા હતા. તેઓ લખે છે:

"પ્રાચીન સમયમાં એવા કેટલા ય ઉત્તમ કોટિના ગ્રંથો લખાયેલા છે, કે જેના લેખકોનાં નામ પણ એ પુસ્તકો ઉપરથી કે બીજી રીતે આપણને પ્રાપ્ત થતાં નથી. આમ છતાં એવા ગ્રંથો તૈયાર કરવામાં તેમણે પોતાની જિંદગીનો મોટો ભાગ ખરચી નાખેલો હોય છે, એ કેટલી ઉચ્ચ પ્રકારની નિષ્કામતા છે!"

લેખકો અને વિદ્વાનોનું આર્થિક દુ:ખ એમને સાલતું હતું; પરંતુ એમના મનમાં એવું વસ્યું નહોતું, કે લેખક એ વધુ જાળવવા જેવું પ્રાણી છે. સમાજના અનેક વર્ગોમાં તેઓ લેખક વર્ગને મૂકતા હતા. એમની આ માન્યતા નીચેના પત્રોમાં વ્યક્ત થયેલી છે.

"...એક આ વાત પણ ધ્યાનમાં રાખશો, કે અગત્યના જ્ઞાનના જે કાંઈ અંશોથી અત્યાર સુધીમાં મેળવાતું આવ્યું છે, તે સકામી લેખકો–વિદ્વાનો તરફથી નહિ પણ નિષ્કામી, સંતોષી, આંતરદૈવી સંપત્તિસંપન્ન મહાપુરુષો તરફથી જ, દયા, પ્રેમ, સમભાવને લીધે મળેલું છે અને તેથી લેખક વર્ગ માટે કંઈ કરવા જેવું મારા વિચારોમાં હોય તે તેમના વિના દુનિયા અટકી પડે એવી સમજણથી નહિ પણ બીજા ધંધાદારીઓ ને કારીગરો દુર્દશા ભોગવતા હોય ને તેથી દયા–સહાયપાત્ર હોય એવી સમજણથી જ. અને વિશેષમાં

આટલું ઝરું કે બીજા બહારના ધંધાવાળા સકામી ધંધાદારીઓ કરતાં એક સારા વિષયોના આવા ધંધાદારીઓને વધુ મદદ કરતા રહેવાની મારી માન્યતા છે..."

*

"...ગરીબોને સસ્તું વાચન પૂરું પાડવા જેટલો હું આતુર છું, તેટલી જ લાગણી વિદ્વાનોમાં વસી રહેલી નિર્ધનતા પૂરવા તરફ મને છે અને તેટલી જ લાગણી ધનવાનોમાં વસેલી અજ્ઞતા અને નિર્બળતા દૂર કરવા તરફ છે. એ બધું કરવાનું હાલ તો કાંઈ બહારથી લાવીને થાય તેમ નથી, પણ એક બીજા વચ્ચે ન્યૂનાધિક વસ્તુઓનો વિનિમય, તેઓ વચ્ચે ઉદારતા અને બંધુભાવના ઉપજાવીને જ કરવાનું છે. આમ અલ્પબળ હૃદયની શેખચલ્લીવત્ ગણાય તેવી આકાંક્ષા રહે છે. તે એક યા બીજે હસ્તે થવા જેવી હશે તે પૂરી પડશે. પ્રભુઇચ્છા હશે તેમ થશે; પણ તેમાં મુખ્ય કહેવાનું એ છે, કે વિનિમય માટે ગરીબ, વિદ્વાન અને ધનવાન એ ત્રણમાંથી કયો પહેલો તૈયાર થવાને યોગ્ય ગણાય? કોના પર આવાં ખાતાંઓ વધુ દાવો રાખે? તન, મન અને ધન-બળમાંથી મોટું બળ મનનું અને તે વિદ્વાનો પાસે વિવિધ રૂપમાં વસે છે; તે વધુ કિંમતી અને વધુ સમજણયુક્ત હોવાથી સંન્યાસીની પહેલી ઝોળી ત્યાં જ ધરાશે. પરિણામે ત્રણેને ઉત્તમ લાભ થશે...."

આ માન્યતાને લીધે તેઓ વિશાળ ગરીબ વર્ગ માટે સસ્તું આપવાના ઉદ્દેશથી લેખકોને અને તેટલું ઓછું આપવા પ્રયત્ન કરતા હતા અને જ્યારે લેખક તરફથી વિશેષ માગણી થતી, ત્યારે તેમને એમ પણ લાગતું હતું, કે આવા મોટા વિદ્વાન પ્રભુની કૃપાથી જ્ઞાન-ધન પામેલા સ્વાર્થી અને કૃપણ કેમ બની શકતા હશે? પ્રસિદ્ધ લેખકોમાં આ વસ્તુ એમને વિશેષ દેખાતી. એક સ્થળે તેઓ લખે છે:

"બહુ જાણીતા લેખકો અને અનુવાદકોમાં નિષ્કામતા તો દૂર જ; પણ સકામતા-બદલો મેળવવાની વૃત્તિ સારી ખીલેલી હોય છે. એટલે

તેવાને તો અડાસે પણ સેવક જતો નથી. કોઈ પરોપકારના કાર્યમ ભાગ લેવાના હેતુથી નિષ્કામતાથી કરવા પૂછવા આવે, તો જ એ વર્ગના માણસો સાથે તેનો મોટો ઉપકાર માનીને સેવક કામ લે છે. નહિ તો સામાન્ય ગીને તો તેના કરતાં પણ સારું કાર્ય, સાદું જીવન અને ગામડાંની જિંદગીને લીધે અલ્પ બદલો લઈને કરી શકે એવા કંઈ એક અપ્રસિદ્ધ સજ્જનો પ્રભુના જગતમાં રહેલા હોય છે. તેમને શોધ્યા કરી, તેવાઓ દ્વારા જ આ સંસ્થા તરફથી અનુવાદો કરાવવા વગેરેનું કાર્ય સેવક લીધા કરે છે. સંસ્થા તરફથી અપાતા ઉપલા પુરસ્કારથી (દર ફોર્મ છાપેલા દીઠ તે રકમ રૂ. બેની હોય છે. લખાણ સ્વચ્છ તથા ભાષાંતર વિશેષ ઠીકઠાક ન કરવું પડે તેવું હોય તો તે બદલ ફોર્મ દીઠ આઠ આનાથી એક રૂ. વધુ) કરતાં અર્ધા જ પુરસ્કારથી કાર્ય કરવાની એવા કેટલાએક અનુવાદકોએ પોતાની મેળે જ સેવકને માગણી કરેલી; પણ તેમની અજાણતાનો લાભ ન લેતાં સંસ્થાથી જે કાંઈ બની શકે છે, તે તેમને જણાવવામાં આવતાં, તેઓ તેથી ખૂબ રાજી અને સંતોષી બન્યા હતા. અને તેટલું આપવા બદલ સેવકનો ઉપકાર માનતા હતા. આગળ તો ચોખ્ખા રૂ. ૨) જ અપાતા. ૦ાા થી ૧) વધુ આપવાનું ધોરણ તો વર્ષેક દિવસથી જ રાખ્યું છે.

"ઉપર મુજબ છતાં પણ સેવક તો જે કાંઈ સંસ્થા તરફથી પુરસ્કાર આપી શકાય છે, તેને પત્રંપુષ્પના નામથી જ ઓળખે છે. પછી કાર્ય કરનાર જોઈએ તો તેને પૂરતું ગણે અને ઉપકાર માનવો હોય તો તે પણ માને. અને જોઈએ તો ઓછુ ગણીને લોકહિતને ખાતર તેટલી પોતે ઉદારતા દર્શાવવી હોય એમ માને તે તેની મરજી ઉપર રહે છે.

"પત્રંપુષ્પ' કહેવાનું ખરું કારણ એ છે, કે 'કોઈ પણ ખરા દિલથી કરાતા કાર્યનું મૂલ્ય પૈસાથી આંકી શકાતું નથી.' આ પ્રકારની ભાવના હૃદયમાં રહેતી આવી છે તે છે.

"કોઈ માણુસ પૂર્ણ નિષ્કામ રહેવા ઇચ્છતો હોય, તેને હું દેવ માનું છું. અને તેમ કરીને તે પોતાના કાર્યની ઉપકારતામાં એ અપ્રગટ છતાં બહુ ઉપકારક સત્ય મેળવતો હોવા સાથે પોતાનું સત્ય હિત પણ સાધતો હોય એમ માનું છું, જેથી તે માર્ગથી લલચાવીને ચલિત કરવાનું તો સેવકને કયાંથી જ ગમે, પણ ઊલટું તે માર્ગે કોઈ પણ ચડે એવું જ તે ઇચ્છે છે."

પુરસ્કાર તેઓ નહોતા જ આપતા એમ તો નથી. એમનો પ્રયત્ન એવો ખરો કે લેખક નિષ્કામભાવે જ લખે. જો કે આ સ્થિતિમાં આગળ જતાં ફેર પડ્યો હતો. ધીમેધીમે પુરસ્કારનું ધોરણ ગોઠવાતું જતું હતું અને તેનાથી કોઈને ઓછું આપવાનો પ્રયત્ન પણ થતો નહોતો. એમના પોતાના પત્રોમાંથી આ અંગે કેવા કેવા નિયમો એમણે કરેલા તે જોવા મળે છે.

"પ્રભુઇચ્છાથી થોડા વખતથી કંઈક નામ માત્રનો બદલો આપી શકાય તેવું ચાલે છે. અને તેથી પણ કાર્યની કંઈ સુગમતા વધી છે. એ બદલાને બદલો નહિ, પરંતુ લેખકને થતા સ્ટેશનરી અર્ચનો બદલો કહીએ તો ચાલે."

*

"અમારે સ્પષ્ટ જણાવવું જોઈએ કે એમાં સંસ્કૃત શ્લોકો હોવાથી બીજે ઠેકાણે વાત થઈ હતી. તેમા પણ પાંચ ને બદલે સાડા પાંચ રૂા. અમે ફરમે નક્કી કરેલા છે. અને ખુશીની સાથે આપને પણ તે મુજબ મજરે આપીશું જ. સાધારણ ધોરણ કરતા જેમ અધિક અધિક અપાવું મુશ્કેલ છે, તેમ ઓછું આપવાનો અઘટિત પ્રયત્ન કરવો એ પણ અમને પસંદ નથી."

*

"આ ખાતાનો હેતુ બની શકે તેટલો આત્મભોગ આપીને કાર્ય કરવાનો છે. વેચાણવ્યવસ્થા ખાતે આવશ્યક ખર્ચ બહુ કરકસર

કરી, તેટલો કિંમતમાં પડતર ગણતી વખતે ચડાવી લેવાય છે. ગ્રંથ-રચના ખાતે કાંઈ પણ ખર્ચ કરવાનું આ ખાતાથી બની શકે તેમ ન હોવાથી; વિના ખર્ચે બની આવે તે તે સાહિત્યનો ઉપયોગ કરી, ખર્ચની બાબતોથી અલગ રહેવાનું ધોરણ અમારે ખાસ જાળવવાનું છે; અને આમ છતાં પણ અમારાથી પ્રચારનું જે થોડુંક કાર્ય બની શકે તેમ છે, તે કરતાં અધિક સાહિત્યસામગ્રી પ્રભુકૃપાથી આગળ-પાછળ પ્રાસવત્ રહ્યા કરે છે; અને આર્યપુત્રો પરોપકાર અને આત્મભોગનું તત્ત્વ દિનદિન કાંઈ પણ અધિક સમજતા ચાલવાનું સંભવિત છે, ત્યાં સુધી અમને તે ખાતે તંગી પડવા ભય નથી."

*

"બદલો તો નહિ જ, પરંતુ સાંપ્રદાયિક મંદિરોમાં હજારો રૂપિયાની દેવસેવા બદલ પ્રસાદનો એકાદ પડિયો અર્પાય છે, તેવું કંઈક અમે પણ કરવાનું રાખ્યું છે અને તે એ કે ૨૫ યા ૫૦ પ્રતો કર્તાને મિત્રોમાં અર્પવા માટે પહોંચાડીએ છીએ, જેમાં પાંચેક પ્રત પાકા પૂંઠાની પણ હોય છે."

તેમ જ અન્ય સ્થળોએ એમણે નોંધ્યું છે:

"ખાતાનો પુરસ્કાર ઓછો પડે તે પોતાની ઉદારતા કે સેવા-વૃત્તિની ભાવનાથી પૂરીને સારી પેઠે બદલો મળતો હોય તેવી પૂરી કાળજીથી શ્રમ કરે એવો હોય, તેને જ કામ સોંપવું એ ધોરણ ચાલતું આવ્યું છે."

*

"મરાઠી અને હિંદી ઉપરથી કરાવવાના ભાષાંતર માટે ફૉર્મ દીઠ રૂપિયા ત્રણ, બંગાળી માટે ચાર અને અંગ્રેજી તેમ જ સંસ્કૃત ઉપરથી કરવાના ભાષાંતર માટે રૂપિયા પાંચથી છ પુરસ્કાર આપવાનું ધોરણ હાલ સંસ્થામાં ચાલુ છે."

*

"શાંતિપર્વ જેવા આઠ પૃષ્ઠનો એક ફરમો, એવા પ્રત્યેક ફરમા પાછળ બે રૂપિયા ખર્ચ કરવાનું આ ખાતાનું ધોરણ છે. અને અત્યાર સુધીમાં સર્વ લેખકો સાથે એ એક જ ધોરણ ચાલુ છે. એમાં યોગ્યતા ઇત્યાદિને લઈને ફેરફાર હોવો સ્વાભાવિક ખરો; પણ એ પ્રશ્નનો પૂરતો બદલો આપવાનું ધોરણ હોય તો રહે છે. અમુક અનુવાદો માટે અમુક લેખકોને અપાતો બદલો એટલો જ હોવા છતાં તે પૂરતો ગણાઈ શકે છે; પણ કેટલાક લેખકો માટે તો હું એમ જ માનું છું, કે બદલો ઉપલો તેમને માટે અરધો કે તેથી પણ ઓછો છે."

*

"હાલ થોડા જ દિવસથી અંગ્રેજી અનુવાદ માટેના પુરસ્કારમાં રૂપિયા ૧ા નો વધારો કર્યો છે. એટલે કે ૨ા ને બદલે ૩ા અને કાળજીથી ઉત્તમ કાર્ય થયું હોય, તે બદલ સ્પેશિયલ રૂપિયા ૧ા મળી ૪ા સુધીની હદ રાખી છે. બંગાળી કરતાં અંગ્રેજીમાં શ્રમ વધુ હોવાથી એમ થવું જરૂરી લાગ્યું છે."

*

"ભાષાંતર તૈયાર કરનાર શાસ્ત્રીજીને કદાચ સોએક રૂપિયા ઓછા આપીએ તોપણ બોલે તેવા નથી; પરંતુ બને ત્યાં સુધી સંસ્કૃત વિદ્વાને અને સુશીલ બ્રાહ્મણને એવી કસર ન અપાય એવી લાગણી રહે, એ કુદરતી જ છે."

*

"અંગ્રેજીમાંથી ગુજરાતી અનુવાદ કરાવવા બદલ પુરસ્કાર આપવાનું આ સંસ્થાનું હાલનું સામાન્ય ધોરણ ગુજરાતી અનુવાદના ૧૦૦૦ અક્ષર (નહીં કે શબ્દ) જેટલા અનુવાદ દીઠ આઠ આના પ્રમાણે આપવાનું ચાલે છે. (પછી કોઈનો અનુવાદ ઘણો સારો ને કશી મહેનત તે પાછળ ન કરવી પડે એવો જણાય તો એથી કાંઈક વધુ પણ આપી શકાય ખરું.)"

લેખકના સર્વ હકની બાબતમાં તેમની માન્યતા એવી હતી, કે જે લેખક સ્વેચ્છાએ લખીને, પુરસ્કાર લઈને કે લીધા વગર સંસ્થાને પુસ્તક છાપવા-વેચવા માટે આપે તે ઉપરના સર્વાધિકાર લેખકના ગણાય; પરંતુ સંસ્થા પોતે જ લેખકને પુસ્તક લખવાનું સોંપે તો તે ઉપર સર્વ હક સંસ્થાના ગણવા જોઈએ. અનુવાદની બાબતમાં તો તેઓ એમ માનતા, કે એકવાર મહેનતાણું આપ્યું એટલે કામ પૂરું થયું. આ વિશેની એમની માન્યતા નીચેના પત્રમાં જોવા મળે છે:

"ખાતાનો અને લેખકોનો સંબંધ જો એકાદ ગ્રંથકાર અને તેના તરફથી છપાવવા-ખપાવવાનું કાર્ય કરનાર એજંટના જેવો હોત, તો પછી ઉપલી બાબત સર્વોપરીપણુ ગ્રંથકારનું જ હોઈ અત્ર તરફથી કશું લખવા જેવું ન હતું; પરંતુ સાર્વજનિક સેવાના હેતુથી આ ખાતું અને તેના દરેક કાર્યની યોજના રચાય છે અને બનતી જાતમહેનત સાથે બહારથી લેખકોની અને ધનવાનોની ઇ. ની રાજીખુશીની સહાયતાની મેળવણીપૂર્વક જે જેટલું જેવું બને તેવું તે કાર્ય ચલાવાય છે; અર્થાત્ પ્રથમ જણાવેલા પ્રકારમાં ગ્રંથકાર મુખ્ય અધિષ્ઠાતા હોઈ છપાવવા-ફેલાવવાનું કાર્ય કરનારાઓના અંગ અથવા મદદગારરૂપ છે. જ્યારે આ ખાતાના દરેક કામની બાબતમાં મુખ્યતઃ સંસ્થા પોતાની હોઈ, અન્ય લેખકો તેમ જ જુદાજુદા જે અનેક લેખકો તથા નોકર-ચાકરોની સહાયથી થતું કાર્ય ચલાવવાનું તે સર્વ તેના સહિયારા અથવા સહાયકો છે. યોજના સંસ્થાની...પ્રચાર કરવાનું, પસંદગી કરવાનું, નાણાંની સગવડ કરવાનું, ગ્રંથ સોંપવાનું કાર્ય ઇત્યાદિ સર્વ જે કંઈ કરવાનું છે તેમાં અનેક અંગોમાં એક અંગ લેખકોનું છે."

સંસ્થા જ્યારે લેખકના હક લઈ લેતી, ત્યારે તેમાં આવશ્યક ફેરફારના હકનો પણ તેઓ સમાવેશ કરી દેતા. લોકોને શું આપવું જોઈએ તે વિશે પણ 'હું જ વધારે સમજું' એવું તેઓ માનતા હોય એમ જણાય છે. જે કક્ષાના લેખકો અને અનુવાદકો તેમને મળતા હતા, તે જોતાં આ માન્યતા અમુક અંશે સાચી પણ હતી.

આ વિશે એ કાળે પણ એમની ટીકાઓ થતી હતી. એ બધી ટીકાઓનો પ્રત્યાઘાત એમના મનમાં કેવો પડતો હતો, તે નીચેના પત્રો પરથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે.

"ઈશ્વરકૃપાથી લેખકસજ્જનોની કૃપા અને સુગમતાં દિનદિન એવી વધતી ચાલી છે, કે કેટલાક સારાસારા લેખકોની માગણી છતાં તેનો લાભ લેવાનું મહિનાઓ સુધી બનતું નથી. જો કે કેટલાક સારી સ્થિતિવાળા કે ઉદારતાવાળાઓ તો કશું સરખું પણ મહેનતાણું બંધાવા ના જ પાડે છે; છતાં કોઈ ઠીક લખી શકનાર છતાં ગરીબ સ્થિતિનો છે એ જણાતાં અથવા કોઈ લખનાર આ ખાતાના કાર્ય માટે સ્વમાનને બાજુ મૂકીને પણ આતુરતાથી માગણી વારંવાર કરતા હોય તેના તરફ વલણ વધુ સ્વાભાવિક રીતે થઈ જાય છે. મણિલાલભાઈ વિશેષણ વિષે પણ તેમ જ છે. છપાયેલા ગુજરાતી ફરમા દીઠ બે રૂપિયા મહેનતાણું પછી તેને નામ માત્રનું સમજો કે પૂરતું સમજો–આપવાનું આ ખાતાનું ધોરણ છે."

*

"..લેખક અને કામના સારાપણાની જે આવશ્યકતા હું માનું છું, તે જોતાં હું તો એટલા બદલાને અરધો પણ ગણવા ના જ પાડું છું અને તેવી જ રીતે લખનાર પણ એવા બદલાને ખાતર જ અને બદલાને જેવું જ તથા તેવી જ જૂજ કાળજીથી કામ કરે એવો હોય તેને છાંયે પણ ઊભા રહેવું પસંદ નથી; પણ જે લખનાર–પછી તે જૂજ બદલો તેને લેવો પડતો હોય તેની ચિંતા નહિ. પચીસ કે પચાસ હજાર વાચકો માટે કામ કરવાની ભાવનાથી અને આથી સારું કામ કેમ કરીને કરી શકાય એ ભાવનાથી કામ કરવાની વૃત્તિવાળો હોય તે જ ગમે છે."

*

"બીજાઓના જેવી મોટી કિંમત ન રાખવાને લીધે સારા અને મોંઘા લેખકોથી કામ લેવું આવા ખાતાને ન પરવડી શકે, એ તો

સ્પષ્ટ જ છે. લોકસેવા અર્થે પોતાની વિદ્વત્તાનો નિષ્કામતાથી લાભ આપવાને કંઈ એક ઉદારાત્માઓ ઉત્સુક હોય છે; પણ ગ્રંથ તૈયાર કરવા સાથે છપાવી, વેચવાની જે મોટી પીડા ઉઠાવવાની હોય છે, તેથી એવા અનેક સજ્જનોની ઇચ્છા પૂરી થતી નથી. આ પ્રકારના ઉદારાત્મા લેખકો દેશના સૌભાગ્યે નીકળી આવતા રહેવાથી આ ખાતાનો અને તેમનો મેળ ઉભયની ખોટને પૂરનારો થઈ પડી જનસમાજ માટે હિતાવહ થતો આવ્યો છે.

"પરંતુ સર્વાંશે હજી તે પ્રકારથી ચાલી શકતું ન હોવાથી બીજી રીતે પણ કામ લેવું પડે છે. કંઈ એક સારા લખનારાઓ અનેક કારણે ગરીબ સ્થિતિ ભોગવતા હોય છે. અને બહુ જાહેરમાં આવી ગયેલા, સારી આવકવાળા, મોંઘા લેખકોના જેવું જ સારું કામ આવા ખાતા માટે બહુ જ ખુશીથી કરી આપીને ખાતાનું ધોરણ જે દર ફરમા દીઠ બે રૂા. આપવાનું હોય છે, તેટલો બદલો પોતે અન્ય રીતે પ્રાપ્ત કરતા હોય તેના કરતાં સંતોષકારક માનીને આનંદપૂર્વક સ્વીકારે છે.

"અલબત્ત, અત્ર તરફનો પુરસ્કાર સારા પ્રમાણવાળો હોવાનો દાવો નથી; તેમ જ લોકસેવાના મુખ્ય ઉદ્દેશને લઈને બીજી પૈસાદાર સંસ્થાઓ જેવી આશા પણ સજ્જનો અત્ર તરફથી રાખી ન જ શકે.

"હિંદના ગરીબ નારાયણોની સેવા ગરીબો અથવા ગરીબાઈ (નિર્ધનતા) યાને સ્વાર્થત્યાગ થોડોઘણો સ્વીકારનારાઓ જ કરી શકે તેમ છે. આ સંસ્થાનો ઉદ્દેશ, સસ્તાપણું, બહોળો પ્રચાર અને તેને લીધે લેખકને પણ મળતી એક પ્રકારની પ્રતિષ્ઠા ઇત્યાદિ કારણોને લઈને ઇશ્વર પ્રથમથી જ સુલેખકોનો યોગ આ સંસ્થાને કરાવતો રહ્યો છે અને રહેશે જ. એટલું જ નહિ પણ કોઈ કોઈ લેખકો તો પૂર્ણ નિષ્કામ ભાવનાવાળા પણ મળ્યા છે જ...

"મારી માન્યતા પ્રમાણે દુર્દશાવશ કોઈ પણ દેશને તેમાંથી

ઊઠવાની પ્રાથમિક દશામાં સહાય કરવાને પૂરતું મહેનતાણું લેનાર સહાયકો બહુ ઉપયોગી નીવડ્યા હોય એ વિશે શક છે. પૂર્ણ અથવા અંશતઃ નિષ્કામ સેવાવૃત્તિવાળાઓ જે એવા સંજોગોમાં કામના થઈ પડે અને જેમ હજારો ધંધાદારીઓમાંથી કોઈ કોઈ અન્નક્ષેત્ર કહાડનાર પણ નીવડે છે, તેમ આ વ્યાપારવૃત્તિની ગુજરાતમાંના સેંકડો લખનારમાંથી આવા ખાતાને જોઈતા થોડાક નિષ્કામ વા અલ્પકામ લેખકો મેળવી શકવાને ગરીબ ગુજરાતના સુભાગ્યયોગે તે શક્તિવાન છે. તમે (હરિલાલ માણેકલાલ દેસાઈ) લખો છો, કે 'સંસ્થાની પ્રતિષ્ઠાનો આધાર શિષ્ટ લેખ પર જ રહેલો છે' તે એમનું તો પૂર્ણ વ્વાજબી નથી, પણ જે અનેક બાબતો પર આધાર છે તેમાંની એક બાબત તરીકે એ પણ અમે પ્રથમથી ગણતા આવ્યા છીએ; પરંતુ ગરીબ, બહુ જાહેર નહિ પડેલા, છતાં લોકહિતના કાર્યને ખાતર નિષ્કામ–અલ્પકામનાપૂર્વક કાર્ય કરનારાઓમાંથી પણ સારું મજાનું લખી શકે એવા નીકળ્યા કરે છે જ"

એક નાજુક વસ્તુ વિશે પણ અહીં નોંધ કરવી આવશ્યક છે. પોતાનું સર્જન કોઈને પણ અર્પણ કરવાનો અધિકાર લેખકનો જ હોય એ માન્યતા હવે લગભગ સર્વસ્વીકૃત છે. સ્વામીજી આવુ માનતા નહિ, તેઓ કહેતા કે જ્યારે એક ગ્રંથ સંસ્થાને આપી દેવામાં આવે છે, એટલે કે અર્પણ કરવામાં આવે છે, ત્યારે બીજા કોઈને ફરી અર્પણ કરવાનો સવાલ જ ઊભો ન થવો જોઈએ. તેઓ કહેતા કે લેખક પોતે જ પ્રકાશક હોય તો પોતાને ફાવે તેને અર્પણ કરી શકે, પરંતુ એમ ન હોય ત્યારે અર્પણનો અધિકાર પ્રકાશક સંસ્થાને જ હોવો જોઈએ. આમ છતાં તેઓ એટલું સ્વીકારતા કે સંસ્થાને પુસ્તક આપતી વખતે એ સ્પષ્ટ શરત કરવામાં આવી હોય, તો લેખક પોતાને ઠીક લાગે તેને અર્પણ કરી શકે. આ બાબતમાં એમની માન્યતા કેવી દઢ હતી તે સ્વ૦ પઢિયાર ઉપરના એમના પત્ર ઉપરથી જાણવા મળે છે. સ્વ૦ પઢિયાર પોતાનો ગ્રંથ કવિ નાનાલાલને અર્પવા ઇચ્છતા હતા.

"જેમ તમે ગ્રંથરૂપ તમારી કૃતિ આ ખાતાને આપો છો–અર્પણ કરો છો, તેમ જ તે જ ગ્રંથને એકમાંથી અનેક રૂપે છપાવી પ્રસિદ્ધ કરવાની સ્વહસ્તે કરાતી કૃતિ અન્યને કે ઈશ્વરને અર્પણ કરવા ન કરવાનો, તે કૃતિ કરનારનો સ્વાભાવિક–સત્યહક ન્યૂન થાય એવું તમે જે કંઈ લખો તેનું વ્યાજબીપણું સ્વીકારવાને મારી વૃત્તિમાં કશું કારણ સ્ફુરતું નથી...અલબત્ત, તમે તમારી કૃતિ આ ખાતાને સોંપવા અગાઉ ગમે તેવી શરતો રજૂ કરવા મુખત્યાર છો જ અને તેમાં તમે અર્પણનો વિષય પણ શરતરૂપે મૂકવા સ્વતંત્ર છો જ, પણ એક સન્મિત્ર તરીકે તમો મારી આ હકીકત ધ્યાનમાં ઉતારો એવી ભલામણ સાથે લખવાનું કે પ્રસ્તાવનામાં સસ્તા સાહિત્યને આપ્યાનું અને બીજા પાન પર તે જ વસ્તુ કવિને આપ્યાનું લખવાથી તમને કાંઈ વિચિત્રતા ભાસશે નહિ ? વાંચનારાઓને તેથી કાંઈ વિલક્ષણતા ભાસશે નહિ ? ખુદ કવિને જ કાંઈ વિલક્ષણતા ભાસે કે ન ભાસે તે તો હું કહી શકું નહિ, પરંતુ મને તો એમ લાગે છે....'શોભા અને કીર્તિ' એ શબ્દો મારા મનથી આકર્ષક રહ્યા નથી. એ વસ્તુઓ તો અંદરના પોલંપોલથી પણ ઘણાખરાઓ ખીલવી શકે છે. અંતરનો પ્રભુકૃપાનો શુદ્ધ નિત્ય આનંદ ન સમજી શકાય ત્યાં સુધી જ જગતમાંની શોભા ને કીર્તિ મોહ પમાડયા કરે છે, ખેંચ્યા કરે છે.

ગૌરવં રૌરવં ઘોરં, પ્રતિષ્ઠા સૂકરીવિષ્ટા !

"...મને તો આ (શોભા ને કીર્તિ) ગમતાં પે નથી ને તેને ખાતર હું આ પ્રવૃત્તિ કરતો હોઉં એમ પણ નથી..."

ધીમેધીમે એમની માન્યતા એવી થતી જતી હતી, કે પુસ્તકનું અર્પણ તો ભિક્ષુની ઝોળીમાં નાખ્યા પછી ભગવાનને જ થઈ ગયેલું મનાય. તેઓ પોતે 'શ્રીકૃષ્ણ'ને પણ પુસ્તકો અર્પણ કરી દેતા હતા. સ્વ૦ પઢિયાર સાથેના પત્રવ્યવહારમાં છેલ્લેછેલ્લે તેઓ એટલે સુધી આવ્યા હતા, કે પુસ્તકની સાથે પોતાના સ્વજન પ્રિયજનનું નામ

જોડી શકાય, પણ અર્પણ તો ન જ કરી શકાય, કારણ કે પ્રકાશકને તે આપી દીધેલું હોય છે અને પ્રકાશક ગ્રાહકો પાસેથી તેના પૈસા લે છે.

સ્વામીજીની આ પ્રકારની માન્યતાની સાથોસાથ લેખકોને મદદ અને પુરસ્કાર આપવાનું ધોરણ તો ધીમેધીમે પણ ઊંચું આવતું જતું હતું. એવા અનેક દાખલાઓ છે, કે જ્યાં લેખકે પરિશ્રમ કર્યો હોય, પરંતુ સ્વામીજીને એ પુસ્તક પસંદ ન પડવાને કારણે તેઓ પ્રસિદ્ધ ન કરે, છતાં લેખકને તો તેનો પુરસ્કાર આપી દે કોઈવાર વિવેકપૂર્વક લખે· "ભાષાંતર ઠીક છે, પરંતુ આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ નહિ થાય, પરંતુ આ સાથે તમારી મહેનતના રૂપિયા મોકલ્યા છે " લેખકને ભીડને પ્રસંગે મદદ કર્યાના પણ ઘણા દાખલા મળી છે. લેખકના અવસાન પછી એમના કુટુંબને પણ યથાશક્તિ મદદ કર્યાના કિસ્સાઓ છે. તેઓની સાધારણ માન્યતા એવી હતી, કે કોઈ પણ વ્યક્તિને સાચો બદલો પૈસાથી આપી શકાતો નથી સાચો બદલો તો તેને આપોઆપ મળી રહે છે ઊંચી લાગણીવાળા લેખકને તેઓ લખતા·

"પ્રિયબંધુ ! આપના સંયોગો આપે સ્પષ્ટ કર્યા કે લખ્યા નહિ હોય, છતા તે હું સમજી શકું છું તમે પોતામા શ્રદ્ધા ખૂબ રાખજો થોડું અને તો થોડું પણ જે કરો તે સંગીન, કરવા ટેવ રાખજો તમારામા મને શ્રદ્ધા છે, કે તમે ધીમેધીમે ઉત્સાહ વધાર્યા જશો તો હજી બહુ સારા સાહિત્યસેવક નીવડશો દ્રવ્યાદિનો તમને અતિલોભ ન હોવાથી સ્વ-જીવનને તમે બહુ શાંત અને ઉચ્ચતર બનાવી શકશો અને આ દેશની તેમ જ વિદેશી ઉચ્ચ ફિલસૂફીનો અભ્યાસ કરવાનુ રાખશો, તો અત્યારે તમારી કલ્પનામા પણ નહિ આવતા હોય તેવા ઉચ્ચ લાભો–સત્ય લાભો–સત્ય સુખો મેળવવાની યોગ્યતા તમારામા રહેલી છે "

સ્વ૦ રત્નસિંહ પરમાર સસ્થાના એક લેખક હતા એમની સ્થિતિ નબળી થતા એમણે સ્વામીજીને લખ્યુ કે તેઓ પોતે મદદ

ન કરી શકે તો એમને માટે જાહેર પ્રજા પાસે પૈસા માગે. સ્વામીજીએ જવાબમાં નીચેનો પત્ર લખ્યો:

"ખુદ સંસ્થાના પોતાના હિત માટે પણ આમ કરવું મને બહુ પસંદ નથી. તે છતાં તેમ કરવાની જરૂર હોય તો બહુ જ અશક્ત, બહુ જ અજ્ઞાન, બહુ જ ગરીબ, અનાથ એવા લાખો ને કરોડો મનુષ્યો જે તમારા પોતાના કરતાં અનેકઘણાં ગરીબ સહાયપાત્ર છે એમ તમારે પણ કબૂલ કરવું પડે જ. તેમને માટે પ્રથમ તેમ કરવાની જરૂર છે."

ને ઉમેર્યું:

"તમારા હિત માટે બને તેટલી કાળજી હું ધરાવતો આવ્યો છું જ...હરકોઈ માણસ જે ઠરાવથી કામ સોંપે તે ઉપરાંતની કશી જ આશા કે માગણીનું ધોરણ કોઈ અન્ય સ્થળે કામ પડતાં પણ ન જ રાખવું, એ મારી ખાસ ભલામણ તમારા હિત માટે છે. વળી તેમાં પણ જે માણસ થોડી પણ ઉદારતા દર્શાવે તેનાથી ઉત્તેજાઈને તેના પ્રત્યે અધિકની આશા ને માગણી એ તો ઊલટું તે મૂળ વસ્તુને પણ નષ્ટ કરી નાખનારું છે. મારા સ્પષ્ટ છતાં કટુ લાગે એવા શબ્દોથી દુઃખ માનશો નહિ. એમાં હેતુ માત્ર તમારા હિતનો જ માનજો!"

આમ છતાં શ્રી પરમાર સ્વર્ગસ્થ થયા અને એમનાં પત્ની દુઃખમાં આવી પડ્યાં, ત્યારે સ્વામીજીએ મદદ આપી હતી. એકવાર 'હિંદુસ્તાન' પત્રમાં એ વિશે અમુક હકીકત પ્રસિદ્ધ થઈ ત્યારે સ્વામીજીએ એક સ્નેહીને નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો:

"કાલે 'હિંદુસ્તાન' દૈનિકમાં પરમાર વિષેની હકીકત તમારા પણ વાંચવામાં આવી હશે. ત્રણસોએક રૂપિયા માટે બિચારી તેમની *પત્ની ઘરવગરની બની રહે એ બાબત તરફ સહુએનું ધ્યાન* જરૂર ખેંચાયું હશે જ અને દયાળુ માણસોએ તેને માટે પૈસા તેમ જ શ્રમ ખરચીને તેને તેવું ઘર મળે તેમ કરવા પણ માંડ્યું હશે.

"છતાં દૈવયોગે તેવું કાંઈ ન જ થવા માંડ્યું હોય અથવા પૈસા કે મહેનતની ઓછપને લઈને અધૂરું રહ્યું હોય, તો તે ખાતે બનતું કરવા જેવું લાગે છે. તમે ત્યાં છો એટલે એ શ્રમ તમારે લેવો પડશે.

"તપાસ કરતાં ઉકેલ થઈ ગયેલો તમને જણાય તો આનંદની વાત છે અને અધૂરું રહેલું જણાય અથવા કોઈ રીતે કર્યું ન થયેલું જણાય, તો તે બાબતની ઓછપ તમારા શ્રમથી પૂરી શકાય તો બહુ સારું. નાણાંમાં ઓછપ હશે અથવા બધી ત્રણુસોની રકમ ઊભી કરવી પડે તેમ હશે, તો તેની જવાબદારી આ સેવક માથે લે છે.

"પરમાર સાથે દરેક ભાષાંતર વગેરેનું કાર્ય સ્પષ્ટ કરાવથી થયેલું હોઈને તે ખાતે કાંઈજ બાકી થાકી નથી, પરંતુ દયા ઉપજાવે તેવા પ્રસંગને ખાતર આવું તેવું કાંઈ બને તે સ્વ૦ ના ચિત્તની શાંતિ અર્થે કરવું, એ જ દૃષ્ટિથી આ લખ્યું છે. તો આ વાત બનતી પહેલી તકે હાથ ધરી જે જણાય તે લખશો અને કરવું ઘટે તે કરવા તરફી લેશો એમ આશા છે. વખતે સોપચાસ વધુ કોઈ કારણુસર ખર્ચવા પડે તેમ હોય તો તે પણ પ્રભુ કરાવશે. પૈસાની તરતમાં જરૂર પડે તેમ હશે, તો પત્ર મળતાં તરત જ હૂંડી મોકલાવીશ."

શ્રી. પરમારના મૃત્યુ પછી એમના વિશે અને સ્વામીજી વિશે સારી પેઠે ચર્ચાઓ થઈ હતી. આ ચર્ચાના પરિણામે સ્વામીજીને પોતાની સ્થિતિ અને માન્યતા પ્રગટ કરવાનો અવસર મળી ગયો હતો. શ્રી. પરમારના મૃત્યુ પછી 'ગુજરાતી કેસરી'ની એક તંત્રીનોધમાં સંસ્થા વિશે કેટલીક ટીકા થઈ હતી. સ્વામીજીએ તેનો જવાબ આપ્યો અને તંત્રીશ્રીએ જે ખુલાસો કર્યો એ આ પરમાર પ્રકરણને સમજવામાં મદદરૂપ થાય એમ છે માટે જોઈએ:

"આપના ૨૮મી સપ્ટેંબરના અંકમા સ્વ૦ રત્નસિંહ પરમાર વિષે જણાવ્યું છે, કે 'ભાઈ પરમારે કેટલાંક વર્ષ સુધી સસ્તા સાહિત્ય માટે સ્વતંત્ર યા તો અનુવાદનાં પુસ્તકો લખવાનું કામ

સંસ્થાના લેખકો સાથેના સંબંધોને સમગ્ર દૃષ્ટિએ જોતાં, એમ કહેવું જોઈએ કે એ કાળના વિદ્વાનો સ્વામીજીને સાચી રીતે ઓળખી શકયા નહિ અને સ્વામીજી વિદ્વાનોની મહત્તા સમજી શકયા નહિ. એમની સંસ્થા ગરીબો માટે હતી એ કબૂલ, ગરીબોનું જ હિત પ્રથમ થવું જોઈએ તે પણ સાચું; પરંતુ થોડા વધુ પૈસા આપીને તેઓ વિદ્વાનોનો સહકાર મેળવી શકયા હોત. લેખકોની લાગણી સમજી તેમના હક્કોનો સ્વામીજીએ સ્વીકાર કર્યો હોત, તો 'સસ્તું સાહિત્ય' ગરીબોની વધુ સેવા કરી શકત. પુસ્તકો જયારે હજારોની સંખ્યામાં ખપતાં હોય ત્યારે લેખકને અપાતા ખસો પાંચસો રૂપિયા, સરેરાશ કિંમત ઉપર બોજારૂપ ન જ બને. રૂપિયે એકાદ આનાનો વધારો ગ્રાહકો જરૂર સહન કરી શકે. બદલામાં લેખકને સંતોષજનક પુરસ્કાર મળી જાય.

આ કરતાં વધુ મહત્ત્વનો મુદ્દો તો એ છે, કે લેખકોએ સેવાર્થે લખવું, પ્રતિષ્ઠા માટે લખવું કે પૈસા માટે લખવું તેનો નિર્ણય લેખક પોતે જ કરે એ વધુ ઇષ્ટ ગણાય. લેખક જે કંઈ કરે તેના પાપપુણ્યની જવાબદારી તેની પોતાની જ છે. પ્રકાશકે–લોકસેવાની બુદ્ધિથી કામ કરતા પ્રકાશકે, એ જોવું જ જોઈએ કે જ્ઞાનનો પ્રવાહ રુંધાઈ ન જાય અને શિવના મસ્તકેથી ઢળતી જ્ઞાનગંગાને સામાન્ય જનસમાજમાં લઈ જતા ભગીરથોની સંખ્યા આ જગતમાં વધતી જ રહે. વિદ્વાનોને અને લેખકોને પોતાની આજીવિકા માટે, જ્ઞાન, કલ્પના અને બુદ્ધિ વધારનારા નહિ, પરંતુ તેને કુંઠિત કરનારા ધંધાઓમાં પડવું પડે એ સ્થિતિ સમગ્ર જનસમાજને મોટું નુકસાન કરનારી છે. સેવાના વ્રતધારી પ્રકાશકોનું કર્તવ્ય છે, કે વિદ્વાનોને જીવનનિર્વાહની ચિંતામાંથી મુક્ત કરવા, એમને માનભર્યું સ્થાન આપવું, અને તેઓ જ્ઞાનની સાધના સારામાં સારી રીતે કરી શકે તેવી બધી સગવડો આપવી. સ્વામીજી જેવા કર્મયોગી અને પ્રખર [illegible]ાર્થીના ખ્યાલમાં જો આ વસ્તુ આવી હોત, તો સસ્તું સાહિત્યે જેમ ગુજરાતના ઘેરેઘેર જ્ઞાનના દીવા પેટાવ્યા, તેમ એવા અસંખ્ય

દીપક પ્રગટાવનારી પરમ જ્ઞાનજ્યોતિઓ પણ પોતાની સંસ્થામાં એકત્ર કરી શકયા હોત.

આમ છતાં એક વસ્તુ ધ્યાન બહાર ન જવી જોઈએ. સ્વામીજીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોમાંથી ઘણુંખરાં અનુવાદિત ગ્રંથો જ છે. અનુવાદક અને સર્જક વચ્ચે બહુ મોટો તફાવત છે. સ્વામીજીના હાથે સર્જકો કે વિદ્વાનોને ન્યાય-અન્યાય થવાનો સવાલ ભાગ્યે જ ઊભો થાય છે. સર્વ સામાન્ય ધંધાદારીને માપે માપતાં તો સ્વામીજીએ લેખકો પ્રત્યે કોઈ જાતનું હીણું વર્તન રાખ્યું હોય તેમ જોવા મળતું નથી. દુનિયામાં ચાલતા બીજા વ્યવહારોની રીતે જોઈએ તોપણ તેમનું વર્તન વાજબી જ છે, કારણ કે એમણે કોઈને ઠગ્યા નથી, ફસાવ્યા નથી, તેમ કોઈ પાસેથી કશું કામ બળજબરીથી કરાવ્યું નથી. લેખકો અને પ્રકાશકોનો સંબંધ આજે પણ પરસ્પરની જરૂરિયાત ઉપર અવલંબેલો છે. સ્વામીજીએ આ કરતાં જુદું કંઈ કર્યું નહિ, એટલું જ નહિ પરંતુ જે કંઈ કર્યું છે તે પોતાના અંગત સ્વાર્થ ખાતર નહિ પણ વિશાળ જનસમૂહના ગજવાના બે પૈસા બચાવવાના શુભ હેતુપૂર્વક જ. આ દૃષ્ટિએ સ્વામીજીને દોષ આપી શકાય એમ નથી જ. એમની દૃષ્ટિ શુદ્ધ હતી, હેતુ નિર્મળ હતો એમાં શંકા જ નથી.

[૧૬]

## લેખક અને સંપાદક

**સ્વામી**જી સંપાદક તરીકે કેટલા કુશળ હતા તે આપણે જોઈએ, તે પહેલાં તેઓ લેખક તરીકે કેવા હતા તે જોઈ લઈએ.

સ્વામીજીની પોતાની સંસ્થા હતી છતાં એમણે પોતાને નામે એકે સ્વતંત્ર પુસ્તક જમા કરાવ્યું નથી. તેના કારણરૂપ એમની નમ્રતા યે એવી કે આપણાં પુરાણોમાં તો આટલું બધું આપ્યું છે, એનાથી આગળ વધી ને આપણે નવું શું આપી દેવાના હતા?

શાળાકૉલેજના શિક્ષણને સરસ્વતીઆરાધનામાં ગૌણ સ્થાન છે, છતાં એ શિક્ષણના પ્રકાશે આપણી દૃષ્ટિ વિશાળ બને, કેળવાયે ખરી. સ્વામીજીમાં એવું નહોતું. એમનું શિક્ષણ હતું માત્ર ગુજરાતી ત્રણ કે ચાર જ ચોપડી સુધીનું, અને પોતાની એ અપૂર્ણતા વિષે એ સદાસર્વદા સભાન રહેતા. એમનું અંગ્રેજી જ્ઞાન પણ પરિચય અને અનુભવને અંતે કામકાજ પૂરતું, થોડાઘણા શબ્દો બણેકરે એ જ. ગુજરાતી ભાષામાં એ આગળ વધેલા તે સ્વવાંચન અને સંપાદનકાર્યને પ્રતાપે જ.

ત્યારે લેખક તરીકે એમને મૂલવવા હોય તો તે વખતે આપણી દૃષ્ટિ સમક્ષ કોઈ ઊંચા સાહિત્યકાર, પંડિત કે જ્ઞાની નહિ, પરંતુ ન છૂટકે લખવા પડેલા પ્રવેશકો-નિવેદનોના લેખક તરીકે, મિત્રોને લખેલા અંગત પત્રોના લેખક તરીકે, સંપાદક તરીકે આપેલી પાદટીપોના લખનાર અને ભક્તહૃદય હોવાથી તાનમાં આવી જાય ત્યારે દુહા રચનાર તરીકે જ મૂલવવા પડે. સ્વામી અને તે કવિ? હા, અખંડાનંદે કવિતા રચી છે. મહાભારત ભા. ૧ના નિવેદનના પાન ૨૮ પર મહાભારત વિશે એમની કવિતા છે.

શરૂઆત કરી છે:

ધર્મ તણું મહાભારત ક્ષેત્ર, અધર્મનું નાશક કુરુક્ષેત્ર;
ત્રિદેવનું દેવાલય લહો, સર્વેશ્વરનું મહાલય કહો.

અને પછી તો મહાભારતનાં વખાણ કરતાં એ થાકતા નથી.

કારણ—

સર્વ કળાઓની કળ ત્યાં ય, સર્વ ખળોનું બળ એ માંહ્ય.

અને સ્વામી કહે છે:

મહાભારત રામાયણ જેહ, સર્વ ગુરુના ગુરુની દેહ;
રામાયણને રૂદિયે ધરો, મહાભારતમય બુદ્ધિ કરો.
મહાભારત પકવે મહાવીર, રામાયણ પય પાય સુધીર;
શ્રેયપ્રેયની એ બે ખાણ, યોગક્ષેમ વાહકનો વહાણ.

અને એમ ને એમ આ પ્રાચીન મહાગ્રંથોનું મહિમાવર્ણન ચાલ્યું તે

શુભ રસ્તે જ્યાં રહે સુકાન, પશુ પણ દેવ બને જ નિદાન;
હરિ પણ દે દે નિજપદ દાન, સર્વ સંતની એવી સાન.

સુધી આવ્યું અને કલમ અટકી! એમને લાગ્યું: "સાક્ષાત્ સરસ્વતી પણ કદાચ જે મહાભારત અને રામાયણનાં યથાવત્ ગુણગાન કરી શકે નહિ, ત્યાં પછી ભિક્ષુનું તો ગજું જ કેટલું?"

અને એ પદ્યગાથા આમ પડતી મુકાઈ.

એમાં છંદરચનાનું એમને જ્ઞાન નથી એ વાત પણ સચોટ રીતે એ જ પાન ૨૮ ઉપર મૂકી છે:

"હ્રસ્વદીર્ઘ માત્રાની બલા એ જાણે સેવકની બલા!"

પ્રસંગોપાત એમણે રચેલા દુહાઓ જૂની ઘરેડના છે. એમાં કવિત્વ નહિ, પણ અંતરના ભાવનું સહૃદયી સરળ આવિષ્કરણ છે.

વળી જે જે ભજનો એમને ગમતાં તે બધાં તેઓ એક નાનકડી પોથીમાં ઉતારી લેતા. મૂળ ભજનોમાં પોતાને યોગ્ય લાગ્યું ત્યાં એમણે પાઠફેર પણ કરેલો છે. એમની જ જોડણીમાં એ પોથીની શરૂઆતમાં જ વાંચનારને વિનંતી કરતાં એ શું લખે છે તે જોઈએ:

"આ પુસ્તકમાં જે ભજનકીર્તન ઉતારેલાં છે તે મૂળ પ્રમાણેજ નહિ, પણ કોઈ કોઈ ઠેકાણે મારી અનુકૂળતા વધારવાને માટે વધઘટ તથા સુધારીને ઉતારેલાં છે. અને આ પુસ્તક મારા મનને જ માટે લખેલું હોવાથી ઉપર પ્રમાણે ફેરફાર મારા હિતને માટે કરવો યોગ્ય લાગ્યો તે કરેલો છે, માટે મૂળકર્તા અથવા લખનારમાં અયોગ્યતા, ભૂલચૂક હતી માટે આમ કર્યું નથી. વળી આ પ્રતમાંથી કોઈને કાંઈ ઉતારી લેવાની ઇચ્છા થાય તેમને વિનંતી કે ઉપર મુજબ મેં કરેલા ફેરફાર બીજાઓને અયોગ્ય પણ થઈ પડે અને મૂળ પ્રતનું લખાણ વધુ યોગ્ય અને અનુકૂળતાવાળું પણ થઈ પડે તે માટે તથા આવો ફેરફાર બીજાઓમાં ફેલાય, તેથી મૂળ કરતાં વધારે નાહકમાં અયોગ્ય થયેલું પણ ગણી શકાય માટે—

* "કૃપા કરી ઉતારવા ઈચ્છનારે મૂળ પ્રતોમાંથી જ ઉતારો કરવો ઘટિત છે–મૂળ પુસ્તકોની માહિતી બનશે તેટલી આપવા હરકત નથી.

કૃપાકાંક્ષી 'અખંડ'"

એમાં લેખક તરીકે યા સર્જક તરીકે એમની પ્રતિભા દેખાતી નથી, પરંતુ એમની વિવિધ રસદૃષ્ટિ તો જણાય જ છે. એ પોથીમાં સંસ્કૃતમાંથી ઉતારો છે, એમાં દિનચર્યાનાં જુદાંજુદાં કાર્યો વખતે

ભણવાના મંત્રો છે, માહિતી છે, જેમાંથી ન સમજાય તેવા શબ્દોને પાદટીપમાં આપ્યા છે. એમાં ગઝલો છે, અને આ ગઝલો બધી પ્રભુપ્રાર્થનાની જ નથી એ વળી સૂચક બીના છે! જ્ઞાનવૈરાગ્યનાં જુદાજુદા રાગનાં પદો છે ને ઉપદેશ છે.

એમની શૈલી ઘરગથ્થુ, નિરાળી ને મસ્ત છે, આઈડિયલ, સ્પેશિયાલિસ્ટ, એક્સ્ટ્રીમીસ્ટ, જેન્ટલમેનિયા, ગુડ બાય, થેંક્યું, એન્ટ્રન્સ, ડોન્ટ, ડેર જેવા એ અંગ્રેજી શબ્દો પણ વાપરે છે અને–

"કવિ સાહેબ રો મકામ કહે હુવો હૈ? તુમ દો બડી મઝા લુટતે હોંગે. કતરા દિન બંબઈ મેં કવિજી બિરાજેંગે? સો લીખના. કભી અખંડજી બી થોડે ઈદિનમેં બંબઈમાં હાજર હો જાવે તો હો જાવે..." (પઢિયારને લખેલા પત્રમાંથી)

જેવી મારવાડી હિંદી પણ વાપરી નાખે છે, કે ગુજરાતીમાં પત્ર લખ્યા પછી આનંદ–મસ્તીમાં આવી જઈ એ વિલક્ષણતાથી હિંદીમાં યે કહેવા માંડે છે:

"એ...એ...એ...ખુશખબરી, ખુશખબરી, ખુશખબરી!... રામાયણ ઢાઈ રૂપેમેં સોકડોંકે હાથમેંચ માગશરકે મહિનેમેં હિં જાય પડેગી ઈ ઈ ઈ..."

ચોટ લાવવા એ જૂની કહેવતોનો ઉપયોગ કરે છે ને ફેશનદાસ, ઘેટાંચાલ જેવા શબ્દોયે બનાવી કાઢે છે.

એમણે આપેલી ઉપમાઓ પણ જોઈએ.

"પૂમડા પેઠે ફુલાઈ જવું; કાચલી વડે અમાપ સાગરેનું માપ કાઢવા બેસે; રામાયણમાં વેદાંત ખીચડીમાં મીઠાની પેઠે જરૂરજોગું જ છે."

આવી એકબે નહિ, એમના પત્રોમાંથી અસંખ્ય એવી નવી ઉપમાઓ જડી આવે છે:

"ઉજ્જડ ને વેરાન પ્રદેશમાં નદીની માફક સંત-કવિઓ."

કે—

"ઠાકુરની જનતાને ઓળખ આપવી એ હાથકંકણ જેવા આરસીનો ઉપયોગ કરવા જેવું છે."

કે—

"સેંકડો કુરકુરિયાંને બદલે એક તો એક પણ સિંહણ જ જણવા ઇચ્છનાર કૂતરી કૂતરાઓથી દૂર રહી પોતાની ભાવનામાં દૃઢ રહે, તો પોતે નવા જન્મે સિંહણ બનીને તે ભાવના સફળ કરી શકે છે જ."

કે—

"હરિકથારૂપી લાકડાં ફડ પ્રકારે સીંચો કે જેથી એ તણખો હોળી જેવડો મોટો બને." (પત્રો)

વળી—

"પરોપકારના બબૂનની નીચે એક પર્વત ટાંગ્યો હોય તેવી સમજજો." (પત્રો)

"દૂધપાક ને ખીચડી બેઉ ઊભરાઈ જતાં હોય, ત્યારે ખીચડીને પહેલી મૂકી દૂધપાક પાછળ જ પ્રથમ ધ્યાન આપવું જોઈએ." (પત્રો)

સરસ !—

"પ્રેસ પણ ચાલુ થશે, જો કે હજી બધો ચાક પર જ પેડો ગણાય."

વળી જુઓ:

"ખાંડનું રમકડું લેવા માટે હાથમાંથી માટીનું રમકડું બાળક ઝટ ફેંકી દે તેમ..."

ને—

"કુદરતરૂપી કૃષ્ણને હાથે જે શરીરરથના અછોડા જઈ પડે છે."

એ સ્વસ્થ પણ છે:

"...કેર માત્ર પેટસેવા, કુટુંબસેવા, અને બીજામાં દેશસેવા

થા પ્રભુસેવા એ જ છે; પણ એક જ સ્ટેશનથી ઉપડેલી બે ગાડીમાં એક પેશાવર પહોંચી જાય છે ને બીજી રામેશ્વર પહોંચી જાય છે. એવડો મોટો પરિણામમાં ફેર પડે છે. જમે છે બેઉ માણસો, પણ એક ગીતામાં કહ્યું છે તેમ પેટ માટે જ રાંધીને પાપ જમે છે અને બીજા ઠાકોરજીને માટે રાંધીને પ્રભુની પ્રસાદી જમે છે..."

પરંતુ શૈલીની એમની સાચી લાક્ષણિકતા તો કટાક્ષ ને ઘરગથ્થુ ભાષા ને એમાં રહેલી મસ્તીમાં જ છે:

"સ્વપ્નવિલાસો! આહા સ્વપ્નવિલાસો!! તમારી સત્તા પણ સ્વપ્નના પ્રમાતા કલ્પિત અસત્ય અખંડ ઉપર જ છે! ખરો અખંડનો આ રહ્યો સર્વરૂપ, સર્વવ્યાપક, સર્વથી પર, સર્વોત્તમ ભાવે સદર વિલસી રહેલો!!! વિચારો ને કાર્યો ને મોજીઓ ભલે ઊપડો. બીજા મોજાઓ સાથે મોજ કરો ને પાછા સ્વરૂપસમુદ્રમાં શાંત થાઓ. ૐ. ચૂપ થા કલમ હવે શું બેપરવાની તાકાત છે?"

  

"કયોં આઈયે જનાબ વૃત્તિયાં આગમેં ફિર વહી સ્વપ્રસાગરમેં! અચ્છા ચલાઈએ કલમ શરીફ કો!" (પત્રમાંથી)

*

"ઓલા લાડુ ખાવા કાઢિયા ખાવા ઉરકે ભજનિયા ખાવાને, અરે ભાઈ, ભૂલ્યો ભૂલ્યો એ ભોળાભટ્ટ ભગતજીને ને જેમા'રાજ સલામ આલેકમ, શિવોહં, હું રામ, હું કૃષ્ણ એમ કહેજો ને ચીડવાયાથી પણ આનંદ થોડો મળશે તે લેજો. તે આનંદમાંથી કડકોક મારે સારુ રાખી મૂકજો, તે મળું ત્યારે આપજો. બનતા સુધી તો શિવરાત્રિ પર આવું આવું ને આવું જ એમ થયા કરે છે. પછી તો જેવી શિવોહંની ને લાડુખાવાના ભગવાનની ઇચ્છા..."

(પત્રમાંથી)

*

"બચ્ચા નાનક! બાપા નાનક! પંજાબવાળો ગુરુ નાનક તું બનું–તારો પ્રભુ તને તેવો બનાવે તો તારા રાજીપણાની હદ રહે? પણ ખરેખર તેમ જ બન્યું હતું. જે માટીમાંથી હાલના નાનકનું શરીર બન્યું છે, જે તત્ત્વોમાંથી તેનું મનબુદ્ધિ વગેરે બન્યું છે તે જ તત્ત્વોમાંથી તે નાનકનાં પણ તે તે સાધનો બન્યાં હતાં......હાય અફસોસ! આટલા આટલા સારા સારા ભક્તો, દરબારો, કારભારીઓ, ઉપદેશકો ઇ. ઇ. છતાં શું એ બધું માત્ર બાહ્ય ડોળ જ હજી છે? શું ખરી આંતરશુદ્ધિ હજી દૂર જ છે? નહિ, કેમ હજી પણ આવી સીધી સાદી બાબતો પણ તેમના મનમાં ને આચારમાં ન આવે?"

(પત્રમાંથી)

*

"ધન્ય પ્રભો! લખાવ, લખાવ, સારી રીતે લખાવ. અહો-ભાગ્ય જ લખનાર શરીરનું."

*

"ભોગવાય તે ભોગવો, મેળવાય તે મેળવો, લૂંટાય તે લૂંટો. આ અહોભાગ્ય કદી ન ટળે, ખૂટે એવું ૐ, ૐ, ૐ."

*

"પરમપદનો વિરહ શું લખું? આંખોમાંથી પાણી એ વાત યાદ આવતાં નીકળે છે. હાય, હાય જિવાય જ કેમ બાપલિયા!"

*

"પ્રાણીઓ ખુશખુશ થઈ જાઓ. નાચવાકૂદવા મંડી પડો! ગાંડાઘેલા બની જાઓ!"

*

"આનંદ, આનંદનો કાકો, દીકરો અખંડાનંદના આનંદ આનંદ આનંદ વાંચજો. કવિ આનંદ કવિયાણી (!) આનંદ અને બચુડી બચુડાનંદને આનંદ આનંદ કહેજો......"

અત્યારના પ્રવેશકો જેવા સ્વામીના પ્રવેશકો નથી, એ પ્રચારલક્ષી છે. અને ધાર્મિક તેમ જ સમાજમાં સંસારસુધારો કરવાને ઉત્સુક એવી વ્યક્તિના એમાં ધબકાર છે.

વાચકોને એ ઉપદેશ પણ આપે, જ્ઞાન પણ દે, એમના પર કટાક્ષ યે કરે, ને પોતાની યોજના યે સંભળાવે. સ્વામીજીને જનસામાન્ય સાથે કામ હતું. એમની રગ એ પિછાનતા હતા. વાંચકોને કેટલી માત્રાની દવા આપવી એ એ સારી રીતે જાણતા હતા, અને એટલે જ એ નિવેદનોમાં એ સદા ને સરળ બન્યા છે. જો કે "ઉત્પત્તિ, સ્થિતિ ને ભવિષ્યમાં" તો પોતાને એટલું બધું કહેવાનું છે, કે એ કવચિત્ સંકુલ પણ બની ગયા છે; છતાં લખતી વખતે એમની નજર સમક્ષ આમ જનતા હતી, અને પોતાની લેખિની દ્વારા એ આમ જનતાના હૃદયના મર્મસ્થાન સુધી પહોંચી શકયા છે.

સ્વામીજીની સંપાદક અને પ્રકાશક તરીકેની મહત્તા પણ ઓછી નથી. પ્રકાશનની પ્રવૃત્તિ શરૂ થઈ અને પુસ્તકો બહાર પડવા લાગ્યાં, ત્યારે જેમને આર્થિક નુકસાન પહોંચતું હતું તેઓએ સંસ્થાનો અને સ્વામીજીનો વિરોધ કર્યો; પરંતુ બીજાં વૃતપત્રોએ તો આ પ્રવૃત્તિને પ્રશંસાથી નવાજવા માંડી. લગભગ સર્વત્ર એવો સૂર ઊઠતો હતો, કે 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' એક ક્રાંતિકારી સંસ્થા છે. ગરીબમાં ગરીબના આંગણામાં પુસ્તક પહોંચતું કરવાના એના પ્રયત્નો અને આ ક્ષેત્રને ભાગ્યે જ જોવા મળે એવો વિજય આ સંસ્થાએ પ્રાપ્ત કર્યો છે. પુસ્તકની ઝીણીઝીણી દરેક બાબતમાં સ્વામીજી જાતે રસ લેતા હતા. માલ ખરીદવામાં ભારે કરકસર કરતા, લોકોને ઓછામાં ઓછા પૈસામાં વધુમાં વધુ કેમ મળે તેના અનેક પ્રયોગો ચાલતા હતા. પુસ્તકની મજબૂતી ઉપર પણ પૂરતું ધ્યાન અપાતું હતું. પુસ્તકો વધુ વેચવાનો લોભ નહોતો, પરંતુ તે વધુમાં વધુ વંચાય તે માટે અગ્રસ્થાને (નિવેદનમાં) લખવામાં આવતું:

"સારાં પુસ્તકોને મૂકી નહિ રાખતાં બીજાઓને વાંચવા આપી અને તેમને વાંચવા પ્રેરી ફરતાં રાખવાં એ સજ્જનોનું ભૂષણ છે અને એમાં પરોપકાર છે."

પુસ્તકોમાં વૈવિધ્ય જળવાય તેની પણ સ્વામીજી કાળજી રાખતા. એમના જીવનકાળ દરમિયાન પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો ઉપર નજર નાખતાં એ જોવા મળે છે, કે સામાન્ય મનુષ્યોના જીવનમાં બળ, પ્રેરણા અને જ્ઞાન ઉમેરાય એવા તમામ વિષયો એમણે લીધા છે. ધર્મનો સંકુચિત અર્થ એમણે કર્યો નથી વાર્તા–નવલકથાનાં પુસ્તકો આપતાં પણ તેઓ અચકાયા નથી. જગતના કોઈ પણ ખૂણેથી પુસ્તક લેવામાં એમને સંકોચ થયો નથી.

પ્રથમથી છેવટ સુધી એમની નજર સામે સામાન્ય વર્ગ જ રહ્યો હોવાને કારણે એમનાં પ્રકાશનોની ભાષા સહેલી થાય અને શૈલી સરળ બને તે માટે સ્વામીજી સતત જાગ્રત રહેતા. આટલા ખાતર જ લેખક–અનુવાદક પાસેથી પુસ્તક સુધારવાનો હક તેઓ માગી લેતા હતા. આ કામ મોડી રાત સુધી જાગીને તેઓ પૂરું કરતા હતા. બાળકને ખાવાનું આપતી વખતે કોઈ માતા પણ આટલી કાળજી ભાગ્યે જ રાખતી હશે. પોતાની સંપાદક તરીકેની નોંધમાં સંસ્થાની સ્થિતિ તેઓ વર્ણવી દેતા અને વિશાળ ગ્રાહક વર્ગને જે કંઈ કહેવું હોય તે કહેવા માટે પણ તેનો જ ઉપયોગ કરતા. કોઈ આવશ્યક પ્રવૃત્તિ માટે લોકો પાસે મદદ માગવી હોય કે તેમને પ્રેરણા આપવી હોય; તોપણ ગ્રંથોનાં નિવેદનો જ ઉપયોગમાં લેવાતાં. કોઈના પણ ઉતારાઓ લેતાં તેઓ અચકાતા નહિ. જે કંઈ સારું જોયું તે સંઘરી લેવું એવો એમનો સ્વભાવ હતો. આમ છતાં એમનો અસંતોષ તો કાયમ જ હતો, કે જગતમાં સારું સાહિત્ય દરિયા જેટલું છે; પરંતુ હું તો બિંદુ જેટલું જ લઈ શકું છું ને આપી શકું છું. કોઈએ પૂછ્યું: "સ્વામીજી! પુસ્તકો કેવાં લખાવાં જોઈએ?"

સ્વામીજીએ જવાબ આપ્યો: "પોતાને માટે જ અને પોતે જ

સુધરવાનું છે એ દૃષ્ટિએ લખાય તેવાં: પાંચમે માળે બેસીને ઉપદેશ આપવાની વૃત્તિ સારી નથી."

ભાષાંતર માટે તેઓ ખૂબ ચીવટ રાખતા. જ્યારે અંગ્રેજીમાંથી ભાષાંતર કરાવવાનું હોય, ત્યારે તેનાં બીજી દેશી ભાષાઓમાં થયેલાં તમામ ભાષાંતરો તેઓ મેળવી લે અને ભાષાંતરકારને મદદ માટે આપે. સાથે સ્પષ્ટ સૂચના કરે કે જરા ય સંસ્કૃતમય કરતા નહિ, તેમ છેક ગામઠી પણ બનાવી દેતા નહિ. સરળ છતાં સંસ્કારી ભાષા અને બીનજરૂરી લંબાણ વગરની વાક્યરચના એ એમનો આદર્શ હતો. લેખકોને તેઓ કેવા પ્રકારની સૂચના કરતા તેના થોડાક નમૂના જોઈએ.

શ્રી. નરસિંહભાઈને—

"......ભાષાંતર અંગ્રેજી ઉપરથી કરવાનું છે. બંગાળી અને મરાઠીમાં થયેલાં ભાષાંતર મદદમાં છે. તેમાં ગુજરાતી પ્રેસવાળાનું ભાષાંતર કે જે તેમના અનુવાદકની બેડોળ સંસ્કૃતમયતાને લીધે, લોકોમાં જોઈએ તેવું પ્રિય નહિ થયેલું હોઈ આપણા કાર્યમાં તે દોષથી (છેક ગ્રામ્યતા ન આવી જાય એવી રીતે) સાવચેત રહેવાનું છે......"

શ્રી. ચુનિલાલ રામચંદ્ર શેલતને—

"સરળ છતાં સંસ્કારી ભાષા અને બીનજરૂરી લંબાણ વગરની વાક્યરચના વગેરે માટે આ સેવકને બેવાર સંશોધન કરવાનું મળ્યું, એ આ સેવકને બહુ મઝા આપનારું થયું હતું...."

માધવલાલ નભુભાઈ દ્વિવેદીને—

"વિવેકાનંદના વિષયો ગુજરાતી પ્રેસ તરફથી પણ બહાર પડતા હોવાથી આપણાં તે વિશેનાં પુસ્તકો સસ્તાં નીકળવા સાથે ભાષાંતરમાં તેના કરતાં ચડતાં નહીં તો ઊતરતાં તો ન જ થવાં જોઈએ. આ આકાંક્ષા આપને પણ કોઈ કોઈ વખત હું જણાવી ચૂક્યો છુ. અને આપનું કાર્ય તેવું ઊતરતું નહિ જ થાય એમ આશે

પણ લખ્યું હતું; પણ ગુજરાતીવાળાના જ્ઞાનયોગ સાથે આપનું લખાણ સરખાવી જોતાં તે પણ ખહુ ઊતરતાપણાનું જણાયાથી તેને માટે પણ વિચાર માંડી વાળવો પડ્યો છે.”

શ્રી. ઉદ્ધવજી ઠક્કરને—

“માત્ર શબ્દાંતર કરવાથી જે દોષો આવે તે ન આવે અને જાણે-નવીન જ રચના કરીને લખ્યું હોય તેવું લખાય તેમ કરશો. આપણે જૂઠું બોલી નવીન રચનામાં ખપાવવાનું ઇચ્છીશું નહિ જ; પણ કામ તો આપણે તેવા જ પ્રકારનું ઉત્તમ કરવું.”

*

“પરમહંસજી અમુક નાટક જોવા ગયા, તે પછી જે જે પ્રસંગો આવતાં અમુક બોલ્યા અથવા ભાવાવેષ્ટિત થયા હોય તે પ્રસંગો પૂરતી જ હકીકત રહેવા દઉં છું. બીજી પણ કોઈ કોઈ છેક ઓછી જરૂરની હકીકત અથવા વર્ણન રસ ભરેલાં કે બોધપ્રદ ન હોય તે ટૂંકાવી દઉં છું અથવા કમી કરું છું.”

*

“આધુનિક વિદ્વાનોને કઠિનતા લાગ્યે જ ખૂંચે તેમ છે, પણ આ સેવકને વધારે ખૂંચે છે; તેથી લઘુગુરુ પ્રાસ જાળવવા જતાં કે અક્ષરમેળ જાળવવા જતાં પણ અસંસ્કૃતજ્ઞ સામાન્ય લોકોને કઠિનતા પડે એમ લાગ્યું, ત્યાં એ બાબતોમાં આ સેવકે ના છૂટકે છૂટ લીધી છે. આ વાત નિવેદનમાં પણ લખી દઈશ...”

પુસ્તકો ઉપર સંસ્થાનો હક–કૉપીરાઈટ કેટલા પ્રમાણમાં ગણાય એ વિશે સ્વામીજીના દિલમાં કશી અસ્પષ્ટતા નહોતી. લેખકો પાસેથી તેઓ જનહિતાર્થે પુસ્તક માગતા હતા, તેમ જ સંસ્થા પણ જનહિતાર્થે એ પુસ્તક ગમે તેને છાપવાની રજા આપે એવી એમની વૃત્તિ હતી. પ્રથમ તો તેઓ લખતા: “આ પુસ્તક ગમે તેને, ગમે ત્યારે અને ગમે તેટલી વાર છાપવાછપાવવાની લેખક–પ્રકાશક

ઉભયની પરવાનગી છે ”

પરંતુ આ જાહેરાતમાં પાછળથી ફેરફાર કરવો પડ્યો હતો; કારણ કે એમાં પણ બીજાઓનો સ્વાર્થ રોકવા એમને નિયમનો મૂકવા પડ્યા હતા. સસ્તી કિંમતે પુસ્તક પ્રગટ કરવા ઇચ્છનાર સહુ કોઈને રજા મળતી હતી, પરંતુ તેમાંથી પૈસા બનાવવા ઇચ્છનારને નિરાશ થવું પડતું હતું.

સંસ્થાના પુસ્તકોમાં ચિત્રો પણ અવારનવાર આપવામાં આવતાં. સ્વામીજીની કલાદૃષ્ટિ કેવી હતી તે એમની પસંદગી ઉપરથી જોઈ શકાય છે. તેઓ કલાકારોની વ્યાખ્યા સમજી શકતા નહોતા. પોતે ભક્ત હોવાને કારણે મંદિરોનાં શૃંગારચિત્રો જેમાં શ્રીકૃષ્ણ બિરાજ્યા હોય તે સામે અણગમો અનુભવતા નહિ, પરંતુ અન્ય શૃંગારચિત્રો તરફ એમને ઘૃણા ઊપજતી. ચિત્રો સામાન્ય લોકો સમજી શકે તેવાં સ્થૂલ હોય તો જ એમની પસંદગી ઊતરતી. ચિત્રકારોને તેઓ કેવી સૂચના આપતા તેનો એક નમૂનો આ રહ્યો:

“હાથ બંને કેડ આગળ લઈ જઇને જોડ્યા છે, તેમ ન રાખતાં હૃદય આગળ રાખીને હાથ જોડ્યા હોય તથા નેત્રો પણ તેમનાં અર્ધોન્મિલીત હોય તેમ કરશો.”

કે—

“આ સ્થળે તો ભગવાનનું વદન પ્રસન્નતા તથા વાત્સલ્યભાવથી ઊભરાતું હોય અને તેમના મસ્તક ઉપર બંને હાથ ધરીને ધન્યવાદ તથા આશીર્વાદ આપતા હોય તેમ કરવા તસ્દી લેશો વગેરે ”

એકવાર સ્વામીજીને ભગવદ્‌ગીતા સાથે શ્રીકૃષ્ણ ભગવાનનું એક રૂડું ચિત્ર આપવાનો વિચાર આવ્યો. એમની ભાષામાં કહીએ તો “લોકોના પુણ્યજોરથી આ ભેખધારીના મનમાં આ વિચાર જાગ્યો.” પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી ધુરંધરને એમણે કહ્યું કે લેવા હોય તેટલા પૈસા

લેજો, પણ તમે જગતભરમાં જે માનવનું કપાળ, નાસિકા, સૌંદર્ય, સરળતા, ભવ્યતા વગેરે જોયું હોય તે સર્વ આમાં એકત્ર કરજો. શ્રી. ધુરંધરે બનતા પ્રયાસે ચિત્ર તૈયાર કર્યું, પણ સ્વામીજીને તે રુચ્યું નહિ. તેમણે કહ્યું: મહેનતના પૈસા લઈ લો અને બીજું કરી આપો. આ બીજા ચિત્રે પણ પૂરો સંતોષ તો ન આપ્યો પણ એમણે મન મનાવી લીધું.

ચિત્રોની અસર માનવચિત્ત ઉપર વિશેષ પ્રમાણમાં થાય છે એ સ્વામીજી જાણતા હતા અને તેથી એકવાર તો એમણે એક મોટી ચિત્રાવલિની યોજના પણ ઘડી કાઢી હતી; પરંતુ એમની પોતાની ચિત્રદૃષ્ટિ અને કલાકારોની ચિત્રદૃષ્ટિ વચ્ચે મેળ બેઠો નહિ અને એ યોજના અધૂરી જ રહી ગઈ.

[૧૭]

## હરિ ૐ તત્સત્

**સ્વામીજીની** પ્રવૃત્તિઓ તરફ, એમના પુરુષાર્થ તરફ જોઈએ તો ભાગ્યે જ માની શકાય કે આટલું બધું એમણે અનેક અકસ્માતો, શારીરિક વ્યાધિઓ અને ભાંગેલા શરીરે કર્યું હશે. સંસ્થાની સ્થાપના પછી વિકાસની સાથેસાથ એમની માંદગી પણ વિકાસ પામતી ગઈ છે. દરેક વખતે એમના મનમાં નિવૃત્ત થઈ જવાનું અને સંસ્થા સંકેલી લેવાનું મનોમંથન જાગ્યું છે. એમની સાથમાં કામ કરનારાઓ કહે છે, કે એમના જેવી શારીરિક સ્થિતિ બીજા કોઈની હોય તો એ પથારીમાં જ પડી રહેવાનું પસંદ કરે. સ્વામીજી પથારીમાં ભાગ્યે જ પડતા, એટલું જ નહિ પરંતુ માંદગીના દિવસોમાં પણ એકસે હાથે ત્રણચાર માણસ જેટલું કામ ખેંચ્યે રાખતા. શરીર તો ખરેખર ઈશ્વરે આપેલું કોઈ જડ સાધન હોય અને પોતે એનાથી સંપૂર્ણ સ્વતંત્ર હોય એવી વિરક્ત સ્થિતિ તેઓ ભોગવતા હતા. સ્વામીજીએ પોતાના શરીરને કોઈ દિવસ પંપાળ્યું નથી. એની પાસેથી વધારેમાં વધારે કામ લેવાનો પ્રયત્ન એમણે કર્યો છે. સામાન્ય રીતે કાર્યકરોની પાસે કામ લેવામાં સ્વામીજી કઠોર ગણાતા. સંસ્થાના કાર્યકરોમાં સ્વામીજીને ખુદને પણ ગણી લઈએ તો કહેવું જોઈએ કે એ કઠોરતા

એમની પોતાની પાસે કામ લેતી વખતે પરાકાષ્ઠાએ પહોચી જતી શરીરની દયા એમણે ખાધી નથી અનેક પીડાઓની વચ્ચે પણ તેઓ કર્તવ્ય ચૂક્યા નથી અને જગન્નિયતાને ભૂલ્યા નથી

એકવાર તેઓ ગભીર માદગીમા પટકાઈ પડ્યા હતા માદગીનુ કારણ દાઝી જવાનુ હતુ. ડૉક્ટરો સારવાર કરવા આવ્યા હતા, પરતુ સ્વામીજીએ સારવાર લેવાની ના પાડી અને પોતાનો ઉપવાસનો પ્રયોગ શરૂ કર્યો દાઝવા ઉપર ઉપવાસ ન ચાલી શકે એમ સૌએ કહ્યુ, પરતુ એમણે માન્યું નહિ અને સત્તર દિવસના ઉપવાસ ખેચી કાઢ્યા આ વખતે એમની માનસિક સ્થિતિ કેવી હતી તેનો પરિચય ગાધીજી સાથેની એક મુલાકાતથી મળી શકે છે સામાન્ય રીતે મુલાકાતો બધ કરવામા આવી હતી ગાધીજીને ખબર પડી કે સ્વામી બીમાર છે, એટલે તેઓ કુશળ સમાચાર પૂછવા આવ્યા વાત કરતાકરતા તેમણે કહ્યુ

"સ્વામીજી, સસ્તા સાહિત્ય દ્વારા આપ ઘણુ સારુ કાર્ય કરી રહ્યા છો."

ત્યારે સ્વામીજીએ જવાબ આપ્યો "હું તો આ દ્વારા ભગવાનનું ભજન કરી રહ્યો છુ એથી વિશેષ કઈ નથી"

એમની માદગીઓમા પૂર્વાશ્રમની કેટલીક ખામીઓ તો કારણરૂપ હતી જ એમણે પોતે પણ એ વિશે અનેક સ્થળે ઉલ્લેખ કર્યો છે, પરતુ તે પછી અનેક અકસ્માતોએ પણ બહુ મોટો ભાગ ભજવ્યો છે અનેકવાર તો તેઓ દાઝી ગયા હતા ગમે તેવી સ્થિતિમા પણ હાથે જ કામ કરવુ એ એમનો સ્વભાવ મધરાત પૂરી થાય અને એ ઊઠી જાય એવુ ઘણીવાર બને એ વખતે સ્નાન કરવા માટે પાણી ગરમ કરવાનુ હોય અને સ્ટવ સળગાવતા દાઝી જવાય જોનારાઓ કહે છે કે એ વખતે એમની માનસિક સ્વસ્થતા અદ્ભુત પ્રકારની રહેતી હતી કોઈ જાતની દોડધામ કે ચીસાચીસ વિના તેઓ શાતિપૂર્વક પોતાને સૂઝે તે સારવાર કરવા લાગી જતા હતા

એકવાર હડકાયું કૂતરું કરડી ગયું. અને એની અસર તો કદાચ જીવનભર રહી ગઈ. છેલ્લાં વર્ષોમાં ૧૯૩૨માં તેમને લકવાનું દર્દ ઊપડ્યું તેની પહેલાં હડકાયું કૂતરું અને તેને અંગે લેવી પડેલી ઝેરી દવાઓ પણ એક કારણરૂપ છે. પ્રધાન કારણ તો પરમાત્મા સિવાય કોણ જાણી શકે? હડકાયું કૂતરું કરડ્યાનો બનાવ ૧૯૨૩માં બન્યો હતો. તેને અંગે સારવાર લેવા સિમલા પાસે કસોલી સુધી તેઓ ગયા હતા. સારું તો થયું, પરંતુ ત્યારથી જ કેટલાક દોષો શરીરમાં દાખલ થઈ ગયા. આ સારવાર ચાલતી હતી તે વખતે એમની સેવા કરતા સ્નેહી શ્રી. વેણીશંકરને વિચાર આવ્યો કે આવા સંન્યાસીઓને અકસ્માતોની પરંપરા કેમ થતી હશે. એમણે નમ્રભાવે સ્વામીજીને પૂછયું:

"સંન્યાસ એટલે તો કોઈને ઈજા ન કરવાનું વ્રત અને કોઈ ઈજા પહોંચાડે તો પ્રેમભાવે સહન કરી લેવાની સ્થિતિ. આવા સંન્યાસીને કૂતરું શા માટે કરડે?"

સ્વામીજીએ પોતાની લાક્ષણિક રીતે એમને જવાબ આપતાં એક દૃષ્ટાંત આપ્યું. સ્વામીજી બોલ્યા:

"એક ગૃહસ્થ કરજદાર હતો. ઘેર પ્રસંગો આવ્યા કરે અને કરજ વધતું જાય, છતાં તેને દેનારા મળી રહેતા. બલ્કે સામેથી કહેવરાવતા કે મૂંઝાશો નહિ. તેની માલમિલકત ઉપરાંત તેના વંશવારસો પાસેથી પણ કરજ વસૂલ કરશું તેવી ધીરનારાઓની ગણતરી હતી, અને તે મુજબ ચાલ્યા પણ કરતું. સમય પરિવર્તન થયે માલમિલકત, વંશવારસ એ બધું ફના થઈ ગયું. પોતાનું વતન છોડી બીજે જવા વારો આવ્યો. કરજદારોમાંના ઘણાની પતાવટ તો થઈ ગઈ હતી. કોઈ દૂધવાળા કે કોઈ નહિ જેવું માંગનારનું સ્મરણબહારનું કદાચ કંઈ બાકી રહ્યું હતું. લેણું તો મળે ત્યારે ખરું અથવા આપે ત્યારે ખરું, તેમ ગૃહસ્થે સ્થિતિ, સંજોગ અને બહારગામ જવાની આવશ્યકતા અંગે માન્યું હતું,

એટલે એ ખટપટમાંથી તો છૂટ્યો હતો; પરંતુ દેવું-કરજ, જેનું સહજ પણ બાકી હતું ને સૌ તેને ઘેરવા-સંભળાવવા-ચૂકવી આપવા તકાદો કરવા લાગ્યા. જેને હજારો ધીરવા અને વર્ષો સુધી જાળવવા એકથી વધુ જણા તૈયાર હતા તેને હવે, એટલે કે તે વતન છોડનાર છે તે વખતે, પાઈ પણ ધીરનાર કોઈ રહ્યું નહિ, બલ્કે પાઈએ પાઈ ચૂકવી આપવાનો તકાદો તેના પર આવ્યો.

"ભાઈ, આ પ્રકારે આ શરીરે માયાના પ્રદેશમાંથી છૂટી વતન એટલે કે આત્માના પ્રદેશમાં જવાની દીક્ષા-શિક્ષા લીધી છે, એટલે પ્રારબ્ધ કર્મના બધા વેગો તેના પર એકેએક અથવા એકસામટા ઊલટે એવું આ બનાવોમાં કદાચ રહ્યું હશે!"

*

માંદગી દરમિયાન સ્વામીજીના અંતરની સ્થિતિ કેવી હતી તેનું દર્શન જુદેજુદે પ્રસંગે એમણે લખેલા પત્રોમાંથી નીચે પ્રમાણે મળે છે.

"મારી પ્રકૃતિને તો ખોરાક છોડવો એ માફક પડ્યું હતું. વધુ કશા ખાસ ઉપચાર થયા ન હતા. પેટનો ભાગ એટલો કઠિન તો ખરો જ. ભગવાનનું નામ એ તો સર્વથી મોટો જ ઉપાય છે. રોજ પાણીમાં થોડુંક ગંગાજળ મેળવી આપજો. ભગવાનનું સ્મરણ તે જળ તરફ દૃષ્ટિ કરાવી રાખીને ખરા ભાવથી, એકવીસ વાર જપ કરીને તે જળ તેના પીવાના કુંભમાં નાખી તે જળ દર વખતે પીવા આપજો ને શરીર કાંઈ પોતે નથી, એ તો લુગડું છે તે બગડી જાય. કાટે તો ભગવાન બદલાવી આપે તેમાં બહુ ખુશી થવું ને જરા ય દિલગીર ન થવું."

*

"...આપ કુદરતી ઉપચારોથી રોગો મટાડી શકો છો એ સારી વાત છે; પરંતુ આ સેવક તો વૈદ્યોના વૈદ્ય નારાયણનો જ આશરો લેવાનું વધુ પસંદ કરતો હોવાથી લકવાની ખોરાકપરેજી

સિવાય બીજી કોઈ ખાસ દવાનો ઉપચાર પણ કરતો નથી. એમ કરતાં છેવટે દેહ પડી જાય તો ચિંતા જેવું નથી, કારણ કે વહેલોમોડો દેહ તો પડવાનો જ છે. ઇચ્છા થાય છે, કે દેહ વહેલો પડે અને ઈશ્વર તેના સાંનિધ્યમાં બોલાવી લે !"

*

"ગાંડું માન કરડ્યા પછી મગજમાં પણ કેટલીક શિથિલતા આવી ગઈ છે, તેથી આધ્યાત્મિક વાતચીત ઇત્યાદિમાં પણ યાદદાસ્તમાં આંધી આવી ગઈ છે. જેથી કોઈને ખાસ સંતોષ અપાય તેવું રહ્યું નથી. માત્ર એકાંતજન્ય વિશ્રાંતિમાં, ખાતાનું સાથે શાખી કરવા જેવું કામકાજ થોડુંઘણું બને તે કરાશે. અને ભજનકીર્તનનો તન્મયતા આપનારો ઉમદા પણ લાભ લેવાશે એ જ ભાવનાથી આવવા પ્રેરણા રહે છે."

*

"શરીરની સવેળા જાળવણીની ભાવિ માટે ઉપકારકતા તેમ જ અમુક સમયની હદ રાખી તેટલો જ સમય કામ કરવાના લાભ સારી રીતે જાણવા છતાં તેમ જ કાર્યજન્ય બોજે અને વિક્ષેપોએ હવે તો કોઈ કોઈ પીડાભર્યા વ્યાધિનું રૂપ પણ દેખાડવા માંડ્યું છે; પણ ઉપવાસ ઇત્યાદિના બનાવટી બળથી ગાડું ખેંચાય છે, ત્યાં સુધી જેમ તેમ કરીને ખેંચ્યે જવાય છે. શરૂ કરાયેલી ચીજ અંતરબહારની નડતરો નડવા છતાં મૂકવી ઠીક લાગતી નથી. હાલ રિપોર્ટનું કામ કેટલાક માસથી એ પ્રકારનું થઈ પડેલું હોઈ ધીમેધીમે ચાલ્યા કરે છે. સમજણ અને શરીરસ્વાસ્થ્યના વિચારો ને લાગણીનો પ્રવાહ હજી સુધી દબાવેલો રહે છે. એ જ પરાધીનતા જેવું છે. સ્વાસ્થ્ય અને આનંદની ક્ષતિ સાથે એમાં દેહક્ષતિનું ઠંડકાપણું પણ સ્પષ્ટ જ છે; પરંતુ એ બધું અનિષ્ટ સ્વપ્રત્યે જ હોઈ પર પ્રત્યે કાંઈક પણ ઇષ્ટતાવાળું હોવાની માન્યતા એ અનિષ્ટ તરફ બહુ ધ્યાન આપવા દેતી નથી. આથી છેક અટકી પડાય એ

અનિષ્ટ લોકહકમાં છે ખરું; પરંતુ તેની વિરુદ્ધમાં સાતત્યનો લાભ અનેકગણો ઇષ્ટપ્રદ છે.

"...અટકી પડતાં સુધી કે દેહલય સુધી સેવાધર્મ બજાવી શકાશે કે કેમ તે તો પ્રભુને ખબર. બજાવનારો બજાવે છે. મિથ્યા અહંમમભાવ રાખીને આવું તેવું લખવું એ પણ એક રીતે અઠીક લાગે છે, પણ હૃદય ખૂલતું હોય ત્યાં ખૂલી જાય છે. શારીરિક બોજો, નવો વ્યાધિ વગેરે હાલ જરા વધુ વિચારણીય તો છે જ. કર્તા જ્યારે જેમ કરાવશે તેમ કરશું."

આમ પ્રભુને ભરોસે પોતાની જાતને મૂકી દેનારની પ્રભુએ તો સદા કસોટી જ કરી છે. સાધારણ રીતે અતિશય ગંભીર સ્થિતિમાં આવે ત્યાં સુધી સ્વામીજી પોતાના કાર્યમાં મશગૂલ રહેતા એટલે તેઓ ક્યારે કેવા માંદા હતા એનો ખ્યાલ એમના સાથીઓને આવી શકતો નહિ.

ચોવીસ ઉપવાસ દરમિયાન પણ જે પોતાના કામને ન છોડે તેની માંદગીને કોણ ઓળખી શકે? સ્નેહીઓ ઉપરના પત્રોમાં અને બીજી રીતે એમણે પોતે પોતાની માંદગીઓ વિશે જે નોંધ્યું છે તે જ આધારભૂત ગણાય. સંસ્થા સંકેલવા કે બીજાને સોંપવા અંગેનું એમનું મનોમંથન આ માંદગીની નોંધની સાથોસાથ ચાલ્યું છે એ કેટલું સૂચક છે?

પહેલી નોંધ ૧૯૧૦માં લખાયેલી છે અને તે પછી બહુ ઓછાં વર્ષો માંદગીવિનાનાં હોય એમ માલૂમ પડે છે. આપણે તે ક્રમશઃ જોઈએ.

"...બાકી સર્વ કુશળતા આજથી શરૂ થઈ છે; કેમ કે ગઈ કાલ સુધીના પાંચ દહાડા તો તાવને લીધે જરા પણ અન્ન નથી ખાઈ શકાયું, જેથી બધો કચરો બળી જઈ હવે ડબલ જોરથી કામ થઈ શકશે. આજે ખૂબ મજામાં છું. (૭–૧૦–'૧૦)"

*

"મેદની વૃદ્ધિ પણ એક મુખ્ય કારણ છે જ. પ્રાણાયામના ઉપચારનું

તેના સંબંધમાં ઉપયોગીપણું તમે સૂચવ્યું, તે અંશતઃ સત્ય હોઈ મૂળથી જાણવામાં છતાં જન્મસિદ્ધ પ્રકૃતિ પર તેનો પૂર્ણ વિજય સમજાયો નથી, તેમ અનેક અંતરબહિર્ પ્રકૃતિ અને સંયોગો તરફ ધ્યાન આપવાનું અને તેમ કરવાની સાથે અનુકૂળપડતો જે રાજમાર્ગ અખંડ શરીર માટે ખાસ સમજાયો છે, તેમાં તેનો સમાવેશ થતો નથી. (૨૬–૮–'૧૧)"

*

"આ શરીર તો એટલું ખખું લાગી ગયું છે, કે એની હયાતી ટૂંક વખતમાંજ બંધ પડે એમ માનવાને પૂરતાં કારણો મળી રહે છે. (૨૬–૯–'૧૧)"

*

"......હાલ મોટો અંતરાય એ જ કે હજારો બંધુઓ પ્રત્યે ફરજ બજાવવાની રોકાણ એટલી બધી થઈ પડી છે, કે શરીર બહુ જડ બની ગયું છે. મગજ પણ જડ અને કંઈક ગાંડપણની શરૂઆતની સ્થિતિ જેવું થઈ પડ્યું છે. મને તે વાતનું દુઃખ નથી, ચિંતા નથી. તેનું જેમ કંઈ થશે તે સાર્થકતા જ છે. એવી સાર્થકતા માટે અહોભાગ્ય છે. (૧૯–૩–'૧૨)"

*

"... ..પ્રયાસથી શરીર ૩૦–૪૦ રતલ ઘટાડેલુ તે પાછુ તેટલુ જ અત્યાર સુધીમાં વધી ચૂક્યુ છે. હવે તેથી પણ આગળ વધે તેમ લાગે છે, છતાં તેને ફાવે તેમ થવા દેત પણ જે માનસિક ગુણોથી કામ કરવાનું આ ખાતાનું–અને બીજાઓથી પણ ઊલટું દિન પ્રતિદિન વધુ ને વધુ માણસોથી લેવાનું તેમાં મનશક્તિમાં તેની ઊલટી અસરો પ્રવેશેલી હોવાથી અને અધિક પ્રવેશવા સંભવ હોવાથી આ બાબત પણ એક ખાસ પ્રશ્ન ઊભો કરે છે. જેને માટે વધુ નહિ તો એકાદ વર્ષ તો મારે અનુકૂલ પ્રદેશ, નિવૃત્તિ, પ્રયોગો ઇત્યાદિ સાધનોનું સેવન કરવુ જ જોઈએ અને આ કાર્યથી દૂર પણ તેથી રહેવુ જ જોઇએ. માણસો ન મેળવી શકાતાં જે પ્રકારની વ્યક્તિઓથી ચલાવવું

પડે છે તેઓ પર ગેરહાજરીમાં આધાર રાખવાનું બની શકે તેમ નથી.

"મારે ફાવે ત્યાં રહીને ટપાલરસ્તે દેખરેખ રાખવાનું રાખું, તોપણ તે પ્રકારે પણ કરવા પડનારું કાર્યનું પ્રમાણ ઉપલા જ કારણને લીધે એટલું વધારે છે, કે તેથી ત્યાં રહેવાનો મૂળ હેતુ બાજુ પર જ રહી જાય અને મુંબઈમાં રહી લખાપટ્ટીનું કામ કરવાનું હોય તે કરતાં પણ ઓજો તે કામનો વધુ થાય.

"મુંબઈમાં રહી શરીર ઘટાડવા મથી જોયું પણ તે ન બની શક્યું. ગમે ત્યાં રહી કામ કરવા લાગનાર એકાદ વ્યક્તિ સાથે રાખવા જતાં પણ એકાકીપણારૂપ આવશ્યક બાબતમાં ખામી પહોંચે અને કાંઈ પણ ખર્ચ વિના મારું ગાડું ગબડે જનાર હોય, તેને બદલે એથી પગાર, ટ્રેનફેર, ખોરાકી ખાતે માસિક પચાસેક રૂપિયાનો ખર્ચ વધી પડે. તે સાથે જ્યાં ને ત્યાંની શંકાશીલ રહેવા લાગેલી પોલિસની નાહકની હેરાનગતી જુદી .. (૨૪-૮-'૧૨)"

*

"આજે સવારે દી ઊગવા થ પહેલાં ફરવા જઈને આવતાં હડકાયેલો કૂતરો ઢીચણ નીચે પાછલી બાજુ પાછળથી કરડી ગયો છે. ઊંડો ઘા નથી પણ થોડું લોહી નીકળ્યું હતું. મોતીભાઈ પણ આજે આવી પહ્યા છે. સર્વનો મત એ છે કે કસોલી (હિમાલય) તરફ જવું જોઈએ. આથી વેણીશંકરને તાર કરી તેડાવ્યો છે. ઘણે ભાગે સોમવારે જવા ધારણા છે. (૨૧-૨-'૧૩)"

*

"ચિંતા જેવું નથી પણ મગજ ઉપર કંઈક અસર જેવું લાગે છે; પણ તે સહેજ. (૨૧-૨-'૧૩)"

*

"કસોલી જવા અગાઉ શરીરમાં જે વાયુ વધી ગયો હતો, તેમાં ત્યાંના ઉપચારથી ફાયદો પડ્યો નહિ. તેને માટે હજી બેએક માસ વધુ શુદ્ધ હવાને સ્થળે રહેવાનું તથા બીજા ખાસ લાભદાયક ઉપચારોનું સેવન જારી રાખવા ધાર્યું છે. થોડા જ દિવસમાં પાછું

કસોલી અથવા મહાબળેશ્વર તે હેતુથી જવા ધારું છું. (૨૮-૩-'૧૩)"

*

"દવાઈ ઔર પરહેજકી શહતી દસ મામસે એકગી જારી હૈ; પરંતુ મૂલ પ્રકૃતિ મેરી વાતપ્રધાન હોનેસે વ્યાધિકે સાથ ઉસકી ઠીકઠીક દોસ્તીકી ગાંઠ પડ ગઈ હૈ. (૨૦-૧૦-'૧૩)"

*

"...શરીરપ્રકૃતિ દિવસોના તાવ ટ્યા પછી સુધરી ગઈ; પરંતુ કેસર ગઈ નહિ. કૂતરાના કરડવાથી શરદી થઈ ગયેલી તેથી કંઈક નબળાઈ, ચોખા ઇત્યાદિની પરેજી અને અતિ ઉષ્ણ દવા, ઝેરકચોળું, કસ્તૂરી, એ સર્વ ખાવાના ત્યજી દઈ શકાયેલાં નહિ, કારણ કે એ ઘણીમૂકી દેવાથી અશક્તિ જ વધી જતી. (૨-૮-'૧૩)"

*

"કામ એટલું બધું કે તેને લીધે ભોજનમાં પણ અનિયમિતતા આવી જતી. ઘણીખરી વખત ચારેક વાગ્યે જમવાનું થતું ને એ જ બોજાને લીધે કેટલાક પત્રોના ઉત્તરો એકથી બે મહિના સુધી પણ ઢીલમાં પડી જતા. વખતોવખત આમ બનતું. (૧૨-૯-'૧૩)"

"અગિયાર ઉપવાસો પછી કંઈક રુચિ જાગતાં બે તોલા ઘઉંની રાબથી શરુઆત કરી છે. કાલે આદું, કોથમીર આદિવાળા ત્રણ પૂડલા ખાધા, હવે ધીમેધીમે શક્તિ ચારછ રોજમાં ખોરાક એવા સાદાની સાથે આવી જશે. (૧૭-૧૨-'૧૪)"

*

"પૂનમે ગઈ. શરીર એના કર્મયોગે જરા મંદું જ ચાલે છે. અર્ધા ખોરાક પર રહી કાંઈક કામને લાયક રહે છે. અમુક તમુક કારણે આઠ હજી યે આબુ તરફ જવા સૂઝ પડતી નથી.

(૧૯૮૨ના કાર્તક વદ ૪)"

*

"હાલ પ્રકૃતિ ઠીક નથી અને પથારી પર રહેવું પડ્યું છે. ખાતાનાં

અગત્યનાં કામો પણ અધરતાલ છે, એવી સ્થિતિમાં તમારી 'પત્રિકા' માટે કશું સુચવી શકું તેમ નથી. (૨૪–૨–'૧૬)"

*

"શરીર હજી પથારીવશ છે; પરંતુ ધીમા સુધારા પર છે. જો કે આઠદશ દિવસમાં હરતાફરતા થવાશે. ઉપવાસ હજી સુધી શરૂ છે, તેથી ઠીક રાહત મળી છે. એ સારી રીતે આરામ થઈ જશે, તો તા. ર૦થી ૨૫ સુધીમાં ગુરુકુળનો ઉત્સવ મુંબઈમાં થનાર છે, ત્યારે અહીંથી નીકળી પડવા વિચાર છે. (૮–૪–'૧૬)"

*

સંસ્થાના કાર્યકર પાસે એમણે લખાવેલો પત્ર: "હિસાબનું જે થોડું કાર્ય બાકી હતું તે તૈયાર કરવા લીધેલું. તેવામાં જ સ્વાળનું શરીર દાઝવાથી તે કાર્ય અટકી પડ્યું છે. ગઈ તા. ૨૬મીએ સ્ટવ ચેતાવતાં કપડાં સળગી ઊઠવાથી ઘણી સખત રીતે તે શરીર દાઝી ગયું અને વીસેક દિવસના ઉપવાસ થયા, તે પછી હવે આઠેક દિવસ થયાં બળેલા ભાગ પર પણ રૂઝ આવવા માંડી છે ને જરાજરા હરતાફરતા થઈ શકયા છે... પ્રારબ્ધના ભોગ હરકોઈ પ્રકારે પણ ભોગવવા જ જોઇએ અને તેને પરિણામે હિત અને ઉન્નતિ જ છે..... (૨૫–૪–'૧૬)"

*

"હજી શરીરમાં લોહી બરાબર સુધરી રહ્યું નથી અને તેને લીધે (બીજે બધે દાઝવાની રૂઝ આવી ગયા છતાં) ગળાના ભાગમાં સહજ કસર રહી છે. (૨૫–૬–'૧૬)"

*

"વરસાદ ન હોવાથી અહીં ને ત્યાં ગરમીમાં આવવું પ્રકૃતિ માટે ઠીક ન હોવાથી તેમ હજી કંઈક પીડાની કસર પણ હોવાથી થોડો વખત અહીં જ હજી રહેવા ધારું છું. (૨૯–૬–'૧૬)"

*

"મારી પ્રકૃતિ હવે સુધરી ગઈ છે, ગળા પર જ સોજો અને તેથી મગજે ગરમી (ગુસ્સો-વહેલું થઈ જવાય પૂરતી) રહી છે. (૨૪–૮–'૧૬)"

*

"દોઢેક માસ હાલ સીમલે રહી આવ્યો છુ વખતો, કાશી મુબઈ થઈ અહી આવ્યો છુ (૯-૯-'૧૭)"

*

"મારી મગજની સ્થિતિ તેમજ યાદદાસ્ત પણ હાલ ખરુ ઠીક ચાલતી નથી એથી દરેક વાતની યાદી તેમ જ દલીલોની યાદી વાતચીત વખતે આવી જતી નથી ઘણી વખત સામાન્ય વાતમા પણ વિસ્મૃત થઈ, વચ્ચે અટકી પડાય છે (૩૦-૮-૧૭)"

*

" હજી કાર્યશૈકાણુ એવી છે, કે મુબઈ જતા મેવમા જ જવુ પડશે અને રાત્રે ઊઘ બગડે તો મગજ થોડા દહાડા બગડેલુ જ રહે એવી દશા હોવાથી રસ્તામા ઊતરવુ કે મળવુ, ચાલતા સુધી રાખવુ ઠીક નથી (૧૬-૨-'૧૮)"

*

"મને મરડો હજી ચાલુ છે પણ છેક નરમ રૂપમા છે (૯-૪-'૧૮)"

*

"પણ હવે તો સ્થિતિ એવી આવી પહોચી છે, કે વિચારને કલમમા ઊતારવા જતા સમય અને શ્રમ દશવણો થાય છે (૬-૩ '૨૦)"

*

"આ ઋતુમા મગજ જરા તપેલા જેવુ રહ્યા કરે છે, તેની અસર (કાગળના) શબ્દમા પણ વખતે આવી જાય, પણ ઉદ્દેશમા તો તેવુ કશુ નહોતા માન તમારા ને જનવર્ગનુ હિત જ છે (૬-૮-૨૦)"

*

"આ શરીરનુ ગૃહસ્થાશ્રમનુ છૂટવુ તે પછી ઇષ્ટ બાબત પાછળ મડી પડવુ અને તેમા નિરાત થતા આ સન્યાસીની સસ્થા દ્વારા ધાર્મિક સાહિત્યના પ્રચારમા પડવુ એ સર્વ સ્વપ્રકૃતિને અનુસરી આદરવાની બાબતો નિષ્કૃષ્ટ હોય, તોપણ નિષ્કામ ભાવે અનુસરીને થતુ આવ્યુ છે શરીર દેખીતુ મજેનુ છતા આગલી ખૂચી ગયેલી તથા

શ્વાનવિષ વગેરેની અદૃશ્ય છતાં અતિ મજબૂત અસરોને લીધે અત્યારે પણ જે કંઈ થોડુંઘણું કાર્ય થાય છે, તે કેટલા શારીરિક હ્રાસથી અને તેને રોકવા તથા પૂરવા માટે કેવા કેવા યત્નથી તેમ જ કેવી કેવી રીતના શ્રમ અને ક્લેશ સહેતા રહીને થાય છે તે યથાવત્ કહી શકું તેમ નથી. (વૈશાખ સુદ ૧૧, ૧૯૭૭)"

*

"આ ઋતુમાં પ્રકૃતિ પણ દર વર્ષે અંદરથી ઠીક રહેતી નથી. એટલે ઊંડાણથી વિચાર કરવો, ઉત્સાહ રહ્યા કરવો, એવું તેવું ઓછું બને છે. સ્મરણશક્તિ પણ ઓછી રહે છે. કામનો બોજો એ છતાં પણ ખૂબ વધ્યો છે. ઘણી મહેનત અને ઘણા વિચારે અને ઘણા સમયે થોડુંક બને છે. (૪–૧૦–'૨૬)"

*

"ઉત્તર તરફ જવા ડિસેંબરના ત્રીજા અઠવાડિયામાં નીકળી પડાયું તો ખરું; પરંતુ વૃંદાવન પછી કોંગ્રેસની તારીખો કાનપુર ગઈ તે દરમિયાન પ્રકૃતિ (ખાટલાવશ નહિ પણ માથું અને યાદ-શક્તિની બાબતમાં) અસ્વસ્થ છે. સંસ્થાનું વાંચવાસુધારવાનું કામ સાથે લીધેલું તે ત્યારથી બંધ પડ્યું. પાંચપંદર દિવસમાં તે સ્વસ્થ થવાના સંભવ પર ત્યાંથી કુરુક્ષેત્ર જઈ દસેક દિવસ ગાળ્યા; પણ સ્વસ્થતા ઝટ આવે તેમ ન લાગતાં ઋષિકેશ જવાનું બંધ રાખી પાછું અમદાવાદ આવવું પડ્યું. (૧૨–૪–'૨૬)"

*

"શરીરની અવ્યવસ્થાની સુવ્યવસ્થા આંઠ દીમાં થઈ જાય તે ઉપવાસનો કીમિયો જ્ઞાત છતાં મનજીભાઈ હવે તે તરફના છેક પ્રમાદી થયા છે. (૧૬–૪–'૨૬)"

"જે થવાનું હોય તે થાય. હેરાનગતિ ન સહેવી પડે ને માણસોને તકલીફ ન દેવી પડે ને કૃપાળુ એવે મોકે ઝટ ખેંચી લે તો મોટી મહેરબાની! (૧૯૮૨ના બીજા ચૈત્ર સુદ ૨)"

*

પણ બધા વ્યાધીઓને ટપી જાય, તેવો ગંભીર વ્યાધિ ૧૯૨૯માં દેખાયો. સ્વામીજીને પૂર્વાશ્રમમાં પ્રમેહનું દર્દ થયેલું. વૃદ્ધાવસ્થામાં ફરી એકવાર એ દર્દે દેખા દીધી હતી. આવા દર્દને તેઓ છુપાવતા નહિ, તેમ એ માટે દાક્તરી સારવાર માટે પણ દોડતા નહિ. એમણે જાતે જ અભ્યાસ કરીને કેટલાક પ્રયોગો કર્યા અને છ માસને અંતે એ દર્દમાંથી લગભગ તે મુક્ત થઈ ગયા. એ પછી લગભગ ત્રણ વર્ષે એટલે ૧૯૩૨માં લકવાનો પહેલો હુમલો એમના ઉપર થયો.

એક દિવસ સવારે વાડજથી સાબરમતી થઈ રેલવેની સડકે-સડકે સ્વામીજી શહેરમાં આવતા હતા. વાદળાં ઘેરાયલાં હતાં અને રસ્તામાં વરસાદ પડવા લાગ્યો. રેલવેપૂલ ઓળંગતાં અચાનક સ્વામીજીને ઠંડી લાગી ને તેઓ એકદમ જમીન પર પડી ગયા. તેમ છતાં ત્યાંથી શાહીબાગ સુધી આવી તેઓ ગાડી કરી કાર્યાલયમાં આવ્યા. એ વખતે તેમની જીભ થોડી તોતડાતી હતી અને જમણા હાથે તથા પગે પણ થોડી અસર થયેલી જણાતી હતી. સ્વામીજી પોતાની પ્રકૃતિ બરાબર સમજી શકતા હતા, એટલે વૈદ્ય કે ડાક્તર પાસે તપાસ કરાવી નહિ, તેમણે પોતે પણ બીજી કશી દવા લેવાનો પ્રબંધ કર્યો નહિ. સંસ્થાના કાર્યકરો બધા મુઝાયા અને કંઈ દવા લો તો સારું એવી વિનંતી પણ કરી જોઈ; પણ એમણે માન્યુ નહિ અને કાર્યાલયના એક રૂમમાં બારણાં બંધ કરી સ્વામીજી સૂઈ રહ્યા બરાબર ચોવીસ કલાકે બારણાં ખોલ્યાં ત્યારે તેમને સમજાયુ, કે પક્ષાઘાતનો હુમલો છે. પછી એમણે વાડજ કાશ્મીરી મહાદેવવાળી જગ્યાએ જવાનું કહ્યું એટલે ત્યાં એમને લઈ જવાની ગોઠવણ થઈ ત્યાં પણ તેમણે કોઈ દવા કે બીજું કશુ લીધા વિના પડી રહેવાનું નક્કી કર્યું. શ્રી. ઉત્તમભાઈ વગેરેએ આવી દવાદારૂ લેવાની, દાક્તર કે વૈદ્યને બોલાવી શુ દરદ છે તેની તપાસ કરાવી જોવાની વિનંતી કરી; પણ કોઈનું કંઈ સાંભળ્યું નહિ અને એ ઓરડીમાં ૨૪ દિવસ સુધી ઉપવાસ કર્યા. ઉપવાસ દરમિયાન જરૂર લાગે ત્યારે માત્ર ઉકાળેલું પાણી લેતા.

એ સિવાય બીજું કશું જ લેતા નહિ. શ્રી. મોતીભાઈ અમીન દ્વારા અમદાવાદના જાણીતા ડૉ. કેશવલાલ મંછુકચંદ પરીખ સ્વામીજીને તપાસવા વાડજ આવ્યા, ત્યારે લગભગ દશેક ઉપવાસ સ્વામીજીને થયા હશે. સ્વામીજીએ કોઈ દવા લેવાની ના પાડી દીધી. 'ઇશ્વરેચ્છા હશે એમ થશે, દવાની જરૂર જ નથી,' એમ કહી કોઈ પણ જાતની દવા કે ઇજેક્શનો તેમણે લીધાં નહિ અને ૨૪ દિવસના ઉપવાસ ખેંચી કાઢ્યા! અને એ ચોવીસ દિવસના ઉપવાસ પછી તે ઊભા થઈ હરીફરી શકવા લાગ્યા. અને થોડું વધુ સ્પષ્ટ બોલાતું થયું. દવા વિના માત્ર ઉપવાસને જ કારણે આવેલા આવા સુંદર પરિણામથી સૌ આશ્ચર્યચકિત થયા.

આ પછી તેમણે ખોરાકમાં ફેર કરી નાખ્યો. કાચાં શાકભાજી તેમ જ ભારે પદાર્થો, ભાત તથા મેદકારક અને કફવર્ધક પદાર્થો ખાવાના છોડી દીધાં. સંન્યાસદીક્ષા લીધા પછી તેઓ એક જ વાર ભોજન લેતા અને એ રીતે છેલ્લી પળ સુધી એ નિયમ તેમણે સાચવ્યો હતો.

તેઓ હરતાફરતા થઈ ગયા, પણ જમણે હાથે, બંને પગે, મગજ ઉપર તેમ જ જીભ ઉપર લકવાની અસર રહી ગઈ. એને પરિણામે સ્પષ્ટ બોલવાનું અને લખવાનું બની શકતું નહિ. આમ છતાં દરેક વાત તેઓ સમજી શકતા, વાંચી શકતા તેમ વાંચેલું બરાબર સમજી શકતા.

આવી સ્થિતિમાં પણ શરીરને આરામ આપવાની વાત નહિ. દરરોજ ચાર વાગ્યે ઊઠે, સ્ટવ એક હાથે સળગાવી પાણી ગરમ મૂકે, એનીમા લે અને છ વાગ્યે નાહીધોઈને તૈયાર થઈ પુસ્તક વાંચવા કે પુસ્તકનાં પ્રૂફ જોવા બેસી જાય. પ્રૂફ એ સુધારી શકતા નહિ, એટલે જ્યાં જ્યાં સુધારા કરવા જેવું કે શબ્દો બદલવા જેવું લાગે ત્યાં ત્યાં તે નિશાની કરી રાખતા. એ બધી નિશાનીઓની જગ્યાએ યોગ્ય સુધારા કરી લઈને એમની મંજૂરી લઈ પછી પ્રેસમાં પ્રૂફ મોકલી અપાતું. એ પછી

લગભગ આઠ વાગ્યાના સુમારે કથા સાંભળવા માટે સર્યૂદાસજીના મંદિરમાં જતા. પોતાની અપંગ સ્થિતિ હોવા છતાં સંસ્થાને ખર્ચનો બોજો ન પડે એ માટે એક આનામાં મોટરબસમાં તે જતા-આવતા. ઘોડાગાડીનો ઉપયોગ ન છૂટકે જ કરતા. કથાશ્રવણ ઘણા જ ભાવપૂર્વક કરતા. એક ખૂણામાં સામાન્ય શ્રોતાની જેમ લપાઈ માથે ચાદર ઓઢીને બેસતા. કથા ચાલતી હોય ત્યારે કોઈ કરુણ પ્રસંગ આવતાં સ્વામીજીનાં નેત્રો અશ્રુથી ઊભરાઈ જતાં. તેઓ પોતાના અવગુણો સંભારીસંભારી ઈશ્વરની માફી માગતા. અને પોતે આવા નાલાયક હોવા છતાં જે જનસેવાનું કાર્ય પોતાને નિમિત્ત બનાવીને ઈશ્વરે લીધું એ માટે તેમને અનેક ધન્યવાદ આપતા.

આ પછી સુમારે ત્રણેક વર્ષો પછી કમનસીબે એમને મરડાનો વ્યાધિ થઈ આવ્યો. આ પ્રસંગે પણ સ્વામીજીએ ૨૦ જેટલા ઉપવાસ ખેંચી કાઢેલા અને મરડો વગર દવાએ મટી ગયો.

સ્વામીજી ઉપર થયેલા રોગના અને અકસ્માતના હુમલાઓની જો યાદી વાંચીએ અને તે ઉપર સ્વસ્થ ચિત્તે વિચાર કરીએ તો એમ લાગ્યા વિના રહે જ નહિ કે સામાન્ય માણસ આ કરતાં દસમા ભાગની પીડા ભોગવતો હોય તો સંપૂર્ણ કાર્ય છોડીને નિવૃત્તિ ભોગવે એટલું જ નહિ, પણ બીજાને બોજારૂપ થઈ પડે. સ્વામીજીના સ્વભાવના જ કેટલાક રોગોની સાચી ટીકા કરતી વખતે એમની આ મહત્તા ભૂંસી શકાતી નથી. એમણે શરીરને પોતાની માલિકીનું કદી માન્યું જ નહોતું.

સ્વામીજી લકવાના દર્દમાંથી સંપૂર્ણ રીતે તો છૂટી શક્યા નહિ. તેઓ જાતે પત્રવ્યવહાર પણ કરી શકતા નહિ. અનેકવાર સ્મૃતિ પણ ગુમાવી બેસતા. કંઈક ધૂની પણ બની ગયા હતા. પોતે કંઈ બોલતું જ બોલે તે બીજા સમજે નહિ, પોતે હઠ મૂકે નહિ અને ભારે ત્રાસ ઊભો થાય. હૃદય સરળ હતું એટલે ભૂલ સમજાય, ત્યારે માફી માગે. આ દિવસોમાં એમના આધારરૂપ ત્રિભુવનદાસ ઠક્કર હતા. એમને

સ્વામીજી તરફ સાચી ભક્તિ હતી; એટલે બધી જાતનો ત્રાસ તે સહન કરી લેતા. ઘણાં વરસોના સહવાસને લીધે ગૂંકમાં લીટીઓથી કરેલી નિશાનીઓના અર્થ, સ્વામીજી ભળતા શબ્દો બોલે કે ઇશારાથી સમજાવવા પ્રયત્ન કરે એમાંનું ઘણુંખરું તેઓ સમજી લેતા.

આશ્ચર્યની વાત તો એ છે, કે લકવો થયા પછી પણ તેઓ જંપ્યા નહોતા. ત્રાસ ને દયા છૂટે એવી શારીરિક સ્થિતિમાં પણ સંસ્થાનું કાર્ય કરતા એટલું જ નહિ, પરંતુ ઋષિકેશ, હરદ્વાર, કુંભનો મેળો, રામકૃષ્ણ શતાબ્દી ઉત્સવ વગેરે સ્થળે આત્માની ભૂખ સંતોષવા અનેક તકલીફ વેઠીને પણ તેઓ જઈ આવતા. સંસ્થાના કામ અંગે મુંબઈ–કલકત્તાની મુસાફરી પણ તેઓ કરી લેતા. જ્યારે અસહ્ય જ થઈ પડે ત્યારે બીજા વર્ગમાં બેસતા, નહિ તો ત્રીજા વર્ગમાં જ પ્રવાસ કરવાનું ધોરણ એમણે છેવટ સુધી રાખ્યું હતું. ૧૯૩૪–૩૫ની સાલમાં સ્વામીજીની સ્થિતિનું વર્ણન સંસ્થાના એક ભાઈએ સ્વ. મોતીભાઈ અમીનને લખેલા નીચેના પત્રમાંથી સારી રીતે મળી રહે છે.

"પૂજ્ય સ્વામીજીની તબિયત વિષે તો તમે જાણતા રહેતા હશો. લકવો ને પક્ષાઘાતની અસર પછી તેઓનાથી બોલીને તો કશી વાત થઈ શકતી જ નથી. હાથ પણ બરાબર કામ આપી શકતો જણાતો નથી, એટલે લખીને પણ કશું નથી બનતું. આ સ્થિતિમાં ઇશારાથી બધું ચાલે છે, પણ તેમાં એ કહેતા હોય કંઈક ને આ બાજુના માણસો, પરિસ્વજનો સમજે કંઈક. કેટલી યે બાબતોમાંથી એ પોતે ઇચ્છતા હોય તે જ બાબત નજીકના માણસો પણ શી રીતે સમજી શકે ? વળી એમણે ધારેલું સમજતાં કે કહેતાં વાર થાય તોપણ ભોગ, એમને ઉકળાટ થાય–અકળાય ને બહુબહુ મૂંઝાય ત્યારે 'ઓ ઈશ્વર ! ઓ ઈશ્વર !' કરતા માથામાં જોરથી ટાપલીઓ મારે. ન બોલાય તેવી ગાળ પણ બોલાઈ જાય ને 'જાઓ જાઓ, કોઈનું કામ નથી, 'એમ અકળાતા ને માથામાં ટાપલીઓ મારતા બોલે. પાસેના

માણસ શું કરે? એ આવે પ્રસંગે ખસી જાય ને એમને શાંત થઈ જવા દે. કોઈ કોઈવાર ધોલ, થપાટ પણ લગાવી દે એમ સાંભળ્યું છે......પૂ. સ્વામીજી વિષે ને સંસ્થા વિષે તે દરમિયાનમાં આવેલા લેખો તો આપે જોયા હશે. 'હિંદુસ્તાન પ્રજામિત્ર,' 'મુંબઈ સમાચાર' ને 'જન્મભૂમિ'માં કેટલાક લેખો આવ્યા છે. તેમાં તેમને પાગલ થઈ ગયેલા વર્ણવ્યા છે. લેખકોને લૂંટનારા, તેમનો કસ કાઢનારા તથા પૈસા પેદા કરનારા (સેવાને નામે) વર્ણવી તેમને ને તેમની સેવાઓને ઉતારી પાડવાનો પ્રયત્ન થયેલો છે. 'જન્મભૂમિ'એ પાછળથી તેમની સેવાઓની કદર કરતો, તેમને છેલ્લી પચ્ચીસીના સાહિત્યક્ષેત્રના જ્યોતિર્ધર તરીકે રજૂ કરતો લેખ લખી તેમને કંઈક ન્યાય આપ્યો છે એ સારી વાત છે. (૧૩–૭–'૩૪)"

પણ વ્યાધિ લકવાથી જ અટક્યો નહિ. એ પછી ગૂમડાં થયાં, જમણે પગે ખરજવા જેવું થયું અને આગળ જતાં તો શરીરમાં સડો દાખલ થયો હોય એવું લાગવા માંડ્યું. આ બધા સમય દરમિયાન એમણે ખોરાક નહિવત્ કરી નાખ્યો હતો. મગજમાં ધૂનો આવતી, ગુસ્સો થઈ જતો, ત્યારે ક્રોધ માઝા મૂકી દેતો હતો, પરંતુ સામાન્ય રીતે એમનુ અંતર વધુ ને વધુ ભજનની તૃષા અનુભવતુ હતું.

અચાનક સ્વ૰ માલવિયજીના કાયાકલ્પના પ્રયોગ વિષે એમણે સાંભળ્યું. સ્વામીજી સ્વભાવથી જ પ્રયોગના શોખીન હતા અને આ દેહની પાસે લઈ શકાય તેટલું કામ લેવાની એમની વૃત્તિ હતી. ૧૯૪૦ના ફેબ્રુઆરીમાં એમણે કાયાકલ્પની તૈયારી કરી. એ માટે ખૂબ કાળજીપૂર્વક બધી વ્યવસ્થા ઊભી કરી. ચાલીસ દિવસ સુધી અંધારા ભોંયરામા રહેવાનુ હતું, પરંતુ સ્વામીજીને આ ફાવ્યું નહિ. નવ દિવસના પ્રયોગને અંતે તેઓ ત્યાંથી ઊઠી ગયા. એમણે મનની સ્થિતિ વર્ણવતાં કહ્યુ "જડની પેઠે બેસી રહેવુ મને રુચે નહિ. ન ગીતાપાઠ થઈ શકે, ન ભજન સાંભળી શકાય. ચિત્તને શાંતિ ક્યાંથી મળે?"

આમ છતાં થોડો ફાયદો થયો, પરંતુ તે લાંબો સમય ટક્યો

નહિ. પછી તો શ્વાસ ચઢવા લાગ્યો. પગનાં ખરજવાં પણ આગળ વધ્યાં. સોજો પણ રહેવા લાગ્યો. ખોરાકમાં દૂધ, મધનું પાણી, તુલસીનાં પાન અને નિર્દોષ દેશી ઔષધીઓ જ પરંતુ દિવસે દિવસે સ્થિતિ વધારે બગડતી ગઈ શરીર એમના કબજામાંથી જતુ રહેવા માગતું હોય એવુ થઈ ગયું. આ સમય દરમિયાન સંસ્થાની ચિંતા એમને રહ્યા કરતી હતી. નાના બાળકની માતા પણ આટલી ચિંતા નહિ કરતી હોય. પણ 'પ્રભુ સાચો રસ્તો સુઝાડશે,' એવી શ્રદ્ધા રાખીને મસ્તી પણ અનુભવતા. આ અરસામા સૌથી પહેલાં એમણે ભાવનગર સેવામંડળવાળા શ્રી છોટાલાલ ત્રિભુવનદાસ શાહને મળવા માટે બોલાવ્યા અને તેમની સાથે સંસ્થા સંકેલવા માટે ચર્ચા કરી. શ્રી. છોટાલાલ શાહે સંસ્થાને જીવતી રાખવા માટે સ્વામીજીને સમજાવવામાં કચાશ ન રાખી. એમના પંદર દિવસના પરિશ્રમને અંતે સ્વામીજીએ એક વીલ કરવાનુ કબૂલ કર્યું અને એ મુજબ ચાર ગૃહસ્થોને નામે પહેલુ વસિયતનામું તૈયાર થયું. આ વસિયતનામામાં સ્પષ્ટ જણાવ્યું કે "નીચલા થરના લોકો, રોગીઓ, અશક્તો અને દુષ્કાળપીડિતોને મદદ કરવામા તથા સસ્તા પુસ્તકોનો પ્રચાર કરવામાં સંસ્થાની તમામ મિલકત વાપરી નાખવી "

એ પછી એમને વધુ વિચાર કરતાં લાગ્યું, કે આ રીતે રકમ ખર્ચનારની સાવચેતી અને પ્રમાણિકતા ન હોય, તો નાણાનો દુર્વ્યય થાય અને કોઈ પૈસા ઉચાપત પણ કરી શકે. એમણે બીજું વસિયતનામું કર્યું અને તેમાં સુધારો કર્યો. "સંસ્થાની મિલકત તેમના કબજામા આવે તેમાંથી પ્રજાને આ સસ્થાએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોમાથી પડતર કિંમત કરતા ઓછી કિંમતે પુસ્તકો પૂરાં પાડીને સંસ્થાની સર્વ મિલકત, પ્રેસ તથા બીજો બધો સામાન વેચી નાખીને આટોપી લેવાનું સોપું છું."

આ જાહેરાતે થોડોક ખળભળાટ ઊભો કરી દીધો અનેકને લાગ્યું કે સ્વામીજીના દેહની સાથે આ સંસ્થા પણ નાશ પામે તે સારું નથી. અનેક જગ્યાએથી એ વિશે સૂચનો આવવા લાગ્યા.

સ્વામીજી તો પોતાના નિર્ણયમાં મક્કમ જ રહ્યા અને એમણે પોતાની માન્યતાને તરત અમલમાં મૂકી દીધી. તમામ પુસ્તકો અર્ધા મૂલ્યે વેચવાનું એમણે શરૂ કર્યું, પણ બન્યું ઊલટું જ. જૂનો માલ ખપી ગયો. સંસ્થા પાસે નાણાંની છૂટ થઈ ગઈ. સ્વામીજી આશ્ચર્ય પામ્યા. સંસ્થા તો મૃત્યુને બદલે નવજીવન તરફ જતી હોય એવી સ્થિતિ નિર્માણ થઈ. સ્વામીજીએ ફરી વસિયતનામું સુધાર્યું. લાંબા નિવેદનની સાથે નવી યોજના અમલમાં મૂકી. આ યોજનાની ૨૫૦૦૦ નકલો છપાવીને એમણે પ્રચાર કર્યો. રોકડ રકમ વધી ગઈ હતી. પુસ્તકો હોય તો તેમનો દુર્વ્યય થવાનો જેટલો ભય હોય, તે કરતાં રોકડ રકમનો ભય વિશેષ હોય એ સ્વાભાવિક હતુ. સ્વામીજીએ બે મોટાં મશીનો ખરીદ કર્યાં. બધા પુસ્તકોની નવી આવૃત્તિઓ છાપવા માંડી. ૧૯૩૯થી ૧૯૪૧માં, જ્યારે એમનું શરીર ચાલતુ નહોતુ, યાદશક્તિ મંદ પડી ગઈ હતી, સ્વભાવ ઉપરનો કાબૂ ઓછો થઈ ગયો હતો, ત્યારે તેમણે લગભગ ૫૫ પુસ્તકોની બધી મળીને ૩,૯૦,૭૦૦ પ્રતો પ્રસિદ્ધ કરી દીધી.

આ અરસામાં સ્વામીજીની સંસ્થાને પોતાની કરી લેવા મથતાં કેટલાંક તત્ત્વો બહાર આવી રહ્યાં હતાં, પરંતુ સ્વામીજી કોઈને મચક આપતા નહોતા. અમદાવાદમાં સંન્યાસાશ્રમના એક બ્રહ્મચારીએ આ માટે એક હાસ્યાસ્પદ પુરુષાર્થ કર્યો. વસિયતનામું વાંચીને એ સ્વામીજી પાસે આવ્યા. એને થયું કે આ સંન્યાસીને કોઈ શિષ્ય મળ્યો નથી એટલે આ સંસ્થા બંધ થાય છે. સ્વામીજી પાસે એણે શિષ્ય થવાની ઇચ્છા બતાવી, પરંતુ એમની એ ઇચ્છા બર આવી નહિ બ્રહ્મચારીએ સંસ્થાને સેવા આપવાની ઇચ્છા બતાવી, સ્વામીજીએ એ સ્વીકારી અને રૂ. ૩૦) ના પગારથી આ બ્રહ્મચારીને કામ ઉપર રાખી લીધા. આ દિવસોમાં પણ સ્વામીજીની કરકસરવૃત્તિમાં મુદ્દલ ફેર પડ્યો નહોતો. આ બ્રહ્મચારી વેપારી માનસવાળા હતા એટલે એમણે સ્વામીજીને ખુશ કરવા માટે સંસ્થાના વહીવટમાં વધુ કરકસર કેમ થઈ શકે તેના માર્ગો સૂચવવા માંડ્યા.

બ્રહ્મચારીની અસર થોડા સમય સુધી તો બરાબર ચાલી. કેટલાક જૂના માણસો છૂટા થયા અને નવાની ભરતી થઈ, પરંતુ મુખ્ય વહીવટ તો સ્વામીજીના પ્રિય અને વિશ્વાસુ ત્રિભુવનદાસ ઠક્કરના હાથમાં રહ્યો હતો.

બરાબર આ અરસામાં એક એવો પ્રસંગ બન્યો કે જેનાથી સંસ્થાને નવું જીવન મળી જવાના સંયોગો ઉપસ્થિત થયા. 'સત્યાગ્રહ અને અસહયોગ' નામના પ્રકાશન માટે એ વખતની મુંબઈ સરકારે પગલાં લીધાં. સ્વામીજી પાસે રૂ. ૩૦૦૦ની જામીનગીરી માગી અને લખ્યુ, કે ૧૨૪ અ કલમ એટલે કે રાજદ્રોહ માટે શા સારુ તમારા પર કામ ન ચલાવવું તેનો ખુલાસો આપો." સ્વામીજી આ વાંચીને ગભરાયા નહિ. બોલવામાં ત્રાસ થતો હતો છતાં ત્રુટકતૂટક તે બોલ્યા:

"અહીં ચણા ફાકીએ છીએ તે જેલમાં ફાકશું."

એ પછી આ વિષે શું કરવું તેની વિચારણા થવા લાગી. સ્વામીજી પોતે કશું કરી શકવાની સ્થિતિમાં નહોતા. તેઓ યાદશક્તિ ગુમાવી બેઠા હતા અને બોલવાનું તો મહામુશ્કેલીએ બનતું હતું. સ્વામીજીને શ્રી. મનુ સૂબેદારના સંબંધનું સ્મરણ કરાવવામાં આવ્યું અને કહ્યું: "એમની મદદ લઈએ તો?" સ્વામીજી અને શ્રી. સૂબેદારનો સંબંધ ઘણા વર્ષોનો હતો. સ્થૂલ રીતે જોઈએ તો એમાં નિકટતા નહોતી; પરંતુ શ્રી. સૂબેદાર સ્વામીજી માટે બહુ ઊંચા ખ્યાલો ધરાવતા હતા અને સ્વામીજીને પણ શ્રી. સૂબેદારની નિષ્ઠામાં વિશ્વાસ હતો. સ્વામીજીને એ સલાહ રુચી ગઈ. તરત જ એક પત્ર લખી બધી પરિસ્થિતિ એમણે સમજાવી. શ્રી. સૂબેદારે વળતી ટપાલે જવાબ આપીને બધી જવાબદારી સ્વીકારી લઈ સ્વામીજીને નિશ્ચિંત કર્યા. ક્યારે અને કેવા સંજોગોમાં પુસ્તકની પ્રસિદ્ધિ થઈ વગેરે વિગતો જણાવીને એમણે સ્વામીજીની સહીથી સરકારને અરજી કરી. પોતે જાતે એ વિભાગના વડાને મળ્યા અને તેને પરિસ્થિતિ સમજાવી. ઘણા પરિશ્રમને અંતે શ્રી. સૂબેદારને તેમાં

સફળતા મળી. સ્વામીજી સામેનો કેસ પાછો ખેંચાઈ ગયો. એટલું જ નહિ પણ આ સંસ્થા ધર્મકાર્ય કરતી લોકસેવાની સંસ્થા છે એવું સ્થાપિત થયું.

વસિયતનામાની અને ટ્રસ્ટીઓની મૂંઝવણ હજી તો પૂરી થઈ નહોતી. નવાં નામો સ્વામીજીને ઉમેરવાં હતાં પણ તેઓ બોલી શકતા નહિ. એકવાર ત્રિભુવનદાસને ઇશારાથી કહ્યું કે 'વીલ નવું બનાવવું છે, નામ બોલો.' ત્રિભુવનદાસે પૂછ્યું: "પેલા બ્રહ્મચારી મા'રાજને તો લેવાના છે ને?" સ્વામીજીએ ત્રુટક શબ્દોમાં જવાબ આપ્યો: "ના, હજી પાકયો નથી, પાકે પછી વાત." પછી વાતચીતને અંતે ત્રણ નવા ટ્રસ્ટીઓ ઉમેરવાનું નક્કી થયું. શ્રી. મનુ સૂબેદાર, શ્રી. વિષ્ણુપ્રસાદ ર. ઠાકોર અને શ્રી. ત્રિકમલાલ છ. ચોકસીની પસંદગી થઈ, પરંતુ સૂબેદાર તો મોટા માણસ અને તેમને અનેક પ્રવૃત્તિઓ રહી એટલે તેઓ ટ્રસ્ટી તરીકે રહેવા અનુમતિ આપશે કે કેમ એ વિષે સ્વામીજીને શંકા હતી. તેઓ કામ ન કરે અને માત્ર ટ્રસ્ટમાં રહેવાની હા પાડે, તોપણ ટ્રસ્ટબોર્ડ મજબૂત રહેશે એમ એમને ગળે વાત ઊતરી અને છેવટે એમ ઠર્યું કે શ્રી. મનુ સૂબેદારને આ વિશે પુછાવી લેવું.

બ્રહ્મચારી મહારાજને પોતાની ઇચ્છા પૂરી નહિ પડે એમ સમજાયું એટલે તેઓ સંસ્થા છોડી ગયા.

આ બાજુ શ્રી. મનુ સૂબેદાર તરફથી અનુમતિ આવી ગઈ. એમણે ટ્રસ્ટીપદનો બોજો ઉપાડવાનું સ્વીકાર્યું. એ પછી સ્વામીજી મુંબઈ ગયા. આઠદસ દિવસ ત્યાં રહ્યા અને આજે જે ટ્રસ્ટડીડ અમલમાં છે, તેની રચના થઈ અને તા. ૮–૭–'૪૧ને રોજ તે રજિસ્ટર કરાવવામાં આવ્યું.

છેવટની ગોઠવણ થવા છતાં જ્યાં સુધી સ્વામીજી જીવતા હોય ત્યાં સુધી તો સંસ્થા ઉપરની સર્વ સત્તા એમની પોતાની જ રહેતી હતી. તેઓ પોતાની ગને કામ કર્યે જતા હતા. રહેવાનું નડિયાદ રાખ્યું હતું, ત્યાંથી તેઓ દરરોજ કાર્યાલયમાં આવતા હતા. અને

પડ્યું. એકનો ટકોરો થયો, ત્યારે સ્વામીજીએ મોસંબીનો રસ માગ્યો અને શાંતિપૂર્વક તે રસ પી લીધો. સારવાર કરનાર સામે જ ઊભો હતો. સ્વામીજી તૂટતા સ્વરે બોલ્યાઃ

"ખસી જવાય છે."

પેલો નજીક આવ્યો અને સ્વામીજીને સહેજ ઉપર લીધા. સ્વામીજી જરા હસ્યા. એ ખસી જવાનું રહસ્ય પામી ગયા હતા. ફરીને બોલ્યા: "હજી પણ ખસી જવાય છે." અને તરત આંખ મીંચી દીધી. આ દુનિયામાંથી સાચેસાચ તેઓ ખસી ગયા! ઈશ્વરને ઝંખતો આત્મા પરમાત્મામાં એકરૂપ થઈ ગયો!

બીજે દિવસે નડિયાદ અને અમદાવાદ શોકમાં ડૂબી ગયાં. આ સમાચાર વાયુવેગે ગુજરાત અને મુંબઈમાં ફેલાયા. પ્રત્યક્ષ કે પરોક્ષ અસર નીચે આવેલાં લાખો માનવીઓએ આઘાત અનુભવ્યો. ગુજરાતે એક મહાન સેવક ગુમાવ્યો એવી લાગણી સર્વત્ર વ્યાપી ગઈ. ગાંધીજીથી માંડીને સસ્તું સાહિત્યનાં પુસ્તક વાંચનાર નાનાં-નાનાં ગામડાંના માનવી સુધી દુઃખનું મોજું ફરી વળ્યું.

સ્વામીજીના શબના અગ્નિસંસ્કાર તો એમની સૂચના અનુસાર સાબરમતીને કાંઠે જ થવાના હતા. નડિયાદવાસીઓએ આગ્રહ રાખ્યો કે એમની સ્મશાનયાત્રા નડિયાદમાં પણ નીકળવી જોઈએ; એટલે શબને પાલખીમાં બેસાડી નડિયાદમાં ફેરવવામાં આવ્યું. હજારો નરનારીઓએ એમનાં અંતિમ દર્શન કર્યાં. ત્યાંથી શબ અમદાવાદ લઈ ગયા. ત્યાં ભવ્ય સ્મશાનયાત્રા નીકળી અને સાબરમતીને કાંઠે, જ્યાં ૩૭-૩૮ વર્ષ પહેલાં, વર્ષો પર એમણે સંન્યાસદીક્ષા લઈ સકામ કર્મનો ત્યાગ કર્યો હતો અને જે દેહને ઈશ્વરે આપેલું એક સેવાનું સાધન માન્યું હતું, તે દેહનો ત્યાં અગ્નિસંસ્કાર થયો.

અખંડ હતું તે અખંડ રહ્યું, અને ખંડિત હતું તે નાશ પામ્યું.

# સ્વામીજીનો પૂર્વાશ્રમ

## [ ૧ ]

### કુટુંબ અને જન્મ

ભિક્ષુ અખંડાનંદજીનું નામ નહિ સાંભળ્યું હોય એવા ભણેલા ગુજરાતી કોઈક જ હશે, પરંતુ લલ્લુ જગજીવન ઠક્કરનું નામ ઘણા ઓછાઓએ સાંભળ્યું હશે. સંન્યાસ સ્વીકારીને દુનિયાનો ત્યાગ કર્યા પછી પણ તપથી કેવળ પોતાના આત્માનું કલ્યાણ કરવાને બદલે પોતાના દેશબંધુઓના આત્માના કલ્યાણ કાજે યોગીઓ ઈશ્વરપ્રણિધાનમાં જેટલી એકાગ્રતાથી, સંયમથી, દૃઢ નિષ્ઠાથી આસન જમાવે, તેટલી જ એકાગ્રતાથી, સંયમથી ને દૃઢ નિશ્ચયથી ગુજરાતમાં જ્ઞાનગંગા રેલાવવા માટે કમર કસી 'સસ્તું સાહિત્ય'ની સ્થાપના, તેનું સંચાલન ને તેનો સમગ્ર વ્યવહાર પોતાને માથે ઉપાડી લઈ, જેમણે એ સંસ્થાને અને પોતાની જાતને એકરૂપ બનાવી દીધાં, તે સ્વામી અખંડાનંદનું પૂર્વાશ્રમનું નામ લલ્લુભાઈ જગજીવન ઠક્કર હતું. સ્વામીજી દ્વારા પ્રગટ થયેલાં અનેક પુસ્તકો વાંચનારાને યે કદાચ આની ખબર નહિ હોય.

સ્વામીજી આત્મસ્થ થઈ ગયાને બહુ લાંબો કાળ વીત્યો નથી. એમના પ્રત્યક્ષ સહવાસમાં આવેલા પુરુષો હજી ઘણા છે. આમ છતાં એમના પૂર્વાશ્રમની હકીકતો, એમણે સંન્યાસ શા કારણે સ્વીકાર્યો ને સંન્યસ્તના સ્વીકાર પછી શી શી સાધનાઓ કરી, એની ઝીણી ને વિગતવાર માહિતી જોઈએ તેટલા પ્રમાણમાં મળી શકતી નથી. આનું કારણ એ છે, કે સાચા સંન્યાસીને છાજે એ રીતે સ્વામીજી પોતાના પૂર્વાશ્રમની હકીકત કોઈને કહેતા નહિ. જેનો ત્યાગ કર્યો તેનું સ્મરણ

ન હોય, એવી ભાવનાથી એમણે પોતાના પૂર્વજીવનને વિસ્મૃતિના અંધારપટમાંથી કદી બહાર આણવા પ્રયાસ કર્યો નથી; એટલું જ નહિ પણ, અજાણ્યે એવા પ્રસંગ આવી પડ્યા છે, ત્યારે દૃઢતાથી તેમણે તેને ટાળ્યા છે. 'સસ્તું સાહિત્ય' સંસ્થાની સ્થાપના પછી ઘણે વરસે એમનો પુત્ર એમને મળવા આવ્યો; પરંતુ તેને મળવાની–ત્રાહિત તરીકે પણ મળવાની–એમણે ના પાડી દીધી. પોતાને વિષે કંઈ પણ કહેવું એમને રુચતું નહિ. એક સ્થળે એમણે લખ્યું છે: "આત્મકથન તરફ મને પસંદગી નથી. ખૂંટમાં પ્રસંગોપાત્ત કંઈક આવી ગયું છે ખરું. પ્રસંગોપાત્ત અતિ પરિચિત આગળ (અંદરની નામરજી છતાં) કોઈ કોઈ વાર તેના હિતનો કોઈ ખાસ મુદ્દો સમજાવવા જતાં એવું તેવું કંઈ કંઈ આવી જાય છે અને સામાન્ય રીતે બહુ છુપાવી રાખવા જેવું પણ મૂળે તો કંઈ હોય નહિ; એટલે એમ બને છે, ત્યારે સહેજે અનેક વાતો કહેવાઈ જાય છે. ઘરમાં કોઈ વાર ચોમાસામાં બાળવાનાં સૂકાં લાકડાં થઈ રહેવા આવે છે, ત્યારે રોજ સળગતા ચૂલાની આસપાસ લીલાં લાકડાં મૂકી રાખવામાં આવે છે, જેથી તે સુકાતા ચાલે અને જરૂર પડે ત્યારે વગર ત્રાસે સળગે. આમ કરવામાં જરૂર માત્ર આંચની છે, અથવા તો દીવે દીવો સળગાવવો હોય, ત્યારે તૈયાર દીવાની શગ સાથે જ પ્રયોજન રહે છે; તેનું કોડિયું, ગોખલો વગેરેની સાથે નહિ, એ જ પ્રમાણે આ બાબતનું સમજવાનું છે."

આમ સ્વામીજીએ પોતાના વિષે ક્વચિત્ જ વાત કરી છે અને જ્યારે જ્યારે કરી છે, ત્યારે ત્યારે હંમેશા નછૂટકે, અજાણ્યે અથવા દીવા વડે દીવો ચેતવવાની ઇચ્છાથી જ કરી છે. આથી એમની સાથે ગાઢ સહવાસમાં આવેલા અનેક મનુષ્યો હોવા છતાં, એમના સમગ્ર જીવનની સિલસિલાબંધ હકીકતો મેળવવી મુશ્કેલ બની છે. આ દેશના તેમ જ પરદેશના અનેકાનેક સાધુસંતો, મહાપુરુષો ને વિચારકોનાં જીવનચરિત્રોથી ગુજરાતી સાહિત્યને છલકાતી દેનારા એ સાધુપુરુષના પોતાનાં જીવન વિષે ગુજરાતને ઘણી ઓછી માહિતી છે.

આપણા ચરિત્રનાયક લલ્લુભાઈનો જન્મ ચરોતરના ઓરસદ ગામમાં જગજીવન નથ્થુભાઈ ઠક્કરને ત્યાં લોહાણા જ્ઞાતિમાં સંવત ૧૯૩૦(ઇ. સ. ૧૮૭૪)માં થયો હતો. લલ્લુભાઈ એ એમનાં માતાપિતાના છેલ્લા સંતાન હતા. એમને શિવલાલ, હરગોવિંદ અને મોહનલાલ નામે ત્રણ ભાઈઓ ને સદાબ્હેન અને પાર્વતી નામે બે બહેનો હતાં. એમના પિતા સોખંડના, ચિનાઈ માટીનાં વાસણોના તથા અનાજના વેપારી તરીકે સારી પ્રતિષ્ઠા સંપાદન કરવા ઉપરાંત એમની ધર્મનિષ્ઠા માટે પણ તેઓ જાણીતા હતા. જગજીવન ઠક્કર અને એમનાં પત્ની હરિબા ભગવદ્‌ભક્ત હતાં અને એમને ત્યાં વારંવાર સાધુસંન્યાસીઓ પધારતા, ભજનોની ધૂન ચાલતી ને કથાકીર્તન થતાં. બાળક લલ્લુ મુગ્ધભાવે આ બધું જોઈ રહેતો. જાણ્યે-અજાણ્યે એના મન પર આ બધાંની અસર પડતી અને ભજન તથા સંગીત પ્રત્યે પાછળથી એમનામાં જે અપૂર્વ અભિરુચિ થઈ હતી, તેના સંસ્કાર બાળવયથી જ આ સાધુસંતોનાં ભજનકીર્તન આદિના શ્રવણને લીધે પડ્યા હશે એમ ધારી શકાય.

પરાયા માણસો પાસે બાળક ભાગ્યે જ જાય છે, પણ બાળક લલ્લુ તો પોતાને ત્યાં વારંવાર પધારતા સાધુબાવાઓથી ટેવાઈ ગયેલો, એટલે એને અજાણ્યું લાગે નહિ. એ એમના ખોળામાં ચઢી બેસે અને એમની માળા તથા બેરખા સાથે રમે.

એકવાર કુલગુરુ મોહનદાસજી જગજીવન ઠક્કરને ત્યાં આવ્યા. ત્રણેક વર્ષનો લલ્લુ મહારાજના ખોળામાં ચડી બેઠો અને એમના બેરખા સાથે રમવા લાગ્યો, બેરખાને ચૂસવા લાગ્યો. મહારાજ બાળક સામે જોઈ રહ્યા અને પછી જગજીવન ઠક્કરને ઉદ્દેશી બોલ્યા: 'ઠક્કર ! આ દીકરો ભારે હોનહાર છે. એ મહાસમર્થ સંન્યાસી થશે.' ધર્મિષ્ઠ માતપિતાના હૃદયને આ સાંભળી આનંદ અને સાથેસાથે કંઈક શોક પણ થયો, પરંતુ થોડા વખતમાં એ વાત વિસારે પડી અને બાળક લલ્લુ અલ્પશિક્ષિત પણ સંસ્કારી માતપિતાની છત્રછાયા હેઠે મોટો થવા લાગ્યો.

# [ ૨ ]

## અભ્યાસ અને વેપાર

**મા**તાપિતાનું છેલ્લું સંતાન હોવાથી બાળક લલ્લુ સ્વાભાવિક રીતે જ માબાપ તથા વડીલ ભાઈબહેનોનાં લાડ મેળવવા ભાગ્યશાળી થયો હતો. સ્વભાવે એ તોફાની અને ધાર્યું કરવાની વૃત્તિવાળો હતો. કંઈક જિદ્દી અને આગ્રહી પણ ખરો.

તે સમયે બોરસદમાં સરકારી નિશાળ નહોતી. ઉમિયાશંકર નામના *બ્રાહ્મણ યજમાનવૃત્તિ કરતા ને જોડે જોડે ગામનાં નાનાં* બાળકોને ભણાવવાનું કામ પણ કરતા. કક્કો, બારાખડી, આંકના પાડા આદિ પ્રાથમિક શિક્ષણ એમની ગામઠી નિશાળમાં મળતું. શાળાનો સમય નક્કી તો કરવામાં આવ્યો હતો, પણ એ સચવાતો ભાગ્યે જ. માબાપ મોકલે તેમ ને ત્યારે અથવા પોતાને રુચે તેમ એક પછી એક છોકરાઓ નિરાંતે આવતા. મહેતાજી એથી ય મોડા પધારતા! વચ્ચે કંઈ કામ આવી પડે તો વડા નિશાળિયાને દેખરેખ રાખવાનું કહી, એ કામ પતાવી આવતા. છોકરાઓ ઘાંટા પાડી મોટે અવાજે આંકના પાડા ગોખતા અને મહેતાજી વચ્ચે વચ્ચે ઝોકાં પણ ખાઈ લેતા. શિક્ષણના ક્ષેત્રમાં અવાજ ને સોટી એ બેનું પ્રાધાન્ય ગણાતું. બધી જ ગામઠી શાળામાં આ જાતની સ્થિતિ પ્રવર્તતી હતી.

લલ્લુ છસાત વર્ષનો થયો, એટલે એને ઉમિયાશંકર મહેતાજીની શાળામાં અક્ષરજ્ઞાન શીખવા માટે બેસાડ્યો. ગુજરાતને ઘેરેઘેર ાનગંગા ફેલાવવા માટે ઉત્તર વયમાં અપૂર્વ તપશ્ચર્યા કરનાર ા લલ્લુને ભણવા માટે જરા ય ઉત્સાહ ન થયો. એ કાળની આ



પૂર્વાશ્રમના લલ્લુભાઈ જગજીવનરામ ઠક્કર.

ગામઠી શાળાઓનું આખું વાતાવરણ જ એવું રહેતું, કે ત્યાં જવું એટલે કેદખાનામાં જવું એમ બાળકોને લાગતું અને એ કેદ સાદી કેદ પણ નહોતી; સખ્ત મજૂરી અને સાથે માર પણ ખરો. મહેતાજીના ઘરનાં કામ કરવાનાં અને મહેતાજીને રાજી ન રાખી શકાય, તો જાતજાતની શારીરિક શિક્ષા સહન કરવાની. આ જાતની શાળામાં જઈ બાળકો ભણી શકે છે, તે જ નવાઈ જેવું છે; પણ ભણવા માટે એને રુચિ થાય, વિદ્યા પ્રત્યે અનુરાગ જાગે, એ તો લગભગ અસંભવિત ગણી શકાય.

એટલે ચાલાક છોકરાઓ શાળામાં જવાનું ટાળવા માટે બહાનાં શોધે. કેટલીક વાર માતા બાળકોનો પક્ષ લે, પરંતુ પિતા તો 'એ જ વિદ્યા જાણીને વૈદ્ય થયા હોય,' અર્થાત્ એ જ પ્રમાણે પોતે પણ નાનપણમાં નિશાળે ન જવા માટે બહાનાં શોધવાની કલા અજમાવી ચૂકેલા હોય, એટલે તેમને ગળે સહેલાઈથી બાળકો પોતાની વાત ઉતારી શકે નહિ અને બાપના ધાકને લીધે એમને આખરે પરાણે નિશાળે જવું પડે. બહુ જિદ્દી બાળક હોય તે સત્યાગ્રહ પણ કરે. બાપ તથા મોટા ભાઈઓ મળીને અથવા નોકરચાકર હોય તો તે બાળકને પકડીને ટાંગાટોળી કરી નિશાળે પહોંચાડી આવે. આ બંધનમાંથી છૂટી આઝાદી મેળવવા માટે છોકરો પોતાના અવાજથી શેરીઓ ગજાવી મૂકે, પોતાને બંધનગ્રસ્ત કરનારને નહોરિયાં મારે, એને કરડી ખાય, લાગ મળે તો રસ્તામાં આળોટી પણ પડે, પરંતુ 'બળ આગળ કળ ન ચાલે,' એ ન્યાયે આખરે એને શરણાગતિ સ્વીકારવી પડે અને આખરે મોટેરાઓ એને નિશાળે પહોંચાડી મહેતાજીને સોંપી આવી નિરાંતનો શ્વાસ લે. કોઈ કોઈ મહેતાજીને ભલામણ પણ કરતા આવે, કે 'પંડ્યાજી! છોકરો બહુ મસ્તીખોર છે. કહ્યું બિલકુલ માનતો નથી. એને જરા પાંસરો કરવાની જરૂર છે.' અને આવી ભલામણ વિના પણ છોકરાઓને પાંસરા કરવા હમેશ આતુર રહેતા મહેતાજી 'કેમ બચ્ચા, ખોપરીમાં બહુ વાયુ ભરાઈ ગયો છ! ઊભો રહે, હમણાં તારા મગજમાંથી પવન કાઢી

નાખું છ !' કહી સોટીનો છૂટે હાથે ઉપયોગ કરે.

પરંતુ કેટલાક ચતુર બાળકો આ રીતે સત્યાગ્રહ કરતા નહિ. કંઈ પણ બહાનું કાઢ્યા વગર, વિના આનાકાનીએ નિશાળે જવા એ તૈયાર થઈ જતા. 'મારો છોકરો કેટલો ડાહ્યો છે!' એમ માબાપ ગર્વ અનુભવી છોકરાને નિશાળે મોકલતાં, પણ નિશાળે જવા માટે ઘેરથી નીકળ્યા, તેથી કંઈ નિશાળે જવું જ પડે એમ થોડું છે ? ઘર અને નિશાળ બેની વચ્ચે ઘણી જગ્યાઓ હોય છે. અને કાળનિર્ગમન માટે રમતગમતોનો પણ ક્યાં અભાવ હોય છે ?

ગામમાં આંબાવાડિયાં, કૂવાનાં થાળાં ને મહાદેવનું મંદિર જેવી જગ્યાઓ ઓછી નથી કે સ્વાતંત્ર્યપ્રિય બાળકને નિશાળના અંધિયાર ઓરડાઓમાં પુરાઈ રહેવું ગમે. ઝાડ પર ચડવું, કૂવાના થાળા પર સૂઈ રહેવું, સરખેસરખા ગોઠિયા જોડે સંતાકૂકડી, લખોટા આદિની રમતો રમવી, કંઈ નહિ તો કાંકરા ફેંકવા વગેરે બાળકોએ કરવાંજેવાં કામો શું ઓછાં છે, કે એમને ગામઠી નિશાળે જઈ મારકણા મહેતાજીના હાથનો માર ખાતાં અણગમતા અક્ષરો ને આંકડાઓનો પરિચય સાધવા મહેનત લેવી પડે ?

લલ્લુના સ્વતંત્રતાના શોખીન જીવને ઉમિયાશંકર મહેતાજીની ગામઠી નિશાળના વાતાવરણમાં ગોઠતું નહિ. એને તો ખુલ્લાં મેદાનો, નદીનાં ખળખળ વહેતાં જળ, પોતાની પાસે આવવા આમંત્રણ આપતાં વૃક્ષોની ઊંચી ઊંચી ડાળીઓ, કૂવાનાં થાળાં ને મહાદેવનું મંદિર–એ સર્વનું વધારે આકર્ષણ રહેતુ. તે નિશાળે જવા માટે ઘેરથી નીકળતા. કેટલીક વાર નિશાળે જતા પણ ખરા, પરંતુ ઘણી વાર ત્યાંથી ગાપચી મારી જતા અને પોતાના જેવા સોબતીઓને લઈ શાળાના સમય દરમ્યાન ભણવાને બદલે રમવાનું કાર્ય કરતા અને શાળાને છૂટવાનો સમય થાય એટલે ઘેર પાછા આવી રહેતા, પણ આ કંઈ હમેશ ચાલે ખરું ? આમાં એ પકડાઈ જતા, એટલે પિતા તેમ જ મહેતાજી બન્ને તરફથી એમને 'પ્રસાદી' મળતી.

આમ છતાં, લલ્લુ કુશાગ્ર બુદ્ધિનો હતો એટલે થોડા વખતમાં

કક્કો, બારાખડી, આંકના પાડા વગેરે એણે શીખી લીધાં અને પછી એ અરસામાં ત્યાં નવી જ ઊઘડેલી સરકારી નિશાળમાં દાખલ થયો. નિશાળના વડા શિક્ષક–માસ્તર ભીમજી પ્રેમજી બહુ કડક સ્વભાવના હતા. 'સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ઘમઘમ' એ એમનું પ્રિય સૂત્ર હતું. એમના વર્ગશિક્ષક બાપુભાઈ પણ વડા શિક્ષકને પગલે ચાલી વિદ્યાર્થીઓને શિક્ષા ને શિક્ષણ–વિદ્યા ને વેદના–એ બંનેનો એકસાથે લાભ આપતા. અહીં પણ લલ્લુ અને એના મિત્રો શાળાની અંદરને બદલે બહાર રહી પ્રકૃતિને ખોળે મળે તે શિક્ષણ લેવાનું પસંદ કરતા અને શાળામાં જતા, ત્યારે વર્ગશિક્ષકને ગુરુદક્ષિણા આપવા માટે જાતજાતનાં તોફાનો આદરતા. આમ ખેલતાં, રમતાં ને તોફાન કરતાંકરતાં લલ્લુભાઈએ બારતેર વર્ષની ઉંમરે ગુજરાતી પાંચ ચોપડી પૂરી કરી અભ્યાસ સંપૂર્ણ કર્યો.

અહીં એમનો અભ્યાસ પૂરો થયો તે અરસામાં સંવત ૧૯૪૭ માં એમની તેર વર્ષની વયે, પિતા જગજીવન ઠક્કર અવસાન પામ્યા. એમના જ્યેષ્ઠ બંધુ શિવલાલ ખંભાતથી સાતેક ગાઉ આવેલા જંબુસર તાલુકાના સારોદ નામના ગામમાં રહેતા હતા. ત્યાં આખું ઠક્કર–કુટુંબ રહેવા ગયું. ત્યાં શિવલાલ ઠક્કર સોખંડના સામાનની દુકાન ચલાવતા. પાછળથી અનાજની દુકાન પણ એમણે ખોલી હતી.

તેર વર્ષના કિશોર લલ્લુને દુકાને બેસાડ્યો. ગુજરાતી ચાર–પાંચ ચોપડી જેટલું જ એ ભણેલા. શાળામાં ભણતર પ્રત્યે એમને બહુ રુચિ નહોતી, પણ શાળા છોડ્યા પછી એમને વાંચવાનો ભારે નાદ લાગ્યો હતો. પોતાના વડીલ ભાઈઓ ભેગા લલ્લુભાઈ પણ દુકાને બેસતા, પણ એમનું ધ્યાન મોટે ભાગે વાંચવામાં જ હોય. માલ વેચતાં–વેચતાં પણ ચોપડીમાં આંખ ફેરવી લે, જે પાંચ–પંદર લીટી વંચાય તે વાંચી લે. વર્તમાનપત્રો વાંચવાનો પણ એમને શોખ લાગ્યો હતો. બાજુમાં મામલતદારની કચેરી હતી, ત્યાંથી માગી લાવીને એ 'બુધવારિયું' લઈ આવે ને દુકાને બેઠાબેઠા દેશપરદેશના સમાચાર વાંચે; પરંતુ આમ છતાં દુકાનના કામકાજમાં કે

હિસાબકિતાબમાં એ ધ્યાન નહોતા આપતા એમ નહિ. એઓ દઢતાથી માનતા કે વેપારમાં પણ સત્ય, પ્રામાણિકતા ને નીતિ પૂરેપૂરાં જળવાવાં જોઈએ. એમનો હિસાબ ચોખ્ખો રહેતો; પરંતુ એ કોઈને છેતરતા કે ઓછું આપતા નહિ.

કેટલાક ધંધા એવા છે, કે એ કેવળ સત્ય ને પ્રામાણિકતા પર કદી નભી શકે જ નહિ, એમ ઘણા વ્યવહારદક્ષ પુરુષો માને છે. સાચું બોલવું, કોઈને છેતરવુ નહિ, ઘરાકને ભોગે, એ જાણે પણ નહિ તેવી રીતે સહેલાઈથી લાભ મળી શકતો હોય, તો તે પણ જતો કરવો: આ બધી વસ્તુઓ આદર્શ તરીકે બહુ ઉત્તમ છે, પરંતુ વ્યવહારમાં–ખાસ કરી વેપારની બાબતમાં–એ આદર્શોને જરા ઢીલા મૂકવા પડે છે. એમાં માલની જ બાંધછોડ કરવાની હોતી નથી, સિદ્ધાંતની પણ બાંધછોડ કરવી પડે છે. સૌની પાસે એકસરખો જ ભાવ લેવો એ સૂત્ર તરીકે સારું છે, પણ એનો અમલ હમેશ થઈ શકતો નથી. સામાન્ય રીતે બીજી બધી બાબતમાં ધર્મનિષ્ઠ ને નીતિપરાયણ માણસો પણ વેપારની વાત આવે ત્યારે આ જાતનો વિચાર દર્શાવે છે.

નાનપણથી જ લલ્લુભાઈને દંભ પ્રત્યે ભારે તિરસ્કાર હતો. કહેવુ કંઈ ને કરવુ કંઈ એ એમના સ્વભાવમાં જ નહોતું. જેનો સિદ્ધાંત તરીકે સ્વીકાર કર્યો હોય, તેનો કોઈ પણ રીતે અમલ થવો જ જોઈએ એમ તેઓ માનતા અને પોતાનાં મંતવ્યોને ચુસ્તપણે દઢતાથી વળગી રહેતા. બાંધછોડ કરવી એ જાણે એમના સ્વભાવમાં જ નહોતું; એટલે વેપારની બાબતમાં પણ સત્ય ને પ્રામાણિકતાના આદર્શને જરાય ઢીલો કરવા એ કદી તૈયાર થતા નહિ.

એમના ભાઈઓ એમના કરતાં વધારે 'વેપારી-બુદ્ધિ' ના હતા એમને તો આવી ઝાઝી લપછપ વિના પોતાનો વેપાર વિકસાવવો હતો, એટલે એમને આ નાના ભાઈની આવી છેડાની સત્યનિષ્ઠા પસંદ ન પડી.

"જો, લલ્લુ! દુકાન પર બેસીને વેચાણ કરવા માટે આપણે

આટલા બધા ભાઈઓ છીએ, તો પછી બધાને જ દુકાને બેસવાની કંઈ જરૂર નથી. માલ ખરીદ કરવા એકાદ જણ બહારગામ જાય એ બહુ જરૂરનું છે, માટે હવે એમ કરીએ, કે તું ખરીદીનું કામ ઉપાડી લે. અમે અહીં વેચાણનું કામ કરીશું." એમ એકવાર તક જોઈ એમના એક વડીલ ભાઈએ એમને કહ્યું. લલ્લુભાઈને તો 'ભાવતું'તું ને વૈદે કહ્યું' તેના જેવું થયું. એમને નાનપણથી જ બહાર રખડવાનો બહુ શોખ હતો. દુકાને બેઠાબેઠા એમને કંટાળો ય આવ્યો હશે. એમણે આનંદપૂર્વક મોટા ભાઈની સૂચનાનો સ્વીકાર કરી લીધો.

લલ્લુભાઈ માલની ખરીદી કરવા અવારનવાર બહારગામ જવા લાગ્યા. બહુ જ ચોકસાઈથી એ માલની ખરીદી કરતા. એ જેમ કોઈને છેતરતા નહિ, તેમ કોઈથી છેતરાતા પણ નહિ. હંમેશાં કસીને સોંઘો ને ઉત્તમ પ્રકારનો માલ એ ખરીદતા. વહોરા–વેપારીઓ એમને કેટલીક વાર સંભળાવતા પણ ખરા, કે 'લલ્લુભાઈ! તમે તો પાકા વાણિયા છો!' એટલે ભાઈઓને એ ખરીદી કરી આવતા તેમાં વાંધો લેવાનું કોઈ જાતનું કારણ મળતું નહિ; પરંતુ એક મુશ્કેલી ઘણીવાર ઊભી થતી. નાનપણથી જ લલ્લુભાઈને સાધુસમાગમ, કથાકીર્તન ને પુસ્તકના વાચનનો નાદ લાગ્યો હતો. માલ ખરીદવા માટે એ નીકળ્યા હોય અને રસ્તે કોઈ સાધુસંતોનો સમાગમ થઈ જાય, તો એ ત્યાં ધામા નાખતા અને ખરીદીનું કામ ખોરબે પડતું. કેટલીક વાર આમ દિવસોના દિવસો ચાલ્યા જતા. ભાઈઓ અકળાતા અને એમને ખરીદીનું કામ આટોપી લેવા ઉઘરાણી કરતા, એટલે સાધુઓની સંગતિ છોડી એ પાછા વ્યવહાર પ્રત્યે અભિમુખ બની જતા અને માલની ખરીદીનું કામ આટોપી લેતા. એ ઉપરાંત માલ ખરીદ કરવા જતા, ત્યારે સારાં સારાં પુસ્તકો એમની નજરે પડતાં, તો કિંમતનો કંઈ પણ વિચાર કર્યા વગર એ ખરીદી લેતા. કોઈક ગરીબ, દીન, દુઃખી દેખાય તો તેને મદદ કર્યા વિના રહેતા નહિ, આમ એ ખૂણેખાંચરેથી ખોળીને પણ સસ્તે ભાવે માલ લઈ આવતા, પણ સાથેસાથે પુસ્તકો ખરીદવામાં

ને ગરીબગુરબાંને સહાય કરવામાં અણધાર્યો ખર્ચ પણ કરી નાખતા.

વેપાર ને વ્યવહારની બાબતમાં અતિશય ચીવટ ને કસરિયાપણું ને સાથેસાથે કોઈને મદદ કરવાની આવે, ત્યારે ઔદાર્ય ને દયાભાવના—આવા, બાહ્ય દૃષ્ટિએ પરસ્પર વિરોધી લાગે એવા ગુણો એમનામાં સ્વભાવથી જ હતા. આખા ગુજરાતને સસ્તામાં સરસ સાહિત્ય મળે માટે એમણે જાતને ઘસી નાખી, અત્યંત કષ્ટ વેઠી, પોતાના હકનું મળે તે પણ જતું કર્યું, પરંતુ પુસ્તકો માટેના કાગળો ખરીદવા, તેમ જ બીજા સોદા કરવા વગેરેમાં એમણે એટલી કરકસર રાખી હતી, કે કેટલાકને આવા સંન્યાસી પૈસાની બાબતમાં આટલી ચીવટ કેમ રાખે છે, તે સમજાતું પણ નહિ. એવાઓને એમનો જવાબ એ હતો, કે "હું સંન્યાસી થયો છું એ સાચું, પણ તેથી પૈસાનું મારે મન કશું મૂલ્ય નથી એમ નથી. આ સંસ્થાનો એક પણ પૈસો વગર કારણે ન ખરચાય, તે એના સંચાલક તરીકે જોવાની મારી ફરજ છે અને હું સંન્યાસી છું, એટલે તો મારે એ ધર્મ ખાસ કાળજીપૂર્વક બજાવવાનો છે."

એમના વિષે સ્વ. મોતીભાઈ અમીને એક સ્થળે લખ્યું છે: "કરકસર, ત્રેવડ ને વેપારી કુનેહમાં તેમની બરાબરી કરી શકે અને દૂરદૂરના પ્રદેશમાં રહેવા છતાં હિસાબમાં અને કામકાજમાં ચોકસાઈ ને ચોકી રાખી શકે તેવો, પૂજ્ય ઠક્કર બાપાને બાદ કરીએ તો, ગુજરાતનો અન્ય કોઈ સમાજસેવક મેં જોયો નથી."

આમ છતાં, એ વેપારી વાણિયાના હૃદયમાં દયાભાવનો—ઔદાર્યનો અખૂટ ઝરો વહેતો. 'હિસાબ કોડીનો ને બક્ષિસ લાખની,' એ એમનું સૂત્ર હતું. માલની ખરીદી કરવામાં એક પાઈ પણ એ વધારે ખરચતા નહિ; પરંતુ તેઓ કોઈક દીન કે દુઃખીને જોતા એટલે એમનું હૃદય દ્રવી જતું ને તે સમયે એ પૈસા સામું જોવા થોભતા નહિ.

એમનાં આ દયાભાવનાં ઉદાહરણો એમના પૂર્વજીવનમાં નોંધાયેલાં દેખાતાં નથી; પરંતુ ઉત્તરજીવનમાંથી એવાં અનેક ઉદાહરણો મળી આવે છે.

[ ૩ ]

## ભગવદ્‌ભક્તિ

આગળ કહ્યું છે તેમ લલ્લુભાઈને નાનપણથી જ કથાકીર્તન, સાધુસમાગમ, રાસ–ભજન વગેરેનો બહુ જ શોખ હતો. એ શોખ એમનાં માતા હરિબાએ કેળવ્યો હતો. હરિબા બહુ જ ધાર્મિક વૃત્તિનાં હતાં. પૂજાપાઠ, ભજનકીર્તન એ એમનો પ્રિય વ્યવસાય હતો. નિયમિત રીતે એ દેવદર્શન કરવા મંદિરે જતાં અને ત્યાં કથાવાર્તા શ્રવણ કરવા બેસતાં. પોતાનાં બાળકો પણ ધાર્મિક વૃત્તિનાં થાય એવી એમને કુદરતી રીતે જ ઇચ્છા રહેતી, આથી પોતાની સાથે બાળકોને પણ દેવદર્શન ને કથાશ્રવણ માટે લઈ જવા એ હમેશ આગ્રહ સેવતાં. ઘરના ધાર્મિક વાતાવરણમાં ઊછરેલા લલ્લુને પોતાને ત્યાં આવતા સાધુસંન્યાસીઓની વાતો સાંભળવામાં રસ પડતો, પરંતુ જરા મોટી ઉંમરના થયા પછી એને બહાર જઈ ખેલવાકૂદવાને બદલે મંદિરમાં બેસી કથાકીર્તન સાંભળવા પ્રત્યે રુચિ થતી નહિ. માતા બહુ આગ્રહ કરતાં. “એ લલ્લુ! આજે તો નવા પુરાણી આવ્યા છે. બહુ સરસ કથા કરે છે અને ભજન તો એવાં મજાનાં ગાય છે, કે જાણે સાંભળ્યાં જ કરીએ. ચાલ તું મારી ભેડ.” લલ્લુ માથું ધુણાવી ના પાડતો. હરિબા વધારે આગ્રહ કરતાં ત્યારે એ કહેતોઃ ‘હજી અમારે વાર છે. તમે કથા સાંભળો

અને તમારું વિમાન આવશે, ત્યારે અમે એનો દાંડો ઝાલીશું.' એક દિવસ હરિબાએ કહ્યું: 'જો તું કથામાં નહિ આવે, તો કાલથી હું ખાવાનું ત્યજી દઈશ.' આની અસર તરત થઈ અને લલ્લુએ માતાનું કહેવું માની કથાશ્રવણ કરવા જવા માંડ્યું. એ પછી તો એ લગભગ નિત્યનો એમનો કાર્યક્રમ થઈ પડ્યો.

સારોદમાં આવીને રહ્યા પછી એમના આ શોખને પોષવા માટે જોઈએ તેટલી અનુકૂળતા મળી. ત્યાં દયાળ મહારાજના મંદિરમાં એ નિયમિત રીતે જતા અને ત્યા એમના જેવા ભજનરસિયાઓ ભેગા થઈ ભજન તથા આરતીની ધૂન મચાવતા. ક્યારેક કોઈ સાધુસંન્યાસી આવી ચઢતા અને કથાકીર્તનો થતા તેમાં એ ઉત્સાહભેર ભાગ લેતા. રાસમંડળવાળાઓ, રામલીલાવાળાઓ ક્વચિત્ આવી ચઢતા તો તેમાં પણ એ દાખલ થઈ જતા. એ ઉપરાંત એમણે એક રીતસરની ભજનમંડળી સ્થાપી હતી. દરેક માસના શુકલ પક્ષની નવમીની રાત્રે બધી મંડળી ભેગી થતી. ભજનોની ધૂન મચી રહેતી, મંજીરાની રમઝટ બોલતી ને રાસ પણ રમાતો.

લલ્લુભાઈને ગાયનવાદનનો બહુ શાખ હતો. એમણે પોતે જ લખ્યુ છે: 'ગાયન તરફના આકર્ષણને લીધે હું બાળપણથી જ ખરાબ ગણાતો.' એમણે એક નાની સરખી સિતાર પણ વસાવી હતી અને તે સંન્યાસી થયા ત્યાં સુધી પોતાની પાસે રાખી હતી. તે પછી ગંગાજીમાં પધરાવી દીધી હતી. તેઓ તબલા પણ સારી રીતે બજાવી જાણતા નવાં ભજનો સાંભળે કે તરત ઉતારીને મોઢે કરી લેતા. પાછળથી સૂફીવાદની ગઝલોનો પણ એમને બહુ શોખ લાગ્યો હતો.

આમ લલ્લુભાઈ સારોદમાં સુંદર ભજનિક, ગાનાર-બજાવનાર, તથા ભજનમંડળીના અગ્રણી તરીકે જાણીતા થયા.

એ ગામમાં સુલેમાન ચાચા નામના બુઢ્ઢા વહોરા હતા. એમને પણ ભજન, પદ વગેરેનો ભારે શોખ હતો. એ સરઅવસર કે

પર્વણીને પ્રસંગે ફળિયામાં પગે ઘૂઘરા બાંધી નૃત્ય કરતા. કેટલીક વાર ઓખાહરણ લલકારતા, કોઈક વાર નરસિંહ-મીરાંનાં ભજનો ગાતા, તો કોઈક વાર અન્ય ભક્તકવિઓનાં પદો લલકારતા. લલ્લુભાઈ સુલેમાન ચાચાનાં ભજન-નૃત્યો સાંભળવા જતા. સાંભળતાં સાંભળતાં એકચિત્ત થઈ જતા. કોઈ વાર નિસાસો મૂકતા ને કહેતા 'હું આના જેવો જ વેપારી છું, પણ હું રહ્યો વાણિયો એટલે એની પેઠે નાચી શકતો નથી.' પણ એમનાથી સુલેમાન ચાચા ભેગા નૃત્ય કરી શકાતું નહિ, તેનો ખંગ એ નરઘાં બજાવીને વાળી દેતા. આપણા પ્રાચીન ભક્તકવિઓનાં પદો ને ભજનો પ્રત્યે એમનો પક્ષપાત અહીંથી જ બંધાયો. 'અમે ખાવા રે ખાવા' એ પદ સુલેમાન ચાચા ગાતા, ત્યારે અત્યંત આનંદ આવતો. એ પદ એમને અત્યંત પ્રિય થઈ પડ્યું હતું.

સદીઓથી આપણી પ્રજાનો મોટો ભાગ અક્ષરજ્ઞાનથી વંચિત રહ્યો છે; છતાં સંસ્કારથી વિમુખ રહ્યો નથી. શાળા-પાઠશાળામાં અપાતા શિક્ષણના દષ્ટિબિંદુથી જ વાત કરીએ તો આપણા દેશના મોટા ભાગના માણસો અભણ ગણી શકાય. આમ છતાં એ મનુષ્યો સુઘડ, સંસ્કારી સાહિત્યરસિક નથી એમ ભાગ્યે જ કહી શકાય. અક્ષરે લખતાં ન આવડતો હોય છતાં ભજનોનાં ભજનો લલકારી શકે, વાંચ્યું કંઇ યે ન હોય છતાં વેદાંતના ગહન વિષયોની-માયાવાદ જેવા માથું દુખવા આણે એવા વિષયોની-રસપૂર્વક ચર્ચા કરી શકે, ઉપનિષદના તેમજ બ્રહ્માનંદ સ્વામી કે અન્ય કવિના વિરોધાભાસવાળાં વાક્યો બોલી જ નહિ પણ સમજી ને સમજાવી પણ શકે એવાં સ્ત્રી-પુરુષો આપણે ત્યાં આજે પણ સારી સંખ્યામાં છે. બી. એ. એમ. એમાં ગુજરાતી લઇને બેઠેલા વિદ્યાર્થીઓ કરતાં વધારે સહેલાઈથી ગીતાનો મર્મ (શબ્દાર્થ નહિ, પણ તત્ત્વાર્થ) સમજી જનારી ગુજરાતી પાંચ ચોપડી ભણેલી, કથાવાર્તાની ને ભાગવત, ગીતા તેમ જ એ પ્રકારના અન્ય ગ્રંથોની શોખીન વૃદ્ધ સ્ત્રીને મેં જોઈ છે; પરંતુ બીજા દાખલા આપવાની જરૂર નથી. ખુદ સ્વામીજીનું જ

ઉદાહરણ આ બાબતમાં આપણી કને છે. એઓ માત્ર ગુજરાતી પાંચ ચોપડી જેટલું ભણ્યા હતા. અંગ્રેજી કે સંસ્કૃતનો એમને પરિચય નહોતો. આમ છતાં યોગવાસિષ્ઠ, પંચીકરણ, ભાગવત આદિ ગ્રંથોનાં ભાષાંતર પોતાની મેળે સમજી લેવા જેટલી યોગ્યતા એમણે કેળવી હતી.

આનાં કારણોની મીમાંસા સંપૂર્ણ રીતે અહીં કરી શકાય એમ નથી; પરંતુ એક હકીકત એ સંબંધે પ્રાસંગિક હોવાથી નોંધવાની જરૂર છે.

સંસ્કારનું જ્ઞાન, તેનો પ્રચાર ને વિકાસ એ માત્ર શાળાકીય શિક્ષણ પર જ આધાર રાખતાં નથી. પ્રજામાં સંસ્કારનું જ્ઞાન ફેલાવવા શાળા સિવાયનાં અનેક સાધનો છે. દીવો સળગે તે માત્ર પોતે જ પ્રકાશ પામતો નથી; પરંતુ જ્યાં જ્યાં એનાં કિરણો ફેલાય ત્યાં ત્યાં સર્વત્ર પ્રકાશ પહોંચી જાય છે. એ રીતે પ્રજાનો વિદ્યાસેવી બ્રાહ્મણવર્ગ (જન્મે નહિ, પણ વૃત્તિએ ને પ્રવૃત્તિએ બ્રાહ્મણ એવો વર્ગ) પોતે પ્રાચીન સંસ્કૃતિનું જ્ઞાન મેળવીને બેસી રહેતો નથી, પણ તેનો પ્રચાર કરવા અનેક સાધનો ને નિમિત્ત શોધતો એ પ્રવૃત્તિ સાથે પોતાની વૃત્તિ પણ સચવાઈ રહે, અર્થાત્ ગુજરાન થઈ રહે, એ પણ એમાં એક હેતુ હતો. આથી લોકોને જ્ઞાન સાથે ગંમત મળતાં અને એ બ્રાહ્મણવર્ગ પ્રજાને શિક્ષણદાન કરવા સાથે ગુજરાન પણ મેળવી શકતો.

નવરાત્રિના દિવસોમાં ગવાતા ગરબાઓ ને રાસો; વાર-તહેવારે ઉજવાતા ઉત્સવો; શહેરો ને ગામડાંઓમાં ફરીને મહાભારત ને રામાયણના પ્રસંગો પરથી નાટકો ઉપજાવી કાઢી તે ભજવી બતાવતી રામલીલા, રાસલીલા આદિ મંડળીઓ; તુલસીદાસ, કબીર, સુરદાસ, બ્રહ્માનંદ, નરસિંહ, મીરાં, દયારામ આદિનાં પદો ને ભજનો લલકારતા ભજનિકો; હરિકીર્તનકારો, કથાકારો અને અન્ય પૌરાણિકો એ સર્વમાંથી પ્રજાને જોઈતી સંસ્કારસામગ્રી મળી

રહેતી આપણા સંસ્કારને સજીવ રાખનારી એ જંગમ વિદ્યાપીઠ હતી

અત્યારે લગભગ નામશેષ થઈ ગયેલા ગાગરિયા ભટ અથવા માણભટનો પણ આ સંસ્કારપ્રચારના કાર્યમાં વિશિષ્ટ ફાળો રહેલો બારોટોની પેઠે માણભટો પણ કુશળ કથાકારો હતા વ્યાસજીના માનભર્યા નામે ઓળખાતા એ માણભટો મુખ્યત્વે મહાભારતની કથા કહેતા પ્રાચીન કવિના મહાભારતનો અભ્યાસ કરી તેમાંના રમણીય પદો ગોખી નાખી અને તેમાં પોતાના તરફથી મરીમસાલો ભભરાવી, નવીન રચના કરી એઓ પોતાનું કથાવસ્તુ તૈયાર કરતા શહેરમાં કે ગામડાઓમાં જઈ એકાદ મકાનના ઓટલા પર એ પોતાનું આસન જમાવતા ઘણુંખરું સાથે બે શાગીર્દો રાખતા એમના ધંધાના મુખ્ય ચિહ્ન સમી ઉપરથી સાંકડા મોંની ને વચ્ચેથી ઘણી પહોળી એવી માણ તો જોડે હોય જ કથા કહેતા ગદ્યમાં પણ વચ્ચે પદ્યો લલકારીને શ્રોતાઓને સંગીતનો આસ્વાદ પણ ચખાડવાનું ભૂલતા નહિ બને હાથની આંગળીઓ પર વીંટી પહેરતા ને પદો લલકારતા, ત્યારે માણ પર આંગળીઓ વડે ટકોરો મારી કાલમાનનું ભાન કરાવતા એમનો એક શિષ્ય મંજીરા વગાડતો ને બીજો વચ્ચે વચ્ચે રમૂજી ટહુકા ટુચકા કરી વિદૂષકની ગરજ સારતો રાતના લોકો વાળુ કરી પરવારે એટલે વ્યાસજીએ નક્કી કરેલા ઓટલા આગળ આવી આસપાસના મકાનોના ઓટલા પર કે બાજુની ખાલી જગ્યામાં ગોઠવાઈ જાય મોડેથી વ્યાસજી મહારાજ ને એમના શિષ્યો પધારે અને કથા શરૂ કરે આજથી ત્રણચાર દશકા પૂર્વે કોઈ પણ મનુષ્ય ગામ કે શહેરમાં રાત્રે ફરવા નીકળે ને એકાદ સ્થળે પણ 'વૈશંપાયન ઋષિ એણીપેર બોલ્યા સુણ જનમેજય રાય, વિસ્તારી તુજને સંભળાવું આદ્ય પરવ મહિમાય' એ લીટીનો કે 'અહો ! રાયજી સુણિરે'નો લનકાર કરતા વ્યાસજી એની નજરે ન પડે એમ ભાગ્યે જ બનતું આ વ્યાસજીઓ મહાભારતનું જ્ઞાન ફેલાવનારી સંસ્થા સમા બની ગયા હતા આ ઉપરાંત ભાટચારણો ને બારોટો પણ પોતપોતાના આસનો જમાવતા

ને સોરઠા ને દુહાથી અંકિત એવી વીરત્વ ને શૃંગારથી ભરેલી કથાઓ એટલી તન્મયતા ને રસિકતાથી કરતા, કે શ્રોતાઓ દિશા ને કાળનું ભાન ભૂલી જઈ એકરસ બની જતા.

કથાકીર્તનના શોખીન લલ્લુભાઈ વ્યાસજી ને બારોટ જ્યારે જ્યારે ગામમાં આવ્યા હોય ત્યારે ત્યારે તેમનો યથેચ્છ લાભ લેવાનું કદી ચૂકતા નહિ. સ્વામીજીના ગાઢ સહવાસમાં આવેલા એક સજ્જને નોંધ્યું છે, તેમ "એ વર્ષોમાં કીર્તનકારોની અને બારોટોની વાર્તાઓની પણ અસર એમના પર થઈ હતી. એ લોકો ભીમની વાત કહેતી વખતે ભીમના ભાવમાં આવી જતા; સહદેવની વાત કરતાં સહદેવ જેવા જ જણાઈ રહેતા; અર્જુનની વાત આવતાં અર્જુનનો જ ભાસ કરાવતા, ધર્મરાજાનો પ્રસંગ આવતાં ધર્મમૂર્તિ જ બની રહેતા અને હનુમાન, રાવણ, કુંભકર્ણ, લક્ષ્મણ વગેરેના પ્રસંગ આવતાં તેવા તેવા ભાવ દર્શાવવામાં પણ કમાલ કરતા; તેમ જ રોજ નવી નવી બોધપૂર્ણ વાર્તાઓથી ધર્મનીતિનો બોધ પણ સરસ આપતા અને વચ્ચે વચ્ચે હસાવવામાં પણ બાકી રાખે નહિ; એવી અનેકવિધ ખૂબીઓવાળા વ્યાસદેવતાઓની કથા સાંભળવાની જે મઝા પડી તે એમણે, અર્થાત્ સ્વામીજીએ, જિંદગીભર વિસારે મૂકી નથી."

[૪]

## શરીર અને મનની પ્રકૃતિ

આમ એક તરફથી લલ્લુભાઈ દુનિયાદારીના વેપારમાં પડી સોખંડ ને અનાજનો વેપાર કરતા હતા, તો બીજી તરફથી 'કર મન ભજનનો વેપાર' એ પદમાં કહ્યું છે તેમ માનસિક સૃષ્ટિમાં ભજનનો-ઈશ્વરનાં નામસ્મરણ ને ગુણકીર્તનનો વેપાર કરતા હતા. એક તરફથી બહારગામ જઈ માલની ખરીદી કરી લાવતા, નામું લખતા, નફાતોટાનો હિસાબ રાખતા, તો બીજી તરફથી આધ્યાત્મિક ગુણસંપત્તિ માટેની સામગ્રી મેળવતા જતા હતા; પરંતુ હજી એ વેપારમાં હિસાબ રાખવાનો, નફાતોટાનું સરવૈયું કાઢવાનો અવસર આવ્યો નહોતો.

સ્વમાન માટેની ઉત્કટ ભાવના, મનસ્વિતા અને માનીપણું એ લલ્લુભાઈને કુટુંબ તરફથી મળેલો વારસો હતો. જે જેવું હોય તે તેવું જ કહી બતાવવું, કાણાને બેધડક કાણો કહી નાખવો, તડ ને ફડ કરી દેવું એ પ્રથમથી જ એમના સ્વભાવમાં હતું અને મરણ પર્યંત એ ગુણ એમનામાં એવા ને એવા જ ઉત્કટ રૂપે રહ્યો હતો. કોઈ પણ બાબતમાં ભલભલાની પણ એ પરવા રાખતા નહિ; પરંતુ સત્ય ને ન્યાય પ્રત્યેની અડગ નિષ્ઠાને લીધે એ માત્ર પોતાની અહંભાવના સંતોષવા ખાતર કોઈને કદી પણ હલકો પાડતા નહિ.

ખ.

અને એ જ પ્રમાણે કોઈ એમનું વગર કારણે અથવા ક્ષુલ્લક કારણસર અપમાન કરે, તે એમનાથી સહન થઈ શકતું નહિ. વધતાઓછા પ્રમાણમાં બધા ભાઈઓનો આ જ પ્રકારનો સ્વભાવ હતો. એટલે કોઈ કોઈ વાર બોલાચાલીના અથવા ઊંચાં મન થવાના પ્રસંગ પણ આવી પડતા.

૧૯૩૨–૩૩ના અરસામાં એમના પિતા–જગજીવનને ઘર બંધાવવું હતું, તે માટે લોખંડનો સામાન લેવા એમણે પોતાના પુત્ર મોહનલાલ–લલ્લુભાઈના વડિલ બંધુને–વહોરાની દુકાને મોકલ્યા.

વહોરાજી બીજા ઘરાકો સાથે અલકમલકની વાતે વળગ્યા હતા. મોહનલાલે થોડીવાર વાટ જોઈ કહ્યું: 'વહોરાજી! જરા જલદી કરો, ઘેર સુથાર બેઠો છે તે ખોટી થાય છે.'

આખા ગામમાં લોખંડના સામાનની વહોરાજીની એક જ દુકાન હતી. એને ઘરાકોની ખોટ નહોતી, વહોરાજીએ રોષમાં ને રોષમાં પરખાવ્યું: 'જોયું મોટો માલ લેવાવાળો આવો છ તે! ઊભા રહેવું હોય તો ઊભો રહે ને તુંથી એ ના બનતું હોય તો જા, બીજેથી માલ લઈ આવ.'

બાવીસ વર્ષના મોહનલાલનું આ સાંભળી મગજ ફરી ગયું. કોઈને કહ્યા કારવ્યા વગર એ સીધેસીધા ઊપડ્યા મુંબઈ ને ત્યાંથી ૬૦૦૦ રૂ.નો લોખંડનો સામાન ખરીદીને લાવ્યા. ઘેર લાવીને માલ ખડકયો. જગજીવન ડોસા એ જોઈ આભા બની ગયા. 'પણ આટલા બધા સામાનનું આપણે શું કામ છે?' એમણે પ્રશ્ન કર્યો, જવાબમાં મોહનલાલે વહોરાજીવાળો પ્રસંગ કહી બતાવ્યો. એ માલ પછી એમણે વેચવા કાઢ્યો. વહોરાજી વેચે તેનાથી સોંઘે ભાવે મોહનલાલ વેચે. વહોરો ત્રાહિત્રાહિ પોકારી ગયો, પણ મોહનલાલે તો દુકાન જમાવી ને એમ એમની લોખંડના સામાનની દુકાન જામી પડી.

સ્વમાનની બાબતમાં લલ્લુભાઈ કંઈ મોહનલાલ કરતાં ઊતરે

એવા ન હતા; ચાર ચંદા ચઢી જાય એમ હતા. કોઈ એમનો અમથો વાંક કાઢે તે એ ચલાવી લેતા નહિ.

એક વખત એમના વડીલ ભાઈ શિવલાલે નામું લખવામાં એમની કંઈક ભૂલ કાઢી ને ઠપકો આપ્યો: 'લલ્લુ! તું આમ કાળજી ન રાખે, મન દઈને નામું ન લખે ને ન ચાલે. આપણે ઘરબાર વેચી કાઢવાં નથી, સમજ્યો?' લલ્લુભાઈએ ચિડાઈને સામો જવાબ વાળ્યો અને એમ વાત વધી પડી.

લલ્લુભાઈ ૬૦૦) રૂ. લઈ ત્યાંથી ચાલી નીકળ્યા. ભરૂચમાં એમની દુકાનનો આડતિયો હતો, તેમને ત્યાં આવ્યા. ત્યાં એકાદ દિવસ રોકાઈને મુંબઈ જવા તેઓ ઊપડ્યા. આમ કરવામાં એમનો શો હેતુ હતો, તે તે વેળા કે ને પછી પણ એમણે કંઈ જણાવ્યું નહોતું; પણ એમ ધારી શકાય કે દુકાનમાંથી પોતાના ભાગની રકમ લઈ મુંબઈ જઈ ત્યાંથી સામાન ખરીદી લાવી સ્વતંત્ર દુકાન ખોલવાનો એમના મનમાં વિચાર આવ્યો હશે.

શિવલાલે એમની પાછળ ભરૂચ માણસ મોકલ્યો. એણે ભરૂચ આવી તપાસ કરી, તો ખબર મળી કે લલ્લુભાઈ મુંબઈ જવા આજે જ ઊપડી ચૂક્યા છે. એણે ભરૂચથી તાર કરીને મુંબઈની પોલીસને ખબર આપી. ઉપરાંત ભરૂચના સ્ટેશન માસ્તર પાસે મુંબઈના સ્ટેશન માસ્તર પર તાર કરાવ્યો.

ઉત્સાહમાં ને ઉત્સાહમાં લલ્લુભાઈ મુંબઈ આવી પહોંચ્યા ને સ્ટેશન પર ઊતર્યા. ત્યાં એમનો સત્કાર કરવા સામેથી પોલીસો આવી ઊભા. એમને પકડવામાં આવ્યા અને એ મતલબની ઘેર તારથી ખબર પહોંચાડવામાં આવી. ઘેર સૌ માણસોને આ ખબર મળી એટલે બધા ગૂંચવણમાં પડી ગયા. લલ્લુભાઈ પર કોઈ જાતનો આરોપ આવે એવી કોઈની ઇચ્છા હતી જ નહિ, પણ માણસે કાચું કાપેલું. ભરૂચથી એણે કરેલા તારમાં 'અમુક અમુક નિશાનીવાળો માણસ પૈસા લઈને નીકળ્યો છે, તેને રોકો.' એમ

તારમાં એણે લખેલું. ઘરના માણસો બીજી ટ્રેનમાં મુંબઈ આવી પહોંચ્યા. પોલીસ આગળ ખુલાસો કર્યો ને એમના દફતરમાં નોંધાવ્યું, 'વેપાર માટે ૬૦૦) રૂ. આપીને મોકલ્યો હતો, પણ નાનો છોકરો હતો એટલે ભરોસો ના રહ્યો માટે તાર કરવો પડ્યો હતો.' પછી જેમ તેમ લલ્લુભાઈને સમજાવી પટાવી ઘેર લઈ આવ્યા.

આમ ને આમ સારોદમાં એમણે ત્રણચાર વર્ષ ગાળ્યાં અને પછી એમના જીવનમાં નવીન ઘટના બની.

એમનું શરીર આમ તો સારું હતું. નાનપણમાં કોઈ મોટો રોગ આવેલો નહિ. એમનાં માતા હરિબાનું શરીર અત્યંત સ્થૂલ હતું. સ્વામીજીના પોતાના કહેવા મુજબ એમનું વજન સાતઆઠ મણ હતું. તેથી મેદવૃદ્ધિ ઘટાડવા એ વારંવાર ઉપવાસ કરતા. લલ્લુભાઈને માતા તરફથી મેદવૃદ્ધિનો વારસો મળ્યો હતો અને એ પણ વારંવાર ઉપવાસ ખેંચી કાઢતાં. એ ઉપરાંત માનસિક અશક્તિ–ખાસ કરીને વિસ્મૃતિની પણ એઓ વારંવાર ફરિયાદ કરતા. પાછલા જીવનમાં પણ એમણે મેદવૃદ્ધિ ને વિસ્મૃતિ વિષે અનેક વાર ફરિયાદ કરી હતી. આમ છતાં એઓ માંદલા નહોતા. વડીલભાઈને ત્યાં એ સારોદ રહેવા આવ્યા. ત્યાં સુધીમાં એમને કોઈ જાતની શારીરિક તકલીફ થઈ નહોતી, તેમ જ દવાદારુ પાછળ ખર્ચ પણ કરવો પડ્યો નહોતો.

પરંતુ સંવત ૧૯૪૬ના અંતભાગમાં એમને કંઈક અસ્વસ્થતા જણાવા માંડી. પહેલાંની સ્ફૂર્તિ ઓછી થતી લાગવા માંડી. જરા જેટલો શ્રમ પડતાં થાક વર્તાવા લાગ્યો. અશક્તિ આવતી લાગી. જરાજરામાં કંટાળો આવવા લાગ્યો. પહેલાં તો લલ્લુભાઈએ આના પ્રત્યે કંઈ ધ્યાન ન આપ્યું, પણ ધીરે ધીરે અશક્તિ વધતી ગઈ ને કોઈ ભારે માંદગી આવવાની હોય એમ એમને લાગ્યું; એટલે એમણે નિદાન કરાવ્યું તો શરીરમાં ક્ષયની શરૂઆત થઈ હોય એમ જણાયું.

સામાન્ય રીતે લલ્લુભાઈનું આરોગ્ય સારું રહેતું, એમને બીડી

સિવાય કોઈ જાતનું વ્યસન નહોતું. એકાકુ કે આળસુ જીવન એ ગાળતા નહોતા, તેમ જ ઘરમાં ગોંધાઈ પણ રહેતા નહોતા; પરંતુ ખડતલ જિંદગી ગાળતા, શ્રમ કરતાં કંટાળતા નહિ. બહાર ખુલ્લી હવામાં ફરવાનું પસંદ કરતા. એમના કુટુંબમાં એ રોગ કોઈને થયો નહોતો. આમ વંશપરંપરાથી વારસા તરીકે એ રોગ એમને મળ્યો નહોતો; તેમ જ આપકમાઈને બળે એ મેળવવા જેવો કોઈ પુરુષાર્થ પણ એમણે કર્યો નહોતો. આમ છતાં ક્ષય જેવો રાજરોગ એમને કેમ ને ક્યાંથી લાગુ પડ્યો, તે કળી શકવું મુશ્કેલ છે.

લલ્લુભાઈએ જીવનમાં કદી પણ મધ્યમ માર્ગનો સ્વીકાર કર્યો નહોતો. છેક છેડે જઈ બેસવાનો એમનો સ્વભાવ હતો. એ ઉપવાસ કરતા તો એકસામટા ઉપવાસ કરવા મંડી જતા. ખાવા પર ચઢતા તો તેમાં પણ વિચાર કરવા થોભતા નહિ. મીઠાઈ ખાવાનું મન થતું તો બસ મીઠાઈ પર મંડી પડતા ને ફરસાણની રુચિ થતી તો એકલા ફરસાણ પર મંડી પડતા. આ ખાનપાનની અનિયમિતતા ઉપરાંત, ભજનકીર્તન ને સાધુસંતના સમાગમ માટે રખડપટ્ટી કરતા અને ઉજાગરા ખેંચતા. એ બધા ઉપરાંત પોતાના વિચારમાં મસ્ત રહેવાને કારણે શરીર પ્રત્યે કંઈક બેદરકારી પણ ખરી. કદાચ આ અને આવાં અન્ય કારણોને લીધે શરીરને જોઈએ તેટલો આરામ ને પુષ્ટિ મળી શક્યાં નહિ હોય. અસાવધ શત્રુના દેશમાં ધીરેધીરે પોતાના સૈનિકો દાખલ કરી દુશ્મન રાજા એના મુલકને કબજે કરી લે તેમ રાજરોગે અત્યંત સૂક્ષ્મ રીતે એમના શરીરમાં પોતાનાં જંતુઓ દાખલ કરી દીધાં હશે અને પછી એમની અસાવધતાનો લાભ લઈને પોતાનો કબજો જમાવ્યો હશે.

લલ્લુભાઈને પોતાને વળગી પડેલા આ ભયંકર રોગનું ભાન થયું એટલે એમણે તરત પોતાની અસાવધતા ત્યજી દીધી. ઉપચાર ને ઔષધને અર્થે એ સુરત ગયા ને ત્યાંના કુશળ વૈદ્યની સારવાર લેવી શરૂ કરી. યોગ્ય ઉપચાર, ઔષધિપ્રયોગ, આરામ, પૌષ્ટિક ને પથ્ય ખોરાકના પ્રભાવથી રોગ ધીરેધીરે કાબૂમાં આવી ગયો; અને અંતે

સંપૂર્ણ સ્વાસ્થ્ય પ્રાપ્ત થયું એટલે એ પોતાને ગામ પાછા ફર્યા.

દવાદારૂ ને સારવાર પાછળ ખર્ચ ઘણો–લગભગ સાતસો રૂપિયા જેટલો થઈ ગયો હતો. ક્ષય જેવા અસાધ્ય નહિ તો કષ્ટસાધ્ય રોગ નિર્મૂળ કરવા માટે લાંબી સારવાર ને કિંમતી ઔષધિની જરૂર રહે છે. એ માટે વર્ષ–બે વર્ષ ગાળવાં પડે ને સાતસોથી હજાર સુધીનો ખર્ચ કરવો પડે, તો તે ખરી રીતે જોતાં વધારેપડતું કહી શકાય નહિ; પરંતુ મોટાભાઈ શિવલાલને આ ખર્ચ ઘણો વધારેપડતો લાગ્યો.

'ભાઈ, દવામાં આટલા બધા પૈસા ખરચી નાખવા આપણને પોષાય નહિ.' એમણે લલ્લુભાઈને ઠપકો આપતાં કહ્યું.

લલ્લુભાઈનો સ્વભાવ આમ તો મૂળે તેજ હતો. તેમાં ભયંકર ને લાંબી બીમારીમાંથી હમણાં જ તેઓ સાજા થયા હતા. એટલે ભાઈનાં વચન સાંભળી એમનો મિજાજ ગયો. આ કોઈ સાધારણ રોગ નહોતો, એમને માટે એ જીવનમરણનો પ્રશ્ન હતો. આવા અસાધ્ય ને લાંબા રોગમાંથી સાજાસમા પાછા ફરવા બદલ અભિનંદન ને આશીર્વાદ આપવાના તો દૂર રહ્યા, પણ પોતાની જિંદગી બચાવવા આટલો ખરચ કરવો પડ્યો, તે પણ ભાઈથી ખમી શકાતું નથી અને ઠપકો આપવા નીકળ્યા છે!

'તમને ખરચ ભારે પડતો હોય તો અમારો ભાગ વહેંચી આપો. મારે ફાળે પડતું મને આપી દો. દવાનો ખરચ એમાંથી કાપી લેજો.' લલ્લુભાઈએ ખિજવાઈ ઉત્તર દીધો.

ભાગ પાડવાની વાત આમ શરૂ થઈ તે લાંબા વખત સુધી ચાલી. આખરે સંવત ૧૯૫૦ના જ્યેષ્ઠ વદ આઠમને દિવસે કુટુંબના બધા ભાઈઓ ભાગ વહેંચી જુદા થયા.

બાપીકી મિલકત સારી હતી, પરંતુ મોટાભાઈ શિવલાલે નાના ભાઈઓને ઊચક રકમ આપી મનાવી લીધા. હરિલાલ–વચેટ બંધુ

મોહનલાલના પુત્ર–ને લલ્લુભાઈ એ દરેકને ભાગે પચીસસો–પચીસસો રૂપિયા આવ્યા. શિવલાલ અને હરગોવન બે ભેગા રહ્યા અને બંનેએ ભેગા મળી દુકાનનું તંત્ર ચલાવવા માંડ્યું.

લલ્લુભાઈ ને હરિલાલ કાકા–ભત્રીજા છૂટા પડ્યા. બંનેએ પોતપોતાની જુદી દુકાનો ખોલી. હરિલાલભાઈએ પરચુરણ સામાનની દુકાન કાઢી ને લલ્લુભાઈ એ લોખંડના સામાનની દુકાન ખોલી. બે ત્રણ વર્ષ દુકાન ચલાવવાનો પ્રયત્ન કરી જોયો, પણ બન્નેમાંથી એકેની દુકાન બરાબર ચાલી શકી નહિ; એટલે બન્નેએ ભેગા મળી કોઈ નવો નુસખો અજમાવવા વિચાર કર્યો.

ક્ષય રોગની સારવારને અર્થે લલ્લુભાઈ ને ભરૂચમાં વૈદની પાસે લાંબો વખત રહેવું પડ્યું હતું. મૂળથી જ એ જિજ્ઞાસુ વૃત્તિના હતા. વૈદ્યરાજના લાંબા સહવાસને પરિણામે એમને વૈદકનો શોખ લાગ્યો. ઔષધિઓ, રસાયણો, ભસ્મો આદિ બનાવવાની ક્રિયા–પ્રક્રિયા એમણે જાણી લીધી. આ જ્ઞાન અત્યારે ઉપયોગમાં આવી શકે એમ છે, એમ એમને લાગ્યું.

'આપણે દવાઓ બનાવીએ તો કેમ?' એક દિવસ એમણે હરિલાલ આગળ પ્રસ્તાવ મૂક્યો.

'પણ આપણને દવા બનાવતાં ક્યાં આવડે છે?' હરિલાલે શંકા રજૂ કરી.

'એમાં કંઈ બહુ અઘરું નથી. હું જાણું છું.' લલ્લુભાઈએ આશ્વાસન આપતા કહ્યું અને હરિલાલના મનનું સમાધાન થઈ ગયું.

આખરે શુદ્ધ સ્વદેશી આયુર્વેદીય ઔષધનું નાનકડું કારખાનું કાઢવાનો નિર્ણય થઈ ગયો. કોઈની પાસે અંતેવાસી બની રીતસરનો, શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે આયુર્વેદનો અભ્યાસ કર્યા વગર, કેવળ જાતમહેનતે અવૈદ્ય છતાં વૈદ્ય બની ગયેલા બંને જણાઓએ એકેક

વર્ષના ટૂંકા ગાળામાં 'વસંતમાલતી, અબરખ ભસ્મ, ખાપરિયું' વગેરે ઔષધિઓ તૈયાર કરી નાખી અને મુંબઈ ખાતે એક વૈદ્યરાજને ત્યાં વેચવા માટે મોકલી આપી. એ દવાના સેવનથી કેટલા દરદીઓને ફાયદો થયો એની ખબર નથી; પરંતુ દવાના બનાવનારાઓને કાંઈ ફાયદો થયો નહિ. વેચનાર આડતિયા વૈદ્યને થોડોઘણો ફાયદો થયો હશે ખરો, એમ માનવાનું કારણ રહે છે. એ વૈદ્યરાજને એમણે પોતે બનાવેલી સહસ્રપુટી અબરખ ત્રણ રૂપિયે તોલાના ભાવે વેચી હતી. પણ વૈદ્યરાજ સહસ્રપુટી અબરખ તૈયાર કરતાં કેટલી મહેનત પડે છે અને તે માટે કેટલો ખરચ થાય છે તે જાણતા હતા; એટલે એમણે એ ઔષધનું મૂલ્ય અને સાથેસાથે એના બનાવનારનું ગૌરવ વધારી એ દવા ચાલીસ રૂપિયે તોલાના ભાવે વેચી હતી.

આ દવાના વેપારમાં રોગીઓની શારીરિક સ્થિતિ સુધરવાનો સંભવ છે ખરો, પણ એનું નિર્માણ કરનારાઓની આર્થિક સ્થિતિ સુધરવાનો કોઈ સંભવ દેખાતો નથી એમ બંનેને અનુભવ પરથી જણાયું, એટલે એમણે એ માટેનો વેપાર બંધ કર્યો.

દેશી દવાઓ બનાવવાનું ઘરગથ્થુ કારખાનું આમ બંધ થયું. હવે કરવું શું? લલ્લુભાઈના મગજમાં એક નવો જ તુક્કો આવ્યો. વીમા કંપની કાઢી હોય તો કેમ? દવા પરથી એ એકદમ વીમાના વિચાર પર કેમ ઊતરી પડ્યા એ સમજવું મુશ્કેલ છે; પરંતુ એક રીતે દવા ને વીમા વચ્ચે સામ્ય છે, બંનેને આરોગ્ય ને મરણ સાથે નિકટનો સંબંધ છે. એટલે દવાનો વિચાર કરતાં આરોગ્યનો, આરોગ્ય પરથી મરણનો ને મરણ પરથી વીમાનો વિચાર કદાચ એમના મગજમાં આવ્યો હોય તો નવાઈ નહિ.

પણ વીમા કંપની કાઢવા માટે તો મૂડી જોઈએ. એ લાવવી ક્યાંથી? એનો પણ ઉપાય જડી આવ્યો. લોકો કને શેર ભરાવવા, મોંઘા ભાવના શેર ખરીદવા કેટલા તૈયાર થશે? તેનો યે તોડ કાઢ્યો. શેરના ભાવ મોંઘા શા માટે રાખવા? એકેક રૂપિયાનો શેર

કાઢવો; એટલે કોઈને પણ શેર ખરીદવાની મુશ્કેલી નહિં રહે. જોઈએ તેટલા શેર લેનારા નીકળી આવશે ને થોડા વખતમાં તો કંપની પાસે મોટી થાપણ થઈ જશે.

જે એકવાર મન પર લીધું તે કોઈ પણ ઉપાયે પાર પાડવું એવા નિશ્ચયવાળા લલ્લુભાઈના મન આગળ આમ આ યોજના સરળતાની મૂર્તિ સમી પ્રત્યક્ષ થઈ ઊભી રહી; એટલે પછી એમાં વાટ શી જોવાની ? કાકાભત્રીજાએ મળીને કાઢી વીમા કંપની. એકેક રૂપિયાના શેર નક્કી કર્યા. સગાંવહાલાં ને ઓળખીતા–પાળખીતા પાસે શેર ભરાવ્યા. કંપની જેવી કંપનીને ભાગીદારો ન મળી આવે ? વીમા કંપની માટે છસાત ભાગીદારો પણ મળી આવ્યા. બાર બાર માસ સુધી આ કંપનીએ પોતાના પગ પર ઊભા રહી ટગુમગુ-ટગુમગુ ચાલવાનો પ્રયાસ કર્યો, પણ લોકોના વીમા ઉતારવા માટે નીકળેલી એ વીમા કંપનીનો પોતાનો વીમો કોઈ ઉતારવા તૈયાર થાય એમ નહોતું. એટલે કંપનીએ વરસેક દિવસનું આયુષ્ય ભોગવી આ અસાર સંસારની માયાનો ત્યાગ કરી પોતાની જીવનલીલા સંકેલી લીધી. બંને જણે વરસઆખરે નફાતોટાનું સરવૈયું કાઢી જોયું, તો નફામાં કંઈ નહિ ને ખોટખાતે મોટી રકમ જોઈ. સગાંવહાલાં-ઓને અને લેણદારોને પૈસા ભરપાઈ કરી આપવા પડ્યા અને આમ બને ભાઈઓની ઘરની મૂડી પણ સાફ થઈ ગઈ

પણ જાણે આ આફત ઓછી હોય તેમ દુકાળમાં અધિક માસની પેઠે, એ અરસામાં આખા દેશને ત્રાહિત્રાહિ પોકરાવનાર છપ્પનિયો દુકાળ આવી પહોંચ્યો. એટલે વેપારરોજગારમાં જે કંઈ થોડોઘણો માલ વધ્યો હતો, તે બધો વેચી મારી આખું કુટુંબ સારોદથી પાછું બોરસદ રહેવા આવ્યું.

બોરસદમાં આવ્યા પછી સંવત ૧૯૫૭માં લલ્લુભાઈ પોતે, એમના પિતરાઈ કાકાના દીકરા લલ્લુ ગિરધર, ભાઈ મોહનલાલ ને

તે ઉપરાંત જેઠા લલ્લુ ઈશ્વર એ ચાર જણે ભેગાં મળી દુકાન કાઢી.

લલ્લુભાઈને માલની ખરીદી કરવાનો સારો અનુભવ હતો. એટલે એ કામ એમણે પોતે ઉપાડી લીધું. એઓ ખૂબ કસીકસીને માલની ખરીદી કરતા ને વહાણ કે રેલવેમાર્ગે મોકલાવવા બધી ગોઠવણ કરતા.

વરસદિવસ પછી જેઠા લલ્લુ ઈશ્વરને દુકાનની ભાગીદારીમાંથી છૂટા કર્યા અને ત્રણ ભાગીદારો રહ્યા.

એમ બીજા બે વર્ષ દુકાન ચાલી

સંવત ૧૯૬૦ના માગશર સુદ બીજને દિવસે બાકીના ત્રણે ભાગીદારો પણ વહેંચણી કરી લઈને, સૌ છૂટા પડી ગયા.

આ હકીકત પૂરી કરતાં પહેલાં એક વસ્તુ જણાવવી આવશ્યક છે, કે હરિલાલ ને લલ્લુભાઈ જુદા થયા પછી એમને ભાગે આવેલા ૨૫૦૦) રૂપિયામાથી લલ્લુભાઈના ભાગમાંથી ક્ષયની દવા કરાવવા માટે એમણે ખરચેલા ૭૦૦) રૂપિયા કાપી લેવામા આવ્યા હતા. હરિલાલ પાસેથી એની બહેન સૂરજ તથા ભાઈ કરસનના લગ્નના ખરચ પેટે ૧૭૦૦) રૂપિયા કાપી લીધા હતા. હરિબાના ભરણપોષણ તથા ઉત્તરક્રિયા માટે ૧૮૦૦) રૂપિયા કાપ્યા હતા, તેમાંથી ૨૫૦–૨૫૦ કરી ૫૦૦) રૂપિયા પણ કાપી લીધા હતા. હરિબાની મિલકત બોરસદમાં હતી. તેનો ભાગ પણ એમને આપવામાં આવ્યો નહોતો.

[૫]

## ગૃહજીવન

એ જમાનામાં પ્રતિષ્ઠિત, ખાનદાન ને સામાન્ય રીતે ધનવાન કહી શકાય એવા કુટુંબમાં જન્મ લેનાર બાળકને આજના જમાનામાં એવા જ કુટુંબમાં જન્મ ધારણ કરનાર બાળક કરતાં એક વિશેષ લાભ મળતો. પોતાને મનગમતી કન્યા શોધવાની, કે લાંબા વખત સુધી કુમારજીવન ગાળવાની એને તસ્દી લેવી પડતી નહિ. ઘણુંખરું તો એવા ભાગ્યવાન બાળકો ઝોળીમાંથી જ અને તેમ નહિ તો જિંદગીનો પહેલો દશકો વીતે તે પહેલાં જ, બ્રહ્મચર્યાશ્રમમાં સ્થિર થતા અગાઉ ગૃહસ્થાશ્રમને આંગણે આવી ઊભા રહેતા. બાળકને નિશાળે મોકલતા પહેલાં માબાપ એને માટે કન્યાની શોધ કરતાં અને ઘણુંખરું બાળક નિશાળે જવા માંડે તે અરસામાં જ ભણતર પૂરું કરતા અગાઉ એનાં લગ્ન થઈ જતાં.

જગજીવન ઠક્કરની બોરસદમાં સારી પ્રતિષ્ઠા હતી. એટલે એવા પ્રતિષ્ઠિત વેપારીના સુપુત્રનાં લગ્ન નાની વયમાં આટોપાઈ જાય એ જ સ્વાભાવિક ગણાય. બોરસદથી ત્રણેક માઈલ દૂર આવેલા રૂદેલ ગામના ધનવાન પિતાની પુત્રી સદાબહેન સાથે લલ્લુભાઈનાં લગ્ન એમની બાલ્યવયમાં જ લગભગ સાતઆઠ વર્ષની ઉંમરે થઈ ગયેલાં.

મહાપુરુષોના ગાઢ પરિચયમાં આવવું, એમનો સતત સમાગમ સાધવો એ સદ્દભાગ્યની પરાકાષ્ઠા લેખાય છે; પણ એમાં એક અપવાદ છે. મહાપુરુષોની સ્ત્રીઓનું જીવન ઘણીવાર અત્યંત કષ્ટમય વીતે છે. જીવનમાં કંઈ મહાભારત કાર્ય કરી જવા નિર્માયેલા એ પુરુષો મોટે ભાગે ધૂની, મનસ્વી, ધારી વાત કોઈ ઉપાયે ન મૂકનારા હોય છે. લગ્નની વિધિમાં પરણનાર જોડાની પ્રથમ છેડાછેડી બાંધવામાં આવે છે ને પછી એ વિધિ પૂર્ણ થયે એ છેડા છોડવામાં આવે છે. દાંપત્યજીવન સુખમય ગાળવું હોય, તો એમાં પતિપત્ની બન્નેને બાંધછોડ કર્યા વિના નહિ જ ચાલે એવું એ વિધિનું રહસ્ય છે એમ કહી શકાય; પરંતુ તેજસ્વી ને મનસ્વી પુરુષો, ખાસ કરીને આદર્શ ને સિદ્ધાંત બાબતમાં બાંધછોડ કરવાનું શીખ્યા જ હોતા નથી. પતિને પગલે ચાલવાનું શીખેલી આર્ય સ્ત્રીની આથી મૂંઝવણ વધી જાય છે. પતિના સિદ્ધાંત ને આદર્શ પાછળ રહેતી ભાવના કે મર્મનું રહસ્ય સમજ્યા વિના એને પણ પરાણે તપશ્ચર્યા આદરવી પડે છે. આમ કેટલીક વાર મહાપુરુષોની પત્નીઓ પણ એના સંસર્ગને તેમ જ તપશ્ચર્યાને પરિણામે મહત્તા પ્રાપ્ત કરે છે; પરંતુ મોટા ભાગની સ્ત્રીઓને તો ક્લેશ ને કંટાળાનો જ અનુભવ થાય છે.

લલ્લુભાઈ નાનપણથી જ ધૂની સ્વભાવના હતા. ગુસ્સે થતા ત્યારે એમના રોષને સીમા રહેતી નહિ; પણ પાછા ઠંડા પણ તરત જ પડી જતા. જેના પર એ ખિજવાયા હોય તેને મૂળથી પણ ભૂંડો એ કરી નાખતા; પણ પછી એમના દિલમાં કંઈ રહેતું નહિ. આમ પત્ની પર ગુસ્સે થવાના અનેક પ્રસંગો આવતા, ત્યારે એ એનું અપમાન કરવામાં બાકી રાખતા નહિ. કોઈ કોઈ વાર પત્નીને તાડન કરવાના પતિદેવના જન્મસિદ્ધ અધિકારનો પણ ઉપયોગ કરતા; પરંતુ વખત જતાં એ સૌ ભૂલી જતા. રોષ કરનાર રોષ ઊતરી જતાં બધું ભૂલી જાય, પણ જેના પ્રત્યે રોષ ઠલવાયો હોય, તે વ્યક્તિ સરલતાઈથી બધું ભૂલી શકતી નથી. તેમાં યે સદાબહેન

શ્રીમંત ઘરમાં લાડકોડમાં ઊછરેલાં હતાં. એમનો સ્વભાવ માની હતો. પતિની મનોવૃત્તિ એ સમજી શકતાં નહિ, એટલું જ નહિ, એ સમજવા પ્રયત્ન પણ ભાગ્યે જ કરતાં. શીઘ્રકોપ પતિના રોષને એ સહન કરી લેતાં, પણ અંતરથી એ ભૂલી શકતાં નહિ. કોઈ પણ પ્રાણીને દુઃખ પામતું જોઈને લલ્લુભાઈનું હૃદય દ્રવી જતું. એવી ભૂતાનુકંપાથી ભરેલા લલ્લુભાઈ પોતાની પત્નીને વિનાકારણે ત્રાસ આપે એ માની શકાય એમ નથી. પત્ની પ્રત્યે એમને ખાસ અનુરાગ કદાચ નહિ હોય, પણ એને માટે એમને ખાસ અભાવ પણ નહોતો. એને જાણીજોઈને દૂભવવા એ વિચાર પણ કરે એ અશક્ય હતું; પરંતુ સદાબહેનને પતિની અસહિષ્ણુતા સમજાતી; કારણ કે એનો એને પ્રત્યક્ષ અનુભવ થતો; એટલે એમના હૃદયનું ઔદાર્ય એ કળી શકતાં નહિ. આથી સદાબહેનનું મોઢું હમેશ ભારેખમ રહેતું, એ ભાગ્યે જ હસતાં.

આ સિવાય લલ્લુભાઈની બીજી એકબે ટેવો પણ એમને ભારે પડી જતી.

જમવાના સમયે કોઈક મિત્ર મળવા આવી ચઢે, ત્યારે તેને 'જમીને જ જવા' માટે સામાન્ય રીતે વ્યવહારચતુર ગણાતા પુરુષો પણ આગ્રહ કરતાં અચકાતા નથી. 'હવે અહીં જ જમી લો.' એ મિત્રને કહે છે. મિત્ર થોડીવાર આનાકાની કરે છે, પણ એ પણ આખરે પુરુષ હોવાથી ભોજનનું નિમંત્રણ સ્વીકારી લે છે અને પતિદેવ પત્નીને કહે છે. 'એક પાટલો વધારે માંડજો, મારી જોડે ભાઈ પણ જમવાના છે' પત્ની મનમાં જ વિચારે છે, 'પાટલો તો એક વધારે નીકળશે, પણ રસોઈનું શું? બધું રંધાઈ ગયું છે એટલું પણ એ સમજતા નહિ હોય!' આખરે ગમે તેમ રસ્તો કાઢી બે જણ માટે તૈયાર થયેલી રસોઈ વડે ત્રણના ઉદરને સંતોષ આપે છે. રસોઈ તૈયાર થઈ ગયા પછી કોઈ મહેમાન આવી ચઢે તેને આગ્રહ કરી જમવા બેસાડવો એ અતિથિધર્મના

સિદ્ધાંત મુજબ કદાચ ઘણું ઉત્તમ કહી શકાય. પણ એમાં સ્ત્રીની કેવી કફોડી સ્થિતિ થાય છે, તેની બિચારા પુરુષને ખબર પણ પડતી નથી.

લલ્લુભાઈને નાનપણથી જ સારુંસારું ખાવાનો શોખ હતો. પણ એ એકલપેટા નહોતા. કોઈ સારી વસ્તુ કરી હોય, તો તેનો એકલા ઉપભોગ કરવો એમને ગમતો નહિ. મિત્રો ને સગાંવહાલાંઓમાં વહેંચીને ખાય ત્યારે જ એમને સંતોષ થાય. પણ એ એટલેથી જ અટકતા નહિ. રસોઈ તૈયાર થઈ ગઈ હોય, એ જમવા બેઠા હોય ને ત્યાં એમના ભત્રીજા હરિલાલ કે બીજા કોઈ આવી ચઢે તો એ તરત આગ્રહ કરતા. 'અલ્યા ચાલ, બેસી જા જમવા.' સદાબહેન તપેલીઓ તરફ ને એમના તરફ વારાફરતી જોઈ મૂકભાવે સૂચના કરે: "આમાં તો આટલું જ છે ને તમે આગ્રહ કાં કરો છો ?" પણ એ તરફ લલ્લુભાઈ ધ્યાન પણ શાના આપે ? "અલ્યા માન માગે છે ? કહું ને કે બેસી જા જમવા." એમ કહી એ આગ્રહ ચાલુ રાખે અને મહેમાન આવ્યો હોય માત્ર મળવા તે બેસી જાય જમવા. પત્ની પાછળથી આ વિષે કદાચ ફરિયાદ કરે, તો એ હસી કાઢે અથવા બીજી વાત કાઢી ઉડાવી દે.

કોઈક વાર પત્ની પર અત્યંત રીસ ચઢતી તો એ જમ્યા વિના ચાલ્યા જતા ને એમનાં ભાભી–હરિલાલનાં માતા મહાકોર બહેન પાસે જઈ કહેતા: 'ભાભી, મારે માટે ખાવાનું કરજે; આજે હું અહીં જમવાનો છું.' 'કેમ એમ ?' મહાકોર બહેન પૂછતાં. 'તું નામ ન દઈશ એનું' ચીઢમાં ને ચીઢમાં લલ્લુભાઈ જવાબ દેતા.

ખાવા બેસે ત્યારે લલ્લુભાઈને બધું નિયમસર જોઈએ. એમાં કોઈ જાતની ઢીલાશ ચાલે નહિ. વેઢમી બનાવી હોય, ત્યારે ઘી છૂટું વાડકીમાંજ પીરસવું જોઈએ. એક વખત સદાબહેને વાડકીમાં છૂટું ઘી પીરસવાને બદલે ઘી ચોપડી વેઢમી એમની થાળીમાં મૂકી. લલ્લુભાઈનો મિજાજ જતો રહ્યો. એમણે થાળીમાંથી વેઢમી ઊચકી ફેંકી સામેના છાપરા પર ને જમ્યા વિના ઊઠી ગયા.

પતિપત્નીની વચ્ચે આમ ઝાઝો મનમેળ નહોતો, છતાં એમના સંસારનું રગશિયું ગાડું લાંબું ચાલ્યું. લલ્લુભાઈની ઘર તરફની આસક્તિ ધીરેધીરે ઓછી થતી જતી હતી; પરંતુ એ સંસારમાં રહ્યા ત્યાં સુધી તેઓ ગૃહસ્થાશ્રમધર્મ દીપાવવા સતત પ્રયત્નશીલ રહ્યા હતા. એમને ઓગણીશ-વીસ વર્ષની વયે એક પુત્ર પણ થયો હતો. એમના સસરા ઘણા તાલેવંત હતા. સદાબહેન એમની એકની એક પુત્રી હતી. સસરા પાસેથી કંઈ પણ માંગ્યું મળે એવી સ્થિતિ હતી; છતાં લલ્લુભાઈએ તેની જરા પણ પરવા કરી નહોતી.

વેપારમાં ભારે ખોટ આવ્યા પછી લલ્લુભાઈને એમના સસરાએ મદદ કરવા તૈયારી બતાવી. નવેસરથી મોટા પાયા પર વેપાર કરવા માટે મૂડી રોકવા પૈસા આપવાની તત્પરતા દર્શાવી.

'હું શું કરું તમારા પૈસાને ? મારે નથી જોઈતા.' લલ્લુભાઈ તરફથી બેપરવાઈભર્યો જવાબ મળ્યો.

એમના સસરાની લખેશ્રીમાં ગણતરી થતી; પણ લોકવાયકા એવી હતી, કે એમના હાથમાંથી પૈસો છૂટતો નહિ. શાકવિનાનો રોટલો એ ખાતા. એવા એ પુરુષે પૈસા આપવાની–આપી દેવાની નહિ, પણ ધીરવાની અભૂતપૂર્વ ઉદારતા દર્શાવી, ત્યારે લલ્લુભાઈએ એથી પણ અદ્ભુત એવી બેદરકારીથી એમની એ ઉદારતા સ્વીકારવાનો ઇન્કાર કર્યો.

[ ૬ ]

## નવો માર્ગ

**બો**રસદ આવી સ્થિર થયા પછી સંતસમાગમ માટે લલ્લુભાઈને જોઈતી અનુકૂળતા ને વિશાળ ક્ષેત્ર મળી રહ્યાં. અહીં એમને નડિયાદવાળા સુપ્રસિદ્ધ ગોપાળદાસજી મહારાજનો સમાગમ થયો. સાધુપુરુષ તરીકે ગોપાળદાસજીની સારી પ્રતિષ્ઠા હતી અને એમાં નિત્ય કથા કરતા, તેમાં હજારો સ્ત્રીપુરુષો આવતાં. લલ્લુભાઈએ એમની કથામાં જવા માંડ્યું. ધીરેધીરે પરિચય વધતો ગયો. મહારાજ તરફ લલ્લુભાઈની પ્રીતિ વધતી ગઈ ને મહારાજને પણ લલ્લુ સત્પાત્ર લાગ્યો. એમણે એને યોગવાસિષ્ઠ, ગીતા, એકાદશસ્કંધ આદિ ધર્મશાસ્ત્રનાં ઉત્તમ પુસ્તકો વાંચવા આપ્યાં. ઉત્તમ ઉત્તમ પુસ્તકોનાં વાચન ને મનનને પરિણામે લલ્લુભાઈના હૃદયમાં સુષુપ્ત સંસ્કારો જાગ્રત થવા લાગ્યા. એમની જિજ્ઞાસા વધતી ચાલી. ગીતા ને યોગવાસિષ્ઠ વાંચતા ત્યારે એ બહારની દુનિયા વીસરી જતા ને એમને થતું: 'આ પુસ્તકમાંનું જ્ઞાન શ્રીકૃષ્ણ પરમાત્મા અને બ્રહ્મર્ષિ વસિષ્ઠ મુનિ સાક્ષાત્ દર્શન દઈને સમજાવે તો કેવી મજા આવે!'

ધીમેધીમે લલ્લુભાઈએ સંસાર તરફથી ચિત્ત ખસેડી લઈ સાધુ-સંન્યાસીઓ, ભગવદ્ભજન, ઈશ્વરસ્મરણ, ધાર્મિક પુસ્તકોનાં શ્રવણમનન ને નિદિધ્યાસન તરફ ચિત્ત પરોવવા માંડ્યું. એમને

ત્યાં ક્યાંક્યાંના સાધુસંતો આવતા ને તેમને માટે હાંડો ભરીને ખીચડો રંધાતો. સાધુસંતોની એ સેવા કરતા. તેમને ભજનોની નકલો ઉતારી આપતા, ને એમની પાસેથી જ્ઞાનવાર્તા શ્રવણ કરી આધ્યાત્મિક ઉન્નતિ માટેના પ્રવાસનું પાથેય બાંધી લેતા.

આ અરસામાં એમને સંત રામચરણદાસજી ને માધવાનંદજી મહારાજનો પણ સમાગમ થયેલો અને તેમની પાસેથી પણ એમને ઘણું જાણવાનું–શીખવાનું મળ્યું હતું.

શેરખીવાળા વયોવૃદ્ધ પરમહંસ જાનકીદાસ મહારાજ પાસે પણ એઓ વારંવાર જતા. મહારાજને વ્યસન પ્રત્યે ભારે નફરત હતી. તેમાં યે તંબાકુના વ્યસન તરફ એમને ખૂબ તિરસ્કાર હતો. લલ્લુભાઈને બીડી સિવાય બીજું કોઈ વ્યસન નહોતું. ઘણીવાર બીડી છોડવાના એમણે વિચાર કરેલા, પણ એ વ્યસન છૂટી શકતું નહોતું. એક વખત સંવત ૧૯૫૬ના અષાડ સુદ પૂનમે એ મહારાજ પાસે ગયા હતા, ત્યારે વાતમાં ને વાતમાં સંસારત્યાગનો વિષય નીકળ્યો: "સામાન્ય પામર જીવોથી સંસારનો ત્યાગ કેમ કરીને થઈ શકે ? જેને, આ બીડીનું વ્યસન પણ તારાથી છોડી શકાતું નથી, તો દુનિયાનો ત્યાગ કરવાની તો વાત જ ક્યાં રહી ?" મહારાજે લલ્લુભાઈને સંભળાવ્યું. "એકવાર પેટ ભરીને પી લઉં પછી બીડીના નામનું પાણી મૂકીશ." લલ્લુભાઈએ કહ્યું. "એમ જ આપણે મનને મનાવીએ છીએ. જેને છોડવાનું છે તેના તરફ આસક્તિ રાખવી ને પછી જળ મૂકવાની વાત કરવી, એ બે કેમ બને ?" મહારાજે ટાણો માર્યો. લલ્લુભાઈએ નિશ્ચય કરી લીધો ને એ બોલ્યા: "મહારાજજી, આજથી બીડી છોડી. હવે કદી ન પીઉં, બસ !" તે દિવસથી લલ્લુભાઈએ બીડીનો ત્યાગ કર્યો.

આમ સત્સંગ અને ભજનકીર્તન દ્વારા ઉચ્ચ આધ્યાત્મિક જીવનની તૈયારી લલ્લુભાઈ કરી રહ્યા હતા. એ ઉપરાંત હવે એમણે પ્રાણાયામ, ધ્યાન, ધારણા આદિ રાજયોગની પ્રક્રિયા તરફ પણ ધ્યાન આપવા માંડ્યું. કવચિત્ એકાંતસેવન કરતા, ધ્યાનમગ્ન થઈ

સોહંસોહંના જાપ જપતા કોઈક વાર બેચાર દિવસ ઓરડામાં પુરાઈ રહી ધ્યાન ને મનનના પ્રયોગો પણ કરતા

ધીરેધીરે પણ મક્કમ રીતે લલ્લુભાઈના જીવનમાં પલટો આવતો જતો હતો એમની દૃષ્ટિ બહિર્મુખ થવાને બદલે ધીમેધીમે અંતર્મુખ થતી જતી હતી વેપારી વાણિયો ચોપડીના હિસાબ કિતાબ ને નફાતોટાના વિચાર છોડી પોતાના હૃદય પાસે હિસાબ માગવા લાગ્યો હતો અને આધ્યાત્મિક સંપત્તિની દૃષ્ટિએ લાભ ને ખોટનો વિચાર કરતો થયો હતો

એકાએક પવન આવે ને લાંબા વખતથી બંધ રહેલાં બારણાં ઊઘડી જાય એમ કેટલાકના જીવનમાં એકાદ ક્ષોભનો પ્રસંગ આવતાં હૃદયનાં પડળ ખસી જાય છે એક નાના આકસ્મિક કારણથી એમનું આખું જીવન પલટાઈ જાય છે નરસિંહ, સુરદાસ, તુલસીદાસ આદિ સમર્થ ભક્તોના જીવનનાં વહેણ એક નાનકડા બનાવે બદલી નાખ્યાં કોઈ એક ફૂંક મારે ને દેવતા પર પડેલી રાખ ઊડી જાય, એમ આવા સંતોના સંબંધમાં બન્યું છે સુખ ને વૈભવમાં ઊછરેલા સિદ્ધાર્થની નજર દુખી, રોગી ને મૃત મનુષ્ય પર પડી ને એને સંસાર પર વૈરાગ્ય આવી ગયો

પણ સૌને આમ એકાએક વૈરાગ્ય આવી જતો નથી લાંબા વખતની સાધના, દૃઢ ભક્તિ, દીર્ઘકાળ પર્યંત ગુરુ-ઉપાસના, શ્રવણ, મનન, નિદિધ્યાસન, આદિના બળે કરીને જ મોટા ભાગના સાધકોના મનના મેલ કપાતા જઈ અંતઃકરણ વિશુદ્ધ બને છે, સંસારની આસક્તિ ધીરેધીરે છૂટતી જાય છે અને છેવટે ચિત્ત દૃઢ વૈરાગ્ય પ્રત્યે વળી શકે છે શેક્સપિયરે કહ્યું છે, કે કેટલાક જન્મથી જ મહાન હોય છે, કેટલાક મહત્તા મેળવે છે અને કેટલાકને મહત્તા સામી આવી મળે છે તેમ વૈરાગ્યની બાબતમાં પણ કહી શકાય, કે શુકદેવ સમા કોઈક જન્મથી જ વૈરાગી હોય છે, કેટલાક સંસારના દુઃખદ અનુભવને કારણે વીતરાગ થાય છે ને કેટલાકને આકસ્મિક રીતે જ વૈરાગ્ય આવીને ભેટે છે

લલ્લુભાઈ એક દિવસ એકાએક ઘરમાં કોઈને કહ્યા વગર ચાલી નીકળ્યા ને સંન્યાસી થઈ ગયા. પણ એમનો સંન્યાસ આકસ્મિક નહોતો. કોઈક પ્રક્ષોભકારક બનાવને લીધે ક્ષણ માત્રમાં પેદા થયેલો એ વૈરાગ્ય નહોતો; તેમ જ કેટલાક કલહથી કંટાળીને, આર્થિક મુશ્કેલીઓનો સામનો કરવાની અશક્તિને કારણે કે એવા જ કોઈ બીજા કારણથી સાચો વૈરાગ્ય કેળવ્યા વગર જ સંન્યાસી બાવા બની જાય છે, તે રીતે પણ એ દુનિયા છોડી ચાલી નીકળ્યા નહોતા.

લલ્લુભાઈને પત્ની સાથે ઝાઝો મેળ નહોતો એ સાચું, પણ બંને વચ્ચે એવો વિખવાદ પણ નહોતો થયો, જેથી એમને દુનિયા છોડી ભાગી જવાનું મન થાય. ભાઈઓ સાથે પણ એવી કોઈ ભારે કડવાશ થઈ નહોતી. પૈસેટકે એ એવા ગરીબ નહોતા થઈ ગયા કે 'લેણદારોને મોઢું શું બતાવીશ' એમ એમને લાગે ને તેથી લેણદારો પોતાનું મોઢું જોવા જ ન પામે એ ખાતર સંન્યાસી થઈ જવાનો નિશ્ચય કરવો પડે!

દુનિયાદારીની સામાન્ય દૃષ્ટિથી જોતાં એમનું જીવન સુખી હતું અને તે નિયમિત ઘરેડમાં વહ્યું જતું હતું.

એમની વૈરાગ્યવૃત્તિ એકાએક ઉદ્‌ભવ પામી નહોતી, તેમ જ ગૃહજીવનના, દુનિયાદારીના ક્લેશોથી કંટાળી સંસાર પ્રત્યે વિમુખ બનવા ઇચ્છતી એ કાયરની ભીરુતા પણ નહોતી. એમની વૈરાગ્ય-ભાવના એ કોઈક યોગભ્રષ્ટ આત્માના હૃદયમાં એકાએક ઝબકી ઊઠેલી પૂર્વજીવનની સ્મૃતિ સમી નહોતી; તેમ જ નહોતી એ સંસાર-થાક્યા જીવની ભાગેડુ વૃત્તિ; પણ એ સાચા અર્થમાં ભાવના હતી; અર્થાત્ વર્ષોના વિચાર ને મનનના પરિપાકે ઘડાયેલી, કેળવાયેલી, પરિપુષ્ટ ને દૃઢ થયેલી એ વૃત્તિ હતી.

બાળપણથી જ લલ્લુભાઈના ચિત્તમાં આ જાતના સંસ્કારો પડ્યા હતા. સંગીતના શોખે એમને ભજન તરફ વાળ્યા હતા. પ્રથમ એનો ઢાળ, એની સ્વરરચના ને લયમાધુર્ય એમને આકર્ષક લાગ્યાં હતાં. પછી એના અર્થ તરફ મનોવૃત્તિ વળી હતી. પોતાના સહજ

સંસ્કારના બળ વડે એ શબ્દાર્થ પરથી તત્ત્વાર્થ ગ્રહણ કરી શકયા હતા. જે વસ્તુ પર ચિત્ત ચોંટે તેમાં તન્મય થઈ જવું એ એમના સ્વભાવમાં જ હતું. ખાનપાનના વિષયમાં પણ એ દાળ પીવા પર ચઢતા તો દાળના વાડકે વાટકા પી જતા. લાડુ ખાવા પર ચઢતા તો લાડવા જ ઉડાવ્યે જતા. આવા સ્વભાવને કારણે સાધુસંતોનો સમાગમ, ભજનકીર્તન ને ધર્મપુસ્તકોના વાચન પ્રત્યે એ વળ્યા એટલે એમાં એ એકરસ થઈ ઓતપ્રોત બની ગયા અને એ સર્વની સૂક્ષ્મ પણ દૃઢ અસર એમના મન પર થઈ. ભક્તજનોની ને સાધુસંન્યાસીઓની સૃષ્ટિ એ જ એમની સાચી સૃષ્ટિ બની. આમ એમની ત્યાગભાવના દૃઢ પાયા પર રચાઈ હતી. કવિએ ગાયું છે, કે 'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના' તે તદ્દન સાચું છે. મનમાં સાચી વૈરાગ્યવૃત્તિ દૃઢ થયા વિના સંન્યાસ લેનારા સાધુ બાવાઓ દુનિયાથી દૂર છતાં દુનિયાદારીથી દૂર થઈ શકતા નથી. એ જ ઈર્ષ્યા, ઝઘડા, અહમહમિકા, સ્વાર્થ, વેર ને ઝેર આ વ્યવહારની દુનિયામાંથી એઓ સંન્યાસીના જગતમાં પણ લેતા આવે છે ને એની કટુતા સહસ્રગણી વધારી તેમાં ફેલાવે છે. શરીરને ભગવાં પહેરાવતાં પહેલાં મનને ભગવાં ધારણ કરાવવાં પડે છે. લલ્લુભાઈએ સંન્યાસની વિધિપૂર્વક દીક્ષા લીધી તે પહેલાં જ એ સંન્યાસી થઈ ચૂકયા હતા.

એ બહુ નાના હતા, ત્યારે એમને ત્યાં આવેલા મોહનદાસજી મહારાજે એમના પિતા આગળ ભવિષ્ય ભાખ્યું હતું: 'ઠક્કર, તારો આ દીકરો સમર્થ સંન્યાસી થશે.' એની પણ આત્મસૂચનના સિદ્ધાંત મુજબ, કંઈક અસર થઈ હશે. ઘરમાં આ બાળક મોટો સંન્યાસી થવાનો છે એમ વારંવાર એમના સાંભળવામાં આવ્યું હશે ને તેથી 'હું સંન્યાસી થઈશ' એવા સંસ્કાર એમના ચિત્ત પર પડ્યા હોય તો નવાઈ નહિ. આવો જ એક બીજો પ્રસંગ પણ બન્યો હતો. વીસ વર્ષની વયે સંવત ૧૯૫૦માં ગોવિંદ ચેટી નામના ધુરંધર જ્યોતિષી પાસે એ ભવિષ્ય જેવડાવવા ગયા હતા. એ મદ્રાસી જોષી જન્મકુંડળી જોયા વિના, નામઠામ પણ પૂછયા વગર પ્રશ્ન પૂછવા આવેલાને નામ-

ઠામ ને ગામના ઉલ્લેખ સાથે પ્રશ્નનો જવાબ કાગળ પર લખીને આપી દેતા. એ જોશીએ લલ્લુભાઈનું ભવિષ્ય ભાખતાં જણાવ્યું હતું: "કાં તો તારી પાસે બહુ જ પૈસા આવશે, કે કાં તો તું બાવો થઈશ." આ પ્રકારના બે-એક સાધુપુરુષ ને અન્ય પ્રખર જ્યોતિષી એવા બે-સમર્થ જાણકારોએ ભાખેલા ભવિષ્યે એમના સંકલ્પને દૃઢ બનાવ્યો હશે!

આ ઉપરાંત સંસારમાં રહી સંયમ સાચવવો એ અત્યંત મુશ્કેલ છે અને સંયમ પાળ્યા વગર જ્ઞાનસાધના કે બીજું કોઈ પણ ઉપયોગી કાર્ય થઈ શકશે નહિ એમ એમને લાગ્યા કરતું હતું. એ પણ સંન્યાસ ગ્રહણ કરવાનું એક કારણ હતું.

સંન્યાસી થયા પછી એમણે એમના એક અંતેવાસીને પોતે સંન્યાસ કેમ ગ્રહણ કર્યો તેનું વર્ણન કરતાં જણાવ્યું હતું: "અમારે ત્યાં સામાન્ય રીતે કન્યાની છત, શારીરિક બળ પણ એમનું (સ્રીઓનું) વધારે. મારો સ્વભાવ એવો કે જ્યારે દાળ પર ધૂન ચઢે ત્યારે દાળ ખાવી. લાડુ પર હોઉં ત્યારે લાડુ. આ સ્રીઓથી સહન ન થાય. નાનપણથી પણ હું મધ્યમમાર્ગી નહિ, બ્રહ્મચર્ય પાળી શકાતું નહિ; તેથી જ આ મગજશક્તિ પણ ઓછી રહે છે."

બીજા એક અંતેવાસીએ નોંધ્યું છે: "પોતે (સ્વામીજી) કહેતા, 'જાડા માણસમાં વીર્ય ઓછું હોય છે, છતાં જેનું ગળું જાડું હોય તેવા વિષયી પણ વધારે હોય છે અને સેવક પણ ગૃહસ્થાશ્રમમાં હશે ત્યાં સુધી સંયમ નહિ જ રહે એમ ધારી સંન્યાસ લેવાથી જ બ્રહ્મચર્ય પળાય, તેમ જ આધ્યાત્મિક અને પારમાર્થિક જે કરવું હોય તે સારી રીતે થઈ શકે. ઘરમાં પણ બનાવ ઓછો એ પણ એક કારણ ખરું.'"

'તુલસીકૃત રામાયણ'ના નિવેદનમાં ગૃહત્યાગનો મર્મ સમજાવતાં સ્વામીજીએ લખ્યું છે: "આ સેવકના મનમાં અતિ અગત્યનાં અનેક કારણો અને સંજોગો યથામતિ સમજવા ઉપરાંત ઘરબાર ત્યજવામાં એક એવો વિચાર પણ આની-બેઆની જેટલો

તો જરૂર યાદગાર બન્યો હતો, કે ગૃહસ્થાશ્રમમાં અનેકવિધ બ્રહ્મચર્ય પૂરેપૂરું નથી પળાતું, તે પણ એ રસ્તે પાળવું સુગમ થશે. ગૃહસ્થાશ્રમમાં કરી જોયેલા અનેક પ્રયોગોમાં બ્રહ્મચર્યપાલનની સોએ સો ટકા શક્તિ હજી જણાઈ ન હતી; પરંતુ તેને ખીલવવા ખાતર ઢીલ કરવી એ પણ બીજી બાબતો આડે શક્ય હતું નહિ. પરિણામે થયું એમ કે હાલના આશ્રમમાં આવ્યા પછી અને આજથી વીસ વર્ષ પૂર્વે જે પુષ્કળ પ્રલોભનો નડેલાં, તેમાંનાં ત્રણ સામે આ સેવક ટકી શક્યો નહતો.''

આ ઉપરથી એમ ધારી લેવાની જરૂર નથી, કે સંન્યાસી થયા પૂર્વે લલ્લુભાઈ અસંયમી જીવન ગાળતા હશે; પણ મનસ્વી પુરુષો પોતાને તેમ જ અન્યને માપવા માટે કસોટીનું ધોરણ ઘણું ઊંચું રાખે છે. સ્વામીજીએ પોતે જ જણાવ્યું છે, તેમ ગૃહસ્થાશ્રમમાં બ્રહ્મચર્યના પૂરેપૂરા પાલનને અવકાશ નહોતો ને એમને તો બ્રહ્મચર્યનું સંપૂર્ણપણે પાલન કરવું હતું; આથી ગૃહત્યાગ સિવાય બીજો કોઈ માર્ગ એમને જણાયો નહિ. કેવળ આંધળિયાં કરીને એમણે ગૃહત્યાગ કર્યો નહોતો, પણ આધ્યાત્મિક પ્રગતિને રૂંધતા અંતરાયોને દૂર કરવા માટેનો એ સચોટ માર્ગ છે, એવી ખાતરી થયા પછી જ એમણે એમ કર્યું હતું, એમ અન્ય સ્થળે એમણે લખ્યું છે, તે પરથી જણાઈ આવે છે. એમણે લખ્યું છે: "મને ગૃહસ્થાશ્રમ છોડવામાં વિચાર અને મૂંઝવણો થોડી નડી નથી; પણ એમ કરવાથી જ અમુક ખાસ અંતરાયો દૂર થશે અને તેમ થતાં દૃષ્ટિ-વસ્તુસ્થિતિ ચોક્ખપણે પ્રાપ્ત થશે, એમ સોએ સો ટકા (હસ્તામલકવત્) દેખાયું ત્યારે જ કૂદી પડ્યો. આવા પ્રસંગો અસામાન્ય છે. કાચું કપાય તો ઉભય ભ્રષ્ટ થાય.''

સ્વામીજી સંસારમાં હતા, ત્યારે શાશ્વત શાંતિ, બ્રહ્મદર્શન અને ઈશ્વરપ્રણિધાનનો સાદ એમને પોકાર પાડી બોલાવી રહ્યો હતો. મનોમંથન ને આત્મપરીક્ષણમાં દિવસો ને રાત્રિઓ પસાર થઈ રહ્યાં હતાં. અંતે સંવત ૧૯૩૦ના મહા વદ અગિયારસને દિને એમણે

ઘર છોડવાનો દૃઢ નિશ્ચય કર્યો. પહેલવહેલો વિચાર માત્ર ઘર છોડવા પૂરતો જ એમણે કરેલો. કાં તો સંન્યાસી થઈ જવું અથવા તો આફ્રિકા જઈ ત્યાં વેપાર કરવો, એવા સંકલ્પવિકલ્પ થોડો વખત કર્યા. એમના પિતરાઈ સગા શિવલાલ નરભેરામ, ખંને બનેવી-બાપુલાલ વિઠ્ઠલ ને રણછોડભાઈ વિઠ્ઠલે એમની સલાહ લીધી. ત્રણે જણાએ સંન્યાસ માટે આગ્રહ દર્શાવ્યો એટલું જ નહિ, પોતે પણ સંન્યાસદીક્ષા એમની સાથે જ લેવા નિશ્ચય કર્યો.

"નડિયાદ અને અમદાવાદ સામાન લેવા માટે જવાનું છે," એમ કહી ચારે જણા ઘેરથી ગાડું કરી નીકળ્યા. સગાંસંબંધીઓ અડધોક ગાઉ સુધી વળાવવા સાથે આવ્યાં અને પછી "સારો માલ વહોરીને વહેલા આવી પહોંચજો, શરીર સાચવી કામ કરજો," એવી ભલામણ કરી તેઓ પાછાં વળ્યાં, અગાસ સ્ટેશન સુધી ગાડામાં પ્રવાસ કર્યો ને પછી ગાડાવાળાને વિદાય કરતાં કહ્યું: "અમે સાંજે પાછા ન આવીએ તો તારે પાછા બોરસદ જવું."

એમણે ગણતરી એવી રીતની કરેલી કે દિવસે અમદાવાદ જઈ દીક્ષા લઈ લેવી. ગાડીવાળો રાત્રે ઘેર પાછો ફરે અને ઘેરથી શોધવા માટે માણસો બીજા દિવસની સવારની ગાડીએ નીકળે, તે પહેલાં આગલી રાતે જ કાઠિયાવાડ ઊપડી જવું.

અમદાવાદ આવી તેઓ ત્યાંના વયોવૃદ્ધ સંન્યાસી શિવાનંદજી પાસે ગયા. એમનો મઠ કાજીને ધાબે હતો. ત્યાં રાત્રિ ગાળી બીજે દિવસે સંન્યાસ લેવાનું નક્કી કર્યું અને એ પ્રમાણે સંવત ૧૯૬૦ના મહા વદ તેરસને દિને, મહાશિવરાત્રિ અથવા જ્ઞાનરાત્રિને પુણ્યદિને સાબરમતીને કિનારે શિવાનંદજી પાસે એ ચારે જણાએ શાંકર સંપ્રદાયના વિધિ મુજબ સંન્યાસની દીક્ષા લીધી. લલ્લુભાઈ લલ્લુભાઈ મટી બન્યા અખંડાનંદગિરિ, શિવલાલે નામ રાખ્યું પ્રભાનંદ, બાપુલાલનું નામ પાડ્યું બળદેવાનંદ ને રણછોડે નામ ધાર્યું પૂર્ણાનંદ.

સંન્યાસ લીધા પછી ઘેરથી ભાઈઓ, માતા અથવા પોતે જેને છોડી ચાલી આવેલા, તે પત્ની ને દશ વર્ષનો પુત્ર મોતીલાલ

તપાસ કરવા આવી પહોંચશે, તો નાહક પંચાત ઊભી થશે, એમ ધારી અમદાવાદથી એ એમના દીક્ષાગુરુ શિવાનંદજી સાથે ઊપડ્યા કાઠિયાવાડ ને ત્યાં આવી પંચાલ લૂધર ભગતને ત્યાં બેચાર દિવસ માટે છૂપી રીતે રહ્યા.

લલ્લુભાઈ અખંડાનંદગિરિ બની કાઠિયાવાડ આવ્યા અને અહીં એમને ઘેર શોધાશોધ થઈ રહી. એમની સાથે બીજા ત્રણ પણ ચાલી ગયેલા. આ ચારે જણા સંતસમાગમના શોખીન હતા, ભજનકીર્તનના રસિયા હતા, નિયમિત ગોપાળદાસજી મહારાજની કથામાં જતા હતા, જરૂર ગોપાળદાસજીનો જ એમાં હાથ હોવો જોઈએ; એમણે જ એ સૌને બાવા બનાવી દીધા હોવા જોઈએ; એમણે જ કોઈક ઠેકાણે એ સૌને ભગાડી દીધા હોવા જોઈએ; આવી શંકા લોકોને થવા લાગી. ધીરેધીરે શંકા દૃઢ થતી ગઈ અને પછી સ્વામીજી સિવાયના જે ત્રણ ગૃહસ્થોએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી ચતુર્થાશ્રમનો સ્વીકાર કરી લીધો હતો, તેમની સ્ત્રીઓએ ગોપાળદાસ મહારાજ પર ફરિયાદ કરી. ફોજદાર પાસે જઈ ફરિયાદ નોંધાવી ને પછી એ સૌ ગોપાળદાસ પાસે ગઈ.

"અમારા ભાયડા પાછા લાવો."

"હું કંઈ જાણું છું ? મને શી ખબર શાથી ગયા તેની ?" ગોપાળદાસજીએ જવાબ દીધો.

"તમે જ એને ક્યાંક ભગાડી દીધા છે. તમે ઝટપટ પાછા નહિ આણી આપો, તો જોવા જેવું થશે." એક સ્ત્રીએ ધમકી પણ આપી.

"મૈયા, મને કાંઈ જ ખબર નથી." ગોપાળદાસજીએ કાને હાથ દીધા.

"એમ ? ઠીક, ત્યારે લો આ ફોજદાર આવ્યા એમને કહો." બીજી સ્ત્રીએ, એટલામાં ત્યાં ફોજદાર આવી ચઢ્યા તેમને બતાવી કહ્યું;

"ગોપાળદાસજી કોનું નામ ?" ફોજદારે આવી પ્રશ્ન કર્યો.

"મારું, કેમ ? બેસો," ગોપાળદાસજીએ કહ્યું.

"તમારા પર આરોપ છે-ફોજદારીનો કેસ છે." ફોજદારે જણાવ્યું.

"ચાલો, હું આવવા તૈયાર છું." ગોપાળદાસજીએ શાંતિથી કહ્યું.

ફોજદાર પર મહારાજના શાંત, નિશ્ચલ ને સ્વસ્થ વ્યક્તિત્વનો પ્રભાવ પડ્યો. માત્ર વહેમને ખાતર આવા સાધુ પુરુષને પકડી જવા એ એને ઠીક લાગ્યું નહિ: એણે પ્રશ્ન કર્યો:

"મહારાજ, તમારી પાસે એ કેટલા વખતથી આવતા ?"

"છ માસથી." મહારાજે ઉત્તર આપ્યો.

"તમને પરણ્યાને કેટલો વખત થયો ?" ફોજદારે ફરિયાદ કરવા આવેલી એક સ્ત્રી તરફ ફરી પૂછ્યું.

"બાર વરસ." સ્ત્રીએ જવાબ દીધો.

"તમે બારબાર વરસથી તમારા ભાયડા સાથે રહ્યાં ને એમને સાચવી ન શક્યાં, પણ આ મહારાજ પાસે તો એ ફક્ત છ મહિનાથી આવતા, તેટલામાં એમના કહ્યાથી ભાગી ગયા ! એ કંઈ મનાય એવી વાત છે ? જાઓ, મહારાજ પર ખોટું આળ ચઢાનો છો, તે શરમાતાં નથી ?" ફોજદારે સ્ત્રીઓને ધમકાવી કાઢી મૂકી.

કહેવાય છે, કે આ રીતે ગોપાળદાસ મહારાજે આઠ માણસોને બાવા બનાવી દીધા હતા અને તેથી કોઈ એમના આશ્રય સહવાસમાં આવતું, તો તેના ઘરનાં માણસોને ચિંતા થતી, કે 'આ પણ ક્યાંક બાવો ન થઈ જાય '

સંન્યાસ ગ્રહણ કરી જરા ઠરીઠામ થયા પછી 'હવે મને કોઈ પાછો લઈ જવા સારુ આગ્રહ કરવા આવે એમ નથી,' એવી ખાતરી થઈ એટલે સ્વામીજીએ ઘેર હરિલાલને ખબર આપી.

આખા કુટુંબમાં સ્વામીજીને પોતાના ભત્રીજા હરિલાલ પ્રત્યે સૌથી વધારે ભાવ હશે એમ લાગે છે. ભાઈ ભાગ લઈ છૂટા પડ્યા, ત્યારે એ હરિલાલની સાથે રહ્યા હતા. બંનેએ સાથે મળીને દુકાન કાઢી હતી; બંનેએ ઔષધીઓ બનાવી વેચી હતી; બંનેએ વીમા કંપની કાઢી હતી. આમ કુટુંબ આખામાં સૌથી વધારે આત્મીય તરીકે એમને હરિલાલ લાગતા હતા અને તેથી પોતે સંન્યાસધર્મ સ્વીકાર્યો, તેના સમાચાર પહેલવહેલા એમણે

હરિલાલને જ પાડ્યા.

હરિલાલને પણ સ્વામીજી પ્રત્યે એવો જ ભાવ હતો. કાકા સાથે એમને ખૂબ ગોઠતું. લલ્લુભાઈ સંસારજીવનની લીલા સમેટી લઈ અખંડાનંદ બન્યા પછી પણ હરિલાલ એમને કૌટુંબિક દૃષ્ટિએ વડીલ તરીકે ગણતા અને ધાર્મિક દૃષ્ટિએ એમના તરફ પૂજ્યભાવ રાખતા. પાછળથી સ્વામીજીએ 'એકાદશ સ્કંધ' પ્રસિદ્ધ કરવાનો વિચાર કર્યો, ત્યારે એમને પોતાની પાસેના ધર્માદા ખાતાની ૮૦૦) રૂપિયાની રકમ આ કાર્ય માટે ખરચવા આપી. 'સસ્તું સાહિત્ય સંસ્થા'ની સ્થાપનાના શ્રીગણેશ માંડવાના શુભ કાર્યમાં હરિલાલે જ સૌથી પહેલી મદદ કરી હતી.

સંન્યાસધર્મ સ્વીકાર્યા પછી સ્વામીજીએ પોતાના પૂર્વાશ્રમના કુટુંબીઓ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખ્યો નહોતો. ઘણાં વર્ષ પછી એમનો પુત્ર મોતીલાલ એમને મળવા–એમનાં માત્ર દર્શન કરવા–આવ્યો હતો, પણ તેને એમણે મુલાકાત આપી નહોતી. એમનાં બહેન એમને મળવા આવ્યાં હતાં, તેમને પણ મળવા સાફ ના પાડી દીધી હતી. મુંબઈમાં એકવાર શેઠ વીરજી પેરાજે એમના પૂર્વાશ્રમના પૌત્રને ઉદ્દેશીને 'આને મદદ કરવા જેવી છે' એવો ઇશારો કર્યો હતો, ત્યારે સ્વામીજી ત્યાંથી ગુસ્સો કરી ચાલ્યા જવા તૈયાર થયા હતા. આમ છતાં હરિલાલની બાબતમાં એમણે અપવાદ રાખ્યો હતો. પ્રસંગોપાત્ત એને મળવાની એમણે છૂટ મૂકી હતી.

હરિલાલ સ્વામીજી સાથે એમના પૂર્વાશ્રમમાં વેપાર વગેરેમાં ભાગીદાર બન્યા હતા, પણ સંન્યાસમાં એઓ એમના સહપ્રવાસી થઈ શક્યા નહિ; પરંતુ એમના પુત્ર બાપુલાલે કુટુંબપરંપરા જાળવી, કુલધર્મનું અનુસરણ કરી, સ્વામીજીને પગલે ચાલી થોડાં વરસો પર જ સંન્યાસધર્મ ગ્રહણ કર્યો છે; અને હાલ આત્માનંદ સ્વામીને નામે તેઓ નડિયાદમાં વેદાંતભવન ચલાવે છે.

સંસારનો ત્યાગ કરી સંન્યાસ ગ્રહણ કરી આત્મદર્શન માટે મથવું, એ જાણે ઠક્કર કુટુંબનો કુલાચાર હોય એમ લાગે છે. એ

કુટુંબમાથી લલ્લુભાઈ સહિત પાચ જણાએ સન્યાસ ગ્રહણ કર્યો હતો—લલ્લુભાઈના પિતરાઈ ફૂલાભાઈ, એમના બે ભત્રીજાઓ બાપુલાલ ને રણછોડલાલ, એઓ પોતે અને એમના ભત્રીજા હરિલાલના પુત્ર બાપુલાલ

પતિએ સન્યાસ લીધો છે, એમ જાણતા સદાબાઈની સ્થિતિ બહુ કફોડી થઈ ગઈ "મારે લીધે જ એ જતા રહ્યા ! મારે જ વાકે એમણે દુનિયા છોડી !" એમ એમને લાગવા માડ્યુ મૂગે મોઢે વિરહવેદના વેઠતી, પશ્ચાત્તાપના અગ્નિમા શેકાતી, છતે પતિએ પતિવિહોણી બનેલી સદાબાઈએ થોડા જ સમયમા પતિને પગલે ચાલી સસારનો ત્યાગ કર્યો પતિએ તો સસારનો ત્યાગ કર્યો, છતા જગત છોડ્યુ નહોતુ, એઓ તો ઘેરથી પ્રસ્થાન કરી ચાલી નીકળ્યા હતા સદાબાઈએ તો પતિના ગયા પછી લગભગ છસાત માસમા જ સસારની માયા સમેટી લઈ દુનિયાનો હમેશ માટે ત્યાગ કરી મહાપ્રસ્થાન આદર્યુ, અને આમ માત્ર દશ વર્ષની ઉમરમા જ છતે બાપે નબાપો બનેલો બાળક મોતીલાલ હવે નમાયો પણ બન્યો.

કહે છે કે સદાબાઈએ દેહત્યાગ કર્યો, એ અરસામા જ સ્વામીજીને સ્વપ્નમા એના દર્શન થયા હતા સ્વામીજી દૃષ્ટિ નીચી રાખી બેઠા છે, ત્યા સદાબાઈ આવે છે, હાથ જોડી ઊભા રહે છે, પશ્ચાત્તાપ કરે છે, ને ક્ષમા યાચે છે અને પછી તરત અલોપ થઈ જાય છે

ઘેરથી નીકળતા પહેલા લલ્લુભાઈએ પોતાની કમાણીના જે પૈસા હતા તેના ત્રણ ભાગ પાડી, બે ભાગ પત્ની તથા બાળક માટે રાખી અને પોતાના ભાગના રૂ ૫૫૦–૪ આના સાથે રાખ્યા હતા

એ વિષે ચોપડામા નોધ કરતા એમણે લખ્યુ

"રૂ ૫૫૦ શ્રીખરચખાતે ઉધાર–રોકડા મુબઈગરા બાબત કે—પ્રારબ્ધાનુસાર હાલનો લલ્લુ જગજીવનનો સબધ જે છૂટો થવાનો છે, તે સબધી કોઈ શુભ રસ્તે વાપરી નાખવા માટે આ રકમનો ઉપયોગ થશે અને આ વાચનારને અરજ છે, કે મારાથી

સર્વ કોઈ પ્રત્યે જે કાંઈ ગુનો થયો હોય, તે દયાદૃષ્ટિથી મને માફ કરજો; અને આ રકમ કોઈ પારમાર્થિક શુભ કાર્ય કરવા માટે લેવાનો શુભ વિચાર થયો, તે માટે નિયંતાપ્રેરક પ્રભુનો ઉપકાર માનવા જેવું અને શુભ કૃત્ય માટે હરખાવા જેવું છે. વળી આ રકમ ગયા પછીથી પણ રૂ. ૨૨૫૨) અંકે એકવીસ સો બાવન સુમારેની મિલકત પાછળનાંને માટે ઘરમાં રહેશે...શુભ કૃત્યથી વિરુદ્ધ મનમાં વિચાર લાવવો એ પણ માનસિક પાપ છે; માટે આ રકમ લઈ જવા માટે મારે માટે ખોટો વિચાર કરી નાહક પાપમાં પડશો નહિ."

સંન્યાસી થવાનો સંકલ્પ કર્યો એટલે જે જે પોતાનું હોય તેનો ત્યાગ જ કરવો જોઈએ. કુટુંબીઓને એમના ભાગે જે આવે તે આપી દેતાં જે પોતાના ભાગપૂરતું વધે તેનો ઉપયોગ કુટુંબીઓના લાભાર્થે ન થવો જોઈએ; પણ પોતાના ભાગનું દ્રવ્ય પારકાના કલ્યાણ અર્થે કોઈક શુભ કાર્યમાં જ ખરચાવું જોઈએ; એવી ભાવનાથી પ્રેરાઈને જ એમણે પોતાના ભાગના સાડી પાંચસો રૂપિયા લીધા હતા, એ આ ઉપરથી જોઈ શકાય છે.

સંન્યાસ લીધા પછી થોડો વખત કાઠિયાવાડ અને અમદાવાદ ખાતે રોકાઈ સ્વામીજી ઊપડ્યા હિમાલય તરફ. ઉત્તર હિંદના એમના ધર્મપ્રવાસ દરમ્યાન રેલથી થયેલું અપાર નુકસાન એમણે નજરે નિહાળ્યું. ભયંકર રેલને લીધે હજારો મનુષ્યો અનાથ ને અસહાય બની ગયેલા એમણે જોયા અને 'શુભ કાર્ય'માં વાપરવા માટે પોતે સાથે લીધેલી રકમનો ઉપયોગ કરવાનો અવસર આવી પહોંચ્યો છે, એમ લાગતાં એમણે એ દ્રવ્ય રેલગ્રસ્ત વિસ્તારોનાં, આપત્તિમાં આવી પડેલા કુટુંબોમાં ન્યોછાવર કરી દીધું અને ઘર છોડતાં પહેલાં ચોપડે પાડેલા શબ્દો 'આ રકમ કોઈ પારમાર્થિક શુભ કાર્ય કરવા માટે લેવાનો શુભ વિચાર થયો' એ સાચા કરી બતાવ્યા. હવે સ્વામીજી ખરેખરા નિષ્કિંચન થઈ ફરવા લાગ્યા.

☆

| | |
|---|---|
| રક્ષક : | ઇલાકાના મુખ્ય અગ્રેસરો, ઉદાર ગૃહસ્થો અને શિક્ષણકાર્યમાં અઠવાડિયે એકાદ બે કલાક આપી શકે એવા ખાહોશ વિદ્વાનો. |
| મુરબ્બી : | ઇલાકાના ગવર્નર અને ગુજરાત–કાઠિયાવાડના રાજા–મહારાજાઓ. |
| આજીવન પોષક ને પોષક : | દર વર્ષે રૂ. ૫૦) ની મદદ કરનાર પોષક અને એકીવેળા રૂ. ૫૦૦) ભરનાર આજીવન પોષક. |
| આજીવન સહાયક ને સહાયક : | દર વર્ષે રૂ. ૨૫) ની મદદ કરનાર સહાયક ને એકીવખતે રૂ. ૨૫૦) ભરનાર આજીવન સહાયક. |
| આજીવન સભાસદ ને સભાસદ : | વાર્ષિક રૂ. ૧૨) ની મદદ કરનાર સભાસદ ને એકીવેળા રૂ. ૧૨૫) ની રકમ ભરનાર આજીવન સભાસદ. |
| કાયમી ફંડ : | શરૂમાં કમમાં કમ દશ લાખ રૂ. જોઈએ. તેની વ્યવસ્થા નીચે પ્રમાણે. |
| એક લાખ : | જમીન તથા માટીના સાદા સુરક્ષિત ઓરડા-ઓરડી બાંધવામાં અને શિક્ષણના વર્ગો ચલાવવા માટે વૃક્ષોની નીચે સોઈ કરાવવામાં તથા વરસાદ અને રાત્રીના સમય માટે એક નળિયાનાં છાપરાંવાળા તથા લાકડાંના ટેકાવાળાં ચારે તરફથી ખુલ્લાં મકાનો કે જેમાં ભીંત તરીકે ખસેડી શકાય એવી પતરાની કે વાંસની ટટ્ટીઓ અને વાંસની જાળીઓ હોય એવાં પાંચ-છ મકાન છેટેછેટે તૈયાર કરાવવામાં ખર્ચવા. |
| નેક લાખ : | આ રકમના વ્યાજમાંથી મકાનો વગેરેની મરામત અને આવશ્યક વૃદ્ધિ કરવી. |

| | |
|---|---|
| બે લાખ : | આ રકમના વ્યાજમાંથી ઉપર જણાવ્યા જેવા સમાજસેવક, ચાલકો કે જેમનું કાર્ય શિક્ષકો તૈયાર કરવામાં, શિક્ષણ આપવાનું અને બીજો સર્વ પ્રકારનો વહીવટ કરવાનું રહે તેમને નિર્વાહખર્ચ તથા બહારથી ખાસ શિક્ષકો અને નોકરો રોકવા પડે તેગને પગાર આપવામાં ખર્ચાય. |
| એક લાખ : | એના વ્યાજમાંથી ગરીબ છતાં હોશિયાર બાળકો અને યુવકોનાં અન્નવસ્ત્રોનો ખર્ચ પૂરો પાડવામાં આવે. |
| એક લાખ : | એના વ્યાજમાંથી એક વિચક્ષણ વૈદ્ય, બાહોશ બારોટ, એક પ્રવીણ પુરાણી, એક વિચક્ષણ વ્યાસ, એક સુયોગ્ય સમાજસેવક, એક ઉત્તમ શ્રેણીનો હોશિયાર શિક્ષક, એટલા સમાજ-શિક્ષકો છૂટાછૂટા આખા ગુજરાત-કાઠિયાવાડ-માં ફરતા રહે અને તેઓ જ્યાંજ્યાં જાય ત્યાંત્યાં પોતપોતાનું કાર્ય બજાવવા ઉપરાંત તે ગામમાં શાળારૂપ શિક્ષણસમાજો સ્થાપવાની ભલામણ તે ગામના આગેવાનો અને વૃદ્ધોને તથા સર્વ લોકોને કર્યા કરે. |
| એક લાખ : | આ રકમની આવકમાંથી એક બોધકમંડળ-નો ખર્ચ ચલાવવો કે જે મંડળી પણ પોતાના મુખ્ય સ્થાનમાં, તેની આસપાસનાં ગામોમાં અને બીજે જ્યાંજ્યાં બોલાવવામાં આવે ત્યાંત્યાં જઈને ઉપલા ઉદ્દેશથી પોતાનું કાર્ય બજાવ્યા કરે. |

એક લાખ : એના વ્યાજમાંથી ઉત્તમ પુસ્તકો, માસિકો, સમાચારપત્રો વગેરે ખરીદાયાં કરે.

બે લાખ : સંસ્થાના ઉપર જણાવેલા ચાલકો, શિક્ષકો, એકેએક વૈદ્ય, વ્યાસ વગેરે ફરતા માણસો અને ફરતી મંડળી કે જે સર્વના નિભાવને માટે મળીને કુલ ચાર લાખના વ્યાજની આવક ખર્ચવા જણાવ્યું છે, તેમને માટે વીમાફંડ ખાતે તથા અમુક વર્ષની સેવા પછી પેન્શન આપવા ખાતે આ રકમની આવક જમા થતી રહે.–

– વાચક! આટલી રકમ વાચીને ગભરાતો નહિ. એ-નાર બુદ્ધિથી પણ પરમાત્માદેવનો અને સારા સમાજસેવકનો મહિમા સમજી શકાયો હોય, તો આ દસ લાખ રૂપિયા માટે દશદશ ઠીકરી કરતા વધુ ચિંતા કરવાનું પ્રયોજન રહે તેમ નથી. યુરોપિયન બાહ્ય ઠાઠથી અંજાયેલા અને હાલની કેળવણીમાં જ સર્વસ્વ આવી રહેલું હોવાની વિપરીત મતિએ વળીને હજી લોકોને વાંચ્યા કરી નોકરો અને વકીલોના લૂગડાં વધુ સસ્તાં કરાવવા પાછળ નીકળતા હશે, તો આવી બાબતો માટે પાંચ પણ ઊંડી અક્કલ અને ખરી ઉદારતાવાળા નીકળવા જ જોઈએ પણ ક્યાં છે, ગાડરિયા પ્રવાહથી જરા આઘુંપાછું ભાળીને જોનારા, હૈડું, લોકહિત સમજી શકીને લોકહિતમાં આત્મહિતનું બલિદાન આપનારા સમાજસેવકો? બસ! તેમની જ એકમાત્ર તેમની જ ખોટ છે!

## ૨ : ગ્રામશિક્ષણાલય

(નાનામોટાં ગામોમાં ગ્રામશિક્ષણસમાજો ખોલવા વિશે)

સંસ્થાએ વક્તૃત્વશક્તિવાળા યોગ્ય સમાજસેવકને સગવડ પ્રમાણે ગામેગામ ફરતા રાખીને મંડળીની શાખા ખોલવાના ફાયદા તથા (પાછળ) સારા માણસો પોતાના ગામમાં શાખા કાઢવા ઇચ્છે, તેમને તે કાર્યમાં સહાય આપવા સારુ એટલે કે તે ગામના લોકોનો મત કેળવવા સારુ થોડા દિવસ માટે સમાજસેવક, શિક્ષક, બારોટ, બોધક મંડળી વગેરેની બનતી સગવડ બેચાર દિવસ માટે પૂરી પાડવી. પરિણામે જો ગામલોકોનો અથવા ગામના ઉદાર શુભેચ્છકોનો વિચાર નક્કી થાય અને તે સંબંધી પ્રાથમિક ખર્ચ અને પ્રથમ વર્ષના ખર્ચ વગેરેનો પ્રબંધ કરી આપે, તો તે ગામમાં શાખાની સ્થાપના કરવી. તેનું નામ અમુક ગામની 'લોકસેવક સભા' કે જે ઠરે તે રાખવું. એ સમાજની યોજના તથા પેટા યોજનાઓ વિષેની પ્રાથમિક સૂચના નીચે પ્રમાણે છે:

### બંધારણ વગેરે

ઉપર જણાવેલી શાખા સભાની સ્થાપના માટે ગામ તરફની જે સભા ભરાય, તેમાં તે સભાના તમામ પ્રકારના વહીવટ માટે તે ગામના ખાસ લાગણીવાળા પ્રતિષ્ઠિત અને ચારિત્રશાળી સજ્જનોમાંથી એક પ્રમુખ, એક ઉપપ્રમુખ, એક ખજાનચી, એક મંત્રી અને એક ઉપમંત્રી, એમ પાંચ સજ્જનોની કમિટી ગોઠવવી. તે પછીની વાર્ષિક સભા સમયે સર્વ સભાસદો હોદ્દા છોડે અને

તેમાંના ફરી નીમવા જેવા ફરી નિમાય એમ ઠરાવવું અને તે સમય અગાઉ કમિટીમાં જગ્યા વધારવાની જરૂર જણાય અથવા તો કોઈ કારણસર જગ્યા ખાલી પડે, તો તે પૂરવાની સત્તા કમિટીને રહે.

પ્રમુખનુ કાર્ય જિલ્લા-સંસ્થામાં શાખા તરફના પ્રતિનિધિ તરીકેનું કામ તથા તે સંસ્થા સાથેનો સર્વ સંબંધ અને વહેવાર જાળવવાનું રહે. ઉપપ્રમુખનું કાર્ય ફંડ ઉઘરાવવાનું તથા તેની વ્યવસ્થા કરવાનું, ખજાનચીનું કાર્ય નાણાં તથા હિસાબ રાખવાનું અને મંત્રી તથા ઉપમંત્રીનું કાર્ય લોકો તરફથી શિક્ષણનો લાભ લેવાય તેવો યત્ન અને ગોઠવણ કરવાનું રહે.

### ગ્રામશિક્ષણાલય

લોકસેવાનાં અનેક કામો માટે ગ્રામશિક્ષણાલય તરીકે કોઈ એક ગામલોકને અનુકૂળ પડે તેવી અને આસપાસ છૂટવાળી તથા બને તો વૃક્ષની પણ સગવડવાળી જગ્યાની સગવડ કરવી જોઈએ. ધર્મશાળા, વાડી, મઠ, મંદિર, શિવાલય કે લાયબ્રેરી જેવાં સાર્વજનિક સ્થળોનો એકાદ સુરક્ષિત ભાગ આવાં કામ માટે મેળવી શકાય તો વધારે સારું. અને નહિ તો બીજા કોઈ સગવડપડતા ભાડાના મકાનની યોજના કરવી. આ સ્થળના હવાઉજાસવાળા ભાગમા દેશવિદેશનાં મહાન સ્ત્રીપુરુષોનાં અને તેમના જીવનના અસામાન્ય તથા બોધપ્રદ બનાવોનાં ચિત્ર ચારેતરફ ગોઠવી રાખવા તથા મહાત્માઓનાં અને મહાન ગ્રંથોમાંના અસામાન્ય અસરકારક વાક્યો તથા સુદ્રાલેખોના તખ્તાઓ ભીતે ચોડી રાખવા.

સભાઓ તથા વર્ગોના સમયે આસપાસની છૂટી જગ્યા તથા વૃક્ષોની છાયાનો ઉપયોગ થઈ શકે અને કસરતશાળાની ગોઠવણ પણ એ જ છૂટી જગ્યામાં કરી શકાય. ખુલ્લાં હવાઉજાસ ખાતર આ સ્થળ બનતાં સુધી ગામ પછવાડે અથવા તો બહારની બાજુએ રહે એ વધારે જરૂરી છે.

મુખ્ય સમાજસેવકે પ્રથમ ત્રણ વર્ષોના ખર્ચ, સ્થળ, સાહિત્ય તથા સ્વયંસેવકોની ગોઠવણ નીચેની વિગતે ઊભી કરવી જોઈએ.

## સાહિત્ય

કોઈ પણ કાર્ય કરતાં પહેલાં સાહિત્યની જરૂર છે. આ સાધનં ગદ્ય તેમ પદ્ય બંને પ્રકારનું સામાન્ય માણસો પણ સહેલાઈથી સમજી શકે એવું ઉચ્ચ અને સત્યભાવના પ્રેરનારું, અસરકારક, બહોળી તપાસણી અને ઊંડી માગણીથી પસંદ કરેલું, સેંકડો અને હજારો ગદ્યપદ્યોવાળું તેમ જ જનસમાજમાંના જુદાજુદા વર્ગો. જેમકે સ્ત્રી અને પુરુષ, બાળક અને વૃદ્ધ, ખેડૂત અને મજૂર, બ્રાહ્મણ અને અંત્યજ, શેઠ અને નોકર, ગરીબ અને ધનિક, શહેરી અને ગામડિયા, ભણેલા અને અભણ વગેરે વગેરે દરેક વર્ગ માટે ઉપયોગી થાય એવા જુદાજુદા અનેક પ્રકાર તથા વિષયોવાળું વાર્તા, ચારિત્ર, આખ્યાન, નિબંધ, ભાષણ, ઉપદેશ, ભજન, લાવણી, ગઝલ, ગરબા, છંદ, શ્લોક, સંવાદ, પ્રહસન વગેરે અનેક પેટા-પ્રકારોવાળું હોવું જોઈએ.

એ સાહિત્ય ભેગું કરવામાં કોઈ એક સારા સંગ્રહવાળી લાયબ્રેરીનો ઉપયોગ કરી જાતે શ્રમ લેવા ઉપરાંત ઉચ્ચ ભાવનાવાળા સજ્જનોની સહાયતા પણ એમાં બહુ કામની થઈ પડશે.

સારા આકર્ષક રાગોવાળાં અને દેશકાળને બંધબેસતા વિવિધ વિષયો તથા ઉત્તમ ભાવનાઓ અને ઉપદેશોવાળાં ભજન, ગઝલો, છંદો, શ્લોકો, લાવણીઓ અને બીજાં અનેક મનોહર રાગ-રાગણીવાળાં અસરકારક ગાયનોનો એક સારો જેવો સંગ્રહ ગુજરાતી તેમ જ હિંદીમાંથી ચૂંટી કાઢીને તૈયાર કરી શકાશે.

મીરાં, મહેતો, અખો, ધીરો, બાપુ, પ્રીતમ, પ્રેમાનંદ, સુરદાસ, કબીર, નઝીર, નાનક, દાદુ, તુલસી વગેરે હિંદી તથા ગુજરાતી ભાષાના મહાત્મા કવિઓને એમાં બને તેટલું વધારે સ્થાન આપવું. દલપત, કલાપિ, મણિલાલ વગેરે આધુનિક સુકવિઓની કવિતામાંથી, કેટલીક સંસ્થાઓનાં ખાસ પદ્યોમાંથી તેમ જ કેટલાંક નાટકોમાંથી પણ ઉચ્ચ ભાવનાવાળાં સરલ અને સચોટ ગાયનો નીકળી આવશે.

એવી જ રીતે ગુજરાતી અને હિંદીના ઉત્તમ ગદ્ય ગ્રંથોમાંથી તેમ જ મહાભારત, રામાયણ, પુરાણો, ટૉડનું રાજસ્થાન, રાસમાળા, પૃથ્વીરાજરાસો, મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રો વગેરે ગ્રંથમાંથી ઉત્તમ કક્ષાનાં અસરકારક આખ્યાનો, ચરિત્રો, વાર્તાઓ, ઉપદેશો, શ્લોકો, વાકયો, પેરાઓ વગેરે ચૂંટી કહાડીને તેનો ખહોળો સંગ્રહ કરવો. ખાસ જરૂરી વિષયો ઉપર નવીન સંવાદો, પ્રહસનો અને કવિતાઓ જેમની પાસે તૈયાર હોય અથવા જેઓ ઉત્તમ રૂપે તૈયાર કરી શકે તેવા હોય, તેમની મદદ પણ બહુ કામની થઈ પડે.

સારીસારી ચૂંટણીના સંગ્રહરૂપે નીકળી ચૂકેલાં પુસ્તકો પણ ઠીક સહાયક થઈ પડે.

સાહિત્યની ચૂંટણી જેમ બને તેમ સારામાં સારી, અસરકારક અને કોઈને ખાસ વાંધો ના આવે તેવી રીતની તૈયાર કરવી જોઈએ અને પ્રેમલા–પ્રેમલીના વિયોગસંયોગનાં ટાયલાંવિનાની સામાજિક અને ઐતિહાસિક વાર્તાઓ અને આખ્યાનોને પણ પૂરતું સ્થાન આપવું જોઈએ.

## ગ્રામસમાજની પેટા સભાઓ

ગામના મુખ્ય વિભાગો પાડીને તે વિભાગ, અથવા મહોલ્લાવાર, અથવા ગામમાં વસતા લોકોના વર્ગવાર કે પછી એ બન્ને પ્રકારોના ધોરણ પર પેટા સભાઓ નીચેની વિગતે સ્થાપી શકાય:

ધર્મસભા, અંત્યજસભા, સેવકસભા,
ખેડૂતસભા, મહાજનસભા, બાળસભા, (યુવકસભા)
સ્ત્રીસભા, ચર્ચાસભા, પર્વો અને જયંતીઓની સભાઓ.

આ દરેક સભાએ પોતપોતાના વહીવટ માટે એકેક પ્રમુખ અને મંત્રી ઠરાવવો. જેઓ પોતપોતાની સભાના વર્ગો ભરવાની તથા તેમને શિક્ષણનો લાભ મળે તેમ કરવાની અને ગ્રામ્ય સમાજને વાર્ષિક લાગા ઉઘરાવી આપવાની તજવીજ કરે.

ઉપલી દરેક સભાની સ્થાપના શરૂમાં જ કરવી, ન ફાવે તો ગ્રામ્યસભાના અધિકારીઓને સત્તા આપવી, કે પાછળથી તે તે વર્ગની જુદીજુદી સભાઓ મેળવીને તે દ્વારા ઉપલી પેટા સભાઓની સ્થાપના કરે. ગામની સામાન્ય સભાએ અને તે પછી દર વર્ષની વાર્ષિક સભાએ આ ઠરાવ પણ કરતા રહેવું કે ઘર ઉપર, પાક ઉપર, અથવા એકર ઉપર અમુક લાગો ગામના દરેક મનુષ્યે વહીવટી કમિટીને આપવો.

## શિક્ષક વગેરેની સગવડ

ઉપર પ્રમાણે ગોઠવણ થયા પછીથી ખર્ચની સગવડ મુખ્ય સંસ્થાને વિદિત કરીને તેના પ્રમાણમાં ગામ માટે શિક્ષણની વાર્ષિક યોજના મુખ્ય સંસ્થાની સંમતિપૂર્વક નક્કી કરવી. આ યોજનાને અનુસરીને બનતી ગોઠવણો મુખ્ય સંસ્થાએ પૂરી પાડવી; જેમ કે, ગ્રામ્ય સંસ્થા માટેનો સ્થાયી શિક્ષક એક વર્ષને માટે પૂરો પાડવો તથા પુરાણી, વ્યાસ, બારોટ, સમાજસેવક, વૈદ્ય અને ઉપદેશક મંડળી વર્ષમા અમુક અમુક દિવસ અથવા મહિના માટે મુખ્ય સંસ્થાની સગવડ હોય તે તે સમયે વારા–ફરતી પૂરાં પાડવા.

## નિયમિત શિક્ષણ

ઉપલી ગોઠવણને અનુસરીને હજાર બે હજાર મનુષ્યની વસ્તીવાળા એક ગામના એક શિક્ષક દ્વારા જે જે પ્રકારનું શિક્ષણ જે જે રીતે મળી શકે, તેની પ્રાથમિક રૂપરેખા નીચે પ્રમાણે છે

### ધર્મસભા તરફનો સવારનો સર્વસામાન્ય ધાર્મિક વર્ગ

આ વર્ગ ગામના શિક્ષણાલયમા, ધર્મશાળામા અથવા દેવ-મંદિરમા, સ્ત્રી, પુરુષો, બાળકો, વગેરે સર્વ માટે ખુલ્લો રાખવો. સ્ત્રીપુરુષોને બેસવાની જગ્યા વચ્ચે પડદાની યોજના હવા-ઉજાસને બાધ ન આવે-તેવી રીતે કરી રાખવી. આ વર્ગમા સ્ત્રી-પુરુષ બનતા સુધી નાહીપરવારીને આવે, તેવી સૂચના આપી

રાખવી અને જેઓ તેમ ન કરી શકે, તેમને માટે એમ ને એમ પણ આવવાની છૂટ રાખવી. આ વર્ગનો સમય સૂર્યોદયથી માંડીને એક કે દોઢ કલાકનો રાખવો.

૧. આ વર્ગમાં પ્રથમ ઈશ્વરસ્તુતિના કેટલાક સરળ શ્લોક, છંદ સર્વેએ સાથે ગાયા પછીથી ભગવદ્‌ગીતા અથવા તો એકાદશ સ્કંધ કે એવા કોઈ એક ધાર્મિક ગ્રંથનો એક અથવા અર્ધો અધ્યાય તેના અર્થ સહિત વાંચી જવો. તે પછી રામાયણ તેમ જ મહાભારતમાંથી ચૂંટી કહાડેલું કોઈ એક સદ્‌ગુણસદાચારનું અથવા બોધપ્રદ બનાવનું વાંચન કરવું. તે પછી ઇતિહાસો અથવા જીવન-ચરિત્ર પૈકી એકાદ બે નૈતિક, ધાર્મિક બોધયુક્ત અસરકારક બનાવોનું, સામાન્ય માનવધર્મનું, સામાજિક ટૂંકી કહાણીઓનું, તથા ધાર્મિક દૃષ્ટાંતોનું બનતું વાંચન તે તે વિષયને યોગ્ય ટૂંકા વિવેચન સહિત કરવુ. આ વાંચન શિક્ષકે જાતે જ કરવાનું ન રાખતાં ગામનાં ઉત્સાહી બાળકો, યુવકો તેમ જ પુરુષોને પણ તે બાબતમાં છૂટથી તક આપવી; પરંતુ કેવી છટાથી અને અસરકારક રીતે વાંચવું, એ બાબત તેમને એકાદ બે વાર ખાનગી રીતે શીખવી રાખવી જોઈએ. દરેક બાબત વંચાયા પછી તે બાબતમાં લેવાની સમજણ વગેરે સંબંધી વિવેચન કરવાનું તો શિક્ષકે પંડે જ રાખવું; છેવટે દશપંદર મિનિટ કોઈ સમયાનુકૂળ ઉપકારક વિષય પર શિક્ષકે બોલીને પછી સૌનું કરો કલ્યાણ, કે એવું કોઈ સાર્વજનિક પ્રાર્થનાનું કીર્તન સૌએ એકસાથે બોલીને વર્ગ પૂર્ણ કરવો. આવા વર્ગોમાં સાકાર, નિરાકાર વગેરેના વૃથા ઉહાપોહમાં ન પડતાં અધિકારભેદ બંને પ્રકારની ભક્તિ માટે ખરા છે, એ સમજણ પર રહેવું જોઈએ અને તેમાંના કોઈ પણ માર્ગે ચઢાયું છે કે નહિ તેની નિશાની તરીકે ખોટા રિવાજ, કુટેવ, દુર્ગુણ, વ્યસન વગેરેનો ત્યાગ કરવાની જરૂર અને સર્વનાં બંધુભાવ, દુઃખી પ્રત્યે દયાભાવ, પાત્રકુપાત્રનો વિવેક વગેરે સદ્‌ગુણો પાળવાની જરૂર ઉપર ખાસ ભાર મૂકવો જોઈએ.

ગામમાં કોઈ સદ્ગુણી વગાડનારાઓ હોય અને તેઓ આવા સામાજિક કામમાં ભાગ લઈ શકે તેમ હોય, તો તેમની પાસે શરૂઆતમાં અથવા છેવટે કોઈ એક એકાદ પદ પ્રભુપ્રાર્થનાનું અને એકાદ ગાયન કોઈ એક સમાજોપકારક બાબતનું અથવા કોઈએક કુપ્રથા દૂર કરવા સંબંધીનું ગવરાવવાનું રાખવાથી, તેઓને એક પ્રકારની સમાજસેવા કરવાની તક મળશે અને લોકોને મનોરંજક શ્રવણ મળશે. આ ઉપરાંત ગામનાં બાળકો તેમ જ યુવકોમાંથી પણ એકાદ પદ, અથવા સંવાદ કરાવવાની ગોઠવણ બનતાં સુધી રાખવી. આ પ્રકારથી તેમનો સભામાં આવવાનો તથા બોલવાનો સંકોચ દૂર થઈ કેટલીક જાહેર હિંમત વધવા સાથે સામાજિક બાબતોનો અભ્યાસ પણ તેમને થશે. શ્રોતાઓના હકમાં તો આવી વિવિધતાઓ વિશેષ આકર્ષક નીવડે એ દેખીતું જ છે.

## મહોલ્લા વર્ગ

ગામના મહોલ્લાવાર જે જે સભ્યો નિમાયલા હોય, તેઓ વારા-ફરતી અઠેક દિવસ પોતાના મહોલ્લા માટે મહોલ્લાના કોઈ ખુલ્લા ભાગમાં અથવા તો કોઈના મકાનની મોટી ઓસરી કે મેડા ઉપર કોઈવાર સ્ત્રીઓનો તો કોઈવાર પુરુષોનો વર્ગ ભરવાની સગવડ મહોલ્લાઓની સંખ્યાના પ્રમાણમાં અઠવાડિયે અથવા તો બે અઠવાડિયે એક વખત કરે, એવી યોજના ગોઠવી રાખવી. સ્ત્રીપુરુષો ઉભયનો વર્ગ પડદાની કે એવી કોઈ ગોઠવણ કરીને એકીવેળા ભરવામાં આવે તોપણ ઠીક; પરંતુ દેશરીતિ, સાંભળવાની સગવડ વગેરે કારણોને લીધે વારાફરતી જુદાજુદા વર્ગો ભરવાનું જ લોકો વધારે પસંદ કરશે. આ વર્ગ ભરવાનો સમય સાધારણ રીતે બપોર પછીથી.........સુધીમાં.........કલાક જેટલો રાખવાથી શિક્ષકને તેમ જ લોકોને વધુ અનુકૂળ થઈ પડશે. આ પ્રમાણેના વર્ગ માટે શિક્ષણની યોજના કેવી રાખવી તે વિષે થોડીક હકીકત.

क–स्त्रीवर्ग

સ્ત્રીવર્ગને અવકાશ મળે, તેવો બપોરના ત્રણ કે......વાગે નીચેની બાબતો વાંચી સંભળાવવી:

પુરાણ અથવા અન્ય કોઈ સારા ગ્રંથમાંથી પત્નીધર્મ અને પતિવ્રતનાં વર્ણન; દૃષ્ટાંત અને મહિમા; પતિવ્રતા સ્ત્રીઓનાં એકાદ બે ટૂંકાં જીવનચરિત્ર; એકાદ બે ટૂંકી સામાજિક વાર્તાઓ તેમ જ સ્વચ્છતા, આરોગ્ય, સદાચાર, સ્ત્રીધર્મ, પ્રભુપ્રાર્થના, ગર્ભિણીના આચાર, સારી સંતતિ ઉત્પન્ન થાય તેમ કરવાની જરૂર અને તેને સહેલા સાદા ઉપાય તથા તે પ્રકારના બનાવોનાં દૃષ્ટાંત ઉત્પન્ન કરવાનાં સાધન અને દૃષ્ટાંત, બાળઉછેર, માંદાની ચાકરી, રોગો થવાનાં કારણો અને તે ન થવા પામે તેવા આચાર; મુખ્ય રોગો થયા પછી તેને માટેની સામાન્ય દવાઓ, પરેજી અને રોગીની સંભાળ, રોજના સામાન્ય આચાર, દળવું, ખાંડવું, પાણી ભરવું, ધોવું, નવરાવવું વગેરે શરીરશ્રમનાં કામો જાતે કરવાના ફાયદા અને બીજા પાસે કરાવવાના ગેરફાયદા; બાળકોને કહેવાતી નાની, મીઠી અને બોધપ્રદ વાર્તાઓ, પુત્રીશિક્ષા, પતિ, વડીલ, બાળકો, અતિથિ વગેરે પ્રત્યેના ધર્મ; નિત્યનો સામાન્ય આચાર અને સૂવા તથા ઊઠવાના સમયે કરવાની પ્રભુપ્રાર્થના; દાન, પુણ્યનો મહિમા અને પાત્રકુપાત્રનો વિવેક, સારી અને નઠારી સંગત, ટેવો, તથા રિવાજોનું વર્ણન અને તેના ફાયદા–ગેરફાયદા; મરચાં, અથાણાં વગેરે બહુ ખાવાથી આગળ જતાં થતા આંખોના, માથાના તથા દાંત વગેરેના રોગ; રાંધવામાં, ખાંડવામાં, દળવામાં, વાળવામાં, લીપવામાં, ચાલવામાં, બળતણ બાળવામાં, કીડીમકોડી વગેરે જીવોની હિંસા ન થાય અને માંકડ, જૂ, ડાંસ, મચ્છર, વીંછી, સાપ, ગરોળી વગેરે દુઃખદાયક જીવોની કનડગતમાંથી બચવા માટે કેવી સુઘડતા અને સ્વચ્છતા રાખવી જોઈએ; વૃથા કૂથળીઓ અને વઢવાડોમાં જતો વખત, વાંચતાં શીખવાથી કેવી રીતે જ્ઞાન મેળવવામાં ગાળી

શકાય અને જ્ઞાન મેળવવાથી કેવાકેવા લાભ થાય છે તથા અજ્ઞાન રહેવાથી કેવાંકેવાં નુકસાન છે; યુરોપ–અમેરિકાની કન્યાઓ તથા સ્ત્રીઓ, માતા, પિતા, પતિથી વિશેષ સ્વતંત્ર રહેવાથી તેમનામાં વ્યભિચારનો દુરાચાર કેટલો બધો ફેલાયલો છે; દેશની હાલની દશાને લીધે મોટી ઉંમરનાં છોકરાછોકરીઓ સાથે ભણવા–રમવાથી કુસંસ્કારો જાગે છે; રાંધવામાં, દળવામાં, પાણીમાં, માંજવામાં, કપડાં ધોવામાં કેવીકેવી જાળવણી અને આવડતની જરૂર છે; સાદા અને સાત્વિક આહારથી તનમનની આરોગ્યતામાં થતો વધારો તથા રાજસિક, તામસિક અને વાસી ખોરાકનાં નુકસાન; શરીરની, બાળકોની, ઘરની, આંગણાંની, કપડાંલતાં અને ગોદડાં વગેરેની સ્વચ્છતાના ફાયદા અને અસ્વચ્છતાનાં નુકસાન; અતિથિસત્કાર, વડીલસેવા, પતિસેવા અને સંતાનસેવાના તાત્કાલિક પરિણામી ફાયદા; રત્નેગણી અને ખર્ચાળ વસ્ત્રાલંકારનાં નુકસાન; છોકરાંને બીવરાવીને, કેકી ગોળી વગેરે ખવરાવીને ચૂપ રાખવાં કે ઉંઘાડવાં તેનાં નુકસાન અને સારાંસારાં હાલરડાં અથવા ભજનો ગાઈને રાજી કરીને ઉંઘાડવાથી તેમના હકમાં તથા માતાના હકમાં થતા ફાયદા; સારાંસારાં સ્તોત્ર, ધોળ, પદ, ગરબા, ગીત, આખ્યાનો તથા વાર્તાઓ કંઠે કરવાનાં તથા પોતાનાં સંતાનોને શીખવવાના ફાયદા; લગ્નો અને ગોરિ સમયે હલકાં ગીતને બદલે સારાં ગીતો ગાવાના ફાયદા; ગરબે રમવું, રાસ લેવા, માટલીથી રમવું, કૂદડીની રમત અને બીજી સ્ત્રીઉપયોગી રમતગમતોમાં મહોલ્લાની ખુલ્લી હવામાં દરરોજ રાતનો શરૂનો વખત ગાળવાની જરૂર; બાળકોને ભણાવવાના અને છૂટથી રમવા દેવાના ફાયદા, અને અભણ રાખવાના અને કુસંગમાં પડવા દેવાના ગેરફાયદા; રાત્રે સૂતી વખતે અને સવારે ઊઠતી વખતે પ્રભુપ્રાર્થના કરવાની અને બાળકોને પણ તેવી ટેવ પાડવાની જરૂર, સીવવું, ગૂંથવું, દળવું, રાંધવું, ખાંડવું, દળવું, નવરાવવું, ઓઢવું, પાણી ભરવું, ઈત્યાદિ કામો શીખવાથી, બાળકોને શીખવવાથી તથા જાતે કરવાથી અને તેમની પાસે

કરાવવાથી પોતાના આરોગ્ય વગેરેમાં, ઘરના મનુષ્યોના હકમાં થતા ફાયદા અને તે નોકરો પાસે કરાવવાથી થતાં નુકસાન; એઠેલ સ્ત્રીઓનાં આરોગ્ય, ગર્ભાવસ્થા અને સુવાવડનાં દુઃખોમાં થતો વધારો; ગર્ભ રહ્યા પછી સારાં ચિત્રો તથા જીવનચરિત્રોના સહવાસથી અને તેવા ઉત્તમ ગુણરૂપવાળાં સંતાનો પોતાને થાય, એવા વિચાર અને ઇચ્છા, તથા પ્રભુપ્રાર્થના કરતાં રહેવાથી તેવાં જ સંતાન નીવડે છે. એ પ્રકારનાં પુસ્તકોનું વાંચન, નાની ઉમરમાં બાળકોનાં લગ્ન કરવાથી અને કન્યા તથા પતિની ઉંમરમાં ચારપાંચ વર્ષનો ફેર નહિ રાખવાથી તથા વીશ વર્ષની ઉંમરે પહોંચ્યા અગાઉ, કન્યાને સાસરે મોકલવાથી, તેમના હકમાં તથા તેમની સંતતિના હકમાં થતાં નુકસાન.

ख. पुरुषवर्ग

આ વર્ગમાં નીચલા વિષયો ઠીક થઈ પડે.

પુરાણ અથવા એવા કોઈ ગ્રંથમાંથી ગૃહસ્થધર્મ, અથવા સામાન્ય માનવધર્મનું વાંચન, કોઈ એક અસામાન્ય ઐતિહાસિક બોધપ્રદ બનાવ; કોઈ એક ઉત્તમ જીવનચરિત્રનું સામાજિક ટૂંકી વાર્તાનું, તેમ જ ધાર્મિક, નૈતિક દૃષ્ટાંતનું વાંચન કરવા ઉપરાંત નીચલામાંના વિષયો દરવખતે અકેક લઈને વાંચનથી, વિવેચન વગેરેથી બનતા પ્રકારે સમજાવવા; અને તે સંબંધી ધર્મશાસ્ત્રો વગેરેમાંના શ્લોકો તથા મહાત્માઓનાં વચનો અને ભજનોનાં પ્રમાણ છૂટથી આપતા રહેવું. આ વિષયોની થોડીક યાદી આ પ્રમાણે છે: રોવું, કૂટવું, બારમાં ખાવાં, જુવાન પાછળ વરા કરવા, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કન્યાવિક્રય, વરવિક્રય, સાટાંત્રેખડાં, સુવાવડી સ્ત્રીઓને અંધારામાં અને ગલીચ જગ્યામાં રાખવી વગેરે ખરાબ રિવાજોનાં નુકસાન અને તેને બદલે સારા રિવાજોની જરૂર; અજ્ઞાન, અભણ અને અસ્વચ્છ રહેવાનાં નુકસાન; બાળકબાળકીઓને નિશાળે મોકલવાના ફાયદા; મોટી ઉંમરે પણ સ્ત્રીપુરુષોએ લખતાંવાંચતાં શીખવાના ફાયદા,

આરોગ્યતા, સ્વચ્છતા, ધાર્મિકતા, પ્રભુપ્રાર્થના, સરળતા, ઉદારતા, એકપત્નીવ્રત, સદાચાર વગેરેના ફાયદા: કેટલાક મોટા રોગો થવાનાં કારણો અને તેમને થતા અટકાવવાના સાદા ઉપાય; ખેતીવાડીની મહત્તા, તથા હાલ પાક ઊતરી જવાનાં કારણો અને તે દૂર કરવાના ઉપાયો; ઝાડ ન કાપી નાંખવાના અને નવા ઉછેરવાના લાભ, ફળ અને કંદની ખેતી; ઇત્યાદિ ઇત્યાદિ વિષયોનું વાંચન, 'મહાકાળ' માસિકમાંથી, રામતીર્થ અને વિવેકાનંદ ઇત્યાદિ મહાન પુરુષોના લેખોમાંથી, સ્માઇલ્સ, માર્ડન અને બીજા ઉમદા લેખકોના હૃદયોત્તેજક લેખોમાંથી જે સમયે જે જે ઠીક થઈ પડે તેમ હોય તે તે વિષયોનું વારાફરતી વાંચન; અત્યંજવર્ગ તથા મજૂરવર્ગના ઉપકાર, સદ્‌ગુણ, ગરીબાઈ, સેવા વગેરેનું વર્ણન તથા તેમના તિરસ્કાર ન રાખતાં તેમના ભલા માટે અને શિક્ષણ માટે કાળજી રાખવાની ધાર્મિક અને સામાજિક દૃષ્ટિએ અનિવાર્ય ફરજ; મુસલમાન, ખ્રિસ્તી, પારસી, જૈન વગેરે અન્ય ધર્મવાળાઓ પ્રત્યે તેમ જ હિંદુધર્મમાંના જુદાજુદા વિભાગો પ્રત્યે એકબીજાએ દ્વેષ અથવા વેરભાવ ન રાખતાં પ્રેમ અને ઐક્ય વધારવાની જરૂર, તથા સર્વ ધર્મોના હેતુ તેમ જ પ્રેમ અને ઐક્ય વધારવાની જરૂર, તેમ જ મુખ્ય નીતિઓ પણ એકબીજાને મળતી, અને એક જેવી જ છે. તથા તે તે ધર્મના સ્થાપનારાઓ પણ તે તે દેશ અને કાળને અનુસરીને ઈશ્વરે જ પેદા કરેલા હોઇને તેઓ મહાન પુરુષો હતા એવી સમજૂત.

## રાત્રીના વર્ગ

**રાત્રીશાળા**—રાત્રે બે કલાક સાતથી નવ રાત્રીશાળા ચલાવવી. દિવસે શાળામાં ન મોકલી શકાતાં હોય તેવાં બાળકોને તેમ જ મોટી ઉંમરવાળાઓને લખતાંવાંચતાં, આંક તથા સરવાળા, બાદબાકી અને તે પછી સારાં ધાર્મિક તથા સામાજિક ભજન અને સંવાદ શીખવવા. અને છેવટે એકાદ નાની સરખી વાર્તા અથવા ચરિત્ર કે ધાર્મિક દૃષ્ટાંત વાંચી સંભળાવી, તેમાંથી શી સમજણ લેવાની છે,

તે ટૂંકમાં સમજાવ્યા બાદ પ્રણામાર્થનાનું એકાદ ટૂંકું ભજન સર્વ શીખનારાઓની સાથે ગાઈને વર્ગ સમાપ્ત કરવો.

## અઠવાડિક વર્ગો

ઉપર દરરોજના સામાન્ય વર્ગ વિશે જે હકીકત જણાવી છે, તે ઉપરાંત ખેડૂત, બાળક, યુવક, અંત્યજ તથા ભીલ લોકોનો વર્ગ તેમ જ સ્ત્રીઓનો વર્ગ મળીને છ વર્ગ ગોઠવવા અને તે દરેક વર્ગ અઠવાડિયાના છ દિવસમાં એકેક દિવસ ચલાવવો. સવારનો ધાર્મિક વર્ગ પૂરો થયા પછીથી આ વર્ગ ખાતે એકથી દોઢ કલાક ગાળવાની શિક્ષકે યોજના રાખવી.

મુસલમાન બંધુઓ માટે પણ કાંઈ ગોઠવણ થઈ શકતી હોય તો વધુ સંતોષની વાત છે; પરંતુ ધર્મ, રૂઢિ, માન્યતા વગેરેના ભેદો તરફ જોતાં, તેઓ માટે ખાસ જુદી જ ગોઠવણ અને યોજનાની જરુર છે. હાલની યોજના સફળ થતાં આપોઆપ જ મુસલમાન બંધુઓનું લક્ષ તે તરફ ખેંચાઈને પોતાના ધર્મ, રિવાજ ઈત્યાદિને અનુસરતી યોજના કરવાને તેઓ પ્રેરાશે.

હવે ખાસ વર્ગોના વિષય પર આવીએ. ગ્રામ્ય સંસ્થાના સભ્યો મહોલ્લાવાર નીમતી વખતે એક બે સભ્યો એવા પણ તેમાં નીમવા, કે જેઓ આ ખાસ વર્ગો તરફ ખાસ લાગણી ધરાવનારા અને તેમના હિતમાં ઉત્સાહથી ભાગ લેવાને તત્પર હોય. આ ખાસ વર્ગોની ગોઠવણ વિશેના થોડાક પ્રાથમિક વિચારો નીચે પ્રમાણે છે:

૧. ખેડૂત વર્ગ—આ વર્ગ દ્વારા ખેતીવાડીના સંબંધમાં તેમ જ ખેડૂતોના સંબંધમાં તેમની જાણમાં લાવવા જેવી જુદીજુદી બાબતો વાંચનથી તેમ જ બીજી દરેક બનતી રીતથી તેમના લક્ષ્યમાં લાવવી જોઈએ. તેઓ પોતે લખતાં-વાંચતાં શીખે તથા પોતાનાં બાળકોને શીખવે, એ મુદ્દો તેમ જ ખેડૂતોની આગળ સારી હાલત હતી અને હવે બગડી ગઈ તેનું કારણ નસીબ અથવા સમય નથી; પણ તેમનું પોતાનું અજ્ઞાન, આળસ અને બીજાં કેટલાક દેખીતાં કારણો છે.

અને અમુક અમુક ઉપાયોથી તેમની પાછી સારી હાલત થઈ શકે તેમ છે, વગેરે જે જે બાબતો તેમને માટે ઉપકારક હોય તે તે તેમના મન પર ઠસાવતા રહેવુ જોઈએ.

૨. અંત્યજ વર્ગ—આ વર્ગ તેમના મહોલ્લામાં અથવા આસપાસના કોઈ એક વૃક્ષને છાંયે બેસીને અને ગામના લોકની તેમ જ શિક્ષકની પોતાની આભડછેટની લાગણી દુ:ખાય નહિ એવી રીતે ચલાવવો જોઈએ. આ વર્ગને ઘણેખરે ઠેકાણે પાણીનું બહુ જ દુ:ખ હોય છે, કેમ કે સામાન્ય કૂવાઓ ઉપર તેમને પાણી ભરવા દેવામાં આવતું નથી; માટે આ પ્રકારનું દુ:ખ જ્યાં જ્યાં જણાય, ત્યાંને માટે મુખ્ય સંસ્થાને શિક્ષકે ખબર આપવી જોઈએ અને મુખ્ય સંસ્થાએ આ બાબતની જાહેરખબરો વર્તમાનપત્રો દ્વારા વિના ખર્ચે છપાવવાની મહેનત લેવી જોઈએ. એકાદ નાની પણ પાકી કૂઈ ખાસ અંત્યજો માટે જ બંધાવવાના કાર્યમાં તે લોકો પોતે પણ શારીરિક શ્રમની પૂરતી મદદ વારાફરતી આપશે, અને ખર્ચ માત્ર કડિયાનું તથા ઈંટચૂનાનું વગેરેનું જ રહેશે. જે પાછળ સાધારણ રીતે ૨૦૦) રૂપિયાનો ખર્ચ પૂરતો થઈ પડશે. જે પૂરો પાડનાર ઉદારાત્માઓ અનેક નીકળી આવશે. વાચક ! દયાળુ પુરુષો માટે કેવાં કેવા કાર્યો પડ્યા છે ! તારા ગામમા આવુ દુ:ખ છે કે નહિ તેની તપાસ કરીશ ? આગળ પડીને થોડાક પ્રયત્નો કરવાથી આ અતિ દયાપાત્ર માનવબંધુઓની જે આશિષ તુ મેળવી શકશે, તેથી પ્રભુ તારું ભલું કરશે. સોબસો રૂપિયા આવા કામ માટે એકઠા કરવા એ અશક્ય વાત નથી. એ વિષેની ખાતરી આવુ એકાદ કાર્ય ઉપાડી લેવાથી તને થયા વિના રહેશે નહિ.

આ અંત્યજ વર્ગને આપવાના શિક્ષણ પૈકીના કેટલાક મુદ્દાઓ નીચે પ્રમાણે:

(૧) દરરોજ દાતણ કરવું.

(૨) વાળવા વગેરેના કામમાથી પરવાર્યા પછી નહાવુ તથા કપડાં ધોવાં.

(૩) મરેલાં અથવા જીવતાં જનાવરોનું માંસ ખાવું નહિ.

(૪) માણસ અથવા જાનવરના મુડદાને ઠેકાણે નાખ્યા પછી નહાવું-ધોવું.

(૫) શૌચ જઈ આવ્યા પછી જળ-માટીથી હાથપગ ધોવા.

(૬) આંગણે તુલસીક્યારો રાખવો. અને નાહી પવિત્ર થયા પછી તેને જળ ચડાવી ભગવદ્સ્મરણ કરીને જ ખાવું.

(૭) બાળલગ્ન થતાં હોય તો બંધ કરવાં.

(૮) લખતાં, વાંચતાં અને ગણતાં શીખવું. (શિક્ષક તે તેમને દૂરથી શીખવી શકશે.)

(૯) સવારે ઊંઘમાંથી જાગતી વખતે, બપોરે અને રાત્રે નિયમિત પ્રભુપ્રાર્થના કરવી.

(૧૦) સારાં ભજન-કીર્તન શીખવાં; અને રોજ રાત્રે અવકાશે ગાવાં. તથા અગિયારશ, પૂનમ અને ધાર્મિક પર્વોના દિવસોએ સ્ત્રીપુરુષોએ ગરબા તથા રાસ રમવા અને ગાવા.

(૧૧) અંત્યજવાડામાં કોઈ તેઓમાંના એક વાંચી જાણનારે રોજ સવાર, રાત અથવા ત્રીજા પહોરના સમયે નજીકના વૃક્ષની છાંયે બેસીને સર્વને એકાદ કલાક ધાર્મિક, સામાજિક અને આરોગ્યબોધક વાંચન વાંચી સંભાળવવાનું રાખવું. (આ કામને માટે સારાં પુસ્તક પૂરાં પાડનારા પ્રભુ મોકલી આપશે જ.)

(૧૨) અંત્યજ લોકોમાં વિશેષ કરીને ભંગીની જાતિમાં ઘૂસી બેઠેલી અયોગ્યતાઓમાં સર્વથી હલકી વાત એ છે, કે છેક નજીવી બાબતો માટે ઘરમાં, સગાંમાં, અને પાડોશીઓ વચ્ચે હલકી ગાળો ભાંડી તથા બૂમબરાડા પાડીને તેઓ લડ્યા કરે છે અને સામાન્ય બોલીમાં પણ અતિ નીચ ભાષા વાપરે છે. આ હલકાઈ માટે તેમને ભાર મૂકીને ઉપદેશ આપવો જોઈએ.

૩. સામાજિક ચર્ચાનો વર્ગ—કોઈ પણ વાંચેલા અથવા સાંભળેલા વિષય પર પરસ્પરમાં ચર્ચા કરવાથી તે વિષય સારી રીતે

સમજાય છે અને મનમાં ઊંડો ઊતરે છે; માટે દરેક સ્થળે આ વર્ગોની ખાસ અગત્ય સમજવી જોઈએ. બાળકોથી માંડીને વૃદ્ધો સુધીના જેમને પણ ચર્ચા કરવામાં અથવા તો સાંભળવામાં ભાગ લેવો હોય, તેમને સર્વને માટે આ વર્ગ ખુલ્લો રાખવો. ગામની આરોગ્યતા, સ્વચ્છતા, કેળવણી, ખેતી, રીતરિવાજ, ઇતિહાસ અથવા તો દેશ સંબંધી બાબતો જેવી કે હિંદની આગલી જાહોજલાલી, પાછળથી સ્થિતિ બગડવાનાં કારણો ઇત્યાદિ. વળી વર્તમાન સમયમાં માસિકો, વર્તમાનપત્રો વગેરેમાં ચર્ચાતી જુદીજુદી સામાજિક તથા ધાર્મિક બાબતો વગેરેમાંથી ચર્ચા માટે જે તે એક વિષય એક દિવસ અગાઉ નક્કી કરીને ચર્ચા માટેનો મુકરર દિવસ આવતા સુધીમાં ચર્ચા માટે તૈયારી કરી લેવાની તક લોકોને મળે તેમ કરવું, અને જેની પણ મરજી હોય તેને ચર્ચામાં ભાગ લેવાની થોડીથોડી મિનિટ તક આપવી, ચર્ચા પૂરી થયા પછીથી ચુકાદો આપનાર પંચ તરીકે બે માણસોને પ્રથમ-થી જ નીમી રાખેલા હોય તેમણે ચુકાદો આપવો અને છેવટે પ્રમુખ અથવા શિક્ષકનું યોગ્ય વિવેચન તે ઉપર થયા પછી નવી ચર્ચા માટે વિષય નક્કી કરીને ઈશ્વરસ્તુતિ કર્યા બાદ સભા બરખાસ્ત કરવી. ચુકાદો કરનાર બે માણસો વચ્ચે મતભેદ પડે તો શિક્ષક અથવા પ્રમુખે પોતા તરફનો મત ઉમેરીને છેવટનો નિર્ણય લાવવો.

૪. સ્ત્રીવર્ગ—અગાઉ મહોલ્લાવારી વર્ગના પેટામાં તે મહોલ્લાની સ્ત્રીઓનો વર્ગ પણ આવી જાય છે; પરંતુ ગામની સર્વ સ્ત્રીઓ એકત્ર થઈ અવણનો લાભ મેળવે એવી ગોઠવણ પણ અઠવાડિયે એકવાર કરવી જોઈએ. આ વર્ગ માટેના વિષયો ઇત્યાદિ માટે આગળ મહોલ્લા વર્ગમાં હકીકત આવી ચૂકી છે. આ વર્ગમાં સ્વયંસેવક બાળકોને પ્રબંધ માટે રાખવા; ઉપરાંત અન્ય પુરુષોને હાજર રહેવા દેવા નહિ. તેમ જ વાંચન તથા ચર્ચામાં લખીવાંચી જાણનારી સ્ત્રીઓ વધુ ભાગ લે તેમ કરવું, અને શીખવવું.

૫. બાળકવર્ગ—આ વર્ગ બને ત્યાં સુધી રવિવારે જ એકાદ-બે કલાક માટે ભરવો; અને તેમાં બાળકોને ખાસ રસપ્રદ તથા બોધપ્રદ થઈ પડે એવા ટુચકાઓ, બનાવો, વાર્તાઓ, ચરિત્રો, કવિતાઓ, સંવાદો વગેરે વાંચવાં, વંચાવવાં, કહેવાં તથા શીખવવાં. મન દઈને ભણવાના ફાયદા, અભણ રહેવાનાં નુકસાન, સ્વચ્છતા અને આજ્ઞાપાલકતા, સામાજિક, નૈતિક અને આર્થિક ઉન્નતિની ભાવનાઓ, બાળકોનાં પરોપકારનાં દૃષ્ટાંત, દેશાભિમાન, દેશસેવા તથા રાજ્યસેવાની ભાવનાને જગાડે તેવાં સાદાં નાટકો, ગાયનો અને દૃષ્ટાંત, (અમેરિકાનાં બાળકોને આવી ભાવનાઓવાળું શિક્ષણ અપાય છે, તે આ બાબત માટે ઘણું મનનીય, અને અનુકરણીય છે.) અને એ જ ધોરણ પર દેશની અનેકવિધ સામાજિક સેવાનાં નાટક-ગાયન વગેરે યોજી શકાય.

દેશના પ્રાચીન, ઐતિહાસિક તથા વર્તમાન યુગના મહાન પુરુષો કે જેમનાં ચિત્ર તે સ્થળે ટાંગી રાખેલ હોય, તેમાંથી દર વખતે એકાદ પુરુષ વિશેની ટૂંકી માહિતી અને તેની મહત્તાના કારણરૂપ કયો ખાસ દેખીતો ગુણ તેનામાં હતો, તે વિષેની સમજૂતી દર વખતે વારાફરતી અપાતી રહે.

પ્રભુપ્રાર્થનાના ફાયદા બાળકો સમજી શકે એવી રીતે તેમને સમજાવવા અને પ્રાર્થનાનું એકાદ સારું ભજન અથવા સ્તોત્ર, ખુલાસાવાર સમજાવીને તે દરેક બાળકને મોઢે કરાવી રાખવું, અને દરેક પ્રસંગે વર્ગ ખલાસ કરવા સમયે એકી અવાજે તે સર્વ પાસે ગવરાવવું. આ ભજન દરરોજ સૂતી વખતે મોઢેથી અથવા મનમાં દરેક બાળકે ગાઈને પ્રભુની પ્રાર્થના કર્યા વિના ઊંઘવું નહિ, એ વાત તેમના મન પર ઠસાવવી, તથા દરેક સભા વખતે એ વિષેની પૂછપરછ કરવી. વડીલની રજા લઈને ગામમાં ચાલતા સેવક વર્ગ વખતે હાજરી આપવાથી તથા તે વર્ગમાં મેમ્બર થવાથી થતા ફાયદા સમજાવવા.

૬. સેવકસભા તરફનો સમાજસેવાનો વર્ગ—આ વર્ગમાં પણ દરેકને ભાગ લેવાની અને જેની પણ ઇચ્છા હોય તેને સેવકસભામાં સભાસદ થવાની છૂટ આપવી. નીચેની કે જે કાંઈ કરે તે પ્રતિજ્ઞાઓ કબૂલ કરી પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરી આપવાથી સભાસદ થઈ શકાય એવું ધોરણ રાખવું.

(૧) હું ઈશ્વરને હાજર જાણીને ખરા અંતઃકરણથી કબૂલ કરું છું, કે સેવક વર્ગનો સભ્ય થવા માટે નીચે પ્રમાણે વર્તવાને હું મારું બનતું કરીશ.

અ રોજ સવારે ઊઠતી વખતે અને રાત્રે સૂતી વખતે ઈશ્વરને એવી પ્રાર્થના કરીશ, કે "હે પ્રભુ! આપમાં સર્વ જ્ઞાન, સર્વ શક્તિઓ અને ઐશ્વર્ય રહેલું છે. આપ સર્વ જગ્યાની પેઠે મારા અંતરમાં પણ છો અને મારી પ્રાર્થના સાંભળી રહ્યા છો, માટે હે જગપતિ! મારું, મારાં માતપિતા–ભાઈભાંડુઓનું, મારા દેશનું અને જગતના સર્વ પ્રાણી–પદાર્થોનું કલ્યાણ કરો. અને અમને સર્વને સદ્બુદ્ધિ આપો, કે જેથી અમે અમારો ખરો સ્વધર્મ અને આપનો કલ્યાણકારી મહિમા સમજી શકીએ, અને તેને અનુસરતી રીતે ચાલીને અમારો વ્યવહાર અને પરમાર્થ સુખી અને સફળ બનાવી શકીએ.

બ મારા વડીલો અને શિક્ષકની આજ્ઞાનું પાલન કરીશ. અને તેમ કરવામાં અડચણ નહિ આવે એવી રીતે સેવકસભાના પ્રમુખ, મંત્રી અથવા તો મારા ઉપરી તરીકે નિમાયલા જે પણ માણસ મને જે કામ કરવાનું કહેશે તે કામ દરરોજ અર્ધો કલાકને હિસાબે રોજરોજ અથવા તો બેચાર દિવસે સામટું કરવા કહેશે તો સામટું બજાવીશ.

ક પ્રભુ સર્વ કોઈના પિતા હોવાથી સર્વ પ્રાણીઓને મારા ભાઈ–બહેન તરીકે સમજીને તેમના તરફ સ્નેહ રાખીશ અને આખા દિવસમાં થઈ ને ઉપલા પ્રકારનું અથવા તો બીજું પરહિતનું

નાનું કે મોટું એક પણ કાર્ય હું અવશ્ય કરીશ. અને તેવો યોગ નહિ આવે, તે દિવસે ઉપર જણાવેલી પ્રાર્થના એકને બદલે બેવાર કરીશ.

૭ કોઈ મનુષ્ય પારકા ધર્મનો, દેશનો કે જાતનો હોય તેટલા જ માટે તેને હલકો ગણીશ નહિ. અને અસત્ય અથવા કોઈને પણ દુઃખ થાય એવું કથન કે કામ કદી પણ કરીશ નહિ. જો અજાણતાં કે ગુસ્સામાં તેવું થઈ જશે, તો તેને માટે તેની પાસે તેમ જ પ્રભુની પાસે માફી માગીશ. અને ફરી તેવું ન થાય તેમ કરવાની વધારે કાળજી રાખીશ."

વૃદ્ધો, દશ વર્ષની અંદરનાં બાળકો, રોગી તેમ જ સ્ત્રીવર્ગ માટે માત્ર ઉપર જણાવ્યા જેવી પ્રાર્થના જ રાત્રે સૂતી વખતે તથા સવારે જાગતી વખતે કરવાનું ફરજિયાત રાખવું; કારણ કે આ પ્રાર્થના પણ પરોપકાર જ છે.

(૨) આ સેવકસભાનો વર્ગ ચલાવવામાં સમાજસેવા સંબંધી પુસ્તકો તથા બનાવોનું વાંચન, બીજા સારાસારા દેશોમાં કેવીકેવી નાનીમોટી સમાજસેવા બજાવવામાં આવે છે, તથા તે પાછળ કેટલો બધો આત્મભોગ આપવામાં આવે છે; આપણે તે દેશમાં એમાંનું તેમ જ બીજું શું શું કરવાની જરૂર છે, અને તેમાંનું શું શું કેટલા પ્રમાણમાં આ સભાના સભાસદો સહેલાઈથી બજાવી શકે તેમ છે, તે વિશેની ચર્ચા કરવી, ઠરાવો કરવા અને અમલ કરવો.

(૩) સભાસદોનું શરીરબળ, જ્ઞાનબળ, ચારિત્ર્યબળ અને સાહસ વધે, તેવી સૂચનાઓ વાંચન, ચર્ચા અને ક્રિયાઓથી શીખવવી તથા કરાવવી.

(૪) શુદ્ધ, સ્પષ્ટ, અને અસર થાય તેવી રીતે વાંચતાં શીખવવું; પરોપકારના ફાયદા બીજાઓને પહોંચવા સાથે પરોપકાર કરનારના પોતાના હકમાં પણ કેવી કેવી રીતના તાત્કાલિક તેમ જ પરિણામી અને આ લોક તથા પરલોક સંબંધી ફાયદાઓ થાય છે. અને માત્ર સ્વાર્થમાં જ મંડ્યા રહેનારા મનુષ્યો તેમ જ અસત્ય આચરણ કરીને

સ્વાર્થ સાધનારા મનુષ્યોની તથા નિર્દય મનુષ્યોની લૌકિક તથા પારલૌકિક શી ગતિ થાય છે; તે વિષયનું વાંચન-ચર્ચા વગેરે કરાવવું.

(૫) કેટલાક લોકો જન્મથી જ સુખી હોય છે, તો કેટલાક દુઃખી હોય છે, તેમ શાથી અને તે વિશેનું વાંચન તથા ચર્ચા કરાવવી.

(૬) તરવાની તથા બીજાઓને ડૂબતાં બચાવવાની અને બચાવીને બહાર કહાડેલા આદમીના ઉપચાર કરવાની વગેરે બાબતો શીખવવી.

(૭) ગામના જુદાજુદા મહોલ્લા તથા રસ્તાઓની સ્વચ્છતા બાબત શું શું કાળજી અને પ્રયત્ન રાખી શકાય; તથા જુદીજુદી ઋતુઓને લગતા રોગો કેવી કેવી જાળવણી અને ઉપાયોથી અટકાવી અથવા મટાડી શકાય, તે બાબતની માહિતી અને ચર્ચા કરાવવી. તથા વખતોવખત લોકોમાં મહોલ્લેમહોલ્લે જઈને તેવી માહિતી વાંચી અથવા બોલી સંભળાવવામાં આવે તેમ કરવું.

આ સેવકજનોને નીચલાં કામો અને બીજાં જે પણ તેમનાથી બની શકે તેવાં સમાજસેવાનાં કામો શીખવવાનું તથા તેવાં કામોમાં તેમને યોજવાનું રાખવું.

(ક) દરેક વર્ગ અને સભા ભરવામાં, અને તેની વ્યવસ્થા જાળવવામાં તે તે ખાતાના મંત્રીઓને સહાય કરવી. વાળીઝૂડીને તથા પાથરણું પોથરીને જગ્યા તૈયાર કરવી.

(ખ) વર્ગો ભરાયા પછીથી બંદોબસ્ત જાળવવાનું કામ કરવું.

(ગ) વર્ગો અથવા સભામાં પાછળથી આવનારા માણસોને બેસવાની યોગ્ય સગવડ કરી આપવી.

(ઘ) વારાફરતી બેત્રણ યુવકોએ શિક્ષકના મદદનીશ તરીકે રહેવું, અને કોઈને બોલાવવા કે સંદેશો કહેવા જવાનું હોય, કોઈ બાબતની ખબર કહાડવાની હોય, તે કામ બજાવવું તથા વર્ગો ભરાય ત્યાં શિક્ષકની સાથે ફાનસ, પુસ્તક, પાથરણું વગેરે લઈને જવું અને ત્યાં વાંચવા તથા ગાવામાં શિક્ષકની આજ્ઞા મુજબ ભાગ લેવો; અને વર્ગ પૂર્ણ થયેથી પાછું ઉપસી સર્વ ચીજો લઈ શિક્ષકની

સાથે તેમના મુકામે જવું.

(ચ) ગામની જુદીજુદી પેટા સભાઓ તથા વર્ગોના મંત્રીઓના હાથ નીચે ઉપમંત્રી તરીકે અથવા તે હોદ્દાના ઉમેદવાર તરીકે કામ કરવું.

(છ) ગામના અંત્યજવર્ગના મહોલ્લામાંના અથવા મહોલ્લા નજીકના કોઈ ઝાડ નીચે બેસીને તે લોકો આગળ અમુક અમુક ગાઈ બતાવવાનું અથવા વાંચી સંભળાવવાનું કામ બજાવવું.

(જ) સાંજે અથવા રાત્રે અથવા લોકોને અનુકૂળ પડે તેવે વખતે જુદેજુદે ચકલે અથવા મહોલ્લે જઈને પુસ્તકો, વર્તમાનપત્રો તથા માસિકોમાંથી સારા લેખો છટાથી વાંચી સંભળાવવા.

(ઝ) તથા વખતોવખત આરોગ્યતા અને સ્વચ્છતા સંબંધી તથા બીજી જે કાંઈ માહિતી અને સૂચનાઓ લોકોની જાણમાં લાવવાનું કામ સોંપવામાં આવે, તે મહોલ્લેમહોલ્લે જઈને વાંચી સંભળાવવી.

૭. યુવકવર્ગ—આ વર્ગ પણ અઠવાડિયે એક અથવા બે વખત ભરવો જોઈએ. એ વર્ગમાં નીચલાં કામો કરવા જેવાં ગણાય.

ચાલુ સમયના રિવાજો, ખરાબીઓ, તેમ જ બીજા મુખ્ય પ્રશ્નોની તેમનામાં નાનીનાની મંડળીઓ પાડીને ચર્ચા કરાવવી અને તે ઉપર શિક્ષકનું કેટલુંક વિવેચન થયા પછી તેમાંના જ થોડાક યુવકોને પંચ તરીકે નીમેલા હોય તેમની પાસે તે વિષયોનો ચુકાદો કરાવવો. અથવા તો સભાના વધુ મતથી તેનો ચુકાદો કરાવવો. અને આવતી સભા માટે ચર્ચા માટે બીજો કોઈ વિષય નક્કી કરવો.

ગામનાં સ્વચ્છતા, આરોગ્ય, કેળવણી, ખેતી, ઇતિહાસ, ભૂગોળ, રિવાજ, હિંદુસ્તાનની આગળની જાહોજલાલી, પાછળથી દશા ખરાબ થવાનાં કારણો, દેશમાંના જુદાજુદા સામાજિક તથા રાજદ્વારી પક્ષોના મતો તથા દેશમાં ચર્ચાતા બીજા સવાલોમાંથી સારાખોટાનો નિર્ણય—એવાએવા અનેક વિષયોની નોંધ રજૂ કરીને

એમાંથી વધુ મતે ચર્ચા માટે વિષય તેમની પાસે નક્કી કરાવવો. અને શિક્ષકે અથવા ગામના બીજા સારા માણુસે સભાનુ પ્રમુખપદ લેવુ.

ગામડાંની આવશ્યકતાને અનુસરતા સમાજસેવાના પ્રકારો યુવકવર્ગને શીખવવા, અને 'યુવક સેવકસમાજ'ને નામે મંડળી તે ગામને માટે સ્થાપિત કરવી, તથા દરરોજ અથવા તો અઠવાડિયે એક પણ પરસેવાનું કામ દરેક જણે પોતાની મેળે બજાવવું એવું વ્રત દરેક સભાસદને આપવું.

ગ્રામ્ય સંસ્થાના દરેક સભ્યના મદદનીશ તરીકે અકેક અથવા બધા યુવકોની નિમણૂક ઉપર જણાવેલા સેવાવ્રતને અનુસરીને તેઓ ખુશીથી કબૂલ કરશે. આવા મદદનીશ તરીકે તેઓ પોતાને ભાગે આવેલા મહોલ્લા માટે ખાસ વર્ગ ભરવાની ગોઠવણોમાં, તેમ જ મહોલ્લાની સફાઈ, આરોગ્ય વગેરે બાબતોમાં ઠીક ઉપયોગી થઈ શકે.

ત્રણચાર યુવકોની ગોઠવણ શિક્ષકના મદદનીશો તરીકે રાખવી. જેમનું કામ શિક્ષકની સાથે આવવુંજવુ, દીવાબત્તી તથા પાથરવાનું વગેરેની તજવીજ રાખવી, અને વર્ગમાં ગરબડ ન થવા દેવી, મહોલ્લાવર્ગ વગેરેની તૈયારી વખતસર થાય અને શિક્ષકને જઈને ખોટી ન થવું પડે તે માટેની તજવીજ રાખવી, શિક્ષક કોઈને બોલાવવાકારવવા મોકલે તે કામ એણે બજાવવું.

શરીરનું બળ અને આરોગ્ય રહેવા માટે દરરોજ સાંજે પથી ૬ સુધીનો સમય યુવકોને તથા બાળકોને કસરત શીખવવામાં તથા કસરત કરાવવામા ગાળવો જોઈએ. અને દોડવાની, કૂદવાની, હાથથી નિશાની તાકવાની, પટાબાજીની, દોરડું ખેંચવાની, તેમ જ બીજી થોડીક સાદીસીધી કસરતો તથા કુસ્તીઓના દાવપેચ શીખવવા તથા તાજા રખાવવા જોઈએ. શરૂમાં થોડા અઠવાડિયામાં ગામના કેટલાક યુવકો કામચલાઉ તૈયાર થઈ ગયા પછીથી તેઓ પોતે જ દરરોજ આ વર્ગ ચલાવી લે અને ગામના બીજા લોકોને એ બાબતમાં ભાગ લેવાને સમજાવે એવી ગોઠવણ યુવક વર્ગે કરવી, ને પછી શિક્ષકે પોતે તો એક અઠવાડિયામાં એકાદ વખત જ આ વર્ગ ચલાવવાનો

## ૩ : ચારિત્ર્ય શિક્ષણ સમાજ

### બંધારણ

| | |
|---|---|
| સ્થાન : | ગુજરાતમાં તાપી, રેવા અથવા સાબરમતીતીરે આવેલું શુદ્ધ જળવાયુવાળું સ્થળ. |
| ચાલક : | કેળવાયેલા, ચારિત્ર્યશાળી, સ્વાર્થત્યાગી. |
| હેતુ : | જનસમૂહમાં સામાજિક શિક્ષણ, ચારિત્ર્ય અને સુખશાંતિનો પ્રચાર કરી શકે એવા શિક્ષકો તૈયાર કરવા તથા પૂરા પાડવાના બીજા જરૂરી દરેક પ્રયત્ન કરવા. |
| વ્યવસ્થાપક કમિટી : | સેવકો, રક્ષકો, શિક્ષકોના-શિક્ષણ લેનારાઓના સહાયકો, પોષકોના અને ઉંમરે આવ્યા વિનાનાં જે બાળકો શિક્ષણ માટે સોંપાયાં હોય તેમના વાલીઓના પ્રતિનિધિઓ, ગામો અને શહેરોની શાખાઓના પ્રતિનિધિઓ અને અમુક રકમ સ્થાયી અથવા અમુક રકમની વાર્ષિક આર્થિક સહાય કરનારાઓના પ્રતિનિધિઓ. |
| પ્રમુખ : | રક્ષકવર્ગમાંથી સભાસદો જેને ચૂંટી કાઢે તે. |
| ઑનરરી સેક્રેટરી : | વર્ગમાંથી સભાસદો જેને ચૂંટી કાઢે તે. |
| ટ્રેઝરર : | ઓછામાં ઓછી અમુક હદ સુધીની આર્થિક સહાય કરનારાઓ અને ટ્રસ્ટો સોંપનારાઓ જેને નીમે તે. |

બીજા મુદ્દાઓ : ઉપર જણાવેલા ઓનરરી હોદ્દાઓ ઉપરાંત ઉપપ્રમુખ, જોઈન્ટ સેક્રેટરી, તેમ જ બીજા જરૂરી જણાય તે તે હોદ્દાઓ પર સેવક યાને ચાલક વર્ગમાંથી તેમની નિમણૂકો કરવી.

કર્તાધર્તાઓ : કેળવાયલા, લોકસેવાની લાગણીવાળા, અને સાદું જીવન ગાળનારા લોકસેવકો.

રક્ષકો : પ્રતિષ્ઠિત પુરુષો.

૧. સંસ્થાનું કાર્ય

લોકશિક્ષક : લોકશિક્ષક થવા ઇચ્છનાર ઉમેદવારોની યોગ્યતા અને પ્રવેશક પરીક્ષા નક્કી કરવી અને લાયક જણાય તેમને કેળવી તૈયાર કરવા. તેમના તથા સેવકવર્ગના પગાર, વીમો, પેન્શન, બદલી, ખરતરફી વગેરેનો પ્રબંધ સંભાળવો.

શિક્ષાના વિષયો : મુકરર કરવા, તથા તે સંબંધી પુસ્તકો પસંદ કરવાં, રચાવવાં, છપાવવાં, તથા વહેંચવાં.

આર્થિક સગવડ : ફંડ ઉઘરાવવું, ટ્રસ્ટો સ્વીકારવાં, હિસાબ-રિપોર્ટ પ્રસિદ્ધ કરવો.

શાખાઓ : જિલ્લાઓ, શહેરો, શહેરના વિભાગો, કસબાઓ તથા ગામડાંઓમાં શાખાઓ કહાડવાના લાભો અને યોજના જુદાંજુદાં સ્થળોમાં ભાષણોથી, મુલાકાતોથી, અને લેખોથી સેવકો દ્વારા સમજાવવી. અને જે સ્થળના લોકો પોતાને ત્યાં શાખા ખોલવા ઇચ્છે તેમને તેનું બંધારણ રચવામાં તથા પહેલ-વહેલા કામને લીધે શરૂઆતમાં ગોઠવણો અને પ્રયાસમાં બનતી મદદ કરવી.

### ૨. કસબાસંસ્થાઓ

કસબામાં કાર્યનું પ્રમાણ વધુ હોય છે; માટે પેટ્રન, પ્રમુખ, ઉપપ્રમુખ, તથા મુખ્ય મંત્રી અને ટ્રેઝરર ઉપરાંત કાર્યની જુદીજુદી દરેક શાખા દીઠ એકેક મંત્રીની ગોઠવણ કરવી જોઈએ. ગામના દરેક મહોલ્લા દીઠ મહત્તાના પ્રમાણમાં એક કે બે સભ્યોની ગોઠવણ કરવી, અને તેઓ પોતામાંથી તેમ જ બીજાઓમાંથી મળીને ઉપર જણાવેલા પ્રમુખ, ઉપપ્રમુખ, મુખ્ય મંત્રી તથા સહાયક મંત્રીઓની નિમણૂક કરે. અને જે સભ્યોને એ હોદ્દા મળે તેમની જગ્યા ખાલી પડેલી ગણીને નવા સભ્યો તે મહોલ્લામાંથી નીમવામાં આવે.

### ૩. શહેરસંસ્થા

આ સંસ્થા જિલ્લાના મુખ્ય શહેરમાં રહે અને ત્યાંના પ્રતિષ્ઠિત તેમ જ પ્રસિદ્ધ ન હોવા છતાં પણ લોકહિતની ખાસ લાગણી ધરાવનારા મનુષ્યોમાથી પેટ્રન, પ્રમુખ, ઉપપ્રમુખ, તથા મુખ્ય મંત્રી, સહાયક મંત્રી અને ટ્રેઝરર તરીકે રહે. અને શહેરના જુદાજુદા મુખ્ય વિભાગોમાં તે તે વિભાગના નામની વિભાગી સંસ્થાઓ રહે. જેનું બંધારણ જરૂર પ્રમાણે કસબાસંસ્થા જેવું અથવા ગ્રામ્ય સંસ્થા જેવું રહે. અને તે દરેકના પ્રમુખ શહેરસંસ્થાના તે તે વિભાગના મંત્રી તરીકે રહે.

### ૪. જિલ્લાસંસ્થા

આમા શહેરસંસ્થાના પાંચ, કસબાસંસ્થાના બબ્બે અને ગ્રામ્ય સંસ્થાનો એકેક એ મુજબ પ્રતિનિધિઓ રહે. અને તેઓ ચૂંટણીની પદ્ધતિથી જિલ્લાસંસ્થાના પ્રમુખ, ઉપપ્રમુખ અને સેક્રેટરીની નિમણૂક કરે. પ્રમુખનું કામ સંસ્થાની રક્ષાનું, ઉપપ્રમુખનું કામ મુખ્ય જનરલ સંસ્થામાં જિલ્લાસભા તરફના પ્રતિનિધિ તરીકેનું અને જિલ્લા સેક્રેટરીનું કામ વિભાગસંસ્થા, કસબાસંસ્થા અને ગ્રામ્ય સંસ્થાના સલાહકાર તરીકેનું રહે.

## ૪ : મારી ગ્રામશિક્ષણશાળા

### ૧. પ્રવેશ

આ શાળાની પ્રવેશક પરીક્ષામા બેસવાની યોગ્યતા, સામાન્ય રીતે ગુજરાતી અથવા હિંદી છઠ્ઠા ધોરણની ઠરાવવી, અને પોતાની નિશાળના હેડમાસ્તરનુ સર્ટિફિકેટ બતાવનારને તે પરીક્ષામા બેસાડવો આ પરીક્ષામાથી જેટલી સંખ્યા માટે અવકાશ હોય તેટલાઓને ઊંચે નબરે આવનારાઓમાથી સેવા-ગરીબાઈ ઇત્યાદિ ખાસ સયોગોવાળાને બનતી વિશેષ તક આપવી, પરંતુ સાચ્ચારિત્ર્ય અને કુદરતી હોશિયારીની ઉપર હેતુની સફળતાનો આધાર વિશેષ હોવાથી તે બાબતોમા અપવાદ રાખવો સારો નથી.

### ૨. શિક્ષણનો અભ્યાસક્રમ

**સામાન્ય શ્રેણી**—એ પ્રમાણે શાળાપ્રવેશ થયા પછી સામાન્ય રીતે બે કે ત્રણ વર્ષમા શિક્ષણનુ કાર્ય સમાપ્ત થઈ રહીને સામાન્ય-શ્રેણીના શિક્ષક તરીકે કામ કરી શકે એવી યોજના રાખવી જોઈએ

**અસામાન્ય શ્રેણી**—બીજા બે વર્ષ વધુ રોકાઈને જે વિદ્યાર્થી ખાસ વધારાનો ઠરાવેલો અભ્યાસ પૂર્ણ કરે, તેમને અસામાન્ય શ્રેણીના શિક્ષક ગણવા

ગરીબાઈને લીધે જે વિદ્યાર્થીનો અન્નવસ્ત્રનો ખર્ચ તેના ઘર તરફથી પૂરો ન પડી શકે તેમ હોય, તેમને માટે સસ્થામાની ઉદ્યોગશાળામા, રસોડામા અથવા કૃષિશાળામા દિવસનો અમુક ભાગ કોઈ એક ધધો કરવાની સગવડ પૂરી પાડવી અને તેથી કરીને શિક્ષણ ઓછુ લઈ શકે તેને માટે એકબે વર્ષ વધુ સમય આપીને પૂર્ણ શિક્ષણ મેળવી શકે તેમ કરવુ

### ૩. વિદ્યાર્થીઓની નિત્યની સામાન્ય ફરજો

દરેક શ્રેણીના વિદ્યાર્થી માટે નીચલી બાબતો દરરોજ કરવાની ફરજિયાત રાખવી અને તે દરેકમા સમયની ત્વરા, કાર્યની વિશેષતા

ઇત્યાદિમાં વધુ માર્ક મેળવનાર માટે ઇનામો, સર્ટિફિકેટો ઇત્યાદિની યોજના રાખવી.

કમમાં કમ દસ રતલ બોજો કમમાં કમ એક માઈલ સુધી લઈ જઈને પાછો લાવવાનું કામ.

કમમાં કમ અર્ધો કલાક અંગખીલવણીની જુદીજુદી ખાસ કસરત, દાવ વગેરે શીખવા–શિખવવામાં ગાળવો.

કમમાં કમ એક કલાક નીચલી પૈકી જે પણ એક કાર્ય કરવાનું આવે તે બાબતમાં ગાળવો. આ કામો એટલા સમયમાં સાધારણ રીતે થઈ શકે તેટલા પ્રમાણથી સોંપવાં અને નક્કી કરેલા સમય કરતાં તે વહેલાં અને સારાં કરી શકનારને તે બદલ અમુક માર્ક આપતા રહેવું.

(૧) સ્થળને વાળવું.
(૨) લાકડાં ચીરવાં, સીંચવાં.
(૩) પાણી કાઢવું તથા વહેવું.
(૪) રસોઈ બનાવવી.
(૫) મકાન બાંધવું.
(૬) બાગબાની સંબંધી કાર્ય કરવું.
(૭) વાસણ માંજવાં.
(૮) પ્રાર્થના સવારે અને રાત્રે.
(૯) સ્નાન, દાતણ અને પોતપોતાનાં કપડાં ધોવાં.

### ૪. વર્ગો અથવા પેટા શાળાઓ

સંસ્થામાં જુદાજુદા પ્રકારના શિક્ષણ માટે રાખવાના જુદાજુદા વર્ગો અથવા પેટા શાળાઓની વિગત.

૧. વણાટ.
૨. ગાયન.
૩. વાદન.
૪. વક્તૃત્વ.
૫. કૃષિ.
૬. આરોગ્ય અને સ્વચ્છતા.
૭. ઓફિસવ્યવસ્થા.
૮. સભ્યતા.
૯. પશુરક્ષણ.
૧૦. બાળશિક્ષણ.
૧૧. લાયબ્રેરીની વ્યવસ્થા.

સારી અને ખરાબ રૂઢિઓનાં નફા-નુકસાન અને તે વિશેની માહિતી લોકોમાં ફેલાવવાની સાત્ત્વિક રીતો.

(૧) ઉત્તમ કહેવતો અને સુભાષિતો.

(૨) સામાન્ય ધર્મ અને નીતિની મુખ્ય બાબતો.

(૩) ઇતિહાસ, દેશનો પ્રાચીન મહિમા અને અત્યાર સુધીના ઇતિહાસના મુખ્ય મુદ્દાઓ, મુખ્ય બનાવો અને તેનાં ઊંડાં તથા દેખીતાં કારણો.

(૪) અમેરિકા અને યુરોપનાં ધાર્મિક તથા સામાજિક ઇતિહાસનાં સિંહાવલોકન, મુખ્ય બનાવો તથા તેનાં કારણો પૂરતું જીવનચરિત્ર.

દેશ અને વિદેશના મહાન અને વીર પુરુષોનાં વૃત્તાંત. તેમણે પોતપોતાના દેશને કરેલા લાભો, સહેલાં સંકટો વગેરે સહિત.

### ૫. ધર્મ

૧. ધર્મ ને અધર્મનાં વ્યાપક લક્ષણ.

૨. માનવજીવનનો અંતિમ આદર્શ.

૩. આર્યશાસ્ત્રોએ ઉપદેશેલા સર્વ સામાન્ય ધર્મ.

૪. માનવજીવનની જુદીજુદી શારીરિક તથા માનસિક અવસ્થાઓ અને તે પ્રત્યેક અવસ્થાના ધર્મ.

૫. અંતિમ આદર્શે પહોંચવાનું મુખ્ય સાધન ચિત્તશુદ્ધિ.

૬. શરીર અને પ્રાણથી જીવાત્મા જુદો છે.

### ૬. કસરત

જુદીજુદી જાતની કસરતો, દાવપેચ, આસનો તેનાથી થતા શારીરિક-માનસિક લાભો સહિત.

## ૫ : ગ્રામસંસ્કાર મંડળી

| | |
|---|---|
| ગઝલમંડળી ચિકારી–તબલાં અને સારંગી સાથે. | ૫ |
| ભજનમંડળી, તબલા, તંબૂરો, મંજીરા, સારંગી સહિત. | ૭ |
| કથામંડળી, એક મુખ્ય વ્યાસજી તથા નરઘાં, મંજીરાવાળા માણસો સાથે. | ૫ |
| હરદાસમંડળી, સારંગી, મંજીરા, ઢોલક સાથે. | ૫ |
| વાર્તાકાર બારોટ તથા શીખાઉ મદદગાર. | ૨ |
| સંસ્કૃતજ્ઞ પુરાણી, શિખાઉ મદદગાર. | ૨ |
| મુખ્ય વ્યવસ્થાપક એક કારકુન સાથે. | ૨ |
| રસોઇયો તથા મજૂર મળીને. | ૨ |
| | કુલ ૩૦ માણસો |

આ પ્રમાણે ત્રીસેક માણસોની ગોઠવણ કરવી. દરેક માણસ પોતપોતાના કામમાં સારો અવાજ અને આવડત તથા તન્મયતા ધરાવનાર લોકહિતવૃત્તિવાળો, નિર્વ્યસની તેમ જ સારા ચારિત્ર્યવાળો હોય એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે; કેમ કે આ પહેલીવારની પસંદગી અને તૈયારી ઉપર જ આખી યોજનાનો આધાર રહેલો છે.

એમાં પણ વ્યાસ, વ્યવસ્થાપક, પુરાણી, હરદાસ, બારોટ, ગઝલી ઉસ્તાદ, ગાયનશિક્ષક, વાદનશિક્ષક, ભજનિક એટલા માણસો તો સાદી આજીવિકા અને પરોપકારવૃત્તિથી સ્વયંસેવક તરીકે કામ કરી શકે, તેમ જ પોતાનો ધંધો પૂરેપૂરી રીતે શીખવી શકે એવા અને યોજના સ્થાયી કરવાનું ઠરતાં તેમાં સ્થાયી સ્વયંસેવક તરીકે જોડાઈ જાય એવા પ્રકારના જ શોધી કાઢવા જોઈએ.

રત્નપ્રસૂતા ભારતમાંથી શોધનારને એવાં રત્નો મળી આવવાં

અશક્ય નથી. 'શોધો અને જડશે' યોજનાને સ્થાયી બનાવવાનું ઠરતાં સ્વયંસેવકો માટે પેન્શન વગેરેની ગોઠવણ પણ રાખવી પડે એ દેખીતું જ છે.

કામ શીખવા માટે ઉમેદવારો રાખવા, તેમનો ખાધાખર્ચ જ માત્ર સ્વીકારવો. જેમની ઇચ્છા સર્ટિફિકેટ કે પદવી લઈને સ્વતંત્ર ધંધો કરવાની હોય, તેવાઓ માટે તેમને ખર્ચે શીખવા દેવામાં અડચણ ન હોય તો ભલે શીખે. ખરું કામ તો જ્યારે એવાઓને પણ વગર ખર્ચે શીખવી શકાય ત્યારે જ થયું ગણાય; પણ તે વાત પ્રાથમિક પ્રયોગમાં નહિ ફાવે.

એ પ્રમાણે માણસોની ભેગવાઈ કરવી. એમાં બારોટ, વ્યાસ અને પુરાણી સિવાયની વ્યક્તિઓ અને ત્યાં સુધી સુરદાસોમાંથી તેમ જ અનાથો, ભરથરીઓ અને એવા બીજા સહાયપાત્ર વર્ગોમાંથી મેળવવી. સાહેબશાહી રીતથી અને જાહેરખબરોથી આવી ચીજો શોધવા જતાં અનેક હલકટ અને મિથ્યાભિમાની કાલખૂતો ભટકાઈને વખત ખોવરાવશે. જાતે ધીરજથી એવા વર્ગોમાં ફરતા રહેવામાં જ સારી રહેણીકરણીવાળા અને ભાવનાવાળાં મનુષ્યો મેળવી શકાશે. અને શરૂમાં તેમનામાં કંઈક કસર લાગે તો ફિકર નહિ, પરંતુ ચારિત્રની ઉચ્ચ ભાવનાઓ, સ્વચ્છતા, નિયમિતપણું, સરળતા, લોકહિતની વૃત્તિઓ એ તો ધીમેધીમે વર્ધવંટોળના સહવાસથી, તેમ જ ઉત્તમ વાંચન, શ્રવણ વગેરેના સહવાસથી પણ ધીમેધીમે તેમનામાં ઉમેરાશે જ. ચારિત્રનું અને પોતપોતાના ધંધાહુન્નરમાં આવું વિસારીને તન્મય બની જવાનું તત્ત્વ અવશ્ય પ્રથમથી જોવું. આ માણસોને પોતાના તથા કુટુંબના સાદા નિર્વાહ જોગી આર્થિક સગવડ કરી આપવી જોઈએ. એ સગવડ તેમની વર્તમાન ગરીબાઈ વગેરેને લીધે તેમને મન ઉદારતાભરી લાગે, તોપણ તેઓ બરાબર ખીલીખૂલીને કામ કરતા થાય, ત્યારે વ્યાવહારિક દૃષ્ટિથી તેમના કામની જે કિંમત અંકાય તે જોતાં તો ઉપલી સગવડો તેમને માત્ર એક સ્વાર્થત્યાગી સામાન્ય સ્વયંસેવકને અપાતી સગવડો જેટલી જ ગણાય તેમ છે.

## ૬ : આ યોજનાઓનો ખર્ચ

### ચાલુ ખર્ચ

| માસિક ખર્ચ | સગવડનો પ્રકાર | | | |
|---|---|---|---|---|
| ૧૨૦ | જિલ્લાનાં મુખ્ય સ્થળમાં સ્થાયીપણે વર્ગો અને સભાઓ ચાલુ રાખવા માટે. | | | |
| | સ્થાયી સમાજસેવક | ૧ | ખર્ચ રૂ. | ૫૦) |
| | સહાયક સેવક | ૧ | ,, ,, | ૩૦) |
| | સ્થાયી પટાવાળો | ૧ | ,, ,, | ૧૦) |
| | મકાનભાડું, દીવાબત્તી, સ્ટેશનરી, પોસ્ટેજ વગેરે. | | | ૩૦) |
| ૪૦૦ | જિલ્લાના મુખ્ય કસબા તથા મોટાં ગામો માટે. | | | |
| | ફરતો સમાજસેવક | ૧ | ખર્ચ રૂ. | ૫૦) |
| | ફરતા બારોટ, વૈદ્ય, પુરાણી તથા વ્યાસ–દરેક દીઠ | | રૂ. ૫૦ | ૨૦૦) |
| | ફરતા મદદનીશ સેવક ૫ | | ,, ૩૦ | ૧૫૦) |
| ૨૦૦ | ફરતી બોધક મંડળી માટે. | | | |
| | એક મુખ્ય સેવક | | ખર્ચ રૂ. | ૫૦) |
| | એક મદદનીશ સેવક | | ,, ,, | ૩૦) |
| | ગાઈ વગાડી જાણનાર માણસો ૪ | | ,, ,, | ૮૦) |
| | એક રસોઈયો | | ,, ,, | ૧૦) |
| | એક ચાકર | | ,, ,, | ૧૦) |
| | પરચુરણ ખર્ચ | | ,, ,, | ૨૦) |
| ૨૫ | વાજાં વગેરે સુધારબિગાડ ખાતે. | | | |
| ૧૬૦ | ઉપલા સર્વના વીમા ફંડ તથા પેન્શન ફંડ માટે. | | | |

---

૯૦૫×૧૨=૧૦૮૬૦ શુમારે દર વર્ષે ખર્ચ.

ઉપર મુજબ વાર્ષિક દસ હજારનો ખર્ચ થાય. તે દર વર્ષે ઉઘરાણાથી પૂરો કરી શકવા અને તેમ કરવાનો તે પણ [illegible] પરંતુ ફિરતા કેંદ્રની સ્વાભાવિક આરંભગ્રસ્તતા [illegible]

એક સ્થાયી ખૂંધારણ અને ખર્ચવાળી યોજના માટે એ પ્રકાર ભાગ્યે જ ડહાપણભરેલો નીવડે તેમ હોવાથી સ્થાયી ફંડના અડગ પાયા પર જ આવી યોજનાનો પાયો ચણાવો જોઈએ. દસ હજાર જેટલી વાર્ષિક આવક ઉપજાવવા માટે કમમાં કમ બે લક્ષ રૂા. નું સ્થાયી ફંડ અને પચ્ચીસ હજારની રકમ પ્રાથમિક ખર્ચ દાખલ મળીને કુલ સવાબે લક્ષની રકમ જોઈએ.

### પ્રાથમિક ખર્ચ

| | |
|---|---|
| ૧૫૦ | જિલ્લા ઑફિસ માટે સાદું જૂજ ફરનીચર |
| ૨૦૦૦ | બે નાના સિનેમા તથા ફિલ્મો |
| ૧૦૦ | સાદું હારમોનિયમ, તબલાં, સારંગી |
| ૧૫૦ | વાસણ, જાજમ, સાથે ફેરવવાનાં પુસ્તક |
| ૨૦૦ | ફોનોગ્રાફ તથા પ્લેટો |
| ૨૬૦૦ | |

૧૦૦૦૦ માણસો તૈયાર થવા પૂર્વેની તેમની કેળવણી વગેરેનો ખચ.
૧૦૦૦૦ પ્રાંતિક સંસ્થાના સ્થાયી ફંડમાં સહાય.

### ખર્ચપ્રકરણ

ગ્રામ માટે સ્થાયી શિક્ષક તેમ જ અમુક અમુક સમયને માટે બારોટ, મુખ્ય સેવક, મંડળી વગેરે પૂરા પાડવાના રહે, તે સર્વેનો સર્વ પ્રકારનો જ ખર્ચ ખરું જોતા તો દરેક ગામ તરફથી પૂરો પાડવો જોઈએ, પરંતુ ગામડાઓની દુર્દશા જોતાં તેટલી બધી તત્પરતા અને શક્તિની આશા તેમના તરફથી રાખવા જેવું નથી. જેથી એમાંનો મોટા ભાગનો ખર્ચ તો કોઈ પણ રીતે જિલ્લા સંસ્થાએ જ ઉપાડી લેવો જોઈએ. આ ખર્ચની વ્યવસ્થા સૂચવવા પહેલા દરેક જિલ્લા સંસ્થા ખાતે આખા જિલ્લાના ઉપયોગ સાર ઓછામાં ઓછી કેટલી અને કઈ કઈ ગોઠવણ આવશ્યક છે, અને તે ગોઠવણ ખાતે પ્રાથમિક તથા ચાલુ ખર્ચ કેટલો કરવો પડે તેની વિગત નીચે પ્રમાણે છે:

**આવક અને ખર્ચ**–સાધારણ રીતે એક હજાર માણસની વસ્તીવાળું ગામ પણ યુવક વોલંટિયરો દ્વારા પર્વો ઉપર ફંડ–

ઉઘરાવીને, સામાન્ય વાર્ષિક ફંડ ઉઘરાવીને, તેમ જ ઘર દીઠ, વીઘા દીઠ, કે હળ દીઠ, અમુક અનાજનો લાગો નાખીને, તથા લગ્ન અને વરા દીઠ કાંઈક લેવાનું ઠરાવીને દર વર્ષે ચારસો–પાંચસોની અને એથી મોટાં ગામો એકથી બે હજાર સુધીની રકમો પોતપોતાના ગામની શિક્ષણસંસ્થાને માટે ભેગી કરી શકે; અને તે વડે શિક્ષકના પગાર તથા પેન્શન અને વીમાફંડનો ખર્ચ, લાયબ્રેરીનો ખર્ચ, મકાનના ભાડાનો અને દીવાબત્તી વગેરેનો ખર્ચ, તેમ વાર્ષિક મેળાવડા વખતે બેત્રણ દિવસ સંસ્થા તરફની સુબોધક મંડળીનો ગામને લાભ આપવાનો ખર્ચ નિભાવી શકે.

## શાખા ખોલવાનો યત્ન

સંસ્થા તરફના વક્તા સેવકોને આવી યોજના લોકોને સમજાવવાને માટે અને નજીકના જે ગામ કે કસબામાં તે અમલમાં મુકાઈ હોય, ત્યાંનું કામ બજાવવા માટે ગામેગામ ફરતા રાખવા જોઈએ. અને જે ગામના આગેવાનો આ ખર્ચ ઊભો કરવાનું માથે લઈને પોતાને ત્યાં 'ચારિત્ર્યશિક્ષણ સંસ્થાની' શાખા ખોલવાની માગણી કરે ત્યાં શાખા ખોલવી જોઈએ.

ઉપર જણાવેલા પ્રકારે શાખા ખોલવાનું કાર્ય જો યોગ્ય યત્ન કરવામાં આવે, તો પ્રથમ જિલ્લાનાં મુખ્ય ગામો, તે પછી કસબાઓ અને તે પછી કેટલાંક મોટાં ગામો સ્વીકારતાં ચાલે, એમાં સંશય નથી. આ બાબત ગામો અને કસબાઓના લોકોના ધ્યાન પર લાવવા માટે એકાદ બોધક મંડળી અને થોડા સમાજસેવકોને સદા તત્પર રાખવા જોઈએ. અને તેનો ખર્ચ જાહેર ફંડથી તેમ જ બોલાવનારા લોકો પોતાની મરજીથી મદદ કરે તે વડે નિભાવી શકાય.

જે ગામમાંથી એકબે સારા માણસો માગણી કરે ત્યાં એક-દિવસોને માટે આ મંડળી તથા સમાજસેવકોને મોકલવાનું રાખી શકાય.*

* આ યોજનાઓ ત્રીસેક વર્ષ પહેલાં સ્વામીજીએ તૈયાર કરી હતી.

# સ્વામીજીની વિચારધારા

સ્વામીજીનાં નિવેદનો અને પત્રોમાંથી એમની વિચારધારાનો જે પરિચય મળે છે, તે સંક્ષિપ્ત રૂપમાં એમના પોતાના શબ્દોમાં જ અહીં રજૂ કર્યો છે. સ્વામીજીએ અનેક વિષયો પરત્વે પોતાના વિચારો દર્શાવ્યા છે. એ બધા ઉપયોગી હોવા છતાં પુસ્તકની મર્યાદા લક્ષ્યમાં રાખી તેમાંથી ચૂંટણી કરી અહીં વિષયવાર રજૂ કર્યા છે.

# ૧ : ધર્મ

"ધર્મ ખરાબ નથી કે કશું ખરાબ નથી, પણ ખરાબ તો દુરુપયોગ જ છે. અને સારામાં સારી ચીજનો પણ દુરુપયોગ થાય છે. ધર્મના સદુપયોગે ચડતી કળા આપી હતી. તેના દુરુપયોગે હિંદને પડતીમાં આણ્યો. સદુપયોગ ધર્મ અને દુરુપયોગ અધર્મ. શૂદ્રને કાને કોઈ બ્રાહ્મણનો બોલેલો વેદનો શબ્દ પડે તો કાનમાં ઉકાળેલું સીસું રેડવું એ તે ધર્મ કે ધર્મને બહાને સત્તાનો દુરુપયોગ યાને અધર્મ ! એ જ પ્રમાણે બ્રાહ્મણ વિના બીજા કોઈ પણ વર્ણને ત્યાં જન્મનારનો સંન્યાસનો અધિકાર ના પાડવો, એ પણ પક્ષપાત છે. આત્મપુરાણ લખનારે છૂટ આપી છે, પણ તે કેવી જુલમી–નિર્દય શરતે ? કે બસ બ્રાહ્મણ વિના બીજા વર્ણવાળાએ તો વિરતિ હોમ કરીને પરભાર્યા જ જળ, અગ્નિ, ખાડા, ટેકરા ઇત્યાદિ તરફ ન જોતાં ઉત્તર દિશા તરફ ચાલ્યા જવું. મતલબ કે દેહપતન જ કરવું ! યવનની સેવા–નોકરી કરનારને દેહ પાડવાનું પ્રાયશ્ચિત્ત કોઈ સ્મૃતિએ કહેલું છે, તેનો કોણે વિચાર કર્યો ? ધન્ય છે કબીર–નાનક ઇત્યાદિ જેવાને કે જેમણે લોકોને...... જણાવ્યું કે વેદનો નહિ પણ હરિનામનો અધિકાર શદ્રો માટે બસ છે."

(પત્રમાંથી)

*

"'બ્રહ્મવિદ્યાનો પ્રચાર' એનો અર્થ અત્યારે જેમ હાલના શુષ્ક વેદાંતીઓ પોતાનાં આચરણ પામર વિષયી જેવાં હોવા છતાં, 'તત્ત્વમસિ' ને 'અહં બ્રહ્માસ્મિ' જેવાં મહાવાક્યો ઉપદેશ્યા કરે છે; અને તેમ કરીને બીજાઓમાં પણ પોતાનું પામર વિષયીપણું જ વધારે છે તેવો નહિ સમજતાં, બ્રહ્મવિદ્યાનું દ્વાર અથવા અધિકાર મેળવવા માટે જે ઉત્તમ ગુણકર્મની આવશ્યકતા છે, તેનો જ પ્રચાર જરૂરી સમજવો જોઈએ. 'કર્મયોગ' અથવા પૂર્ણ નિષ્કામભાવે લોકસેવાનું પહેલું પગથિયું પણ તે પછી જ પ્રાપ્ત થાય છે." (આદર્શ દૃષ્ટાંતમાળા–ટિપ્પણ, પા. ૧૧૦)

*

"જો દયાસાગર ઈશ્વર પાસે અધિકાધિક દયા પામવી હોય, તો તમારું હૃદયપાત્ર જેટલું મોટું રાખશો, તેટલા પ્રમાણમાં તે પણ વિશેષ પામી શકશો. માટે વધારે નહિ તો તમારા કુટુંબી-પાડોશી અને સગાંસંબંધીઓને તો-આપણા પરમાત્મસાક્ષાત્કાર પામેલા ઋષિઓએ સર્વ કોઈના ભલા માટે રચી આપેલી પરમપાવની કથાઓ-ઘડી બે ઘડી પણ નિત્યપ્રતિ વાંચવા-સાંભળવાનો લાભ લેવાય અને અપાય તેમ કરજો જ કરજો; કેમ કે એ કથાઓ આપણા મહાન પૂર્વજો; અવતારો અને પ્રાત:સ્મરણીય વીરવીરાંગના-ઓની હોઈને આપણાં હૃદયને જ્ઞાનચારિત્રના રંગમાં રંગનારી-ઉત્તમ આર્યધર્મનીતિ પાળવાનું બળ આપી પવિત્ર બનાવનારી છે. આવી ઉત્તમ કથાઓમાં વર્ણવાયેલા એ ઉત્તમ જ્ઞાનચારિત્રની જરૂર પ્રત્યેક સમજુ શ્રોતા અને વક્તાને પોતાના પંડ માટે પણ જણાશે જ. કોઈ પણ માનવ એવું તો ન જ માની રાખે, કે અમારા જેવાથી તે કાંઈ એ કથાઓમાં વર્ણવેલાં પાત્ર જેવાં થવાય ? જે કોઈ માનવો સાચા મનથી જેવું પણ થવા કે મેળવવા ધારે તેવું જરૂર થઈ શકે અને પામી શકે. માટે હે પુરુષ રામ! હે સીતામૈયાનાં વારસ સ્ત્રી-માતા! હે ઋષિમુનિઓનાં શુભ સંતાન! તમારા પૂર્વજોના ગુણ ગાવા-સાંભળવામાં જરા બની તો જુઓ ગુલતાન! હે બહેન અને ભાઈ! જરા સાધી તો જુઓ એ આપણા સમર્થ પૂર્વજો સાથેની સાચી સગાઈ! આર્યત્વ અને હિંદુત્વના મુકુટમણિ અને ઋષિમુનિનાં પણ હૃદય હરનાર એવા તેમના ગુણચારિત્રના ઉત્તમ વારસાને મેળવવા તરફ જો તમારું કાંઈ પણ ધ્યાન હોય; તમારા પૂર્વજો પ્રત્યે કાંઈ પણ માન હોય; પોતાને અને પોતાનાં ઘર, કુટુંબ ઇત્યાદિને ઉન્નત કરવા-કરાવવા તરફ કાંઈ પણ તાન હોય; સાચી ઉન્નતિ અને સાચા સુખનું કાંઈ પણ ભાન હોય; તો તો જરૂર તમે રામાયણરૂપી રત્નખાણમાંથી તે સત્ય-સુખદાયક વારસાને શોધજો-સાધજો અને માણજો-મણાવજો. શ્રીરામાયણને વાંચી-વંચાવીને, ગાઈ-ગવરાવીને અને સાંભળી-સંભળાવીને તમારાં રોમેરોમમાં-અણુએ અણુમાં સાચું આર્યત્વ-હિંદુત્વ જાગી ઊઠે અને તે ઘરમાં તેમ જ બીજાં માનવોમાં રેલાય, વાણીવર્તનમાં વર્તાય તથા ગરીબમાં ગરીબ અભણોમાં ફેલાય તેમ કરજો જ કરજો. આ ભેલાઘેલા ભિક્ષુની તમારા પ્રત્યે અહીં

એ જ મુખ્ય ભિક્ષા છે. ભારતવાસી કહેવાયા છતાં તમે શું યાચક ભિક્ષાર્થીને પાછો વાળશો? ટુકડામાંથી પણ ટુકડો આપ્યા વિના ભિક્ષુને પાછો કાઢવાથી તો તમારું એકઠું કરી રાખેલું પુણ્ય તે લેતો જાય છે, એ તો ખબર જ હશે. પણ ધીરજ રાખજો, આ ભિક્ષુ એવા ગુરુનો ચેલો નથી, કે જે અનંત ઐશ્વર્ય અને દયાના સાગર શ્રીહરિએ સર્વ કોઈ માટે સદાસર્વદા ખુલ્લા રાખેલા ચારે પદાર્થના અખૂટ સદાવ્રતમાંથી જોઈએ તે જાચી લેવાનું મૂકીને તમારું લૌકિક પુણ્ય લઈ જાય! તે ઉપલી ભિક્ષા તમો પાસે એટલા માટે યાચે છે, કે જે આપવાથી તમને તે અખૂટ–અનુપમ સુખસામર્થ્ય અને સંપત્તિથી સદાય ઊભરાયા કરતું પરમધામ જ્ઞાત થાય; બીજી અવળી દિશાની દોડ અને હાયવોય દૂર થાય અને તે સાવ સાચી દિશા તરફ તન, મન, ધનને વાળી શકાઈ તે પરમ પદાર્થ પણ પ્રાપ્ત થાય; અર્થાત્ અત્યારે તમે સુખના ખોટા નામવાળા દુઃખને અને આખરે દુઃખ આપનારા અનિત્ય–અસાર પદાર્થોને અધિકાધિક ઇચ્છી, શોધી તથા સેવી રહ્યા છો તે ભૂલ, એટલું ભિક્ષાદાન દેવાથી એવી તો ભાગી જાય, કે જેથી સાચાં સુખસામર્થ્ય અને સમૃદ્ધિ એ ખરેખર કયો પદાર્થ છે, કયાં છે અને કેવી રીતે મેળવી શકાય છે, તે તમને સત્વર સમજાય અને તે મળે કે તરત જ દુઃખ માત્રની આત્યંતિકી નિવૃત્તિપૂર્વક સચ્ચિદાનંદમય પરમધામની–મોક્ષપદની સદાસર્વદા માટે પ્રાપ્તિ થાય."

"...તમે ધારો તો તો એટલું બધું કરી શકો–આપી શકો કે જેથી શ્રીહરિનું સર્વસ્વ તેના બદલામાં પામી શકો અને સાક્ષાત્ શ્રીહરિના જમણા હાથ જેવા પરોપકારી પણ બની શકો. માટે અમારાથી શું બને? એવું જરા પણ ધારતા નહિ. જુઓ, જરા કાન દઈને સાંભળો–તે પરમપિતા અને જગદંબા વદી રહ્યાં છે, કે "હે ભારતમૈયાનાં પુત્રપુત્રીઓ! તમારી સહાય માટે અમે તમારી પૂઠે એકપગે ખડાં છીએ. અમોએ તમારે માટે અને સર્વ કોઈને માટે સર્વ પ્રકારનાં ઐશ્વર્ય અને જ્ઞાનચારિત્રનાં સદાવ્રત ખોલી સદાને માટે ખુલ્લાં રાખ્યાં છે. દુઃખ એ છે, કે અમારી પાસે આટઆટલી અખૂટ સંપત્તિ છતાં તેના સાચા ઇચ્છુક–યાચક હજારો–લાખોમાં કોઈક જ દેખાય છે! માટે અમારું માનો તો હજી પણ જાગો,

ઊઠો અને તમારાં, અમારી તરફનાં બારીબારણાંને અમારી છેક નજીકમાં આવેલાં તમારાં હૃદયદ્વારને તરત જ સાફ્-સૂતરાં અને ખુલ્લાં કરી નાખો. તમે અત્યાર સુધી વગરસમજ્યે એ દ્વાર નાહકનાં વાસી રાખ્યાં છે. જો હવે પણ તમે સમજુ થયા હો, તો ચારે તરફથી ખોલી નાખો, કે જેથી અમારા જ્ઞાનચારિત્ર્યરૂપી પ્રકાશને તમે સારી પેઠે પામી શકો; અંધકારને લીધે ઘૂસી ગયેલાં ચામાચિડિયાં, કીડીમંકોડી, સાપવીંછી વગેરે આપોઆપ જ ભાગી જાય, આંતરિક આરોગ્ય અને પવિત્રતા વધતી જાય અને અમારો સાક્ષાત્કાર સાધી સચ્ચિદાનંદમય બની શકાય! હે બંધુ અને બહેન! આ સર્વ સમજવા–આચરવા જેટલું જોર તમને તમારામાં દેખાતું હોય નહિ, તો પછી અંદર અંધારામાં રહીને પણ જરા અમારી તરફ તમારું ચિત્ત તો ફેરવો! અને જરા સાચા ભાવથી તો પોકારો! એટલે એટલું કળ–બળ તો તમારાં હૃદયકપાટ બંધ છતાં પણ અમે મોકલી આપીશું, કે જેથી તમે તમારાં બારણાં ઝટ ખોલી શકો; અંધકાર વગેરેને તગડી શકો તથા પરમ જ્ઞાનચારિત્રનો પ્રકાશ પામી અમારો સાક્ષાત્કાર પણ સાધી શકો. જરા અમો તરફ સાચા મનથી વળો તો જુઓ! અને પછી જોઈ લો, કે તમારે માટે અમારી પાસે કેવું કેવું અને કેટલું અખૂટ ઐશ્વર્ય ભરેલું છે! તમે આ પણ સાંભળ્યું જ હશે, કે ખુદા મહેરબાન તો બંદા પહેલવાન! અર્થાત્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમાંનું જે કાંઈ પૂર્ણ વિશ્વાસથી, પ્રયત્નથી અને અનન્યભાવથી અમારી પાસે જે કોઈ, યાચે છે, તે પદાર્થ તે જરૂર પામી શકે છે. ગીતામાં અમે દુ:ખીજનોને તથા અર્થપ્રેમીઓને પણ–જો તેઓ અમારા જ અનન્ય યાચક–ઉપાસક બની રહે તો–અમારા જ ભક્તમાં ગણ્યા છે; માટે ભાઈ મારા! માગી જાણો અને મેળવી જાણો!"

"...ધનધામ અથવા માનમોટપનાં લોભલાલચ, મનુષ્યને પાપપ્રપંચમાં એવાં ડુબાવી દે છે અને ધર્મનીતિમાં એવાં કનિષ્ઠ કરી મૂકે છે, કે તેમના હૃદયમાં સાચી લાગણી, સાચી દયા, સત્યની સાચી ભૂખ, સાચું સત્યપાલન, સાચી સરળતા કે પોતાની ઓછપને કબૂલ કરવા જેટલું હૃદયબળ રહેવા પામતું નથી. વળી તે અવગુણોને સદ્ગુણ માનીને એવા જ મિત્રો અને

નોકરો શોધી લે છે, કે જેમની સહાયતાથી તે મિથ્યાભિમાનરૂપી મોટરમાં ચઢી બેસાય અને છેવટે તેનાં પાપપ્રપંચરૂપી ભારે પૈડાંઓ તળે ચગદાઈ-પિસાઈને સીધેસીધો નરકમાં જ સિધાવી જાય! અલબત્ત, પામરો પણ કાંઈ એટલા બધા નીચ હોતા નથી. હિંદભૂમિમાં અવતરવાને લીધે મરણ અને નરકના ભાવી ભય કોઈ કોઈ વાર પણ સતાવી જાય એટલી યોગ્યતા તો અહીંના પામરોમાં પણ હોય છે; તેથી તેમને પણ જો કોઈ છાપરે ચઢાવનાર, નામ કોતરાવનાર કે મોટાભા બનાવનાર વગેરે મળી જાય, તો તો થોડુંઘણું ધન પણ તેઓ આપે જ આપે! જેઓ એમ લોકકીર્તિ માટે થોડુંઘણું ખર્ચી શકે છે, તેમનું હૃદય પૂરું નહિ તો અર્ધું પર્ધું પણ વિષયી કોટીનું હોય અને આની-બેઆની જેટલું જિજ્ઞાસુ કોટીનું પણ હોય; તો તો તેવાઓને પણ ઋષિમુનિઓનાં ઉત્તમોત્તમ જીવનકથન પસંદ પડે છે. કેટલાકોને તો તે એટલાં બધાં ગમી જાય છે, કે જેથી તેમનું જીવન દિનસાનુદિવસ ફેરવાતું ચાલી ઉન્નત પણ બની રહે છે."

(તુલસીકૃત રામાયણ, સં. ૧૯૮૭)

*

"આ દેશમાં જ્યાં ને ત્યાં ખ્રિસ્તી મિશનો વ્યાપી જઈને દર માસે આપણા સેંકડો ધર્મબંધુઓને ખ્રિસ્તી બનાવી તેમની જાતિની વૃદ્ધિ અને આપણા ધર્મ તથા જાતિની હાનિ કરી રહ્યાં છે અને તે ખાતે જે શ્રમ અને ધનનો ભોગ આપી રહ્યાં છે, તે બધું સગી નજરે જોવા છતાં સ્વદેશ, સ્વધર્મ અને સ્વજાતિના બચાવને અર્થે પણ આપણને કાંઈ કરવાનું ન સૂઝે? સાત સમુદ્ર અને નવ્વાણું નદીઓની પેલે પારથી આવીને વિદેશી વિધર્મી લોકો આપણા અંત્યજો જેવા ધર્મબંધુઓને પણ મેળવી-કેળવીને અસ્પૃશ્યને બદલે સ્પૃશ્ય બનાવી શકે, એટલું જ નહિ પણ તેમનામાંથી હજારોની સંખ્યામાં ખ્રિસ્તી ધર્મ પ્રચારક મિશનરીઓ પણ બનાવી શકે; અને આપણે આપણી બ્રાહ્મણ અને બારોટ જેવી વર્ણો કે જેમનો કુળધર્મ જ મિશનરીનો ગણાય અને જેમનાં સંતાનો દુર્દશાએ પહોંચીને તે સ્વાભાવિક ધર્મથી છેક જ બાતલ બનતાં જાય છે; છતાં તેમનામાંથી પણ આપણાં દેશ, ધર્મ અને જાતિની હાનિ થતી અટકાવવા-

વાળા મિશનરીઓ આપણે નથી બનાવી જાણતા; અને જે શક્તિવાનો હજી વધારે ધનવૈભવ મેળવીને ગરીબોને વધારે ગરીબ બનાવે એવા હોય છે, તેમનાં સંતાનોને ખાતર શાળા, મહાશાળાઓ અને વિદ્યાપીઠો પાછળ લાખોનું લોકધન ઉડાવીએ છીએ; એ તે કેવું કહેવાય? એટલું તો ખરું જ કે પંડે ઉત્તમ મિશનરી બન્યા સિવાય બીજાઓને ન જ બનાવી શકાય; અને ભારતનો ઉત્તમ મિશનરી એટલે હજારોના પગારવાળો પાશ્ચાત્યોનો લૉર્ડ બિશપ નહિ, પણ ગૃહસ્થ હોય તોપણ છેક અસંગ્રહી, સર્વત્યાગી, બ્રહ્મચારી અને સર્વભાવે પ્રભુપરાયણતાપૂર્વક અનન્યભાવે કર્તવ્ય બજાવવાવાળો કર્મયોગી અથવા તો પરમાત્મસાક્ષાત્કારને પામી તન્નિષ્ઠ રહેવાવાળો જીવનમુક્ત સમજવો." (ભક્તચરિત્ર, આવૃત્તિ ૨૭, સં. ૧૯૯૫)

*

"સર્વ વેદોરૂપી મહાન ફળ ખાઈને તેનો સાર શરીરમાં પચાવી બેઠેલી ઉપનિષદરૂપી ગાયોએ પોતાના બાર મણના શરીરમાંથી પણ સારભૂત દૂધ ન આપ્યું. એ તો દોહવાવાળો ભગવાન કૃષ્ણ. એ ગોપાળ દોહનાર ગોવાળ પાછળ ઊભેલું છોકરું અર્જુન તેને જોઈને તે ગાયોએ એટલું બધું દૂધ વહેતું મૂકી દીધું કે સદાય વહેતું રહે. છાપખાનાંઓએ તો વળી એકેક ગાય અને એકેક દોહણીનાં તેવાં ને તેવાં અનેક ઠામ બની ગયાં! પણ વળી એ ગીતા ને એકાદશ સ્કંધ વચ્ચે શો સંબંધ? એક વેદિયો પંડિત વેદની કથા કર્યે જાય, એક સંસ્કારી મા પોતે તે રસથી સાંભળે ને હૃદયે ઉતારે પણ ખોળામાં છોકરું તે તો માજીને શ્રવણમાં મસ્ત દશા ભોગવતાં જોઈને નવાઈ પામે કે કથામાં એવું શું શું બોલતા હશે? મા મને કહે, હું પણ મસ્ત બની જાઉં! માએ બચ્ચીઓ પર બચ્ચીઓ કરી અને અંદરથી ચઢવા લાગ્યા તે થાનના—જ્ઞાનામૃતના ઊભરા. છોકરો સમજે એવી સાવ સાદી સીધી વાતોને સિદ્ધ સાધકની કેવી મજેદાર કહાણીઓ કહે. પ્રહ્લાદ-ધ્રુવાદિની વાતો કહે. દીકરો ખુશખુશ થાય, વાચવા માંડે, મસ્ત થાય. ગોપાળ, યશોદા, જેના હૃદયમાંથી અમૃતકથા ઊભરાય ને જેના કોમળ કર્ણમાં જાય, એ તો હૃદય શુદ્ધ હોય તો બને એ પણ કૃષ્ણ-યશોદા."

"ભાગવતનાં ભક્તાખ્યાન અને એકાદશ સ્કંધ એ તો એ દ્વિભાષી (દુભાષિયા) માતાના હૃદયે કહેલાં છે. ગીતાને માતા વગેરે કહેનાર એકાદશ સ્કંધ જાણો, જ્ઞાનેશ્વરી યે પણ હૃદયને સીંચો." (પત્રોમાંથી)

*

## વિચાર

"ધર્મકાર્યો માટે યુરોપ-અમેરિકાના સંખ્યાબંધ માણસો જીવન અર્પે છે. તેમ જ ધનવાનો પણ મોટી મદદ કરે છે. દેશમાં ઠેરઠેર મુક્તિ-ફોજના અડ્ડા જામ્યા છે ને જામતા જાય છે. અને એકના કરતાં બીજો ચઢતો એવા સંચાલકોની પરંપરા ચાલુ રહ્યા કરે છે. બાઈબલ સોસાઈટીને માટે પણ એમ જ છે. એવું લક્ષ અહીંના લોકોનું આવી બાબતો તરફ ન પહોંચાડવામાં આપણા લોકો જે રીતે જે વાત સાંભળી શકે તેમ છે, તે રીતે તે વાત તેમને સંભળાવવાની અનાવડત-અરુચિ, એ કારણ સેવક તરફનું પણ છે જ." (પત્રોમાંથી)

*

## ૨ : જીવનચરિત્ર

"શરીરની કે ધનની, મનની કે વાણીની, વ્યવહારની કે પરમાર્થની, કોઈ નહિ ને કોઈ પણ પ્રકારની શ્રેષ્ઠતા મેળવવાની શુભેચ્છા કયા મનુષ્યના હૃદયમાં નહિ હોય? એવી ઇચ્છાવાળા દરેક પુરુષે, વિવિધ પ્રકારની શ્રેષ્ઠતા મેળવી ચૂકેલાં અનેક મહાન સ્ત્રીપુરુષોનાં ચરિત્રો અવશ્ય વાંચવાં જોઈએ."

"જગતમાં અગાઉ થઈ ગયેલાં અને વર્તમાન સમયનાં અનેક મહાન નરનારીઓની કયા અસાધારણ ગુણોને લીધે મહાન જનોમાં ગણના થઈ, તે ગુણો તેઓએ કેવી રીતે મેળવ્યા, કેવી રીતે દર્શાવી આપ્યા અને અસાધારણ કસોટીના તેમ જ લાલચોના પ્રસંગોમાં તે કેવી રીતે ટકાવી રાખ્યા, એ વગેરે બાબતો તેઓનાં જીવનચરિત્રોમાં એવી રીતે ગુંથાયલી હોય છે, કે જેથી તે વાંચનારને તેમાં ઘણો રસ પડે છે. અને તેઓ તરફ તેમ જ તેમના શ્રેષ્ઠ ગુણો તરફ પૂજ્ય ભાવનાથી તે આકર્ષાય છે. મનુષ્ય માત્રના

હૃદયક્ષેત્રમાં થોડા યા ઘણા અસાધારણ ગુણોનાં જે સૂક્ષ્મ બીજ ગુપ્ત રહેલાં હોય છે, તે એવાં વાચન, શ્રવણ અને મનનરૂપી પ્રકાશ અને જળના સંયોગે આપોઆપ ખીલવા માંડે છે; અને જેમ બીજમાંથી અંકુર, છોડ અને વૃક્ષ બની જઈ સુખદાયક ફળફૂલથી સુશોભિત થાય છે, તેમ તે સદ્‌ગુણોનાં બીજ ચરિત્રોનાં શ્રવણ અને વાચનમાંથી વિચારમાં, ઉચ્ચારમાં અને પછી આચારમાં પરિણામ પામ્યા વિના રહેતાં નથી. આ પ્રમાણે સદ્‌ગુણો આચારમાં મુકાતાં તેમાં જે કાંઈ ન્યૂનતા કે બેડોળપણું હોય છે, તે વિવિધ પ્રસંગોમાં ઘડાઈ ટિપાઈને દૂર થતાં, તે સદ્‌ગુણો સૂર્યપ્રભાની પેઠે પ્રકાશી નીકળે છે. સદ્‌ગુણોની આવી વિશુદ્ધિ એ જ તેની અસાધારણતા. અસાધારણતા એ જ સામાન્ય જનોની અપેક્ષાએ વિશેષતા. વિશેષતા એ જ મહત્તા; અને મહત્તા એ જ મહાપુરુષોનું લક્ષણ હોવાથી, જીવનચરિત્રોનો ખરા શોખથી અભ્યાસ કરનાર સજ્જનમાં શુભ સંસ્કારોની સહજ સ્વભાવે વૃદ્ધિ થવા માડે છે. અને પરિણામે તે પોતે મહાપુરુષ જ બની રહે છે."

"જીવનચરિત્રોના સાહિત્યની એવી મહત્તા હોવાને લીધે જ તેની ગણના શ્રેષ્ઠતર સાહિત્યમાં થાય છે." (કાશ્મીરનો પ્રવાસ, સં. ૧૯૬૮)

*

गंगा पापं शशिता तापं दैन्यं कल्पतरुस्तथा।
पाप तापं च दैन्यं च हरेत् साधुसमागमः॥

"ગંગા પાપને, ચંદ્ર તાપને અને કલ્પતરુ દીનતાને હરે છે; પરંતુ સાધુજનોનો સમાગમ તો પાપ, તાપ અને દીનતા એ ત્રણે દુઃખોને હરે છે."

साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः।
काले फलन्ति तीर्थानि सद्यः साधुसमागमः॥

"સાધુજનનાં દર્શન પુણ્યદાયક છે. સાધુઓ તીર્થસ્વરૂપ છે, એટલું જ નહિ પણ તે કરતાં પણ શ્રેષ્ઠ છે; કારણ કે તીર્થ કાળે કરીને ફળે છે અને સાધુસમાગમ તો તરત જ ફળે છે."

"યથાર્થ સાધુજનોનું આ માહાત્મ્ય જરા પણ અતિશયોક્તિવાળું નથી. તેમાં પણ જેઓ સ્વજીવન અને ઉપદેશો વડે દેશભરને માનવજન્મની સાર્થકતાના સન્માર્ગ દર્શાવી ગયાં હોય, નશ્વર પદાર્થોના મોહથી અને

સમજ્યા વિના સધાતાં સાધનોના પ્રવાહમાંથી જેઓ લક્ષાવધિ મનુષ્યોનાં મન ફેરવી તેને શ્રેયના સત્ય પંથે વાળી ગયા હોય, તેમના માહાત્મ્યનું તો કહેવું જ શું? સ્થૂલભાવે વિદેહ થયા છતાં પોતાની પરમહિતાવહ અમરવાણી વડે જેઓ સૈકાંનાં સૈકાંઓ સુધી, અનેક વંશપરંપરાઓ સુધી અસંખ્ય માનવીઓનાં હૃદયાસન પર પૂજ્યભાવે વિરાજી રહ્યા હોય, તેમના માહાત્મ્યને કોણ કળી શકશે? પૃથ્વીપટ પર પેદા થઈ વિલુપ્ત થઈ ગયેલા પ્રબળ પરાક્રમી, વિપુલ વૈભવશાળી અનેક ચક્રવર્તીઓનાં નામ માનવજાતિના સ્મૃતિ-પટ પરથી વિલુપ્તવત્ થતાં જાય છે; ત્યારે આવાં સત્ય ઉજાતિસંપન્ન દૈવી સંતજનોનાં પુણ્યપ્રદ કથન અને વર્તન સમયના વહન સાથે અધિક ને અધિક પ્રચલિત થતાં જઈ, કોટ્યવધિ માનવહૃદયોના વિકારનિવારણ કરતાં રહી, તેમાં તેમના નામનો ઊંડો ઊંડો ને ઊંડો જ ઉતારતાં ચાલે છે!"

"...શું વિદેહ મહાત્માઓનો સમાગમ હજી પણ થઈ શકે? હા, જરૂર થઈ શકે. અબાધ્ય કાળદેવનો અધિકાર તો માત્ર સ્થૂલ શરીરો પર જ વિશેષ છે. એવા મહાત્માઓનાં અધિક હિતાવહ અમર શરીરો તો તેમની ઉદાત્ત જીવનકથાઓરૂપે અને તેમના અલૌકિક ઉપદેશો અને જ્વલંત કીર્તિરૂપે હજી પણ વિરાજમાન જ છે. રાવણ ઇત્યાદિ દૈત્યો મરીને મંત્ર અથવા વરના બળથી એકના અનેક બની જતા, તેમ પાશ્ચાત્ય માનવદેવોના તંત્રમંત્રથી ઉન્નતાવસ્થામાં આવેલી આધુનિક મુદ્રણકળાના પ્રબળ પ્રતાપે આજે એવા મહાન પુરુષોનાં અમર શરીરો પણ ગ્રંથોરૂપી સ્થૂલ આકારને સજીને એકનાં અનેકરૂપે અવતરવા માંડ્યાં છે! દુર્ભાગ્ય તેમનાં જ કે જેઓ તે દ્વારા તે મહાત્માઓના સમાગમનો લાભ લેવાને ન પ્રેરાય!"

"શ્રીરામ, કૃષ્ણ, બુદ્ધ, મહમ્મદ અને ખ્રિસ્ત ઇત્યાદિ મહાત્માઓને તેમના સમયમાં સાક્ષાત્ જોયા છતાં પણ જેમ કરોડોમાંથી ખરી યોગ્યતા-વાળા થોડાઓ જ તેમને ઓળખી તેમના સમાગમનો ખરો લાભ લઈ શક્યા હતા, તેમ સદ્‌ગ્રંથોરૂપે દર્શન આપનાર સાધુજનોના સમાગમનો લાભ પણ ખરી જિજ્ઞાસાવાળાં હૃદયો જ મેળવી શકે છે......"

(ભારતના મહાન પુરુષો, ભા. ૨ જો, સં. ૧૯૭૦)

# ૩ : અવતારી પુરુષો ને મુસ્લિમ સંતો

"અવતરવું એટલે ઊતરવું અથવા જન્મવું અને શુભ તો બધું પરમાત્મદેવરૂપી શુભના અખૂટ સાગરમાંથી સર્વત્ર આવે છે; તથા પામર મનુષ્યમાં પણ કાંઈ ને કાંઈ શુભ તો હોય છે જ; એટલે પછી રામકૃષ્ણદેવ જેવા ઈશ્વરની મહાનવિભૂતિરૂપ પુરુષને ઈશ્વરાવતાર કહેવામાં આવે, એમાં નવાઈ નથી; પણ એથી જગતને આ મોટું નુકસાન થાય છે, કે "એ તો પરમેશ્વર પોતે અવતરેલા, એટલે એમનામાં અસાધારણ જ્ઞાન, ચારિત્ર્ય અને દિવ્ય શક્તિઓ હોઈ શકે, અને તેથી ચાહે તે કરી શકે; પણ આપણે રહ્યા માણસ એટલે એવી યોગ્યતા ન જ મેળવી શકીએ; અને જૂઠ-પ્રપંચ વિના પણ આપણે-સંસારીને ચાલે નહિ, આપણે તો એ ઈશ્વરનું ને અવતારોનું નામ લઈએ, પાઠપૂજા કરીએ અને મૂર્તિ કે છબીનાં દર્શન-પૂજન કરીએ તોપણ ઘણું છે." એવીએવી દુર્બળ માન્યતાઓ ફેલાય છે."

(રામકૃષ્ણ પરમહંસ, આ. ૨જી, સં. ૧૯૯૫)

*

"હિંદુઓની પેઠે મુસ્લિમભાઈઓમાં પણ અનેકાનેક પવિત્ર ઋષિમુનિઓ-સંતસાધુઓ પાક્યા છે. તેઓ સંસારરૂપી ઘોર જંગલમાં અનેક કષ્ટો વેઠીને જ્ઞાન-ચારિત્રની સુંદર સડક બાંધી ગયા છે. પોતાના ઊંડા જ્ઞાન ને બહોળા અનુભવના પરિણામે સારભૂત ઉપદેશોની અનેકાનેક સ્થાયી ઝંડીઓ એ સડક પર રોપી ગયા છે; અને સાવચેતી તથા સ્ફૂર્તિ આપ્યા કરે એવી અનેકાનેક સલાહ-સૂચનાઓ એ ઝંડીઓ (ધ્વજા-પતાકાઓ) દ્વારા સર્વસુલભ બનાવી ગયા છે, જેથી એ ઉત્તમ સડક પર લોકો સુગમતાથી ચાલી શકે, આફતોથી બચી શકે અને વચમાં બીજી-ત્રીજી બાબતોના મોહપાશમાં પડે નહિ; અને સીધેસીધા તે સર્વોત્તમ વસ્તુસ્થિતિ-સચ્ચિદાનંદમય પરમધામ-તરફ જ ચાલ્યા જાય."

"મનુષ્યજાતિ માટે જુદાજુદા તમામ મુખ્ય ધર્મોમાં આવી અતિ ઉપકારક સડકો તથા સલાહ-સૂચનાથી ભરપૂર અનેકાનેક ઝંડીઓ અમૂલ્ય

વારસારૂપે હયાત છે; છતાં પણ આપણે ભારતવાસીઓ તેને વધારે વીસરી ગયા છીએ; તેથી જ અવળે રસ્તે વધારે ચડી ગયા છીએ અને વધુમાં વધુ દુર્દશા ભોગવી રહ્યા છીએ."

"...પ્રિય મુસલમાન ભાઈઓ! તમે પણ જુઓ તમારા મહાન પયગંબરો અને ઋષિમુનિઓ તરફ! જુઓ એમનાં સર્વાર્પણ અને ધર્મવીરતાઓ તરફ! અમો આર્ય હિંદુઓની પેઠે તમો ભાઈઓમાં પણ પાયાભૂત જ્ઞાન–ચારિત્ર ઘટતું ચાલ્યું, તેથી જ વિપરીત બુદ્ધિ, સ્વાર્થવૃત્તિ, વિષયલોલુપતા, કુસંપ, નિર્બળતા, નિર્ધનતા, પરવશતા વગેરે અલાબલાઓ આવી વસી છે કે નહિ? તમને પણ આ અવદશાઓના આસ્વાદ અનુભવો મળી રહ્યા છે કે નહિ? આટઆટલા અનુભવો છતાં પણ હવે આપણે હિંદુ–મુસ્લિમો એ અવદશાઓનાં મૂળ કારણો શોધવા–ટાળવા તરફ વળીએ, એ કેટલું બધું જરૂરી છે? ગુંડાઓની ગુંડાખોરીનો દુરુપયોગ કરવા તરફ, અગ્રેસરોને હણવા તરફ, મનુષ્યહરણ કરવા તરફ અને બળાત્કારે વટલાવવા તરફ હિંદુ જાતિ પણ જો વળી ગઈ, તો પછી બન્ને કોમો હજી પણ કેટલી બધી દુર્દશામાં ડૂબી જશે? બન્ને કોમોને હજી પણ કેટલું બધું શોષવું પડશે? લડાવી મારનારાઓ કેવી પાયમાલીએ પહોંચાડી દેશે? શું આ બધું અત્યારથી શોચવા–વિચારવા જેવું નથી? શું બન્નેના કિસ્મતમાં હજી વધારે આકરી આફતો અને પરાધીનતા સરજાયલી છે?"

"સાચી એકતા, સાચી ઉન્નતિ, સાચી મુક્તિ, સાચી ધાર્મિકતા, સાચી વીરતા, સાચો મોક્ષમાર્ગ અને સાચો દેશોદ્ધાર એટલે શું? કેવી રીતે તે સાધ્ય કરી શકાય? એ બાબતનો ઊંડો વિચાર કરવામાં આવે, સાચા ઉપાય શોધવામાં આવે, પોતપોતાના ધર્મના મૂળ પુરુષો અને મહાત્માઓના અનુભવ તથા ઉપદેશો યથાવત્ સમજવામાં આવે, પોતપોતાના ધર્મબંધુઓને સમજાવવામાં આવે અને બધા જ મુખ્ય ધર્મોની જડ અને ઉન્નતિ સાચા જ્ઞાનમાં અને શુદ્ધ ચારિત્ર્યમાં જ રહેલી સમજાઈને તેની જ પ્રાપ્તિ અને તેના જ પ્રચાર પાછળ મચી પડનારા દેવમાનવો નીકળી આવે, એ હવે દરેક કોમ માટે કેટલું બધું જરૂરી છે?"

જ.

"ઉચ્ચતા–નીચતાનો આધાર અમુક દેશમાં, કોમમાં કે જાતિમાં જન્મવા ઉપર રહેલો હોય, તેના કરતાં ગુણ, કર્મ-સ્વભાવ ઉપર જ વધારે રહેતો આવ્યો છે અને રહેશે. એથી જ ઋષિમુનિઓ 'બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ' એવું ઉપદેશી ગયા છે. જો એ સાચું જ હોય, તો મુસ્લિમ મહાત્માઓને બ્રાહ્મણ, ઋષિ અથવા મહાત્મા કહેવા એ કોઈ પણ રીતે ખોટું કે વધારેપડતું નહિ ગણાય."

"કોઈ કોઈ તરફથી હજરત મહમ્મદ સાહેબ (સલ૦)માં દોષો દર્શાવાય છે; પણ હજરત મહમ્મદ સાહેબ(સલ૦)ની પોતાની અને તેમના શિષ્ય–સંગાથીઓની અસાધારણ સાધનાઓ, અલૌકિક વીરતાઓ, દિવ્ય સદ્‌ગુણો અને પવિત્ર આચરણો તથા ઉપદેશો વગેરે તરફ જોઈએ તથા તેમના પછી ત્રણસો–ચારસો વર્ષ દરમિયાન પાકેલા અનેકાનેક ઓલિયાઓ-માંના ૯૬ ઓલિયાઓનાં ચરિત્રો તરફ જોઈએ; તોપણ એ મહાન પેગંબર (સલ૦) પ્રત્યે તો કોઈ પણ કોમના સમજુ માણસોને પૂજ્યભાવ જ ઊપજવો જોઈએ. આવું હોય ત્યાં પછી તેમને હલકા ચરિત્રવાળા તો કહેવાય જ કેમ? લગભગ દોઢ હજાર વર્ષ સુધી કોઈ પણ અયોગ્ય મહાપુરુષનાં નામ અને કામ તરફ કરોડો માનવોનાં હૃદયમાં પૂજ્યભાવ અને પવિત્રતા પ્રેરાયા કરે ખરી? કદી પણ નહિ. સાચા ઓલિયાઓ, જેમના પ્રતાપે મુસ્લિમ ભાઈઓમાં પાકયા હતા અને અત્યારે પણ કોઈ ને કોઈ–પ્રસિદ્ધ રીતે નહિ તો ગુપ્ત તરીકે પણ પાકતા જ હશે. એવા મુસ્લિમ ભાઈઓમાં જે લૂંટવાવાળા, જજિયાવેરો લેવાવાળા, મંદિરો ભાંગવાવાળા અને જુલમ વર્તાવી પરાણે વટાળવાવાળા પાકયા. તે પયગમ્બર સાહેબના ઉપદેશથી નહિ, પણ ઉપદેશનો દુરુપયોગ કરનારાઓના પ્રતાપે પાકેલા સમજવા જોઈએ. × × × × જેમણે માત્ર ખજૂર ને રોટી ખાઈ ને હજારો અને લાખો માનવોને માથાં આપનાર વીરાત્માને ધર્માત્મા બનાવ્યા હતા, એવા મહાન પયગંબર (સલ૦)નો એવો .પરાણે વટાળવા વગેરેનો હલકો હેતુ હોઈ શકે જ નહિ."

"...હિંદુ અને મુસલમાનોને હજી પણ વધારે દુર્બળ અને દીનહીન બનાવવા માટે તેમની વચ્ચે એક યા બીજી રીતે વેરઝેર ફેલાવાઈ રહ્યાં છે.

એવા સમયમાં આ પુસ્તક કાઢવાનો મુખ્ય હેતુ એ જ છે, કે હિંદુઓમાંથી મુસ્લિમ ધર્મ વિષેની અવળી સમજણ ઓછી થાય, મુસ્લિમ ભાઈઓનું ધ્યાન પોતાના ધર્મસિદ્ધાંતો ને ઉત્તમ આદર્શો તરફ વધારે ખેંચાય અને બન્ને કોમોના લક્ષ્યમાં આ વાત ઊતરતી ચાલે. **દુનિયાના બધા મુખ્ય ધર્મો પરમાત્મારૂપી એક જ વૃક્ષમાંથી ને એક જ ઉદ્દેશથી ઉદ્‌ભવેલાં અનેક ડાળાં જેવા છે; તથા ગમે તેટલા મતભેદ છતાં સર્વોપરી ધ્યેય, હેતુ, સાધન અને સાધના તો એક જેવાં જ છે."**

(મુસ્લિમ મહાત્માઓ, આ. ૨, સં. ૧૯૯૬)

*

## ૪ : સેવા

"……દેશમાં સેવા શબ્દ હવે શોખની વસ્તુ જેવો અને વેપાર, કીર્તિ ઇત્યાદિના સાધનરૂપે ઉપલક્રિયો ધર્મ સામાન્યથઈ પડેલો તેના જેવો બનતો ચાલે છે. એ શબ્દ વાપરવાવાળાઓ પૂર્ણ નિષ્કામતા અને સર્વભાવે અર્પણબુદ્ધિ તથા ધંધારોજગારનાં કામ કરતાં માણસ દેવસેવામાં વધુ સાવચેત, નમ્ર, પવિત્ર ઇત્યાદિ રહે તેવા ધોરણની સેવાબુદ્ધિવાળા—કહેવાતા સેવાબુદ્ધિવાળાઓમાંથી મળવાની આશામાં અત્યાર સુધી ભૂલ કરી અજમાયશો કર્યા કરી. હવે એ વાત પર તો ધિક્કાર, ખરું પુછાવો તો આવી ગયો છે.

"……ખ્રિસ્તની ગાદી ખ્રિસ્તની સાથે જ ઊપજી અને નષ્ટ થઈ. પણ તે નાશ માટે નહિ પણ અમરતાને માટે હતો. 'સસ્તું સાહિત્ય'ની ગાદી પણ તે જ ધોરણની સમજવી. પછી તેનો નાશ જો પરિણામ માટે હોય તે ભગવાન જાણે ને ભગવાનનું જગત જાણે. તે સર્વશક્તિ સર્વેશ્વરને ભૂલી ગૃહસ્થાશ્રમીઓ તથા મઠધારીઓની પેઠે કામ ચાલુ રાખનારાઓની પરંપરાની આકાંક્ષા આટલા અનુભવો પછી પણ ન છોડાય, તો બીજી લોલુપતાવાળાઓના જેવી એ પણ એક લોલુપતા જ.

અંતઃકરણ કહે છે કે હજી પણ કોઈ કેમ ન નીકળી આવે? પણ એ તો સત્યનો અવાજ છે કે સૈતાનનો?" (પત્રમાંથી)

*

"જગતમાંનો દરેક મનુષ્ય શ્રેષ્ઠતા મેળવવાને અભિલાષી છતાં સર્વ કોઈની તે ઇચ્છા શાથી સફળ થતી નથી? એટલું જ નહિ પણ અનેક મનુષ્યો ઊલટાં અધોગતિના પ્રવાહમાં શાથી તણાયાં જતાં હશે? કારણમાં મુખ્ય એ જ પ્રતીત થશે કે ઇચ્છિત શ્રેષ્ઠતા મેળવવા માટેનાં સાધનો અને યોગ્યતા તેમણે મેળવી હોતી નથી અને ઘણાકો તો અધોગતિના દ્વારરૂપ અજ્ઞાન અને તેનાં સંતાનરૂપ અનેક અવગુણોને અધીન થઈ રહેલા હોય છે. સેવા કે સહાયને પાત્ર વિશેષ કરીને આ પાછલા લોકો જ છે. વર્તમાન ભારતનો સુશિક્ષિત વર્ગ દેશોન્નતિ માટેની ચર્ચા કરે છે ખરો; પરંતુ તેટલા પ્રમાણમાં એવા સહાયપાત્ર કરોડો દેશવાસીઓ માટે એ વર્ગમાં જે સ્વાર્થત્યાગ, સેવાવૃત્તિ, અનુકંપા, સાદાઈ, સંતોષ અને કરકસરથી નિર્વાહ કરવાની વૃત્તિ, ઐક્ય, ઔદાર્ય ઇત્યાદિ સદ્ગુણો જોઈએ તેની ઘણી જ ન્યૂનતા જણાશે. જ્યાં સુધી પોતાથી કનિષ્ઠ મનુષ્યો પ્રત્યે એવા સદ્ગુણો ન દર્શાવવામાં આવે, ત્યાં સુધી પોતાથી ચડતા વર્ગ, સત્તા અથવા કુદરત તરફથી પોતા પ્રત્યે ઉદારતા થવાની આશા એ દૈવી નિયમો વિરુદ્ધની દુરાશા જ છે. ભારતમાં એવી ગુણસંપન્ન વ્યક્તિઓનો તથા સંસ્થાઓનો સર્વથા અભાવ છે એમ કહેવાનો આશય નથી; પરંતુ દેશમાં બત્રીસ કરોડની સંખ્યાના પ્રમાણ તરફ જોતાં એવું જે કંઈ છે, તે નહિ જેવું જ છે—ઊંડાણવગરનું છે, કીર્તિ મેળવવા પૂરતું જ છે.

"ઉક્ત સદ્ગુણોની ખીલવણી અને સહાયપાત્રો પ્રત્યેની પરોપકારવૃત્તિ—સેવાવૃત્તિ ખીલવવાને માટે પુસ્તકો બહુ ઉપકારક છે. પરહિતના પ્રયાસરૂપ એ સેવા જેટલે અંશે નિષ્કામતાપૂર્વક હોય તેટલે અંશે તેની યોજના ઉચ્ચ પરિણામવાળી નીવડે છે. મહાત્માઓ કહેતા આવ્યા છે, કે પરસેવા એ ખરું જોતાં પોતાની જ સેવા છે; કેમ કે ખરું જોતાં તેથી પારકું હિત થાય છે, તે કરતાં અનેકગણું હિત પરિણામે સેવકનું થાય છે. ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં ઉપદેશી ગયા છે, કે 'स्वल्पमप्यस्य धर्मस्य त्रायते

महतो भयात्' અર્થાત્ જો આ નિષ્કામ (સેવા) ધર્મ થોડો પણ બજાવ્યો હોય, તો બજાવનારને તે મહાન ભયમાંથી તારનારો થઈ પડે છે. 'સેવા' ધર્મની આ મહત્તા દરેક સમજુ ભારતવાસીએ ખાસ સ્મરણમાં રાખવા જેવી છે; પરંતુ કૃષ્ણ ભગવાનની આ અવતારભૂમિમાં તેને બદલે વિશેષ શું થતું દેખાય છે? તુચ્છ સ્વાર્થપરતા અને તેનાં બાળબચ્ચાંરૂપ છળપ્રપંચાદિ અવગુણો જ! આ સ્થિતિરૂપ રેતીના પાયા પર જ—અને એ અવગુણરૂપ રેતને કાઢી નાખી તેને સ્થળે સદ્‌ગુણરૂપ સંગીન પથ્થરો પૂર્યા વિના જ—દેશોન્નતિ, સમાજોન્નતિ અને ધર્મોન્નતિની ભવ્ય ઇમારતો અમારે ચણવી છે! અન્યની સેવા ઉદારતાદિ ઇચ્છવાને, માગવાને અને મળે તો ભોગવવાને અમે એકપગે તત્પર છીએ; પણ ખુદ અમારી નજરો તળે દેખાતા, પગ તળે વટાતા અને અમારી સાથે અનેક પ્રકારે સંબંધમાં આવતા ખુદ અમારા જ દેશબંધુઓ પ્રત્યે તેવા ઉદાર વર્તનનો પાઠ તો અમે ભણ્યા નથી! અમને તે કોણ ભણાવશે? કયો ગુરુ એ મહામંત્રથી અમારા કર્ણ પવિત્ર કરશે? પ્રભુસેવકપણાનો અને ધાર્મિકતાનો ડોળ દર્શાવનારા અમારા વર્તમાન ગુરુઓ તો અમારું નગદ દ્રવ્ય ઉધારના મોક્ષના બદલામાં હરી લઈને ઊલટા બહારના મોટા ઠાઠમાઠ અને લાખોકરોડોનો સંગ્રહ કરવાને જ પંથે પડી ગયા છે! પોતાની સ્થૂલ વિષયાસક્તિઓથી અને પોતાના અનુદાર વર્તનથી તેઓ અમને શું શીખવી રહ્યા છે? 'બાવા બેઠા જપે ને જો આવે સો ખપે' તેની પેઠે સેવકોના હિતાર્થે જ પોતાને ભેટો સ્વીકારવી પડતી હોવાની અને પ્રાપ્તિ તેમ જ નાશમાં સમબુદ્ધિપણાની વાતો કરીને તેના પડદા હેઠળ લાખો અને કરોડોની જમાનટ કર્યાં જતા એવા અનેક ગુરુ બાપલિયાઓને આપણે ચાલો, જરા અંધશ્રદ્ધાના કાદવમાંથી આપણું માથું ઊંચું કરીને થોડીક હિંમત લાવી પૂછીએ તો ખરા, કે તમારા જીવનમાં કેટલાક દુષ્કાળ, ધરતીકંપ, મરકીઓ અને મોટી રેલોના બનાવો તમે જોયા કે સાંભળ્યા છે? કેટલા લાખ અને કરોડ મનુષ્યો તે દ્વારા સહાયને અભાવે નષ્ટ અને અનાથ થયા છે? વર્તમાનપત્રો અને ફંડ ઉઘરાવનારાઓએ એવે સમયે સહાય માટે પ્રસિદ્ધ યાચનાઓ અને ભલામણો શું નહિ કરેલી? એ પ્રભુને સર્વસ્વ અર્પણ

કરીને ઇષ્ટને શરણ થઈ બેઠેલા પોતાને દેખાડનારાઓ ! પ્રભુનાં એ ચૈતન્યમય જાગતાંજોત જેવાં લાખ્ખોકરોડો તનુમંદિરોની રક્ષાં અર્થે તેમના પર તમારા લાખ્ખોકરોડોના વૈભવો ઓવારી નાખવારૂપ ખરી પ્રભુપરાયણતા દર્શાવવાની કેટલી બધી તકો તમે જોઈ છે ને જાણી છે? અને તે છતાં તેમાંની કેટલી તકો તમે લીધી છે? અફસોસ! હજારવાર અફસોસ! તમારા પ્રત્યક્ષ વર્તનથી અમો પણ એ જ શીખવાના કે બીજું? જગદ્વંદ્ય મહાત્મા કબીર કહી ગયા છે કે—

ગુરુ લોભી, શિષ્ય લાલચુ, દોનું ખેલે દાવ;
દોનું બૂડે બાપડે, ચડ પથ્થરકી નાવ.

"વર્તમાન ભારતનું અંધકારમય આકાશપટ પણ હવે અસામાન્ય ઉદારતાના કોઈ કોઈ તારલિયાઓથી સુશોભિત થતું ચાલ્યું છે જ; પણ તે કેટલા પ્રમાણમાં? વિશેષ કરીને માત્ર મોટીમોટી બાબતોનાં કીર્તિદાનમાં જ ઉક્ત જનરત્નો અને તેમનાં ઉપકારક કઠિન સેવાવ્રતોની સાથે સરખાવવા યોગ્ય કેટલાં જનરત્નો ભારતમાતાના દીનહીન અંકને અત્યારે શોભાવે છે? યુરોપ–અમેરિકાદિ દેશો કરતાં મહાધાર્મિક ગણાતા ભારતની આ અતિ મહત્ત્વના વિષયમાં બસ આ જ સ્થિતિ! તેનો ધર્મ તે બસ કાગળિયામાં જ લખાઈ રહેલો! શું તે તેમ જ રહેશે? હશે, વાચક! નિરાશ ન થા. આવી બાબતોની લાજશરમ તારા–મારા જેવાને નથી. એ તો ધર્મગુરુઓને અને વિદ્વત્તાના ખાંસાહેબોને છે; પણ હા, એક વાત અવશ્ય યાદ રાખજે, કે સાધારણ અને ગરીબ સ્થિતિના લોકો પણ સેવાબુદ્ધિથી પરસ્પર જે મહત્ત્વની સહાય કરી શકે છે, તે વિષયમાં તું કંઈ આગળ વધી શક્યો છે? આપણે ઘણાખરા ગરીબ અને મધ્યમ સ્થિતિવાળાઓ એવા જ ખબ વિચારના છીએ, કે અમે તે શું પરહિત કરી શકીએ?

"અનુદારતા અને લોભવૃત્તિ જ આમાં છેતરતી હોય છે. નહિ તો ગમે તેવો ગરીબ પણ ઉદાર હોય, તો પોતાનાં તન, મન, ધનમાંથી વધારો કાઢી અન્યના હિતાર્થે ખર્ચી શકે છે. લોભવૃત્તિવાળા પાસે તો બાદશાહી હોય; તોપણ પોતાના વૈભવ માટે તે ઓછી પડતી હોવાનાં રોદડાં રડ્યા કરવાનું, અને 'અમુક વસ્તુ કે સ્થિતિ મને પ્રાપ્ત નથી એટલે લાચાર

છું. નહિ તો આમ કરત ને તેમ કરત.' એવું જૂઠું, લોભી, પાપી કથન કર્યા કરવાનું જ તેના નસીબમાં સરજાયેલું હોય છે!

"પરોપકારનાં અનેક કાર્યો કરવાનો ઉત્સાહ દર્શાવનારા કંઈ એક મનુષ્યો જોવાસાંભળવામાં આવે છે; પરંતુ કાર્યપ્રદેશમાં પ્રવેશ કરવાનું તેમાંના ઘણાખરાથી બની શકતું નથી. ખરી વાત છે કે શરીરબળ, દ્રવ્યબળ અને વિદ્યાબળ અર્થાત્ મનોબળનો યોગ થયા વિના આવાં કાર્યો જોઈએ તેવી રીતે થઈ શકતાં નથી. પરંતુ ઉત્સાહી મનુષ્યો તે સર્વ સંજોગો તુરતમાં પ્રાપ્ત ન હોય તેથી નિરાશ થતા નથી. ત્રણમાંનું એક બળ તો ઘણે ભાગે દરેક મનુષ્યમાં રહેલું હોય છે જ. જો તે એક બળનો ઉદારતા અને દક્ષતા તથા નિષ્કામતાપૂર્વક ઉપયોગ કરવામાં આવે, તો બીજાં બળો અથવા તે બળ વિના બીજી રીતે નભી જાય એવી યુક્તિઓ પ્રાપ્ત થયા વિના નથી જ રહેતી."

"કંઈ એક ઉત્સાહી દેખાતા મનુષ્યો ઉપર પ્રમાણે પ્રાપ્ત બળનો ઉપયોગ ન કરતાં પ્રથમથી જ બીજાની મદદની વાટ જોઈને બેસી રહે છે. અને પછી તે ન મળવાથી બીજાઓ પર મદદ નહિ આપવાનો દોષ અને ગેપ વર્ષાવે છે. શરીરસંપત્તિવાળા મનુષ્યો તે સંપત્તિનો બનતો સદુપયોગ કરવારૂપ શરૂઆત કર્યા વિના જ મોટી અને ખોટી આશામાં રમતા હોય છે, કે ધનવાનો કે વિદ્વાનો તરફથી આટલી મદદની અમારે જરૂર છે, તે મળી આવે તો અમે અમુક પરોપકારનાં કાર્યો ઉઠાવવા તૈયાર છીએ.

"ધનસંપત્તિવાળાઓ યથાશક્તિ તે સંપત્તિનો ઉપયોગ કરીને શરૂઆત કર્યા વિના જ એવી આશામાં વખત ગાળતા હોય છે, કે વિદ્વાનો અને બીજાઓની અમુક મદદ મળી આવે તો અમુક જનસેવાનાં કાર્યો કરવા અમારી ધારણા છે.

"વિદ્વાન મનુષ્યો પોતાની વિદ્યાનો બનતો સદુપયોગ કરી બતાવવા પહેલાં જ કહે છે, કે ધનવાનો અને જનસમાજ તરફથી અમને અમુક ટેકો મળવો જોઈએ, જેથી અમે દેશ અને ધર્મસેવાનાં અમુક કાર્યો ઉઠાવી શકીએ.

"આવી આશાઓમાં રમ્યા કરવાથી કદી કોઈ મહત્તાવાળાં કાર્યો થયા નથી ને થનાર પણ નથી. દુનિયામાં જે કાંઈ મોટા કાર્યો થયાં છે, તે સર્વના કરનારાઓએ એવી વૃથા આશાઓમાં સમય ન ગાળતા પોતપોતાને પ્રાપ્ત બળ અને સાધનનો યથાશક્તિ સદુપયોગ કરીને જ તેવા કાર્યોની શરૂઆત કરેલી હોય છે. બીજાઓની સહાય તો પછી જ મળે છે

"સ્વતંત્ર કાર્યો શરુ કરવાનું ન બને તેઓ તેવા કાર્યો કરનારાઓને બનતી મદદ કરવાનુ રાખે, તોપણ થોડું નથી. આથી પરિણામે તેમની પોતાની જ શક્તિઓ અભ્યાસ અને અનુભવથી પરિપક્વ થઈ અધિક બળવાન થાય છે અને ઇચ્છિત સ્વતંત્ર કાર્યો કરવાની, યોગ્યતા તેઓમાં આવે છે . ..." (આર્યધર્મનીતિ, આવૃત્તિ ૩જી, સં. ૧૯૬૩)

*

"મનુષ્ય ગમે તેટલો વ્યવહારકુશળ, બહાદુર અને સાધનસંપન્ન હોય અને તે પરોપકારના ગમે તેવા મહાન કાર્યો કરે, પણ જ્યાં સુધી પરજીવનનો મહિમા સમજાઈ ને તેની સિદ્ધિ અર્થે નિષ્કામતા તથા ઈશ્વરાર્પણ બુદ્ધિ તે પ્રાપ્ત કરી શક્યો ન હોય, ત્યાં સુધી આ સ્થૂળ સત્તા અને પદાર્થોની પ્રાપ્તિ તથા નાશજન્ય હર્ષશોકના આચકાઓમાંથી તે કદી પણ છૂટી શકતો નથી

".. પરંતુ એથી એમ નથી ઠરતું કે ધનવાળાઓ જ સમાજસેવા કરી શકે અને ગરીબ તથા મધ્યમ સ્થિતિવાળાઓ ન જ કરી શકે ગરીબ મનુષ્યો પણ આશ્ચર્યકારક લોકહિત સાધી શકે છે. જો સાદું જીવન તેમના વ્યવહારનો પાયો હોય છે, તે પાયાને પકડી રાખવાનું બળ ભપકાદાર મકાનોમાં જન્મી નોકરિયાત સ્ત્રીઓના દૂધથી પોષાયલા અને હલકટ નોકરોના હાથથી ઊછરેલા મનુષ્યોના નસીબમાં ભાગ્યે જ હોય છે જર્જરિત ઝૂંપડીમાં મહેનતુ માબાપને પેટ જન્મેલા દિવ્ય બાળકો જ એ સૌભાગ્યનાં વિશેષ કરીને ભોક્તા બની શકે છે, અને આજીવિકાની છતી નિરાંતે તૃષ્ણારૂપી મહાનદીમાં તણાયા કરનારા લોભીદાસોને દંગ કરી નાખે એવા અનેક ગુણ, સદ્‌ગુણ, ત્યાગવૃત્તિ, શ્રમ તથા પ્રભાવને દર્શાવી શકે છે. જગતના મહાન પુરુષોના જીવનચરિત્રોમાંના ઘણાખરા અસામાન્ય

ચરિત્રનાયકો એ જ કોટીના જણાય છે......"

(જગવિખ્યાત પુરુષો ભા. ૪, સં. ૧૯૭૨)

*

"સાધારણ અને અસાધારણ માણસોમાં શરીર અને શક્તિ આબેહૂબ એક જ પ્રકારનાં હોય છે. ફેર માત્ર પેટસેવા, કુટુંબસેવા અને બીજામાં દેશસેવા યા પ્રભુસેવા એ જ છે. પણ એક જ સ્ટેશનથી ઊપડેલી બે ગાડીઓમાં એક પેશાવર પહોંચી જાય ને બીજી રામેશ્વર પહોંચી જાય છે, એવડો મોટો પરિણામમાં ફેર પડે છે. જમે છે બેઉ માણસો પણ એક ગીતામાં કહ્યું છે તેમ પેટ માટે જ રાંધીને પાપ જમે છે અને બીજો ઠાકોરજીને માટે રાંધીને પ્રભુની પ્રસાદી જમે છે...."

"લોકહિતનાં કામોમાં નિર્બળતાને લીધે જ કેટલા ય માણસોને એવા જોઉં છું કે કૃષ્ણ બને તેવા છતાં શંકુ રહી ગયા છે. અને ભીમ કે અર્જુન બને તેવા છતાં ભટ (રસોયા) અને ભોટ જેવા બની રહ્યા છે. આ યુગના સ્વયંસેવકો આટલું રહસ્ય સમજે અને અનેક તરફની પ્રાથમિક લાગણીઓ તથા તાણીઓ–થેંકસરૂપી વિઘ્નોને જરા લાત મારતાં શીખે તો ઘણો મોટો ફેર છેવટના પરિણામ અને યશમાં પડે.

"દસ ઠેકાણે દસ કૂવા સાથે ખોદનાર દસ મહિને પાણી પામે, જે એક જગ્યાએ ને વધુ બળ વાપરે તો એક મહિને પામે, અને તે પામે એટલ તેવું જ જોઈએ. આપોઆપ જ અનેકો તેને પૂછવા આવી લાગતાં જ મહિનામાં દસ કૂવા ઊભા કરી દે. દસ માસમાં તો સો કે હજાર કૂવા પણ બની શકે"

(પત્રમાંથી)

*

"માણસ પોતાના જ્ઞાનના પ્રમાણમાં જ ઉદ્દેશ અને ધોરણની ઉચ્ચતા સ્વીકારી શકે છે. અને તે ઉચ્ચતાના પ્રમાણમાં જ સ્થૂલ સંબંધો અને સગવડોને કેટલી અગત્ય આપવી, તે વાતને સમજી તથા પાળી શકે છે. ગૃહસ્થ કે રાજા તરીકે, પતિ તરીકે, પિતા અને પુત્ર તરીકે, બુદ્ધ, ગાંધી, દયાનંદ ઇત્યાદિ પણ ફરજો બજાવવાને બંધાયલા હશે જ; પણ એ કરતાં પણ અતિ મહત્ત્વની ફરજો અને વિશાળતાને તેઓ જોઈ શક્યા. અને એકાદ

વસ્ત્ર કે લંગોટી તથા સાદા રોટલામાં તેઓ ચક્રવર્તી કરતાં પણ વધુ ભાગ્યશાળીપણું જોઈ તથા અનુભવી શકયા. સર્વાંશે નહિ તો અંશતઃ પણ એવા પ્રકારના માણસો જ દેશને થોડાઘણા સંગીન ઉપયોગી થઈ શકે. અને તેના બદલામાં કુદરત તરફથી અનેકગણી કિંમતી એવી ચારિત્ર્ય-શુદ્ધિ અંતે સત્ય ઉન્નતિ મેળવીને પાછા તે ઉન્નતિ તથા શુદ્ધિના દાતા તેઓ બની શકે છે." (પત્રમાંથી)

*

"અબજોના નગદ દાન કરતાં એક નિર્ધન માણસે સત્ય લોકસેવા પાછળ સર્વભાવે ગાળેલાં અમુક અમુક વર્ષ પણ વધુ મહત્ત્વ—વધુ ઉપકારકતા ધરાવે છે અને દાતાનું આત્મકલ્યાણ પણ ઘણું જ વધારે કરે છે. ત્રીસ લાખવાળા દાતા કરતાં નિર્ધન ગાંધી કેટલો ચડે ? સઘળાથી કાંઈ ગાંધી જેવા બનાતું નથી." (પત્રમાંથી)

## ૫ : આંતરસંપત્તિ

"મહાન ઉપદેશકો ઉપદેશતા આવ્યા છે કેઃ—

જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર.

"આ ઈશ્વરી સંદેશરૂપ ઉપદેશ સંક્ષિપ્ત રૂપમાં હોવા છતાં કેટલો રહસ્યપૂર્ણ છે ? ભક્તિ, દાતાપણું અને વીરત્વ એમાંના પ્રત્યેક ગુણનું સ્વરૂપ જોતાં, તેના પેટામાં અને પરંપરામાં અનેક સદ્‌ગુણોનો અર્થાત્ દૈવી અંતરસંપત્તિઓનો સમાવેશ થતો જણાશે. આ દિવ્ય અંતરસંપત્તિઓ જ બાહ્ય સ્થૂળ સંપત્તિઓની અપેક્ષાએ અધિક આનંદપ્રદ, કલ્યાણપ્રદ અને જન્મોજન્મ મનુષ્યની સાથે રહેનારી અને તેને ઉત્તરોત્તર સત્યશ્રેષ્ઠ ઉન્નતિએ ચડાવનારી છે. નિરંતરની સર્વોત્કૃષ્ટ જ્ઞાનાનંદમયી મોક્ષાવસ્થા જેમ એ અંતરસંપત્તિરૂપ પવિત્ર વૃક્ષના ફળરૂપે છે; તેમ કીર્તિ, દ્રવ્ય ઇત્યાદિ બાહ્ય સંપત્તિઓ પણ એ મહાવૃક્ષની સાથે જ છાયારૂપે જોડાયેલી

હોવાથી આ અંતરસંપત્તિ સાથે જ સંબંધ ધરાવે છે. અર્થાત્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થોની પ્રાપ્તિનો આધાર આ અંતરસંપત્તિઓ ઉપર જ રહેલો છે.

'ઉપલો ઉપદેશ જાણતાં કે અજાણતાં જે દેશમાં, જે પ્રજામાં, જેટલો સમય અને જેટલા અંશે પરિપાલિત થયો છે; તે દેશ અને પ્રજા તેટલે અંશે અને તેટલો સમય ઉન્નત દશા ભોગવતી રહી છે. અને તેના પાલન-વિનાની પ્રજા નિસ્તેજ, નિર્માલ્ય અને અનેક રીતે હીનતામાં રહીને પ્રયત્નનું પ્રાપ્ત સત્વ અને સ્વત્વ ગુમાવી બેઠી છે. જગતભરનો ઇતિહાસ આ વાતો ઉચ્ચ સ્વરે પ્રચંડ નાદે પોકારી રહ્યો છે.'

"ભારતવર્ષમાં પણ એ અંતરસંપત્તિની ન્યૂનતા થવા માંડ્યાની સાથે જ નીચી ભૂમિમાં પ્રવેશી જતા જળની પેઠે અનેકવિધ દુર્દશાનો પ્રવેશ થયેલો છે, અને તેનો એકનો એક તથા સત્યમાં સત્ય ઉપાય પણ 'એ સંપત્તિની ખીલવણી કરવી' એ જ છે.

"એ ખીલવણી થવામાં ઉપયોગનાં અન્ય અનેક સાધનો નીકળી આવવાં સુલભ છે, પરંતુ પોતે જાતે જ એ સદ્‌ગુણોના આદર્શરૂપ હોઈ અન્યને ઉપદેશ વડે તથા કાર્ય વડે તે તરફ દોરનાર શ્રેષ્ઠ પુરુષો દેશમાં પ્રકટી નીકળવા એ જ સર્વ કરતાં અધિકમાં અધિક મહત્ત્વનું સાધન છે...

"પોતાનાથી ઊતરતા પ્રાણીઓનું હિત કરવામાં જ પોતાનું, પોતાની પ્રજાનું અને-પોતાના દેશનું વ્યાવહારિક અને આધ્યાત્મિક હિત રહેલું છે, એમ જ્યારે ખરી રીતે સમજાશે અને 'એ હિત કાંઈ ઉપર-ઉપરના નાટકી દેખાવો કર્યા કરી-અંદરખાનેથી પોતાનાં તન, મન, ધનને માત્ર અધિકાધિક લાભ પાછળ-માત્ર સ્વાર્થ સાધવામાં યોજી રાખવાથી થનાર નથી; પણ પ્રાણી માત્ર પ્રત્યે કુટુંબભાવ તથા સાદાઈ ધારણ કરીને પ્રાપ્ત તન, મન, ધનની આહુતિ માનવસેવાના મહાયજ્ઞમાં હર્ષપૂર્વક અર્પવાથી જ થઈ શકશે.' એમ જ્યારે સમજાશે ત્યારે જ એ ઝૈશન આવી શકશે.

"અરે! પણ આ તો અમારાં સર્વ નાશનો જ ઉપાય કહ્યો! નગદનો નાશ અને ઉધારની ઉન્નતિ અમારે નથી જોઈતી! આમ કહેનાર પણ

અનેક નીકળશે જ; અને એ ઊંધી માન્યતા જ ખરી ઉન્નતિ આડે અંતરાય નાખતી આવી છે.

"જે પદાર્થોને તમે તમારા કહો છો, તેમાં કેટલું સત્ય છે એ વિષયમાં ઊતરવાનું રહેવા દઈ આ સ્થળે માત્ર આટલું જ ધ્યાનમાં લેવા પ્રાર્થના છે, કે એક બીજને વાવવું એ શું સર્વનાશનું કાર્ય છે? અલબત્ત, તે બીજનું બાહ્ય સ્વરૂપ તો તેથી નષ્ટ થવાનું ખરું જ; પણ એમ થવાને લીધે જ, એ બાહ્ય સ્વરૂપની આહુતિ અપાયાને લીધે જ, એ બીજમાં રહેલ ખરેખરા બીજત્વરૂપ અનંતશક્તિને એકના અનેક બનવાનો-પ્રકટવાનો મહાન તત્ત્વનો માર્ગ ખુલ્લો થાય છે, એ વાર્તા શું સમજી શકાય તેવી નથી? જવા દો હવે એ બધી મૂર્ખતા; અને થવા દો એ મિથ્યા તમારાં કહેવાનાં બાહ્ય તન, મન, ધનને દીનસેવાના યજ્ઞની આહુતિ! ખીલવા દો એ તેમાં રહેલા સર્વવ્યાપક અમાપ મહાસામર્થ્યને! અમલમાં આવવા દો એ એકમાંથી અનેક બનવાની શક્તિને! અને જુઓ કે પછી શું પરિણામ થાય છે? આ મહાન પરિણામની કંઈક પણ કલ્પના તમને આવો!

"જગતમાંનાં દરેક મહાન કાર્યોના કરનારાઓએ આ સત્ય પંથનું જ અવલંબન કર્યું છે! એવું દરેક મહત્ કાર્ય આ મહાનિયમના ખરેખરા પાલનના જ ફળરૂપે પ્રકટેલું છે! હે વ્યાપક પરમાત્મદેવ! આ સત્ય સમજણ અને તેનાં મહત્ પરિણામોની કલ્પના અમારા મોહવશ માનવબંધુઓમાં ઉદ્‌ભવો!

"'બીજા બહારના લોકોએ આ દેશમાં આવીને નાહકનું આપણું બધું લઈ લીધું છે; અને તે તેમની પાસે માત્ર માગવાથી જ મળી જશે' એ જ સમજણને આધારે હાલ તો દેશના સર્વ ભાગમાં રાજદ્વારી ઇચ્છાઓ અને લડતો ફેલાઈ ગઈ છે! પડી ગયેલો ગોલો જ તરતમાં તો સર્વને સહેલો, મીઠો અને કીર્તિપદ લાગ્યા કરતો હોવાથી જ્યાંત્યાં એ વિષય તરફ જ આકર્ષણ હાલ તો વધી પડેલું જણાય છે! અસ્તુ. 'કંઈ નહિ તેના કરતાં કંઈક પણ ઠીક જ' છે; પરંતુ અમારું જણાવ્યું તેમ ખરી વાર્તા તો એ જ છે, કે આપણી ખરી સંપત્તિરૂપ અંતરસંપત્તિ વા સદ્‌ગુણસંપત્તિ કોઈના લઈ લેવાથી જતી રહી નથી. આપણે જ બેદરકારી

અને મૂર્ખતાથી તેને ત્યજી દીધેલી છે, અને તેમ થવાથી જ તે મહાવૃક્ષની છાયારૂપ આપણી બાહ્ય સંપત્તિ પણ આપણને ત્યજી ગયેલી છે! સર્વોત્કૃષ્ટ આધ્યાત્મિક સંપત્તિ પણ 'मूलं नास्ति कुतः शाखा'ની પેઠે તેથી જ છેટી રહે છે; અને તેટલા માટે તે સર્વ ફળપ્રદાતા અંતરસંપત્તિને દેશમાં ખીલવવાથી જ તેની સાથે છાયા, અને ફળસ્વરૂપે જોડાયલી એ ઉભય સંપત્તિઓ મેળવી શકાય તેમ છે. આ અંતરસંપત્તિરૂપ સદ્‌ગુણો તે સાત્ત્વિકતા, સત્કર્મ, જ્ઞાન, ભક્તિ, નિષ્કામતા, દાનવૃત્તિ, સ્વાર્થત્યાગ, દીનવત્સલતા, કાર્યકુશળતા, સદાચાર, વીર્ય, શૌર્ય, ઐક્ય ઇત્યાદિ સદ્‌ગુણો છે....

"બહારની ગમે તેવી ગરીબ અવસ્થામાં પણ એ અંતરસંપત્તિ ખીલવી શકાય છે જ. એ સંપત્તિ બ્રહ્મોમદ્ધ વ્યાપી રહેલી હોવાથી તેને બહારના કોઈએ ખૂંચવી લીધી નથી કે રોકી રાખી નથી. તેમ થઈ શકવું જ અશક્ય છે. માત્ર તેના આડે કોઈ પણ હોય તો દરેક મનુષ્ય પોતે જ— તેના પોતામાં રહેલા અવગુણો જ છે. પોતાની અણસમજને લીધે અસારને સારરૂપ, અનિત્યને નિત્યરૂપ, અસુખને સુખરૂપ અને અજ્ઞાનીપણાને જ્ઞાનીપણારૂપે માની લેવાયું છે. પોતાની જ અવળી સમજણે અંતરસંપત્તિરૂપ ખરી વસ્તુ તરફ બેપરવા બનાવીને તેની છાયારૂપ આ જગતની સ્થૂલ સંપત્તિને પકડી રખાવી, તે વડે આનંદ ભોગવવાનો નિષ્ફળ મોહ ઉપજાવેલો છે. મૂળ ઝાડને વહેતુ મૂકી દઈ તેની છાયાનો આનંદ ભોગવવાની મિથ્યા આકાંક્ષા, એ મહા મૂર્ખતા, એ ઊંધી સમજણે જ ઉત્પન્ન કરી છે; અને એ મિથ્યા મૃગજળના દૂરથી સુંદર દેખાતા સરોવર તરફ તેમને દોડાવ્યા કરી આખરે તે સંપત્તિ તેમ જ ખરી સંપત્તિરહિત ખાલી હાથે આ જગતમાંથી વિદાય થવું પડવાના અધમ પંથમાં એ દુષ્ટ રાક્ષસીએ જ ભારતસંતાનોનો પ્રવેશ કરાવ્યો છે.'

"તાત્પર્ય એ જ કે સદ્‌ગુણરૂપ એ દિવ્ય અને ફળપ્રદ અંતરસંપત્તિ જ ખરી રીતે પ્રાપ્તવ્ય છે. બાહ્ય સંપત્તિ કે મોક્ષ જે કાંઈ જોઈએ તે એ દિવ્ય અંતરસંપત્તિ જ અપાવી શકશે. એ સંપત્તિરૂપ ખરી યોગ્યતા અથવા ચિંતામણિને બહારનું કોઈ જ ખૂંચવી લઈ શકતું નથી. જેમજેમ તે બીજાઓને અપાતી જાય તેમતેમ ઊલટી આપનારનામાં વધતી જાય

એવી એ અલૌકિક સંપત્તિ છે. પ્રાચીન ભારતે સર્વ પ્રકારની જાહોજલાલી એ સંપત્તિના પ્રતાપે જ ભોગવી હતી. એ સંપત્તિવિનાની બીજી બહારની કળાકુશળતાઓ વૃથા જ છે. વૃથા જ નહિ પણ ઊલટી નુકસાનમાં નાખનારી પણ થઈ પડે છે! દષ્ટાંત તરીકે તાજા જ બનાવરૂપે જુઓ તમારી ભાગી પડેલી સ્વદેશી બેંકોના ચાલાક સ્થાપકોની હોશિયારી! જુઓ એ આર્થિક હથિયારનો સ્વાર્થમય દુરુપયોગ અને પોતાના જ લોકોની પાયમાલી!

"એ અંતરસંપત્તિ દેશમાં કેવી રીતે ખીલવી શકાય? પ્રથમ તો તેમ કરવા ઇચ્છનારે પોતે પોતાનામાં જ તે સંપત્તિ ખીલવવી જોઈએ, અને પછી એ દિવ્ય સંપત્તિથી સુશોભિત થયેલા સ્વજીવનનો નિષ્કામપણે પરહિતમાં વ્યય કરવો જોઈએ. જેમ એક બીજનો નાશ થવાથી અનેક બીજો તેમાંથી પાકે છે, તેમ સ્વજીવનરૂપ બીજનું લોકસેવારૂપી રસાળ ભૂમિમાં વાવેતર કરીને–એ જીવનનાં તન, મન, ધનરૂપી બાહ્ય સ્વરૂપનો, એ ભૂમિમાં જ વિનાશ થવા દઈને–તે વડે એવાં બીજાં અસંખ્ય જીવનો બનાવવાની કુદરતને તક આપવી જોઈએ. આ પ્રકારે જે અગણીત બીજો ઉત્પન્ન થશે, તેમાંનું દરેકેદરેક બીજ પાછું એકમાંથી અનેક બનાવવાની તેટલી જ અમાપ શક્તિવાળું જ હશે!

"એકાદ જણ બિચારો શું કરી શકે? તે ઉપલી હકીકતથી સમજી શકાય તેમ છે. બિચારો કોઈ છે જ નહિ. જો સમજે તો શરીરરૂપ અમૂલ્ય વસ્તુ અને મનરૂપ ચિંતામણિ દરેકને પ્રાપ્ત જ છે. વળી મહાનથી મહાન ધનરૂપ પરમાત્મસત્તા પણ પોતાના અનંત સામર્થ્ય સહિત દરેકના અંતરમાં આત્મસ્વરૂપે વિરાજમાન જ છે. તેની મહત્તાની ખબર નથી અને પોતાના ક્ષુદ્ર અહંત્વમમત્વરૂપ પડદાઓને ખસેડી દીધા નથી તથા તે સર્વશ્રેષ્ઠ અનુપમ પરમાત્મદેવનો પ્રકાશ સ્વહૃદય પર પડવા દીધો નથી, ત્યાં સુધી જ એ બિચારાપણું રહી શકે તેમ છે. ઇતિહાસમાં જરા ધ્યાનથી દૃષ્ટિ નાખી જુઓ! જરા રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકર, નાનક, ખ્રિસ્ત, મહમ્મદ, શિવાજી, નેપોલિયન, રામદાસ, પ્રતાપ, ઔરંગ, વલ્લભ, રામાનુજ, કબીર, દયાનંદ, રામકૃષ્ણ, ગુરુગોવિંદ, વિવેકાનંદ, બ્લાવેટસ્કી, રામતીર્થ, બીસેંટ, લીંકન, ગારફીલ્ડ, વોશિંગ્ટન, જનરલ બૂથ, બર્નાર્ડો, ગાંધી,

ગોખલે, દાદાભાઈ, મુન્શીરામ, લજપતરાય...ઇત્યાદિ ઇત્યાદિ વ્યક્તિઓનાં જીવન અવલોકી જુઓ એટલે એક મનુષ્ય તે શું વસ્તુ છે, અને કનિષ્ઠ સંજોગોમાંથી આગળ વધી અસામાન્ય યોગ્યતા અને મહત્તાપાત્ર સ્વપુરુષાર્થ વડે જ, માત્ર અંતરસંપત્તિના મુખ્ય આધાર વડે જ તે કેવી રીતે મેળવી શકે છે એ સહજમાં પ્રતીત થશે...".

(બુકર ટી. વૉશિંગ્ટન, આ. ૧લી, સં. ૧૯૭૦)

*

"તમે જો સાચા સત્ય જિજ્ઞાસુ હો અથવા થવા માગતા હો, તો તમારો સર્વ સારામાં સારો સમય તત્ત્વાભ્યાસમાં ગાળજો: એથી, જેની નોકરી કરવાની છે, તેની નિમકહરામી નહિ; પણ નિમકહલાલી જ થશે; કેમ કે એ અભ્યાસ માણસના નૈતિક, શારીરિક બળમાં વધારો અને તાઝગી આપનારો હોવાથી એ થવા પછીના સમયમાં જે કાંઈ વ્યવહારો સંધાય છે, તે વધુ પવિત્ર અને ઉપકારક હોય છે." (પત્રમાંથી)

## ૬ : સંત-ગુરુ

"આ જમાનામાં એવાએવા ધૂર્ત ઉપદેશક, વિદ્વાન, યોગી, ઋષિ, ઘરબારી, મઠધારી, ભેખધારી વગેરે હોય છે, કે જેઓ બીજા સ્વાર્થસાધકોને શિષ્ય, સેવક, ભક્ત, સહાયક, ભાગીદાર, ઇજારદાર કિંવા દલાલ બનાવીને પોતામાં મહાત્માપણું, વચનસિદ્ધિ, ચમત્કારશક્તિ તથા વરદાન અને આશીર્વાદશક્તિ વગેરે હોવાનું ફેલાવતા રહે છે; અને યુક્તિપ્રયુક્તિ ધૂર્તવેડા કર્યા કરી જનવર્ગની જ્ઞાનરહિત ધર્મવૃત્તિ તથા અંધશ્રદ્ધાનો પુષ્કળ લાભ લેતા થકા ખાનપાન, ધનધામ, માનમોટપ અને દુરાચાર સુદ્ધાં સાધ્યા કરે છે! દુ:ખની વાત છે, કે આવાં અસામાન્ય ચરિત્રોમાંથી પણ એવા ધર્મઢંગો તો સાચા મહાત્માના જેવું બોલવાનું અને ડોળદેખાવ કરવાનું શીખી લઈ દુરુપયોગ જ કરે છે.

"લોકપુણ્ય હજી એટલું બધું ઓછું, કે એવાનેવાઓનાં પોલ ખોલનારાઓને સાચી હકીકતોના પુરાવા મળવા દુર્લભ હોવાથી તથા

ધર્મઢંગો પાગે ધર્મ, 'છળપ્રપંચ અને સાગવગનું બળ હોવાથી એવા સાચા લોકસેવકોને દંડાવી શકે છે અને કારાવાસમાં પણ મોકલાવી શકે છે! ફિર નહિ, એવાઓના એ છૂટાછવાયાં તપધર્મ પણ એવાં ખીલી ઊઠશે, કે એ ધર્મધૂર્તોને ભોંય ભારે પડી જશે. વંદન છે એવા તપોધન–લોકસેવક દેવમાનવોને." (રામકૃષ્ણ પરમહંસ, આ. ૨૭, સં. ૧૯૯૫.)

*

"ખરી વાત છે, કે આ કલિકાળમાં સ્ત્રી મરી જવાથી, નિર્ધનતાથી કે મફતના માલ માટે જ ઘણાય ભેખધારી બને છે અને તેથી તેવાઓમાં સાચું સાધુપણું હોવાને બદલે ભેખને લજાવવાપણું વધારે હોય છે. બીજા હાથ પર હવે ગૃહસ્થાશ્રમીઓમાં પણ ઘણાખરાઓ સાચા ગૃહસ્થપણાને બદલે પામરપણાને વધારે સેવતા હોય છે અને તેથી તેઓનામાંના ઘણાક તો લોકોને છેતરવા માટે–મફતના માલ ઉડાવવા માટે ભેખ લઈને પછી તે આશ્રમના ધામને લજાવે છે; પરંતુ આ ઉપરથી જેમ 'કોઈ પણ સાચો ગૃહસ્થ દેશમાં નથી,' એવું કહી શકાય નહિ, તે જ પ્રમાણે 'દેશમાં કોઈ સાચો સાધુ નથી' એવું પણ ન જ કહી શકાય. વળી 'ઘરમાં રહીને જે સંયમી ન બની શકે તે ત્યાગી પણ થાય' એવા ભાવનું કથન તો હાલના અજ્ઞાન, ગરીબાઈ, અંધશ્રદ્ધા ઇત્યાદિના જમાનામાં નુકસાનકારક પણ થાય તેવું છે; કેમ કે ઘરબારી કરતાં તો ઊલટાં ભેખધારી માટે જ કનકકામિની ઇત્યાદિનાં પ્રલોભનો વધારે હોય છે અને તેથી જ તેઓમાં સ્વધર્મનું પાલન કરનારા વિરલ હોઈને ઉલંઘન કરવાવાળા પુષ્કળ હોય છે. આવાંઆવાં કારણોથી જ ધર્મશાસ્ત્રોએ ચતુર્થાશ્રમનો માર્ગ વિકટ કહ્યો છે; માટે નિર્બળ મનવાળા માનવો સંયમી બનવાની દુરાશામાં પડીને ઘરબાર ત્યજી જાય, તો તો તેઓ ઊલટા એવા જ બને કે 'ન ઇધરકા રહા ન ઉધરકા રહા.' ગૃહસ્થાશ્રમમાં રહીને ક્રમેક્રમે સંયમ વધારી આપવાનો રસ્તો કેટલો સુગમ છે અને તેના કરતાં ચતુર્થાશ્રમનો માર્ગ કેટલો કઠિન તથા કનકકામિનીનાં પ્રલોભનરૂપી આ દૂતોથી ભરપૂર –, એ વાત સર્વ હરિજનો અને જિજ્ઞાસુ જનો જરૂર ધ્યાનમાં રાખે; અને જ્યાં સુધી પ્રભુદર્શનની જબરદસ્ત ભૂખ-ગાંડીતૂર બનવા જેટલી જાગે નહિ

તથા જ્યાં સુધી સહન કરીને પણ ઘર આગળ ઉચ્ચ સાધનાના સાધને આગળ વધવાનો કોઈ પણ માર્ગ શક્ય જણાય, ત્યાં સુધી તો ઘર તજવાનો વિચાર લાવે નહિઃ

"આ પછી સાચી સાધુતાના સંબંધમાં આ સેવક એટલું તો જરૂર કહેવા માગે છે, કે અલબત્ત, કરોડો ઘરબારીઓમાં તુકારામ, સુદામા, નરસિંહ મહેતા, ગુરુ નાનક, કબીર સાહેબ, ભાણ્ણા સાહેબ, રામકૃષ્ણ પરમહંસ ઇત્યાદિના જેવા ગૃહી મહાત્માઓની જડ ભારતવર્ષમાંથી ઉખડી ગઈ નથી; તેમ ભગવાન શંકરાચાર્ય, જ્ઞાનેશ્વર, સહજાનંદ સ્વામી, મીરાંબાઈ, સુપ્રસિદ્ધ રવિ સાહેબ, રામદાસ, સંતરામ, પ્રીતમદાસ, દયાનંદ, રામતીર્થ, વિવેકાનંદ ઇત્યાદિ જેવા ત્યાગીઓ તરફ જોતાં તથા ત્રીસપાંત્રીસ વર્ષ પૂર્વે અપ્રસિદ્ધ છતાં પાંચમી અને છઠ્ઠી ભૂમિકા સુધીના દસબાર સાચા સંતોનાં દર્શન થયેલાં; તેથી ચતુર્થાશ્રમી તેમ જ આશ્રમાતીત વિરક્તોની પરંપરા હજી ભારતવર્ષમાંથી નાશ પામી નથી. અલબત્ત, સંતસાધુના વેષમાં અને પોથાંપંડિતોમાં સ્વાર્થસાધુ અને પામરજનો થોકબંધ જડી આવશે. હજારો વર્ષ પર શ્રીમદ્ ભગવદ્‌ગીતાએ ગાઈ રાખ્યું છે, કે હજારે-લાખોમાં કોઈક જ સાચો સાધક હોઈને તેવા પણ અનેકોમાં કોઈક જ શીઘ્રગામી હોય છે; બાકીના તો અનેક જન્મે પરમસિદ્ધિ પામે એવા હોય છે. ધનધામાદિકનો ત્યાગ અથવા દાનપુણ્યાદિ તો લોકપ્રતિષ્ઠા માટે પણ હોઈ શકે છે, મોક્ષપ્રાપ્તિ માટે પણ હોઈ શકે છે અને મિશ્ર પ્રકારનાં પણ હોઈ શકે છે. માટે લૌકિક પ્રતિષ્ઠાને 'શ્વાનવિષ્ટા' કહી છે, તે તો સચ્ચિદાનંદપદના તીવ્ર મુમુક્ષુ માટે સમજવાની છે. આ ત્રણે પ્રકારના દેખી સજ્જનોના કેટલાક બાહ્યાચાર એક જેવા પણ દેખાય; પરંતુ આંતરિક યોગ્યતા, ઇચ્છા તથા ઉદ્દેશમાં એટલો બધો ફરક અને વિવિધતા હોઈ શકે છે, કે જેથી તેઓની ગતિમતિમાં, સાધનસંયોગની પસંદગીમાં અને મુખ્યતા-ગૌણતામાં તથા પરિણામમાં પણ મોટો ફરક પડી જાય છે.

"હવે બીજી એક સમજવા જેવી વાત એ છે, કે સાચી ત્યાગવૃત્તિ ઊપજવાનું કારણ નિર્ધનતા કે સ્મશાનવૈરાગ્યમાં હોતું નથી; પરંતુ વિવેકવૃત્તિની ખીલવણીમાં અને તેના અનુસરણમાં તથા પરમપદની તીવ્ર લગની

લાગવામાં રહેલું હોય છે. મહર્ષિ વાલ્મીકિ અને ગોસ્વામી તુલસીદાસજી પણ ગરીબાઈમાં જ ઊછરેલા હતા. તેમ છતાં તેમની ત્યાગવૃત્તિ તો માત્ર ઋષિમુનિઓના શિક્ષણજન્ય સત્યઅસત્ય અને સુખદુઃખની સાચી સમજણ તથા બહારના ટકોરા માત્રથી તે સમજણ વડે જોરમાં જાગી ઊઠીને પ્રભુપ્રાપ્તિની તીવ્ર ઉત્કંઠામાં ફેરવાઈ જવાનું હતું.

"અલબત્ત, શ્રીહરિરૂપી સર્વજ્ઞ ઝવેરી એવો પણ ખરો, કે તે સર્વભાવે અને એકનિષ્ઠાથી પોતાને શરણ થયેલાં માનવરત્નોને રૂડા પ્રકારે તૈયાર કરે છે અને પછી કોણ જાણે કેવી રીતે અને કેવેકેવે ઠેકાણે મૂકી રાખે છે કે વાપરે છે અને અમુક નિરભિમાની નિર્મળ ચક્ષુવાળાને અને ખાસ ઇચ્છાવાળાને જ એવાં રત્ન શોધવા–ઓળખવાની તથા સેવવાની વૃત્તિ આપે છે તથા મેળાપ અને ઓળખાણ કરાવે છે! હા, કોઈ જબરદસ્ત પુણ્યવાળા પ્રભુપ્રેમી કે સંતસેવીને ત્યાં ઘેરબેઠાં પણ એવાં અનુપમ રત્ન મોકલી આપીને એ ઝવેરી વણમાગી દયા પણ વરસાવે છે; પણ બીજા કોઈએ એવી આશામાં જરા પણ રહેવું નહિ. જ્યાં સુધી સત્યને જાણવા–સમજવાની જોરાવર ઇચ્છા જાગીને શોધ, સંયમ, સેવા, પ્રશ્ન ઇત્યાદિ કરાવે નહિ, ત્યાં સુધી તો સાક્ષાત્ પ્રભુ પોતે ઘેરબેઠાં જ્ઞાન કે મોક્ષ આપવા આવે, તો તેનું પણ સાંભળવાને બદલે મિથ્યાભિમાન અને પોકળ પાંડિત્ય જ એવાં જાગી ઊઠે, કે જેથી ઊલટો તે પોતે જ ગુરુઘંટાલની જેમ પ્રભુને પણ પોતાનું દોઢડહાપણ શીખવવા મંડી પડે..!

કૃપા ઉતારજો અને આપનાં પડદે રાખેલાં દિવ્ય રત્નોને પણ હવે લોકસેવામાં વાપરજો, કે જેમના જ્ઞાનચારિત્ર્યનો પ્રતાપ જોઈને સર્વ કોઈ પોતાના અંતઃકરણમાં રહેલા મૂળ શત્રુઓની સામે તથા અયોગ્ય રૂઢિ-રિવાજ, માંહોમાંહિના કલેશ-કુસંપ ઇત્યાદિ બાહ્ય શત્રુઓ સામે પણ લડવા માંડે; જગતના સર્વ ધર્મો અને માનવોમાં ઐક્યપ્રદાયક રહસ્યો પ્રવર્તે; રાગદ્વેષ, મિથ્યાભિમાન અને અક્કલનાં બારદાનોની દોરવણીમાંથી જનસમાજ સત્વર છૂટે અને પરમ ધ્યેયને પામી ચૂકેલા એવા સાચા ચિકિત્સક પુરુષોત્તમોની દોરવણી તેમને સત્વર પ્રાપ્ત થાય." (તુલસીકૃત રામાયણમાંથી)

*

"અમો આ ઘોર કળિયુગથી ભરેલા ભેખધારીઓ તો હવે ધનવાનોનાં ધન મઠમંદિરના બહાને, અન્નક્ષેત્રના નામે અને અનેક પ્રકારે અમારા જ ચરણમાં મુકાવીએ છીએ અને પછી ગમે તેમ સ્વચ્છંદે વર્તીએ છીએ! અમો આ પ્રકારના ભેખધારીઓ કરતાં તો અમુક વિભાગના જૈન ભેખધારીઓ કેટલા બધા સારા છે, કે કનક-કામિનીથી, મહંતાઈથી, માલકીથી અને ઉંચકાય તેથી વધારે સામાનથી દૂર જ રહે છે? કોઈને ત્યાં બેસીને જમતા નથી, તેમ જ બને ત્યાં સુધી એક ઘરનું અન્ન પણ લેતા નથી અને પીવાનું જળ સુદ્ધાં બીજાઓનું જ માગી લાવીને પીએ છે!"

(આદર્શદૃષ્ટાંતમાળા ટિપ્પણી)

"સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્માને બદલે ગુરુ શબ્દ કોઈ વાપરે, તો તેમ કરવાને મુખત્યાર છે; પરંતુ એમાં પણ એક સર્વવિદિત અને સ્પષ્ટ મહાન તત્ત્વ વાચક પરમાત્માના નામને પડતું મૂકીમુકાવીને 'ગુરુ' શબ્દ તેને ઠેકાણે નાખવામાં આ સેવકને તો જરા ય ઔચિત્ય નથી દેખાતું.

"ગુરુનો અપભ્રંશ 'ગોર' થયો. જિજ્ઞાસુરૂપ શેઠ પોતાની પરમ અભિલાષા (જિજ્ઞાસા)રૂપી કન્યાને વયમાં આવતી (તીવ્ર સ્વરૂપ ધારણ કરતી) જોઈ તેને જ્યાં સદાનું સર્વોત્તમ સુખ (મોક્ષપદ-પરમપદ) મળે એવું ઘર-વર મેળવવા ઇચ્છે છે. બહોળી માહિતી અને અનુભવવાળા

ગોર દેવતા (ગુરુદેવ) તેને અનિત્ય વસ્તુસ્થિતિઓની અનિત્યતા સમજાવીને નિત્ય વસ્તુસ્થિતિરૂપ પરમપદ (પરમબ્રહ્મ) તરફ તેને વાળે છે. અને તેની પ્રાપ્તિમાં પોતાની સલાહ, માર્ગદર્શન અને કૃપાવૃત્તિથી સહાયક બને છે. એટલે જન્મ આપનાર બાપ કરતાં પણ ગોરનો (ગુરુનો) ઉપકાર વધારે; પણ તે છતાં પણ જ્ઞાન, ધ્યાન અને પ્રાપ્યતાનો સંબંધ તો પતિરૂપ પરમાત્માને માટે જ અને તેવા પ્રત્યે જ હોઈ શકે, નહિ કે ગોર (ગુરુ) દેવતા સાથે.

"હા, કોઈ નીચ ગોર યજમાનની કન્યાને સાસરિયે પહોંચાડવા-પરણાવવા માટે લઈને જતો હોય અને વચમાં દાનત બગાડી તેને ભ્રષ્ટ કરે, તેમ પ્રભુ પરમબ્રહ્મરૂપ સત્ય પતિને ઠેકાણે પોતાના નામરૂપનું ધ્યાન કરાવનારા અને ગુરનામનો જ જપ કરાવનારા ગુરુ પણ આ કળિયુગમાં નથી હોતા એમ નથી. શિષ્ય કરતાં ગુરુનું ચડિયાતાપણું દર્શાવવા માટે સ્તુતિવાક્ય છે ખરું, કે 'ગુરુર્બ્રહ્મા, ગુરુર્વિષ્ણુ, ગુરુર્દેવો મહેશ્વરઃ' પણ એનો રોચક અને ભયાનક વાક્યમાં જ સમાવેશ થાય છે. એ વાક્યને યથાર્થરૂપે કહી પોતાનું જપધ્યાન કરાવનારા ગુરુઓ માટે જ રામાયણમાં કીડા પડેલા કૂતરાની વાત આવેલી છે:

પડા રહે ચોગાનમેં, ધક્કા ધક્કિકા ખાય;
કબહુ હરેર દરિયાવકી, દુઃખદારિદ્રય જાય.

"આમ ગુરુજનસેવા, પ્રણામ અને સત્સંગનો લાભ ન લેવાય તેટલો ઓછો છે. અને તમને જ્યાં પણ તમારું ચિત્ત માને ત્યાંથી તેવો લાભ મેળવવાની પ્રભુએ તક આપી છે, એ તમારું પરમ ભાગ્ય છે. આ શરીરને એવાતેવા કામનું હાલના સંજોગોમાં ધારતા જ નહિ, તેમ કોઈ પણ પોતાના નામરૂપનું ધ્યાન-સ્મરણ કરવા કહે તેમાં પણ ફસાના નહિ."

(પત્રમાંથી)

## ગુરુ

જે ગુરુઓ 'ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુ ગુરુર્દેવો મહેશ્વર.' અને 'તતઃ કિમ્ તતઃ કિમ્' જેવાં સ્તોત્રોના જ નિત્યપાઠ કરવાનો બોધ કરે, જે ગુરુઓ પોતાના પરિચ્છિન્ન શરીરભાવની જ મહત્તા બીજા શિષ્યોમાં ફેલાવવાને

માટે પોતાને જ ભગવાન કહેવરાવે, અને 'જયગુરુદેવ' 'ગુરુભગવાન' 'ગુરુનારાયણ' 'જય સદ્‌ગુરુ સ્વામીજી' 'અમુક ભગવાનની જે' 'અમુક મહારાજ-આચાર્ય-વિજયતે' ઇત્યાદિ પ્રકારના જયધ્વનિ, આરતીઓ અને ધૂનો ગજાવરાવે, ધ્યાનપૂજન પણ પોતાના શરીર કે ચિત્રનું જ કરાવે, એટલું જ નહિ પણ શિષ્યવર્ગની જે ઉદારતાનો લાભ પ્રભુનાં સાક્ષાત્ દીનદુઃખી બાળકો (પ્રાણીઓ)ની સેવામાં અર્પાયાથી તેમને યથાસાધ્ય સુખ થવા સાથે તે ઉદાર શિષ્યને પણ હૃદયશુદ્ધિરૂપ પરમ લાભ મળીને ચિત્તવશ ન થવાના પોકાર તે પાડતો અટકે તેમ હોય છે, તે માર્ગે તેની ઉદારતાને વાળવાને બદલે જે ગુરુઓ તેની આર્થિક ઉદારતાને પણ પોતાના પવિત્ર (!) ચરણકમલમાં નિવેદાવે; અને લાડી, વાડી ને ગાડીના વૈભવો તે વડે ભોગવે, તેઓ શું શિષ્યની તે શુભેચ્છા અને ઉદારતારૂપી અજ્ઞાન કન્યાઓને ખરે સ્થાને પહોંચાડવાને બદલે વચમાં પોતે જ તેને પરણી બેસવા જેવું-તેના ધણી બની પડવા જેવું કરતા નથી ? હે પરમાત્મન્! મહાત્મા ગુરુગોવિંદસિંહ પાસે શિષ્યો પ્રતિ આપે વદાવેલાં નીચલાં પવિત્ર વાક્યામૃતની વૃષ્ટિ અમારા વર્તમાન ગુરુ બાપલિયાઓનાં હૃદયો અને મુખોમાં પણ કરવા કૃપા કરો.

'જો શિષ્ય મોહે પ્રભુ ઓચરહી, સો શિષ્ય નરક કુંડમે પરહી;'

તુકારામ જેવા મહાત્માએ ગાયેલા ગુરુમહિમાની ના નથી; ગુરના મહદ્ આભારનો જેટલો પણ બદલો વળાય તેટલો ઓછો છે; પણ જેમ એક પિતા કે કુળગોર ગમે તેટલા શ્રેષ્ઠ-પૂજ્ય હોવા છતાં કાંઈ પતિના જેવા સેવ્ય તો તે ન જ થઈ શકે, પતિ સાથેનો વ્યવહાર તો તેઓની સાથે ન જ હોઈ શકે ! તેમ સ્વામીના પણ સ્વામી અને સર્વોત્તમ પ્રાપ્તવ્ય પરમાત્મદેવ પ્રત્યે જે વ્યવહાર ઘટિત ગણાય, તેવો ધ્યાન-પૂજનનો વ્યવહાર તો આ ગુરુ બાપજીઓની પરિચ્છિન્ન ઉપાધિઓની ગમે તેટલી શ્રેષ્ઠતા હોય તોપણ તેમના પ્રત્યે ન જ સંભવે ! સાધનથી સાધ્ય ન જ બની બેસાય !

સર્વાધિષ્ઠાન પરમાત્મદેવ જેટલા ગુરુમાં તેટલા જ શિષ્યમાં પણ વ્યાપક હોઈ ન્યૂનાધિકતા તો માત્ર બંનેનાં વિવિધ શરીરોમાં જ છે; તો પછી અજ્ઞાન ભોળા શિષ્યો તો ભરમાઈને ઈશ્વરને બદલે માત્ર ગુરના

પરિચ્છિન્ન શરીરને કે તેની છબીને ધ્યેય અને પૂજ્ય માની બેસે, પણ ગુરુ યથાર્થ હિતસ્વી અને જ્ઞાની હોય, તો શિષ્યોની તેવી ભૂલભરેલી માન્યતા અને ક્રિયાને કેમ ન સુધારે? અને જાણી જોઈને ઊલટું મલકાને મુખડે તે ક્રિયાઓને અનુમોદન અને ઉત્તેજન શા માટે આપ્યા કરે? શિષ્યોને અજ્ઞાનમાંથી જ્ઞાનમાં લઈ જવાને બદલે આમ ઊલટા એક અજ્ઞાનમાંથી બીજા અજ્ઞાનમાં લઈ જવા એનો અર્થ શું? માટે તુકારામ મહારાજનું ગુરુમાહાત્મ્ય, આવા વચમાં જ ધણી થઈ પડનારા ગુરુઓ માટે હોય એમ સમજવા જેવું નથી. આવા ગુરુઓના પાખંડથી બચવાનો ઉપદેશ પણ અનેક મહાત્માઓની વાણીમાંથી થોડો મળી આવતો નથી.

અમે તો એમ જ માનીએ છીએ, કે ગુરુની દીક્ષા મેળવી ચૂકેલા જે સેંકડો ને હજારો શિષ્યોની વૃત્તિઓ વર્ષો સુધી સાધન કર્યાં છતાં નથી સ્થિર થતી કે નથી આમળ વધતી; ને સદાય બિચારા ટળવળતા ને લાંબા પડીપડીને દંડવત જ કરતા રહે છે; તેનું કારણ આવા ગુરુઓના ઉપર જણાવ્યા જેવા સ્વાર્થ અને તેને અનુસરતી તેમની રહેણીકહેણી જ છે.

પ્રભુના સત્ય સ્વરૂપનાં તથા તેમની અનેકવિધ મહત્તા અને ઉપકારનાં બોધક અનેક નામો અને સ્તોત્રો તથા મનવાણીની અનેકવિધ ક્રિયાઓને ઉપદેશવામાં આવા ગુરુઓને શું ઓછપ લાગતી હશે કે જેથી પોતાનાં જ શરીરો અને નામોને વચમાં ઘુસાડતા હશે! અને તે નામોના અર્થ બ્રહ્મમાં ઘટાવવા મથતા હશે! જો તેઓ પોતાના બ્રહ્મભાવની જ પૂજા એમાં માનતા હોય કે કરાવતા હોય, તો તે બ્રહ્મભાવ શું તેમના એકલાના જ બાપનો છે? શું શિષ્યમાં અને સર્વત્ર તે વ્યાપક નથી? તો પછી શિષ્યમાંના જ તે બ્રહ્મભાવને જાગવવામાં અથવા તો ન્યૂન અધિકારીઓને સગુણ પરમાત્માના અનેક મહાન ગુણોનું, તેમ જ તેમની વિશ્વવ્યાપક અનેક મહદ્ વિભૂતિઓની મહત્તાનું ભાન અને ચિંતન કરાવવામાં શી હરકત? આવા ગુરુઓના અનેક શિષ્યો તો એવા જ જણાય છે, કે જેઓ બિચારા ગુરુ બાપજીના ગુણ અને ચમત્કારોનાં ગપોડાં-કે જે કેટલીક વખત તેમના અતિ મૂર્ખ અથવા સ્વાર્થસાધુ શિષ્યોએ અતિશયોક્તિ કરીકરીને ફેલાવેલાં હોય છે, અથવા ગુરુ બાપજીએ મોટા બા બનાવીને

યુક્તિપૂર્વક તેમના હૃદયમાં રેડી દીધેલાં હોય છે—તે સાંભળીને જ મુંડાઈ ગયા હોય છે; ને પછી ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુ કરવાનું શિક્ષણ પામી તેમના શરીરનું ધ્યાન-પૂજન કરવા મંડી પડ્યા હોય છે! આ બિચારાઓમાંના અનેકને તો ખરા પરમાત્માની મહત્તાનું ભાન ગુરુની મહત્તા કરતાં અર્ધું પણ નથી હોતું! બિચારાઓ ગુરુજીના શરીરની અને ચિત્રની પૂજા અને ધ્યાનમાં જેટલું સમજે છે, તેથી અર્ધું પણ સાક્ષાત્ ઈશ્વર સંબંધી સમજતા હોતા નથી!

સ્વમહત્તાની વૃદ્ધિની વિધિઓ અને ધ્વનિઓની મોજ ભોગવવા આડે સાક્ષાત્ પ્રભુની મહત્તા આમ ગૌણ કરી નાખવાનાં ફળ પણ જ્યાં એવું ચાલ્યું છે ત્યાં દેખાય છે જ. ભોળા શિષ્યગણના કિલ્લા આડે અને પોતાના નામના જયધ્વનિઓ આડે એ પરિણામો એવા ગુરુઓ ભલે ન જોઈ કે સાંભળી શકતા હોય; પરંતુ યોગ્ય વિવેકશક્તિવાળો વર્ગ તો તે સર્વ સમજી શકે છે જ; અને તેથી તેઓ તેવાઓ પ્રત્યે ભાગ્યે જ માન ધરાવી શકે છે. ભગવાન રામચંદ્ર, શ્રીકૃષ્ણ, દત્તાત્રેય, બૌદ્ધ, શંકર, ગૌરાંગ, કબીર, જ્ઞાનદેવ અને તુકારામ ઇત્યાદિ મહાત્માઓ; તેમ જ વર્તમાન યુગના રામકૃષ્ણ પરમહંસ, રામતીર્થ, દયાનંદ, વિવેકાનંદ ઇત્યાદિ મહાત્માઓ જે આજે લક્ષાવધિ અને કોટ્યાવધિ સંસ્કારી વિચારશીલ મનુષ્યોનાં હૃદયોને ઝુકાવી રહ્યા છે; તે પોતાના પરિચ્છિન્ન દેહને પૂજાવવાથી કે દેહના નામના જયઘોષ કરાવવાથી નહિ; પરંતુ કોઈ પણ સ્પૃહા રાખ્યા વિના માત્ર પરહિતની દૃષ્ટિ રાખીને તેમણે તે ખરેખરા પૂજ્ય, જ્ઞેય, ધ્યેય, સચ્ચિદાનંદઘન પરમાત્મદેવનાં જ સ્તોત્રગાન, જયઘોષ અને ધ્યાનપૂજન કરાવવાથી જ તેમ બન્યું છે. પછી પાછળથી તેમના વંશજોએ કે ચેલાઓએ ભલે બીજે રસ્તે ઢળી પડીને નીચે પોતાની અલ્પતા છુપાવીને સ્વાર્થદૃષ્ટિથી પોતાની કે પોતાના ગુરુની ગાદીઓ, સમાધિઓ, દેવળો કે પંથોનું સ્થાપન કર્યું હોય ને પ્રભુને બદલે ભલે તેમનું કે પોતાનું પૂજન-ધ્યાન તેઓ કરાવતા હોય; અને તેમ કરી સત્સંગી ને કુસંગી ઇત્યાદિ ઘલકાઓ દ્વારા મનુષ્યજાતિની એકતામાં અધિકાધિક અંતરાય પાડવાના પંથમાં વિચરતા હોય. પણ તેથી મૂળ પુરુષોની મહત્તાને ઝાંખપ નથી.

અલબત્ત, જે મનુષ્યો પામર કોટિના કે વિષયી કોટિના જ હોય તેમના નસીબમાં તો ઉચ્ચ કોટિવાળા સહાયક પ્રાપ્ત કરવાનું, ને પ્રાપ્ત થાય તો તે પર શ્રદ્ધા આવવાનું સૌભાગ્ય નથી જ હોતું તેથી તેમને માટે તો ઉપર જણાવ્યા જેવા ગુરુઓ પણ ઉપકારક જ છે; પરંતુ તે કેવી રીતે? એવા શિષ્યોને પણ તેવા ગુરુઓ દ્વારા ઈશ્વર સંબંધી થોડુંઘણું જ્ઞાન તો થાય છે જ અને પછી વૃત્તિમાં ખરી ઉત્કટતા લાંબે સમયે પણ પ્રકટતાં ગુરુજીની ખરી યોગ્યતા તેમને સમજાઈ જાય છે જ, જેથી પછી તેમને બાજુએ મૂકીને પોતાની ઉન્નત વિવેકશક્તિ સૂચવે તે માર્ગ તેઓ લે છે જ. આ પ્રમાણે ગુરુસેવાના ફળરૂપે મોક્ષ થવો જોઈએ તે થાય છે તો ખરો જ, પણ તે ખરાં બંધનોને બદલે ગુરુ બાપજી તરફના વધારાના બંધનમાંથી જ! અજ્ઞાનરૂપી મૂળ અંધકારમાંથી નહિ પણ ગુરુ બાપજીએ ઓઢાડેલા પોતાની અતિ મહત્તાના અંધારપિછોડામાંથી જ!"

(ભારતના મહાન પુરુષો, ભા. ૨, આ. ૧લી, સં. ૧૯૭૦)

*

## ૭ : ભારતની દુર્દશા અને ઉપાય

"તીસ કરોડ જનસંખ્યાકો ધારણ કરનેવાલા યહ વિશાલ ભારતવર્ષ હમારા અપને હી હૈ! કયે હુએ ઔર બઢાયે હુએ ભેદભાવ, સ્વાર્થવૃત્તિ ઔર દ્વેષાદિ દૈત્યોંકી દુષ્ટતાસે કૈસી કૈસી કાતિલ દુર્દશાયેં ઈ. સ. ૧૦૦૦ કે બાદ ભોગની પડી; ઔર ઉનકે મારે વહ અપની અસલી દશાકો તો ક્યા, પરંતુ તત્કાલીન દુર્દશાકો ભી ભૂલતા હુઆ કૈસી બેહોશીમેં ગીર પડા થા, યહ દુ:ખપ્રદ બાત યહાં યાદ આ જાતી હૈ."

"કોઈ ભી વ્યક્તિ અથવા પ્રજાકે ઉપર કિસી મહાપીડાકા આ પડના ખુદ ઉનકા હી કોઈ ભારી દોષ વા પાપ કે બિના નહિ બન સકતા, જહાં તક ઉનકે અપને અંગમેં કોઈ મુખ્ય અવગુણરૂપી અંતઃશત્રુ ઉદિત હોકર બઢ જાતા નહિ; વહાં તક મકદૂર નહિ કિસી બાહ્ય નિમિત્તકી, કિ વહ આકર ઉનકો સતા સકે. સ્થૂલદૃષ્ટિસે ભલે હી કહા જાવે કિ ભારતકો સતાને ઔર ગીરાનેવાલી અમુક બહારકી પ્રજા અથવા વ્યક્તિયાં થી;

પરન્તુ યથાર્થ દૃષ્ટિસે દેખા જાય, તો વહ સબ માત્ર બાહ્ય નિમિત્તરૂપ હી થી, ઔર સચ્ચે શત્રુ તો વહ અન્દરકે હી શત્રુ થે ઉન શત્રુઓંકે વશ હોકર જબ ઉનકે મુખ્ય અંગભૂત પ્રાન્ત હી એકદૂસરેસે લડનડને હુએ નિર્બલ હો ચલે થે, તબ ફિર કિસી બહારકી લોભી પ્રજા આ ચઢે ઔર નિર્બલતાકા લાભ અચ્છી તરહ ઉઠાવે યહ બાત સ્વાભાવિક હી થી ''

"જયચન્દ અગર અપને પડોશી દેશબન્ધુ પૃથ્વીરાજકે પ્રતિ અતિદ્વેષી નહી બનતા, બન કરકે ભી દેશકે ભીતર હી ભીતર કામ લેતા ઔર શાહબુદ્દિન ઘોરીકો બહારસે નહી બુલાતા, તો પૃથ્વીરાજ ચહુઆનકી ગૌ બન કર છૂટનેવાલા વહ બાદશાહકી મકદૂર હી ક્યા થી, જો ફિર યહા આ સકે? વહ ચઢ ભી આયા, પરન્તુ પૃથ્વીરાજકી વિનાસપ્રિયતા અગર ઉતની બઢ ગઈ નહી હોતી, ઔર સામના કરનેમે વહ ઇતના પ્રમાદ નહી કરતા, તો સાક્ષાત્ રુદ્ર જૈસા મેવાડેશ્વર રાના સમરસિંહ જૈસા સહાયક હોને પર ભી ઉન પૃથ્વીરાજકી હાર કૈસે હો સકતી થી? તાત્પર્ય યહ કિ અવગુણરૂપ અંત શત્રુઓંકે બઢ જાનેસે હી દેશકો સૈકડો વર્ષ તક બાહ્યશત્રુકે અધીન હોકર મહાદુર્દશા ભોગની પડી થી દેશકે પુનરુદ્ધારકે અભિલાષી સુપુત્ર અકબર ઔર શિવાજી જૈસે કોઈ કોઈ સિતારે ભારતકે કાને ભાગ્યાકાશમે ચમક ભી ચૂકે, પરન્તુ જહા તક જ્ઞાનરૂપ સૂર્યકા ઉદય તથા ઉનકી સદ્ગુણરૂપી કિરણોકા અમલી પ્રકાશ દૂર થા, જહા તક અજ્ઞાનરૂપ કાની રાત્રિ હર જગહ અપના અમન ચના રહી થી, જહા તક ઉન અંતશત્રુરૂપ નિશાચરોકા કાબૂ દેશવ્યાપી હો રહા થા, વહા તક ઉન સિતારોકા પ્રકાશ સ્થાયી ઔર સુખસંપત્તિદાયક કૈસે હો સકતા થા? કુછ આશ્વાસનરૂપ હોકર કે ભારતકે વહ પ્યારે સિતારે ભી એક પીછે એક આયે, ઔર અપની અશાશ્વત ચમકદમક દિખા કર ચલ બસે. બસ હો ચૂકા, અબ વહ નિશાચર સબ કા સબ જોર લગાતે હુએ વિરૂપ પીડા દેને લગે ''

"મહારાષ્ટ્રીય સેનાનાયકોંકે આંતરિક દ્વેષકે મારે અંતિમ ભારતીય મહાયુદ્ધમે દુરાનીકે હાથ લક્ષાવધિ ભારતીય વીરોંકા નષ્ટ હોના, તથા ઇનકે મારે લક્ષાવધિ સ્ત્રી, વૃદ્ધ ઔર બાલકોકા અનાથ, અનાશ્રિત હોકર

અતિ આક્રંદ કરના; યહ ભારત કે લિયે થોડે દુઃખકી બાત નહીં થી."

"એક દૂસરી અંતઃપીડાને ભારતકા દુઃખ ઔર ભી બઢા દિયા. મહાન મોગલસમ્રાટોંકી દરબારમેં અપની વજ્રમય છાતી નિકાલકર બૈઠનેવાલા, ઉનકા દક્ષિણ હસ્તરૂપ બન કર અપને બાહુબલસે સારે ભારતમેં ઔર કાબૂલ-કંદહારમેં ભી ઉનકી બાદશાહીકો ફૈલાનેવાલા વો વીરભૂમિ રાજસ્થાન; પિછલે જુલ્મી સમ્રાટોંકી દી હુઈ અસહ્ય યાતનાઓંકો સહ કરકે ભી અબ તક અપનેકો થોડા બહુત સમાલ સકનેવાલા વહ રાજસ્થાન; ઇનકા અપને હી છોટે ભાઈ મહારાષ્ટ્રકે હાથસે લૂંટા જાના, જલાયા જાના ઔર પ્રબલ હત્યાકાંડ મચાયા જાના! ભલા ઇસસે બઢ કરકે વિશેષ પેટપીડા યહ ,ભારતપિતાકે લિયે દૂસરી કૌન હો સકતી થી?"

"પરંતુ ઇતની મહાપીડા સહ કરકે ભી ભારતકા છૂટકા કહાં હો સકતા થા! અંદરઅંદરકી ફૂટ-ફાટ તથા સંકીર્ણતાકે બોયે હુએ બીજોંસે બના હુઆ 'અંતર્દ્વેષ' નામક વૃક્ષ, જો અબ સારે ભારતકો અપની વિષમય છાયામેં દબા ચૂકા થા, ઇનકે ઔર ફલ ભી ઇનકો ભુગતને બાકી થે."

"સોમનાથ જૈસે ધર્મસ્થાનકા લૂટે જાના, તો યહ ભારત શુરૂમેં હી ભોગ ચૂકા થા; પરંતુ વહ તો વિદેશી વિધર્મીકે હાથમેં હુઆ થા! અબ ફિરી હિંદુકે હાથસે ભી તો હોના ચાહિયે? હોલ્કરકે હાથસે વહ ભી હો ચૂકા. નાયકારેકે હિંદુ ધર્મતીર્થ પર ઉન હિંદુકે હાથમે હી અત્યાચાર હોના, શ્રીકૃષ્ણકી મૂર્તિકો ગાલી ઔર તિરસ્કારસે અપમાનિત કરના તથા ઉન મંદિરોં લૂંટા જાના ભી બન ચૂકા!"

"ભારતકા ધર્મરૂપી પ્રાણ તો નીકલ ભી કૈસે સકતા થા! જો પ્રાણ ઉનકી હડ્ડી હડ્ડી તક-ઉનકી સપ્તધાતુ તક-પ્રવેશ કર ચૂકા થા; જીસ પ્રાણકો બ્રહ્મવિદ્યારૂપી અમૃતવલ્લીકા સહારા અબ ભી કાયમ થા; વહ કૈસે નીકલ કર જા સકતા થા? વૃદ્ધ હુઆ હૈં તબ ભી ભારતપિતાને અપને ધર્મ-પ્રાણકો અન્ય પ્રજાઓંકી તરહ વ્યવહારસિદ્ધિકા સાધન નહીં સમઝ રખ્ખા થા, કિ જીસકે મારે વહ ઐસી આપત્તિયોંસે બલહીન

હો કર બિલકુલ નીકલ જાવે ઔર અપની આશ્રિત આર્ય હિંદુ પ્રજા કે નામનિશાન તક મિટા દેવે ! ધર્મજ્ઞ ભારતપિતાને તો યહ ધર્મ-પ્રાણકી અપેક્ષા યાવત્ વ્યાવહારિક સુખ-સંપદાઓંકો તુચ્છાતિતુચ્છ માન રખ્ખા થા, શતકો કે શતકો તક ઉન આતતાયિ મહાશત્રુઓંકી ઘાતક પીડાયેં સહતા આયા થા, તૌ ભી અપને ધર્મરૂપી પ્રાણકો, યહ બૂઢા ભારત અપને હાડપિંજરવત્ શરીરકે પ્રત્યેક અંગમેં કિસી ન કિસી ઢંગસે કાયમ રખ સકા થા કિસી ન કિસી શુભ અંગમેં તો યહ પ્રાણકી પૂર્ણ ઔર શુદ્ધ માત્રા ભી ઉસને બચા રખી થી, કિ જો માત્રા કુછ શતિકા મૌકા આતે હી અપના મહાપ્રભાવ દિખા દેનેકી યોગ્યતા રખતી થી 'જીવકા શિવ-નરકા નારાયણ' બના દેનેવાની વહ બ્રહ્મવિદ્યાકો, તથા અપને વહ ઈશ્વરાવતાર ઔર મહર્ષિગણકી ચરણધૂલિકો શિરોધાર્ય કરતા, અબતક ભારતવર્ષ ભૂલ નહી સકા થા ઉન પુરુષોત્તમોંને પ્રદાન કિયે હુએ શુભ સંસ્કાર ઔર મહોપદેશોંકો વહ અબ તક ભી થોડે બહુત યાદ રખ સકા થા વ્યાસ-વસિષ્ઠાદિકે મસ્તિષ્કરૂપી હિમાલય દ્વારા બહી હુઈ વહ ગંગા-યમુનાકો, ઔર સરસ્વતી જૈસી વેદોપનિષદ્રૂપી જ્ઞાનસરિતાકો વો અપને હૃદયપ્રયાગરૂપી બ્રહ્મવેત્તાઓંમેં અબ તક જીંદી રખ સકા થા પ્રાચીન મહાજનોંકે ચારિત્ર્ય-યશકો સિંધુ ઔર બ્રહ્મપુત્રાકી તરહ વિસ્તૃત રૂપસે ધારણ કરતી હુઈ રામાયણ ઔર મહાભારતકી કથાયેં, વ્યાધિગ્રસ્ત નાડિયોંકી તરહ સંકીર્ણ ઔર મંદ પ્રવાહસે ભી ભારતકે મસ્તિષ્ક હસ્ત ઔર જઠરપ્રદેશોંમેં (બ્રાહ્મણ, ક્ષત્રિય ઔર વૈશ્યોંમેં) થોડા બહુત ધર્મપ્રાણકા દાન દે રહી થી સ્મૃતિ ઔર પુરાણરૂપ નર્મદા ઔર ગોદાવરીકા પ્રવાહ ભી અધોવાહિની નાડિયાંકી તરહ ઉનકી જંઘામેં લેકર પાદતલ તક (શૂદ્ર ઔર અંત્યજ વર્ગ તક) કિસી ન કિસી અંશમેં ધર્મ-પ્રાણ પહુંચા રહા થા પ્રાતઃસ્મરણીય શુક ઔર જનકકી તરહ બ્રહ્મનિષ્ઠાકો પ્રાપ્ત કરકે નિવૃત્તિ યા પ્રવૃત્તિપૂર્વક પ્રારબ્ધ વ્યતીત કરનેવાલે ગૌરાંગ, રામાનુજ, રામાનંદ, કબીર, નાનક, તુલસીદાસ, જ્ઞાનદેવ, તુકારામ, એકનાથ, રામદાસ, નરસિંહ, મીરા ઇત્યાદિ સેંકડો મહાત્માઓંકી પરંપરા જારી રહતી હુઈ, ભારતકે જીર્ણ પ્રાણમેં

ચેતનાસિંચન કરતી હુઇ તથા સમયાનુકૂલ સંસ્કાર દેતી હુઈ હિમાલયકી તરફ અડગ ભાવસે ભારતકે મસ્તિષ્કસ્થાનકો શોભા રહી થી. ઇન મહાત્માઓંને તથા પ્રાચીન મહર્ષિ ઔર રાજર્ષિઓંને બોધ કિયા હુઆ વ્યવહારધર્મરૂપી વાયુ, વો મસ્તિષ્કસ્થાન પર ખીલી હુઈ બ્રહ્મવિદ્યાકે પ્રાણપોષક બીજોંકો બહાતા હુઆ મંદ ગતિસે ભી ભારતકે પ્રત્યેક અંગ પર છીડક રહા થા. ઇન બીજોંકી તાસીરકે સાથ ભારતમેં જન્મે હુએ શતાવધિ પુત્ર–પુત્રિયોંને પાનીકી જગહ અપના ખૂન, ખાદ ( ખાતર )કી જગહ માંસ, વાયુકી જગહ પ્રાણ, પ્રકાશકી જગહ રૂપ, સૌંદર્ય ઔર આધારકી જગહ અપની હડ્ડી–ખોપરી તક કો ભી દે કરકે ભારતકે યહ ધર્મરૂપી પ્રાણ–પખેરૂકો કાયમ કર રખ્ખા થા. કૃષ્ણાકુમારી ભી ભારતપિતાકે યહ ધર્મરૂપી સચ્ચે પ્રાણ કાયમ રખનેકે હી લિયે અપને નશ્વર શરીરકા બલિદાન દે ચૂકી થી."

"જીવનકી ઐસી ઐસી સંગીન સામગ્રીયોંકો થોડી બહુત ભી ભુગતના આયા હુઆ યહ પ્રભુકા પ્યારા–એક સમયકા દેવદુલારા જગતભરકા મહાન ગુરુરૂપ વૃદ્ધ ભારતકા સર્વપ્રાચીન ધર્મપ્રાણ ઉસે છોડ કૈસે જા સકતા થા? બસ, અબ યહી માર્ગ રહા થા કિ ઉન પ્રાણકે બદલેમેં વહ મહાઅંતઃશત્રુ–વહ નિશાચરગણકા અમલ હટતા ચલે, ઔર અંતમેં પૂરા નષ્ટ હો કરકે ભારતપ્રદેશમેં જ્ઞાનસૂર્ય ઔર સુખસામર્થ્ય બઢનેકો પૂરાપૂરા અવકાશ મિલ જાવે!"

"કુદરત કા કાનૂન હૈ કિ—

अमल किसीका कभी यकसा जमा रहता नहीं,
चढा बादल सदा युं हीं बना रहता नहीं;
रहीं गीर पडा लडका हो चाहे अपनी गलती के सबब,
आहको सुनली पिताने फिर पडा रहता नहीं.

મહારાજ તુલસીદાસજી ને ભી ફરમાયા હૈ કિ:—

तुलसी हाय गरीबकी, कभी न खाली जाय ।
मूवे ढोरके चामसे, लोहा भस्म हो जाय." ॥

"ક્યોંકી કોઈ ભી વ્યક્તિ અથવા સમાજકી અંતિમ આહ બડી

ગહરી ઔર જોરદાર હોતી હૈ. બડે-બડે ક્રૂર રાક્ષસ, કોટ્યધિપતિ ધનિક, પરાક્રમી રાજા-મહારાજા ઔર ચક્રવર્તી સમ્રાટોંકો યહ વિદ્યુતસે ભી મહાપ્રબલતી આહને ઉનકે અપાર ધનવૈભવ, સેનાસમૂહ ઔર બડીબડી બાદશાહીઓંકે સાથ ઉખેડ ડાલા હૈ. કિસી વ્યક્તિ અથવા સમાજકી ગહરી આશિષ ભી ઐસા હી મહાન પ્રભાવ રખતી હૈ, જીસ તરહ દુ:ખીકી આહ, સમય આને પર જુલ્મીકો મૂલ સહિત ઉખાડ દેતી હૈ; વૈસે કિસી દુખી પ્રાણી અથવા સમાજકી શુભાશિષ ભી સ્વર્ગેચ્છુકો સ્વર્ગ તક ઔર નિષ્કામકો મોક્ષ તક પહુંચા દેનેકી તાકાત રખતી હૈ. જગતભરકી તમામ લૌકિક-અલૌકિક વિદ્યાઓ પર અપના પ્રભાવપૂર્ણ ઝંડા ફહરાતી હુઈ બ્રહ્મવિદ્યા છરી સભાસે ઉચ્ચહસ્ત ઔર મુક્તકંઠસે અપના ગંભીર આદેશ સુના રહી હૈ કિ 'ખબરદાર! અય સંપત્તિવાનો! અપને ધન, કુલ, વિદ્યા અથવા સત્તા ઇત્યાદિ કે મદમેં મત્ત બનકે કોઈ ભી પ્રાણી અથવા સમાજ પર અન્યાય વા અત્યાચાર મત કરો. તુમ્હારે પાસ ચાહે આકાશકે સમાન પુણ્ય હોગા; ચાહે વિશ્વવ્યાપી સત્તા ઔર મેરુસમાન સંપત્તિ હોગી; તબ ભી ઉનકી આહ ઉન સારે પ્રાણી-પદાર્થકો એકદમ નષ્ટ-ભ્રષ્ટ કર દેગી, ઔર તુમકો મહાનારકી બના દેગી. જગતકે ઇતિહાસકા પ્રતિપ્રકરણ તુમકો યહી બાત બતા રહા હૈ"

"બસ, ભારતકી વો અંતિમ આહને ભી વહી કામ કિયા. વહ ગહરી આહકો ઉન પરમપિતાને સુન લિયા ઔર—

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे॥

યહ અપને મહાવ્રતકે અનુસાર આપને ઉન દુર્ગુણ-દૈત્યદલકો હટાનેકી ઠાન લી."

"વહ ધર્મપ્રાણ નગ્નશરીરી ભારતકી આરત (દુ:ખ) શાંત કરનેમેં સબસે પહિલે યહ આવશ્યક થા કિ ઉનકો, ઉનકે સજાતીય ઔર સચેત પ્રાણી (બહારકે દૂસરે ચૈતન્યવાન દેશ) ઉનકો અપને અંકમેં (ખોળામેં) ઉઠા લેવે ઔર અપને તાજે અંગકી ગરમી પહુંચા કર ઉનકે જકડે હુએ ઠંડે ગાત્રોંમેં ચેતના દેવેં. મુસલમાન જાતિ તો ઇનકો

પાપપ્રારબ્ધ ભુગતાનેમેં નિમિત્તભૂત બન હી ચૂકી થી. એશિયાકી ઔર પ્રજાયેં તો અબ તક ઇસ કાર્યકે લાયક હી નહીં હુઇથી. માત્ર યુરપકે હી દેશ ઇસ કાર્યકે લિયે કુછ યોગ્ય હોતે ચલે થે. સર્વજ્ઞ પરમપિતાકો સબ કુછ જ્ઞાત થા. ઉન્હોંને ભારતકો ઇન યુરોપીય જાતિયોંકી હૂંફમેં રખ દિયા ઔર ઇનકી બેહોશી દૂર કરાકે ચેતના પ્રદાન કિયા."

"યહ યુરોપીય જાતિયોં ભી વ્યાપારી–સ્વાર્થી તો થી હી. ઇન જેજો જાતિને ભારતકે જેજો અંગો પર (પ્રદેશોં પર) અપની કુછ કુછ હૂંફ–ગરમી પહુંચાઈ થી; ઉસ પર ઉન્હોંને અપના કાબૂ ભી જમાના ચાહા. વ્યાપારીકે નાતેસે સહાયકપદકો પ્રાપ્ત હોનેવાલી યહ સ્વાર્થી પ્રજાઓંને અબ માલિક ભી બન બૈઠના ચાહા, ઔર ખુદ ઉનકે હી અંગોંકો હથિયાર બના કર લડનાલડાના ચલા દિયા! પરંતુ યહ ગરબડસે ભી આખિર વહ કૃપાલુ પિતાકા કુછ હિતાવહ ઉદ્દેશ હી નિકલ આયા!"

"અન્ય સબ યુરોપીય જાતિયોંકી અપેક્ષા બ્રિટન જાતિ ઉનો વિશેષ યોગ્ય દિખાઇ દી. હજારો કોષ દૂર તથા યુરપકે ભી પરલે છેડે પર રહનેવાલી યહ વિદેશી ઔર જાતિકી બલિષ્ઠતા, કળાકૌશલ્ય, એકતા ઔર મહત્ત્વાકાંક્ષા દેખકર પરમાત્મા ને ઉનકો હી સબ યુરોપીય જાતિયાં પર વિજયી બના દિયા ઔર ભારતકી રક્ષા–ચિકિત્સાકા ભાર ઉન્હીંકો સૌંપ દિયા ગયા! બ્રિટન વૈદ્યરાજને ઉન ત્રિદોષાવસ્થામેં એક–દૂસરેસે લડતે હુએ અંગોંકો લડાનેવાલે તત્ત્વોંસે અલગ કર દિયે, ઔર ઉનકે અપને પ્રબલ કાબૂમેં દબા કરકે યહ વિનાશક બખેડોંકો ચૂપ કર દિયે! સબ અંગોંકે બીચમેં મધ્યસ્થપદકા રાજદંડ યહ બ્રિટન પ્રજાને ધારણ કરકે ઉન સબકે ઉપર અપની શાંતિમયી છત્રછાયા ફૈલાને ફૈલાને સારે ભારતકો ઉસ છાયાકે નીચે લા દિયા!!"

"ઇન બ્રિટન જાતિકી છત્રછાયામેં આ કરકે, સૌ વર્ષ તક .કા ઐક્ય, સ્વાતંત્ર્ય, સેવાવ્રત ઇત્યાદિ દેખને રહનેસે ભારત કો ભી દુર્દશાકા કુછ કુછ ખ્યાલ આને લગા! ઇસી કારણમે ભારત .તિયોંમેં ઐક્ય ઔર હકકા બાજા અબ બીગો બર્ષસે બજને લગા હૈ. ઔર સ્વાતંત્ર્યકા નક્કારા ભી અબ આસ્તે આસ્તે ગર્જ રહા હૈ. યહ

ભારત અસલમે કોઈ છોટાસા લડકા નહી હે, યહ તો પકવકો પહુચા હુઆ ઔર એક સમયકા સર્વ દેશોકા શિરમોર હે સિર્ફ નિજ પુત્રોકી આંતરિક શત્રુતાકી હી વ્યથાસે બિમાર હોકર ગીરા થા ઇનકે વહ દોષ-પાપકે ભોગ ભી પૂર્ણ હોકર સુખસૂર્યકા પ્રભાત ભી આના ચાહિયે ઇનકો અબ ઉદયસૂર્યકા સુખાનુભવ કરાના ઈશ્વરી સંકેતસે મુકરર હો ચૂકા હૈ મહાન બ્રિટનજાતિ ઇસ કાયમે નિમિત્તભૂત બનકર 'અતિમહાન'કી પદવી લેના ચાહતી હૈ અથવા અધર્મ બઢાકર બ્રિટિશ સામ્રાજ્યકો ડૂબાના ચાહતી હૈ ઉસકી પૂરી ખબર તો વિધાતાકો હી હો સકતી હૈ પરંતુ ભારતવાસીયોકી તો, અપની ઉન્નતિકે લિયે યહી ફર્જ હૈ કિ અંદરકે સચ્ચે મિત્ર-શુભેચ્છકરૂપી સદ્ગુણસમૂહકો (બાતોકે સાથ અમલ ભી કરતે રહ કર) અચ્છી તરહ બઢાતે ચલે વહ મિત્રોકે નામ સંયમ, સેવાભાવ સ્વાર્થત્યાગ, ભાષાઐક્ય, ધર્મનીતિકી વિશુદ્ધિ, જ્ઞાનચારિત્ર્યકી ઉન્નતિ આચારવિચારોકા સુધાર, દીનવાત્સલ્ય, આતૈક્ય ઇત્યાદિ અનેકાનેક હે સબ સ્થૂન સંપત્તિયોકા મૂલ ઐસી આંતરસંપત્તિયો હી હૈ વિશ્વકા અબાધ્ય નિયમ હૈ કિ જો ભી વ્યક્તિ અથવા સમાજ ઇન આંતરસંપત્તિરૂપ મણિયોંકો પ્રાપ્ત કર લેતા હૈ, ઉન સ્થૂલ બાહ્ય સંપત્તિયોંકો ભી છાયાકી તરહ અપને આપ આના પડતા હૈ જગતમે કોઈ ભી બાહ્ય ચીજ ઐસી નહી હૈ કિ જો ઇસ પરિણામ પ્રાપ્ત કરનેમે બાધા ડાલ સકે

(શુભસંગ્રહ, ભા ૨, બીજી આવૃત્તિ, સં ૧૯૮૭)

## એકભાષા ને લિપિ

"દેશોદયકો સત્વર આકર્ષને વાલે અનેકવિધ કાર્યોમે 'દેશભાષાકા પ્રચાર' ભી એક મુખ્ય વિષય હૈ પ્રાંતિક ભાષાઓકા ભેદ જગતકે સભી એક સભ્ય દેશોમે પાયા જાતા હૈ પરંતુ ઇનકે સાથ ઐસે દેશોમે સબકી અનુકૂલતા ઔર ઐક્ય બનાનેકે લિયે એક 'દેશભાષા' ભી મુકરર રહતી હૈ કિ જીસકો દેશકે પ્રત્યેક પ્રાંતમે ફરજિયાત પઢાઈ જાતી હૈ ઇસલિયે ભારતકો-યાને ઇનકે અંગરૂપ પ્રત્યેક પ્રાંતકો ઇસ માર્ગકા ભી અવલંબન કરના આવશ્યક હૈ

"અગ્રેજીકા શિક્ષણ પાયે હુએ સહસ્રો મનુષ્ય પ્રત્યેક પ્રાંતમેં મિનેગે હમારી એકતામૂલક નેશનલ કોંગ્રેસ ભી ઇસ ભાષાકે પ્રતાપસે શુરૂ હો સકી ભિનભિન પ્રાંતવાસી અગ્રેસર ભી ઇસી ભાષા દ્વારા અપને હૃદયભાવ પરસ્પરકો દિખા સકે પરતુ ક્યા યહ વિદેશી ભાષા કભી ભારતકે તીસ કોટી સંતાનોંમેં પ્રચલિત હો સકતી ? માન લિયા જાવે કિ હો ભી સકતી ( તો ક્યા દેશી ભાષાઓંકે સાથ ? , સબંધ રખનેવાલી હિંદકી અપની અનૂઠી પ્રજાકિયતા તથા ધાર્મિક ફિર કાયમ હો સકેગી ? ઇસી લિયે દેશભાષાકી પસંદગી દેશકી હી કિસી વર્તમાન ભાષાકો દેની પડેગી સમઝે પહિલે દૃષ્ટિ જરૂર સંસ્કૃતકી ઓર જા સકતી હૈ પરંતુ ઉનકો દેશભાષા બનાનેકે લિયે અભ તક યહ બૂટે ભારતમેં કોઈ ભી અંગ ન તો લાયક હુઆ હૈ, ન તો નજદીકકે સમય મેં હોનેવાલા હૈ તામિલ ઔર દ્રાવિડકા તો વિચાર ભી નહીં હો સકતા રહી અબ હિંદી, બંગલા, મરાઠી ઓર ગુજરાતી ઇન ચારોંમેં સરળતા, સુલભતા, જોશ, મિષ્ટતા, પ્રચાર, ઇન સભી દૃષ્ટિમેં દેખને પર સિવાય હિંદીકે ઔર કોઈ ભી ભાષા 'દેશભાષા' કે લાયક નહીં જાન પડતી ઔર પ્રાંત તો ક્યા, મદ્રાસ હોતે તક ભી થોડે બહુત યહ ભાષાકે સમઝને વાલે મિલ સકતે હૈં ભારતકી કરીબ આધી જનસંખ્યા યહ ભાષાકો થોડી બહુત સમઝ સકતી હૈ ઇસ વાસ્તે હિંદુસ્તાનકે લિયે હિંદી હી 'દેશભાષા' હો સકતી હૈ ઇતના હી નહીં પરંતુ હોને ભી લગી હૈ ગુજરાતમેં તો અનપઢ સ્ત્રિયાં ઔર અત્યજ લોગોંમેં ભી ઐસે મનુષ્ય થોડે હી હોંગે, જો હિંદી કો બિલકુલ સમઝ ન સકતે હો ફિર લિખનેપઢનેવાલોંકા તો કહના હી ક્યા ?"

'ભાષાકી તરહ લિપિકા એકતા ભી દેશકે લિયે બહુત ઉપકારક હો સકતા હૈ પરંતુ યહ વિષય કુછ વિશેષ શ્રમસાધ્ય ઔર મતભેદકા હૈ ગુજરાતી ઔર નાગરી લિપિ કે તીન હિસ્સે અગર તો માત્ર ઉપરકી લકીરકે સિવાય ઔર કોઈ ભી ફર્ક નહીં રખને વહ મતકા મત ૧ ઐસા હૈ કિ નાગરી લિપિમેંસે ઉપરકી લકીર નિકલ જાની ચાહિયે ઔર થોડે અક્ષરોંમેં સુધારણા ભી હોની ચાહિયે જૈસે ૮, ૫,

म. ए. पे. બહુમતિકે અનુસાર અગર મુકરર હુઆ, તો ગુજરાતવાસી ભી નાગરી લિપિકો સ્વીકાર કરનેમેં બાધા નહીં માનેંગે. યહ ગ્રંથકી લિપિ હિંદી નહીં રખનેકા સબબ યહ ભી હૈ કિ ભાષા ઔર લિપિકા એકસાથ હિંદી હોના અનેક ગુજરાતી પાઠકોંકે લિયે દુષ્કર હો જાતા હૈ. સીધાસીધા લિખા ઇસી લિયે લકિરકી ઉત્પત્તિ માલૂમ પડતી હૈ. ગુજરાતીમેં ભી લકીરકે સાથ હી લિખા જાતા થા; ઔર છાપખાને નીકલે તબસે ઉપરોક્ત કારણ દૂર હુઆ, તબ લકીર ભી દૂર હો ગઈ હૈ."

(શુભસંગ્રહ, ભા. ૨, બીજી આવૃત્તિ, સં. ૧૯૯૭)

## ૮: દેશોન્નતિ

"ઉન્નતિનો વિષય વ્યાવહારિક હોય છે, તો એ સદ્‌ગુણો સકામતાપૂર્વક હોય છે; અને જો તે વિષય પારમાર્થિક મોક્ષેચ્છાનો હોય છે, તો તેના તે જ સદ્‌ગુણો નિષ્કામતાપૂર્વક હોવાની આવશ્યકતા છે; અર્થાત્ ઉભયમાં સદ્‌ગુણોની આવશ્યકતા તો ખરી જ. જો તે ન હોય તો ઉન્નતિની આશા તે આશારૂપે જ રહી જાય છે. કદાચ દૈવયોગે કંઈક સફળતા તેમાં મળે; તોપણ તે સ્વલ્પ અને અસ્થાયી જ હોય છે. હિંદ પર રાજ્યકર્તા મહાન અંગ્રેજ જાતિની હાલની વ્યાવહારિક જાહોજલાલી અને તેની સ્થિરતા એ સર્વ તે જાતિમાં રહેલી યોગ્યતા–સદ્‌ગુણોને જ આભારી છે. જે દેશની પ્રજા એવી પરાક્રમી, સંપીલી, શોધક અને સાહસિક હોય, જે પ્રજામાં લાખોની આવકના ધંધાઓનો લોભ બાજુએ મૂકીને પ્રજાહિતનાં રાજકારી, સામાજિક ઇત્યાદિ કાર્યો પાછળ જીવન ગાળી નાખનારા અને અથાગ પરિશ્રમ તથા અનેક કષ્ટ વેઠીને પણ પોતાના અજ્ઞ, અનાથ, દુઃખી–દીન માનવબંધુઓની સેવામાં પોતાનાં તન, મન અને ધનને અર્પણ કરી દેનાર સેંકડો અને હજારો નેતાઓ, ઉદાર આત્માઓ પ્રકટતા હોય, તે પ્રજાની ઉન્નતિ જેટલી પણ થાય તેટલી થોડી જ છે! પછી તે પ્રજાની ઉન્નતિનો વિષય માત્ર વ્યાવહારિક જ હોય તોપણ શું ...?"

પ્રાચીન ઋષિ-મુનિ પ્રણિત ઉત્તમોત્તમ પરમાર્થ જ્ઞાન, નીતિના ઉત્કૃષ્ટ

વારસાને હૃદયમાં આલેખી તેને જીવનમાં, વર્તનમાં ઉતારવાને બદલે-કાગળ પર લખેલા કરોડોના આંકડાની પેઠે તેને ગ્રંથોનાં પાનિયાં પર જ પોઢાડી રાખનાર અને તેમ છતાં તેની પ્રાપ્તિનું વૃથાભિમાન ધરાવનાર, તથા ખરું જોતાં તો વ્યવહાર, પરમાર્થ ઉભયથી વિહીન હોઈ મન વડે વ્યાવહારિક પદાર્થોના મોહમાં જ તણાયા કરનાર વર્તમાન ભારતીય પ્રજાએ તો તે વિષયમાં આગળ વધેલી હાલની યુરોપ અને અમેરિકાની વ્યવહારોન્નત પ્રજાઓને અને તેમાં પણ મુખ્ય કરીને પોતાની સાથે અધિક સહવાસવાળી અંગ્રેજ પ્રજાને જ ગુરુરૂપ માનીને તેનું અનુકરણ કરવાનું છે. આ અનુકરણ આંખો મીંચીને તેમના મોજશોખ અને ખાનપાનાદિ દરેક વિષયનું નહિ, પરંતુ આપણામાં ન્યૂન હોય તેવા તેમનામાં રહેલા સદ્‌ગુણોનું અને તે સદ્‌ગુણોને ખીલવવાની ઉપયોગી પદ્ધતિઓનું જ કરવાનું છે.

"એ અનુકરણીય ગુણો તે તેઓમાં રહેલાં ઐક્ય, ઉદારતા, સાહસ, કેળવણી, શરીરબળ, મનોબળ, દક્ષતા, કુશળતા, ઉદ્યોગશીલતા, સહનશીલતા, શોધકવૃત્તિ, ઊતરતા વર્ગો પ્રત્યે સહાનુભૂતિ, સ્ફૂર્તિ, વીર્ય, પરાક્રમ, હુન્નર, વ્યાપાર ઇત્યાદિ છે.

"ઉક્ત સદ્‌ગુણોની ખીલવણીના વિષયમાં તેવા સદ્‌ગુણવાળાં સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનો અભ્યાસ ઘણો જ ઉપયોગી થાય તેમ છે. ભારતવર્ષ તેવાં આદર્શરૂપ અનેક પ્રાચીન ચરિત્રોથી સંપન્ન હોવા ઉપરાંત તેનો વર્તમાન યુગ પણ તેવાં ચરિત્રોથી છેક ખાલી ન હોવાથી, તે ચરિત્રોનો પણ આપણે ખાસ અભ્યાસ કરવો જોઈએ; છતાં આપણી વર્તમાન હીન સ્થિતિનું પ્રમાણ જોતાં દેશકાળને અનુસરતી અનેક હિતાવહ બાબતો માટે અન્ય દેશોનો તાજો પ્રકાશ મેળવવાની પણ આપણે માટે પૂરેપૂરી આવશ્યકતા છે. અને તે માટે ત્યાંના અનેક ઉદાર આત્માઓ, સાહસિકો, શોધકો, રાજદ્વારીઓ, અગ્રેસરો, વિચારકો અને સદ્‌ગુણી જનોનાં જીવનો ઊંડી આકાંક્ષાથી આપણે અવલોકવાં જોઈએ.........

"અલબત, કંઈ એક ઉત્તમ સદ્‌ગુણવાળા રાજાઓ, સંતપુરુષો, શ્રીમાનો, વિદ્વાનો અને અગ્રેસરો આ દેશમાં છે જ; પરંતુ તે કેટલા પ્રમાણમાં? વળી સંગીન કાર્ય કરનારાઓ કરતાં મિથ્યા તડાકામારઓની સંખ્યા

કેટલી બધી વધારે છે ? વળી આપણી વચ્ચે તેથી પણ હજારો ગણી વધુ સંખ્યા તો અભણ, દીન અને દુઃખી લોકોની જ પડેલી છે ! એક પ્રજા તરીકે આ દેશમાં ઉદારતા, સ્વાર્થત્યાગ, વીર્ય, શરીરસંપત્તિ, મનોબળ ઇત્યાદિ જે જે સદ્ગુણો જેટલા પ્રમાણમાં અને જેટલા સંગીન જોઈએ; તેમ જ જે જે વિષયોનું જેટલે દરજ્જે સંગીન જ્ઞાન સામાન્ય વર્ગમાં પણ જોઈએ, તે સર્વ તેટલા અંશમાં શું આ દેશમાં છે ? અલબત્ત, રાજ્યસત્તાની ઉદારતા અને સહાય આપણને એ સર્વ વિષયોમાં આગળ વધવામાં અતિ ઉપયોગી થઈ શકે તેમ છે; પરંતુ તેની તેમ જ ખુદ પ્રભુની પણ ઉદારતા અને સહાય માટે ઉપર જણાવ્યું, તેમ આપણે ત્યારે જ પાત્ર થઈ શકીએ તેમ છીએ, કે જ્યારે આપણી સ્વસત્તામાં આવી ચૂકેલી જ્ઞાન અને દ્રવ્યાદિ સંપત્તિનો બને તેટલો વધુમાં વધુ સદુપયોગ આપણે આપણાથી ઊતરતી સ્થિતિવાળા દેશબંધુઓના કલ્યાણાર્થે કરી શકીએ. એ સદુપયોગ કરવામાં આપણને કાંઈ ઈશ્વરી સત્તા કે રાજ્યસત્તા રોકતી નથી. જો કોઈ રોકનાર હોય, તો તે આપણને મૂર્ખ બનાવી મિત્રના પોષાકમાં આપણા વચ્ચે આવી વસેલા સ્વાર્થપરાયણતા, મોજશોખ, લોભ, અજ્ઞાન, નિર્દયતા, દંભ, બહાનાં બનાવી કાઢવાની વૃત્તિ ઇત્યાદિ આપણા શત્રુઓ જ છે.

"તાત્પર્ય એ જ, કે આપણે હવે યોગ્યતા, હક્ક અને ઉન્નતિનાં મનઃકલ્પિત સ્વપ્નો અને વાતોમાં જ પડ્યા ન રહેતાં જાગૃત થવું જોઈએ. અને પોતામાં તેમ જ અન્ય દેશબંધુઓમાં ઘર કરી બેઠેલી દરેક ન્યૂનતાને પરખી કાઢી તેને દૂર કરવાનો દરેકે યત્ન કરવો જોઈએ.

દેશના અગ્રેસરો, વિદ્વાનો અને ધર્મગુરુઓએ તેમ જ ગુરુરૂપ ગણાતા વર્ગોએ આવશ્યક સદ્ગુણોનો માત્ર ઉપદેશ જ ન કર્યા કરતાં એ ધન, મોજશોખ, અને મિથ્યા મોટાઈના મોહને ઓછો કરતા જઈ તેને ઠેકાણે તે તે સદ્ગુણોને પોતામાં પણ ખીલવવા જોઈએ. એટલું જ નહિ પરંતુ પોતાના વંશજોમાં, જ્ઞાતિમાં, શિષ્યવર્ગમાં અને દેશની સર્વ પ્રજામાં તેની વૃદ્ધિ થાય તેમ કરવું જોઈએ. અને તે પ્રકારની અનેકવિધ વૃત્તિઓ શરૂ કરીકરાવીને અન્ય માટે દૃષ્ટાંતરૂપ થઈ પડવું જોઈએ. શ્રીમાનોએ સ્વ-ઉદારતાને આડરિયા પ્રવાહે જ વૃથા વહેવા દેવા કરતાં સામાન્ય વર્ગોને

ઉક્ત સદ્‌ગુણોનું શિક્ષણ મળે અને તે સદ્‌ગુણોની તેમનામાં સત્ય વૃદ્ધિ થાય, એવાં દેશકાળને અનુસરતાં સત્ કાર્યો તરફ તેને વાળવી જોઈએ. ભારતવાસીઓએ કાં તો ઉન્નતિના આવા માર્ગો ગ્રહણ કરીને પોતાની ઉન્નતિને સાધવી કે કાં તો નષ્ટપ્રાય થઈ ગયેલી કંઈએક પ્રજાઓની પેઠે અધિક અધોગતિને પ્રાપ્ત થતા જઈ મહાન આર્યોના નામને તેમના મૂર્ખ વંશજો તરીકે કલંકિત કરીને, જગતના ભવિષ્યના ઇતિહાસમાં મૂર્ખતાના આદર્શરૂપે પોતાનું નામ નોંધાવી પૃથ્વીપટ પરથી લુપ્ત થઈ જવું જોઈએ."

(નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુ, સં. ૧૯૬૯)

## ૯ : ધનવાન અને દાની

"ભૂખ્યાને ખોરાકની ભૂખ હોય છે, તેના કરતાં પણ કદાચ વધારે ભૂખ દાતાને સુપાત્ર દાનની હોય છે. પરિણામે એ આનંદ પણ પહેલાં કરતાં પાછળનો વધારે ઊંડો અને સ્થાયી હોય છે."

*

"આપણા દેશમાં પણ મોટે ભાગે એમ જ હોય છે, કે અનેક માણસો ધનવાન છતાં પણ મરતાંની ઘડી સુધી અધિકાધિક પૈસા જ વધાર્યા કરવાની હાયવોયમાં પડ્યા રહી અંતે ખાલી હાથે મરી જાય છે; અને તેમનું ધન જે સંતાનોને હાથે જાય તેઓ મોટાં મૂર્ખ, મોજશોખવાળાં અને એદી બનતાં ચાલી, છેવટે ખાલી થઈ જાય છે. તરતમાં નહિ તો થોડી પેઢીઓમાં તો એવું થાય છે જ; અને એ ઉપરથી જ આપણા દેશમાં કહેવત છે, કે 'સાત પેઢી સુધી કોઈનું પહોંચ્યું પણ નથી અને પહોંચનાર પણ નથી.'

"વળી એવા પણ ધનવાન હોય છે, કે જેઓ જૂઠપ્રપંચ વડે ગરીબોની આંતરડી કકળાવવામાં, ભાગીદારો વગેરેનું સત્યાનાશ વાળવામાં, મુખ્ય એજંટ તરીકે તક જોઈને શેરના ભાવો ખોટા બોલાવવામાં, અને પોતાની તિજોરી તર કરવામાં હોશિયારી સમજે છે. કદાચ ઊંધાંચતાં કરનેકરતે દેવાળું આવે, તોપણ યુક્તિ-પ્રયુક્તિથી લાખોની રકમ અલગ કરી દઈને

પેટ ટાઢું કરી બેઠા હોય !..............

"જો જો ભાઈ, ભાતભાતની ટોપીપાઘડીઓવાળા ધનભક્તો ! તમારી તિજોરીઓ અહીંની અહીં જ રહી જાય અને તમે ખાલીખમ હાથે પાપપ્રપંચના હિસાબ ચૂકવવા સિધાવી જાવ, તેના કરતાં તો જરા સવેળાથી અક્કલ પહોંચાડીને સુપાત્રો પ્રત્યેની સેવા નિમિત્તે અને દીનદુઃખીઓ પ્રત્યેની દયા નિમિત્તે તમારા દલ્લાઓને જરા છૂટથી જ આગલા મુકામે મોકલી આપતા ચાલજો; અને એરણની ચોરી ને સોયના દાનથી, તો ફુલાઈ જતા જ નહિ, કે જેથી તમે આ લોકમાંથી ત્યાં જાઓ, ત્યારે 'દન દન ગોપાલ ને કર્મ કંગાલ' એવા ઇલકાબ અને દુર્દશા પામો નહિ.

"કોઈ સ્વાર્થસાધુ એમ પણ કહે, કે 'ત્યારે ભલે અમે પણ દાનેશ્વરી થઈશું ! પણ તેવા થવા માટે પ્રથમ અમારે પૈસાદાર તો થવું જ જોઈએ ને ! જો પૈસો અમારી પાસે ઝાઝો ન હોય, તો પછી તમે જ કહો, કે પરોપકાર, સમાજસેવા, દાનપુણ્ય, એવુંતેવું અમે શા વડે કરીએ ? જુઓને, આ કાર્નેગી પણ પોતાના વારસને ધનનો સોમો ભાગ, તો યે લાખ–કરોડ તો આપી જ ગયા ને ! માટે અમે પણ જો એવો વારસો સંતાનોને આપી શકીશું, અને તે છતાં પણ અમારી પાસે કરોડો વધેલા જોઈશુ, તો અમે પણ જરૂર તેમની પેઠે તે ધનને 'વધારાનું' તથા 'દુનિયાનું' માનીશુ, અને અમને પોતાને તેનાં માલિકને બદલે 'ટ્રસ્ટી' સમજીશું ;"

"પરંતુ લોભીલાલોના જ એવા ઊંધા વિચાર હોઈ શકે !... .....

"મહર્ષિ દયાનંદ સરસ્વતીનું અસામાન્ય જીવનવૃત્તાંત એકવાર પણ જેમણે અવલોક્યું હોય, તેમને સમજાયા વિના ન જ રહે, કે અબજો રૂપિયાનાં ધનદાન વધે, કે દેશની દુર્દશા જોઈને તેમની અપાર બુદ્ધિ, સ્પષ્ટ વાણી, પરમ શુભેચ્છકતા અને મહર્ષિ તરીકેની નિષ્કામવૃત્તિ જે કાંઈ આપી ગઈ તે વધે ? પરમહંસ રામકૃષ્ણ, વિવેકાનંદ અને રામતીર્થનાં જ્ઞાનદાન; તથા કર્મનિષ્ઠ ગાંધીજી, દિવ્યધામવાસી દાસબાબુ અને કૈલાસવાસી તિલક મહારાજ જેવાની દેશસેવાઓ આગળ પહાડ જેટલાં સોનાચાંદીનાં દાન પણ તુલનામાં આવે ખરાં ?

"જુઓ ને રૂશના સમ્રાટ અને બીજા પણ કેટલાય કૂચ કરી ગયેલા બાદશાહો! કાર્નેગી કરતાં સેંકડો–લાખોગણી રાજસંપત્તિના સ્વામી તેઓ બનવા છતાં પણ પ્રજામાં દુઃખે–ભૂખે મરનારા લાખોકરોડો તરફ સાચી સહાનુભૂતિ જાગવાને બદલે લોભની જ જ્વાળા તેમના હૃદયમાં એટલી બધી વધી ગયેલી, કે બસ જાણે આખા જગતને જ હોઇયાં કરી જઈએ! વધુ મુલકોને તાબે કરે તેમતેમ લોભની જ્વાળા તેમનામાં એવી વધતી ચાલે, કે જાણે આગની શાંતિ અર્થે ઘાસતેલ જ હોમાતું હોય! પૈસાદાર થયા પછી જ દાતા થવાની હોંશ રાખનારા તો અત્યારનાં પણ એવાં કેટલાંય રાજ્યોનું અને હજારો–લાખો–ધનવાનોનું વર્તન (જો સ્વચ્છ નિરીક્ષણ શક્તિ હશે તો) જોઈ શકશે જ, કે એ ઘોળા દિવસના જીવતાજાગતા લૂંટારાઓ જેમજેમ તેમનાં ધન અને સત્તાદિ વધે તેમતેમ તેમનો લોભ–લાલચ શાંત થવાને બદલે ઊલટાં ઊછળતાં જ ચાલે છે! હવે બીજી તરફ ઉપર જણાવ્યા જેવા પરોપકારીઓનાં માત્ર તનમનની જ સેવાઓ ધ્યાનમાં લેવાય, તો તરત જ સમજાય, કે અબજો રૂપિયા કરતાં પણ તે કેટલી બધી ચઢી જાય તેવી છે.

થોડાઘણા ધનવાનો રૂપિયે એકાદ આનો દાનપુણ્ય પાછળ ખર્ચવાને હિસાબે ભલે લાખો–કરોડો ખર્ચે, તોપણ તે કાંઈ કર્મયોગ નથી; એ તો ધનપ્રાપ્તિ સાથે જોડાયલા પાપને ધોઈ કાઢવાની જ વૃત્તિ છે; કેમ કે ખર્ચના કરતાં દશવીસગણું તો પોતાની માલિકીમાં બીજાઓને ભોગે અને કળવકળના જોગે ખેંચી લઈને પછી સ્વસંતાનોને મોજશોખવાળાં અને મૂર્ખ બનાવવા માટે તથા છેવટે ખાલીખમ થઈ નર્કાવાસ તરફ સિધાવી જવા માટે જ શેક સાલેમો તેમને આપી જવાના ને!"

*

"...વળી સાત્વિક દાનમાં દાતાની વસ્તુ ભલે એક પાઈ જેટલી હોય, પણ એની સાથે શુદ્ધિ, કાળજી, નિષ્કામતા અને પરિશ્રમ તેના કરતાં હજારો–લાખોગણી કિંમતનાં વપરાયાં હોય છે. એટલે ઉપલા ચપટી દાણા બરફ પર વેરનારની પણ શુદ્ધિ, કાળજી અને દયાવૃત્તિ કેટલી ઉત્તમ હતી તે પણ ધ્યાનમાં લેવામાં આવે, તો પછી માણસને સર્વશક્તિમાન પ્રભુની

ઉપલી કૃપા અસામાન્ય કે આશ્ચર્યકારક ન જ લાગે.

"મુંબઈ–અમદાવાદ વગેરેમાં અમારા અનેકાનેક હિંદુ દાતાઓ ચકલામાં દાણા વેરાવતા જણાય છે અને હજારો પક્ષીને ખાતાં જોઈને રાજી થાય છે; પણ તેમાંથી કેટલાં પ્રાણીઓનો રોજ કૂતરાં–બિલાડાં શિકાર કરતાં હશે, તેની સાથે તે કીર્તિપ્રેમી–રજોગુણી–દાતાઓને જરા પણ સ્નાન–સૂતક હોતું નથી! અને કોઈ કહે, કે ભાઈ! એક પરબડી બનાવીને તેમાં જ દાણા વેરાવો, તો આ તમને મળુ દાણાના પુણ્ય કરતાં પણ ભારે પાપમાં નાખનારી હિંસા થતી અટકે કે નહિ? પણ કોઈ પણ રીતે દાનધર્મની લપ જ કાઢવા માગનારા અથવા તો ઘેટાંચાલ ચાલનારાઓને તે વાત ગળે જ કેમ કરીને ઊતરે? પરબડીમાં દાણા નાખીને પછી તરત જ નિસરણી બીજે મૂકી દેવી જોઈએ. તે પણ કોઈ કોઈ ઠેકાણે થતું નહિ હોવાથી તે સીડી પણ બિલાડીને જ શિકાર કરવામાં ઉપયોગી થતી જણાય છે! એક તરફ સો–બસો પક્ષી રોજ ભલે દાણા જમી જાય, પણ જો બીજી તરફ તેમાંના એકાદ–બેનો શિકાર પણ થાય, તો તેથી પુણ્ય વધે કે પાપ વધે છે? એ વાતની અક્કલ હે પ્રભો! અમારા હિંદુ બંધુઓને હવે તો જરૂર આપજે!"

(મુસ્લિમ મહાત્માઓ આ. ૨, સં. ૧૯૯૬)

## ૧૦ : કેળવણી

"......દેશમાંનો ૯૦ ટકા જનવર્ગ જે રોટલા અને છાશના સાદા અને સ્વલ્પ ખર્ચવાળા ખોરાકથી જે સ્વાદ, પોષણ, બળ, બાંધો, સદ્‌ગુણ, સંતોષ અને શ્રમશીલતાનો લાભ મેળવી શકે છે, તેવા પ્રકારના અને જ્ઞાનમાં ખાસ આગળ વધેલા; એવા માણસોનો ફાલ જ્યાં સુધી ભારતમાં નહિ ઊગી નીકળે, ત્યાં સુધી દેશ ખરેખરી ઉન્નતિ મેળવવા–ટકાવવા શક્તિમાન નહિ થાય........"

(પત્રોમાંથી)

*

"અનાથ બાળકો–જેઓમાં શિક્ષણ અને સત્સંગના બળથી ઉચ્ચકક્ષાની નીવડે એવાં પણ અનેક હોય છે, અને રાજ્ય તેમ જ સમજુઓ તેમના પ્રત્યેની ફરજ ભૂલી બેઠેલા હોવાથી, જે વર્ગ દેશની ખરાબી વધારવાનું નહિ તો જાળવી રાખવાનું કામ તો જરૂર બજાવી રહેલો છે, એ વર્ગમાંથી જ તેમની રક્ષાશિક્ષાનું કાર્ય ઉપાડવામાં આવે તો મીશનરીઓ સારા પ્રકારના અને સાગ પ્રમાણમાં ઉપજાવી શકાય તેમ છે.

"દરદીની ખરી નાડ સમજે અને ઔષધના ખરા ગુણ જાણે એવો વૈદ્ય જો દર્દીનો ખરો ઉપચારક હોય, તો જેમ યુરોપિયનોને સ્વલાભના પેટામાં મીશનરી શિક્ષણની યોજના સૂઝી આવી, તેમ આપણા દેશહિતેચ્છુઓને પણ કાં ન સૂઝે? સ્વરાજ એ અનેક વ્યાધિનો ઉપાય છે, પણ તે મેળવવા તેમ ટકાવવા માટે પણ આવી બાબતો જારી કર્યા વિના શું છૂટકો થવાનો છે? વળી આ એવી અસામાન્ય બાબત છે, કે રાજદ્વારી હિલચાલ વાળા મોટાં પડોળા બંધારણો દ્વારા જ કામો કરવાના રાજપુરુષો તરફથી એ ખાતે વધુ આશા ન રાખતા થોડાક સાત્ત્વિક સાધુવૃત્તિવાળાઓ પોતે જ એ માટે ધારે તો ઘણુંઘણું કરી શકે એમ છે." (પત્રોમાંથી)

*

"સરકારી કેળવણીની લાઈને લાઈને ચાલ્યા જવું ને નિશાળો–બોર્ડિંગો કહાડી એ રસ્તો સૌથી સહેલો હોવાથી, અનેક નવા યોજકો પણ ઝપાટાબેર નીકળી પડતા જણાય. પણ હવે તો એ માર્ગ દેશના હકમાં નુકસાન વધારનારો જ ખુલ્લો છે. ખરા માર્ગો કઠિન અને શ્રમભર્યા હોઈ વિરલા જ તે તરફ ધ્યાન આપી શકે." (પત્રોમાથી)

## ૧૧ : બ્રહ્મચર્યનો પ્રભાવ

"...મનુષ્યને અંતરાયો અને કષ્ટો ભોગવવાં પડે એ તો સ્વાભાવિક જ છે; પરંતુ નિર્માલ્ય તનમનવાળાઓ જ કષ્ટોને કામને બદલે વાઘ જેવાં કલ્પીને 'છાણનો કીડો છાણમાં મરે' એવી સ્થિતિ મરતાં સુધી ભોગવ્યા કરે છે. બ્રહ્મચર્ય અને વીર્યબળથી રક્ષાયલા અને પોષાયલા તનમનવાળા યુવકને તો 'मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम्' ની પેઠે એવાં અંતરાય અને કષ્ટો એવા બિહામણા રૂપમાં દેખાતાં જ નહિ હોવાથી અન્ય નિર્માલ્ય સત્ત્વહીન કાંગલા યુવકો અને વિદ્યાર્થીઓના જેવી એ બાબતની મૂંઝવણ તેને ભોગવવી પડતી જ નથી. તનમનની એવી સારી સ્થિતિનું મુખ્ય કારણ બ્રહ્મચર્ય, બ્રહ્મચર્ય અને બ્રહ્મચર્ય જ છે; એ વાત પ્રિય વાચક! યાદ રાખજે, અને તું ડૂબ્યો હોય તો હરિઇચ્છા; પણ તારાં સંતાનોને અબ્રહ્મચર્યના એ દુષ્ટ ખાડામાં ડૂબતાં જરૂર બચાવજે. અબ્રહ્મચર્યવાળા મનુષ્યો પણ હરવું, ફરવું, ધંધો, નોકરી ઇત્યાદિ સર્વ કાંઈ કરી શકે છે અને વખતે હજારે કે લાખે એકાદ મનુષ્ય તેમનામાં અસાધારણ હોય છે; પરંતુ એ અસાધારણપણું તેમ જ સાધારણપણું જો બ્રહ્મચર્યના યોગ્ય પાયા ઉપર ચણાયેલું હોત, તો કેટલાગણી અને કેવી કેવી વિશેષતાવાળું બની શક્યું હોત, તેની કલ્પના થોડાઓ જ કરી શકે છે. સેવક પણ તેવા ખાડામાં પડી ચૂકેલાઓમાંનો જ એક છતાં છેલ્લાં બાર વર્ષના બ્રહ્મચર્યને યોગે તે આ બાબત સ્પષ્ટ રૂપે અનુભવી શકેલો હોવાથી જ આટલા આગ્રહથી ભલામણ કરે છે. ઊંચી સમજણ એ પણ મોટી વાત છે; પરંતુ તે સમજણને અનુસરવાનું મનોબળ અને શરીરબળ તો મુખ્યત્વે આ બ્રહ્મચર્ય ઉપર જ આધાર રાખે છે."

(અમેરિકાનો પ્રવાસ, ઇ. સ. ૧૯૧૭)

*

"સમર્થ મહર્ષિઓએ બહુ ઊંડી બુદ્ધિપૂર્વક ગુણકર્મસ્વભાવના ભેદ પ્રમાણે ચાર વર્ણની યોજના કરીને મનુષ્યોની શારીરિક અને માનસિક અવસ્થાના ચાર મુખ્ય વિભાગોરૂપે જે ચાર આશ્રમો દર્શાવ્યા છે, તેનો

હેતુ મનુષ્યોની દરેક પ્રકારની ઉન્નતિ સધાઈ પરિણામે તેઓ સર્વોત્તમ આનંદની સદાકાળ માટેની પ્રાપ્તિરૂપ મોક્ષપદ મેળવી શકે એ જ છે.

"એ ચાર આશ્રમો તે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યસ્ત છે. હિંદુ સંસારનો એ દરેક આશ્રમરૂપ વિભાગ, જૂજ અપવાદોને બાજુએ રાખતાં વર્તમાનમાં જ્યાં ત્યાં અજ્ઞાન, દુઃખ, દીનતા, દુર્ગુણ અને વ્યાધિ ઇત્યાદિ મહાન શત્રુઓ વડે જ ઘેરાઈ રહેલો છે. 'मूलं नास्ति कुतः शाखा ?' એ ન્યાયે માનવસંસારરૂપી વૃક્ષના મૂળસ્વરૂપ 'બ્રહ્મચર્ય'નું પાલન અને પરિણામ જ્યાં માબાપો જ સમજતાં હોય નહિ, ત્યાં તેમની પ્રજા તો ક્યાંથી જ સમજે અને પાળે ? અને આખા જીવનના પાયારૂપ એ આશ્રમનું પાલન નહિ, ત્યાં પછી એ પાયા ઉપર ઊભી કરાતી ગૃહસ્થાશ્રમરૂપી ઇમારતમાં શો સાર આવે ? યથાર્થ વાનપ્રસ્થ અને સંન્યાસ પણ તે વિના ક્યાંથી પ્રગટે અને ક્યાંથી એવા સંખ્યાબંધ ઉત્તમ વાનપ્રસ્થો અને સંન્યાસીઓ જનસમાજને ઉન્નતિના સત્ય પથે દોરનારા નીકળે ? ભારતભૂમિ પર બાવન લાખ બાવાઓના પડતા ભારના હિસાબો ગણ્યા કરી ભલે ભેજાં બાળ્યા કરો અને ભવાં ચડાવ્યા કરો; પરંતુ એકાદ ગંધાતા કૂવામાંથી નીકળેલા પાણીમાંથી સુગંધ, આરોગ્ય અને શાંતિ ઇચ્છવા જેટલું જ તે ભૂલભરેલું છે.

"જે કૂવાના તળિયામાં જ કહોવાટ જામ્યો હોય, તેમાંનું બધું જ પાણી અને તેમાંથી કાઢીને બહારના હવાડામાં ભરેલું તેમ જ ઘરમાં ભરેલું પાણી પણ ગંધાયા જ કરવાનું.

બ્રહ્મચર્યાશ્રમ એ કૂવામાંનું પાણી છે અને ગૃહસ્થો તેમ જ સંન્યાસીઓ તેમાંથી બહાર કાઢેલું પાણી છે, જેથી કૂવાને તળિયે જામેલા કચરાને દૂર કરવાનું એટલે કે બાળકોને બ્રહ્મચર્યના પાલન તથા સુશિક્ષણરૂપી ઉપાયો વડે અજ્ઞાન અને નિર્બળતારૂપી કચરાથી દૂર રાખવાનું કાર્ય સર્વથી અધિક મહત્ત્વનું છે.

"જેમ એ કાર્ય બજાવવાનું કર્તવ્ય ગૃહસ્થાશ્રમીઓનું છે, તેમ પોતપોતાનાં વર્તમાન કુટુંબોમાંનાં સ્ત્રીઓ, બંધુઓ અને કન્યાઓમાં

વ્યાપી રહેલી અજ્ઞાનતા અને તેમનાં બાળબચ્ચાંરૂપ કુસંપ, કલેશ, ઇર્ષ્યા, વ્યાધિ, કંજૂસાઈ, ઉડાઉપણું ઇત્યાદિ અવગુણોમાં સુધારણા કરી પોતાનાં વર્તમાન કુટુંબોને અને તેટલાં સુખી અને સદ્ગુણી બનાવવાનું અને તેમ કરીને તેમનો તેમ જ પોતાનો સંસાર બને તેટલો ઉન્નત અને સરળ બનાવવાનું કાર્ય પણ તેમને જ કરવાનું છે."

( ટૂંકી વાર્તાઓ, ગ્રંથ ૧લો, સંવત ૧૯૯૬ )

## લોકકીર્તિ

"દુનિયાઈ અમર યશ તો અમો અલ્પજ્ઞ માનવોના જ મનથી સર્વોપરી વસ્તુ છે. મહાન ઋષિમુનિઓને મન તો તે 'सा काष्ठा सा परा गतिः' આમળ એ દુનિયાઈ કીર્તિ એવી તુચ્છ અને સાધક માટે તો અંતરાયરૂપ પણ છે, કે જેથી તેને 'प्रतिष्ठा सुकरीविष्ठा' પણ તેમણે કહી છે. દુનિયાને તો પોતાની ગરજે જ વિષયી માનવોને આગળ વધારવા માટે જ આવા અલૌકિક માનવોના યશ ગાવા પડે છે." ( આદર્શ દૃષ્ટાંતમાળા, પાન ૧૨૪, ટિપ્પણી )

*

"'લોકકીર્તિ' માટે પણ લૌકિક પદાર્થોનો ત્યાગ કરવામાં આવે છે; પરંતુ એવા ઉદ્દેશવાળો ત્યાગ સકામ કર્મમાં જ સમાતો હોઈને કર્મયોગમાં ( નિષ્કામ કર્મમાં ) તેની ગણના નથી; કેમ કે લોકપ્રતિષ્ઠા પણ આત્મનિષ્ઠ માટે સુકરીવિષ્ઠા જેવી અને લૌકિક ભોગ્ય પદાર્થ છે અને 'મોક્ષજિજ્ઞાસુનો ત્યાગ તો કેટલી હદનો હોવો જોઈએ તે વિષે કહેલુ છે, કે

> બ્રહ્મલોક લો ભોગ ' જો, ચહે સબનકો ત્યાગ;
> વેદ અર્થજ્ઞાતા મુનિ, કહત તાહિ વૈરાગ. '

( આદર્શ દૃષ્ટાંતમાળા, પાન ૧૫૫, ટિપ્પણી )

## લગ્ન

"જગતમાં વાંઢા અને વિધવાઓ જે ખરાબ અને ખરાબીનું વાતાવરણ ફેલાવી મહાન નુકસાન કરે છે અને પરણેલાઓ પરણવાને પરિણામે મળતા અનેકવિધ અનુભવો ઉપરથી પોતાને, સ્ત્રી વગેરેને, જગતને

અને ઇશ્વરને વધુ સમજી શકીને જાતના તેમ જ જગતના હકમાં હિતને રસ્તે જઈ શકે છે, તે વાતની સેવકને પૂર્ણ માહિતી અને અનુભવની હોવાથી 'મનુષ્યો પરણે તે જ એક સારી વાત છે' એ જ સેવકની માન્યતા છે. 'ખાવા એટલે સહુને ખાવા જ રાખવા કે બનાવવા માટે' એવો ખોટો વિચાર નથી લેવાનો."

## ૧૨ : બાળલગ્ન અને વિધવાવિવાહ

"પોતાનાં વહાલામાં વહાલાં બાળકોને બચપણમાં જ વિષયવાસનામાં ડુબાવી દેનાર એ મૂર્ખ માબાપો! એવી રીતે તેમનું મનુષ્યત્વ નષ્ટ કરવા કરતાં તો તેમનું જન્મતાં જ ગળું દાબી દેતાં હો, તો એમાં ઓછું પાપ અને દુઃખ છે! ઓ પચાસ વર્ષના ડોસા! તારા પચીસ વર્ષના યુવાન છોકરાને તારા જેવા ઘરડા માણસ કરતાં પણ ફિક્કા અને દુર્બળ શરીરવાળો જોઈને તને કેમ વિચાર નથી આવતો? સ્ત્રીઓના વેશમાં અવતરેલી પૂર્વજન્મના શત્રુરૂપ ઓ મૂર્ખ માતાઓ! સાસુજી બની જઈને વહુ પર ઘરકામ ઢોળી પાડવા તથા બાદશાહી ચલાવવાના મોહમાં ને મોહમાં શીદને તમારાં સંતાનોનું સત્યાનાશ વાળો છો? તમારાં ઢીંગલાઢીંગલીની ઉંમરમાં વિષયભોગના ખાડામાં ડુબાવેલાં ફિક્કાં, મુડદાલ અને રોગી સંતાનોને રોજરોજ જોયાં કરો છો; તોપણ કેમ કશી અક્કલ તમને આવતી નથી?"

"મોટે ભાગે બાળલગ્નના જ પ્રતાપે બચપણમાં અનાથ બની બેઠેલી લાખો વિધવાઓની દુઃખી અવસ્થાને જોઈજોઈને રોજરોજ બળી રહેલાં લાખો માબાપો! આવા ઘોર કળિયુગના સમયમાં તમે તે બિચારીઓ પાસે કઈ જાતિને આધારે સત્યયુગના ધર્મો પળાવવા માગો છો? તમે પોતે પણ પચાસપચાસની ઉંમર થઈ જવા છતાં બ્રહ્મચર્યનો જે શુભ ધર્મ પાળવાને અસમર્થ રહો છો; તે ધર્મ તમે દુઃખી, અનાથ, અજ્ઞાન બાળાઓ પાસે પરાણે પળાવવા માગો છો? ધર્મ તે એમ પરાણે પળાવી શકાતો હશે? તમારા કરતાં તો પેલા એક હાથમાં તલવાર અને બીજા હાથમાં કુરાન લઈને ઊભા રહેનારા આગલા સમયના જુલમી મુસલમાનો પણ

"એ બીજાઓની પાસે ઉન્નતિને માગનારા અગ્રેસરો ! તમે તમારા ઘરમાંની, પડોશમાંની, જ્ઞાતિમાંની, તમારાથી માહોમાંહે જ બની શકે એવી કેટલી ખરાબ રૂઢિઓ અને બીજી બાબતો દૂર કરી ? તમારા શ્રમથી જ સિદ્ધ થઈ શકે એવી લોકહિતની કેટલી ઉન્નતિઓ સિદ્ધ કરી ? 'હિંમતે મરદા, તો મદદે ખુદા' અથવા તો 'મનુષ્યયત્ન અને ઈશ્વરકૃપા' અર્થાત્ પોતાનાથી બનતું સર્વ કર્યા વિના અખૂટ ઐશ્વર્યસંપન્ન પરમાત્માની કૃપા પણ મેળવી શકાતી નથી, તો પછી રાજાની કે અન્ય મનુષ્યોની કૃપા તો ક્યાંથી જ મેળવી શકાય ? ભલે માગ્યા કરો અને વાયદા સાંભળ્યા જ કરો. એમાં દોષ બીજાને દેવાનો નથી. તમારો અનેક પ્રકારનો અનધિકાર જ અન્યોનાં હૃદયમાં પ્રવેશીને તમને 'ઇંદ્રાસનને બદલે નિદ્રાસન' અપાવી રહ્યો છે.

## ૧૩ : નિસર્ગોપચાર

"વ્યાધિ થયા પછી ઉપાય કરવા કરતાં વ્યાધિ ન થાય એવું જ્ઞાન અને જાળવણી જ શ્રેષ્ઠ છે; તેમ જ ખાવાની ઔષધિઓ કરતાં અન્ન, જળ, સ્થળ અને વાયુની ફેરબદલી, ઉપવાસ, પવિત્રતા, સ્વચ્છતા, મૃત્તિકા, સૂર્યપ્રકાશ, રંગ, વ્યાયામ, સ્નેહન, સ્વેદન, વમન, બસ્તી, આનંદ, શાંતિ, સદ્‌વિચાર, સત્સંગ, સદ્‌ગ્રંથ ઇત્યાદિ પથ્યે પ્રકારો અને પદાર્થોનું સેવન તેમ જ કુપથ્ય આહાર-વિહારનો ત્યાગ; આ બાબતોને જ અધિક સરળ, સ્વાભાવિક અને ઉપકારક સમજીને દરેક દરદીએ તેવા કુદરતી ઉપચારોનું જ સેવન કરવું જોઈએ. વૈદો તેમ જ ડૉક્ટરોએ પણ એવી બાબતોને જ ખરેખરી ઉપકારક સમજીને તેનો પૂર્ણ અભ્યાસ કરવો જોઈએ; અને તેવા ઉપચારોનો દરદીઓને લાભ આપી આ નવીન જેવા દેખાતા માર્ગમાં, શરૂઆતમાં લોકો ન સમજે તો ધૈર્ય રાખી કાંઈક ખમીને પણ ચલાવી લેવું જોઈએ. આમ કરવાથી જ પરિણામ ધીમેધીમે તેમના પક્ષમાં વળતું જશે અને ઊલટે અર્થપ્રાપ્તિ પણ એ ઉત્તમ રસ્તે અધિક થયા વિના રહેશે નહિ. દરદીઓએ પણ આ કુદરતી ઉપચારોનું મહત્ત્વ ધ્યાનમાં લઈને તેના અનુભવવાળા ઉપચારોની સલાહ અને આશ્રય લેવાં જોઈએ. એ

ઉપચારો એવા તો સરળ અને સ્વાભાવિક હોય છે, કે જો તેને લગતાં પુસ્તકો અવલોકવાનું રાખ્યું હોય અને તેને અનુસરીને યથાસાધ્ય સામાન્ય જાળવણી પણ રાખી હોય, તો વ્યાધિઓ થવાના ઘણાખરા સંભવો અર્ધે રસ્તેથી જ નષ્ટ થઈ જાય; તેમ જ ઉપજી ચૂકેલા વ્યાધિઓ પણ એવા એકાદ બે જ સાદા પ્રકારોના સેવન વડે સહેલાઈથી ટળી જાય."

"ખરું જોતાં એવા **કુદરતી ઉપચારોને લગતા પુસ્તકની, તેમ જ વ્યાધિ થવાનો પ્રસંગ જ ન આવે એવા આહારવિહારો અને રીતરિવાજોનું જ્ઞાન આપનારાં ગ્રંથોની જ જનસમાજ માટે ઘણી આવશ્યકતા છે.** યુરોપ-અમેરિકામાં તો એવા ગ્રંથો પુષ્કળ નીકળી ચૂક્યા છે; તેમ જ એવા ઉપચારકો પણ હવે જ્યાંત્યાં મળી આવે છે. આપણા દેશમાં એવા ઉપચારકો અને પુસ્તકો હજી નહિ જેવાં જ છે." (આર્યભિષક્–આ. ૯ મી, ત્રીજી આ. નું નિવેદન, સં. ૧૯૭૦)

### સ્વાધ્યાય

"આ વાત અનુભવીઓ જાણે છે જ કે જે સમય સંખ્યાબંધ પૃષ્ઠો વાંચી જવા પાછળ ગણાય, તેટલો અથવા તેથી અર્ધો સમય પણ જો તેમાંના માત્ર એકાદ બે વિચારોનું મનન કરવા અથવા થોડાંક પૃષ્ઠો ઉતારી લેવા પાછળ ગળાય, તો તેમાં રહેલા ઉમદા સંસ્કારો હૃદયમાં અનેકગણું ઊંડાણ અને પુષ્ટિ પામે છે. મનુષ્ય માત્રની દરેક ઉત્તમ કે કનિષ્ટ સ્થિતિ અને કૃતિ, એ સર્વ બીજું કાંઈ જ નહિ પણ તેના હૃદયમાં ઊંડા ઊતરી તથા પોષાઈને સ્થૂલભાવને પામેલા વિચારો જ છે. × × ×

"મનુષ્ય પોતાનો સર્વથી ઉમદો-સમય સર્વથી વધારે મહત્ત્વના કાર્ય પાછળ જ ગાળે એવા હેતુથી ધર્મગ્રંથોમાં એમ પણ ફરમાવેલું છે, કે માણસે પથારીમાથી ઊઠીને હાલ થાય છે તેમ લાગલાં જ છાપાં, ચાપાણી અને ખોરાક ઇત્યાદિ પાછળ તથા ધંધા–નોકરી પાછળ જ મંડી પડવાનું નથી; પરંતુ શરીરશુદ્ધિ કરીને પ્રાત:કાળમાં સ્વાધ્યાય, જપ વગેરે ધર્મકાર્યો જ સર્વથી પહેલાં કરવાનાં છે. એ પ્રમાણે નિત્યક્રમ રહેવાથી પછી દિવસના વ્યાવહારિક કામધંધાઓમા નીતિ ઇત્યાદિ સદ્‌ગુણોનું બળ વધારે રહી

શકે છે; અને દિવસેદિવસે માણસ સદ્ગુણ અને સદાચારમાં ખીલતો જઈને 'અસામાન્ય' અથવા તો 'મહાન' પુરુષની પદવીને પણ પ્રાપ્ત થઈ શકે છે."

"આમ હોવાથી દરેક સમજુ મનુષ્યે દરરોજ વ્યવહારનાં કામોમાં જોડાવા પહેલાં અમુક સમય 'સ્વાધ્યાય' પાછળ પણ અવશ્ય ગાળવો જ જોઈએ; અને ગમે તેવી બહોળી રોકાણવાળો મનુષ્ય પણ શરૂમાં થોડીક કાળજી રાખે, તો પછી થોડા વખતમાં તે પ્રકારનો સ્વભાવ બંધાઈ જાય છે અને પછી સહેલાઈથી તે પ્રમાણે વર્તી શકે છે."

## સંગીત

"આ કુદરતી બક્ષિસ પામર મનુષ્યોમાં અને હરણ, સર્પ ઇત્યાદિમાં પણ હોય છે. અલબત્ત, સંગીતનો વિષય ખરાબ હોય, તો અસર પણ ખરાબ થઈ અધોગતિ થાય છે અને સારો હોય તો સારી અસર થઈ ઉન્નતિ થાય છે; અર્થાત્ સદુપયોગ અને દુરુપયોગ એ જ સારા કે નરસા ફળનું કારણ હોય છે. આવું છતાં વેશ્યાદિ દ્વારા હલકટ વિષયો ગવાતા હોવાથી અનેક માણસો ગાયન માત્રને હલકું ગણે છે; તેમની ભૂલ છે અથવા તો તેઓ સદુપયોગ ને દુરુપયોગની સમજણ ધરાવતા નથી. દેવર્ષિ નારદે અધ્યાત્મ યોગના એક ઉત્તમ સત્વર સિદ્ધિના સાધનરૂપે સંગીતને યોજ્યું છે. બ્રહ્મવિદ્યા, જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિયોગ અને વીરત્વના પ્રસંગમાં પણ સંગીત કેટલું બધું અસરકારક છે, તે જો સર્વ કોઈ જાણે તો તો સંગીત દ્વારા જ ઘણીખરી બાબતોનું શિક્ષણ અપાય."

(વૈદક સંબંધી વિચારો-આ. ૧, આ. બીજી, સં. ૧૯૯૫)

# અંજલિ

સ્વામીજીના જીવન વિષેનાં અંજલિઓ અને સંસ્મરણો તો એટલાં બધાં પ્રાપ્ત થયાં છે, કે જો એ બધાંનો સંગ્રહ કરવામાં આવે તો એક મોટો ગ્રંથ તૈયાર થાય. અહીં તો એ સંસ્મરણો અને અંજલિઓમાંથી થોડાંક વાક્યો જ ઉતારીને મૂકવામાં આવ્યાં છે. અમારી માગણીને માન આપી જેમણે સંસ્મરણો મોકલ્યાં છે, તે સૌનો અમે આભાર માનીએ છીએ અને તે સંપૂર્ણ સ્વરૂપમાં પ્રસિદ્ધ કરી શકતા નથી તે માટે ક્ષમા યાચીએ છીએ.

ભાઈ ત્રિભોવનદાસ,

સ્વામીજી જતાં ગુજરાતને ભારે ખામી જણાવાની છે. સસ્તા સાહિત્યની એમની સેવા ગુજરાતને સદાય યાદ રહેવાની છે. તમે ભાઈઓ જે પાછળ રહ્યા છો, એ સ્વામીજીના કાર્યને શોભાવ્યા કરજો.

બાપુના આશીર્વાદ

*

મારા એક અંગત મિત્ર અને ગુજરાતના એક સેવક ભિક્ષુ અખંડાનંદજીના અવસાનના સમાચાર જાણીને હું ખૂબ દિલગીર થયો છું. તેમના અવસાનથી ગુજરાતમાંથી એક નિસ્વાર્થ સેવકની ખોટ પડશે...

અમૃતલાલ વિ. ઠક્કર

*

સ્વામીજી જોડે તો મારો સંબંધ લગભગ ૨૫ કરતાં વધારે વર્ષનો. શરૂઆતમાં જ્યારેજ્યારે પોતે હિમાલયના નિવાસ બાદ મુંબઈ આવતા અને રોકાતા, ત્યારે મને મળ્યા સિવાય રહેતા નહિ. વળી પોતાના સસ્તા સાહિત્યની યોજનાની ચર્ચા કરતા, અને બારીકાઈથી એ યોજના વ્યાવહારિક દૃષ્ટિબિંદુએ તપાસી. તેનું પરિણામ શું આવશે અને તેથી જનતાને સસ્તા સાહિત્યથી કેટકેટલો ફાયદો કરી શકાશે તેના પર ભારપૂર્વક વિવેચન કરતા. અને પહેલાં મુલાકાત વખતે યોજનાની જે તફસીલની ચર્ચા થઈ હોય, તે તફસીલ બીજી મુલાકાતે ઘણુંખરું અમલમાં મૂકીને જ આવતા. કાગળ, સાહી, દોરી, કાપડ વગેરે જથ્થાબંધ ક્યાંથી ને કેવી રીતે સસ્તામાં ખરીદ્યું તેની ટીપ એમને મોઢે હોય, એમની વ્યવહારકુશળતા અનન્ય હતી અને તેના વડે જ એમણે પોતાની યોજના બર લાવવા છાપખાનું સ્થાપ્યું અને તેને સ્થાયી કરી ગયા.

...એમના અવસાનથી મારા જેવાને અંગત મિત્રની ખોટ પડી છે અને ગુજરાતી સાહિત્યને તો ન પુરાય તેવી ખોટ પડી છે.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

*

સાહિત્યનો પ્રચાર આમવર્ગમાં વિસ્તારથી કરવાની પહેલ 'સસ્તું સાહિત્ય-વર્ધક કાર્યાલય' તરફથી કરવામાં આવી, ત્યારથી એ સંસ્થાએ ગુજરાતની ઘણી સેવા બજાવી છે. સામાન્ય વર્ગમાં જ્ઞાનનો પ્રચાર જ્યાં સુધી પૂરતો થાય નહિ, ત્યાં સુધી પ્રજાની ઉન્નતિ ચોતરફથી થઈ શકે નહિ. એ સંસ્થા તરફથી ધર્મ, સમાજ ને સાહિત્યને લગતા પ્રિય વિષયોનાં નાનાંમોટાં પુસ્તકો બહુ જ જૂજ કિંમતવાળાં બહાર પડ્યાં છે. અને તેથી બહુ ગરીબ માણસ પણ પોતાની ટૂંકી કમાણી છતાં એ પુસ્તકોનો લાભ પૂરતો મેળવી શકે છે. અંગ્રેજીમાં '(પિપલ્સ બુકસ)ના' જેવી પુસ્તકમાળા પ્રાચીન-અર્વાચીન કવિતાઓના જુદાજુદા નાનાનાના સંગ્રહ કરી બહાર પાડે, તો તેથી પણ સાહિત્યનો પ્રચાર ઘણો થાય. ભિક્ષુ અખંડાનંદનો આ મહાસ્તુત્ય પ્રચાર સાહિત્યમાં નોંધવા જેવો છે; અને ગુજરાતના ધનાઢ્યોએ તથા વિદ્વાનોએ એ પ્રયાસોને ઘટતી સહાય આપવી જોઈએ.

ખબરદાર

*

...ગુજરાતી ધાર્મિક સાહિત્યની તેમની સેવાઓ અદ્વિતીય છે. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય જેવી ફળીફાલેલી સંસ્થા તેમના સૂક્ષ્મદેહનું મૂર્તસ્વરૂપ છે. જો કે તેઓ દેહવિલીન થયા છે, પણ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયને તેમના સ્વરૂપરૂપે જ મૂકતા ગયા છે. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય દિન પ્રતિદિન વિકસતું જાય અને સ્વામીજીની અભિલાષાઓ સંપૂર્ણ પરિપૂર્ણ થાય એવી મારી પરમાત્માને પ્રાર્થના છે.

વિદ્યાબહેન ર. નીલકંઠ

*

ગુજરાતી ભાષા રહેશે ત્યાં સુધી અખંડાનંદ અમર છે.

મોતીભાઈ ન. અમીન

*

કેવળ અંતરની પ્રેરણાનો આધાર લઈને કાર્યનો આરંભ કરવો, અંતરની ધગશથી કાર્યમાં સફળતા સાધવી અને વગર બંધારણે સંસ્થા ઊભી કરવી, જેમાંથી જીવંત અને સમૃદ્ધ જ્ઞાનસ્રોત વહે, એ કાર્ય કસોટી કરે એવું છે. સ્વામી અખંડાનંદને આ વાતનું સચોટ ભાન હતું. 'હું જ સંસ્થા છું.' એ એમની માન્યતા અક્ષરશઃ સાચી હતી. સંસ્થાની કાળજી તે પોતાના જેટલી જ લેતા હતા.

સ્વામી અખંડાનંદની કાર્યની પ્રેરણા બહિર્મુખ કે પરિણામલક્ષી ન હતી. એમણે સમાજહિત માટે કે બીજો કોઈ પરોપકારી હેતુ સાધવા માટે પ્રવૃત્તિ આદરી ન હતી. એમની પ્રેરણા આધ્યાત્મિક હતી. તેનાં મૂલ એમના અંતરમાં રહેલી ભક્તિમાં હતાં. જેઓ એમના નિકટ પરિચયમાં આવ્યા હશે તેઓ જ જાણી શક્યા હશે, કે સ્વામી અખંડાનંદનું હૃદય ભક્તહૃદય હતું. તેઓએ ઉપાડેલું 'સસ્તું સાહિત્ય'નું કાર્ય પ્રભુભક્તિ કરવાનો તેમનો પ્રકાર હતો. મોતીભાઈ અમીન સાથેના પરિચયમાં એમણે મોતીભાઈનું મન ગરીબોની સેવામાં લગાડવાનો પ્રયત્ન કર્યો લાગે છે. તેમાં પણ ભાવના તો એ જ હતી કે માનવદેહમાં પ્રગટેલ પ્રભુના અંશને અન્ન, વસ્ત્રને ઘરનો અભાવ હોય અને એ પ્રાથમિક જરૂરિયાતો વિના તેઓ મરણ પામે યા તો દુઃખી થાય એ તેમને માટે અસહ્ય હતું. સમગ્ર કાર્ય પ્રભુસેવારૂપે કરવા સાથે એમના કાર્યના અનુષ્ઠાનમાં અસાધારણ વ્યવહારકુશળતા તેઓ સાધી શકતા. આ એમની વિશિષ્ટ શક્તિ હતી જે ઘણા આદર્શવાદીઓના કાર્યમાં ગેરહાજર હોય છે. કાર્યનો આરંભ તેમણે સંન્યાસ લઈને કર્યો એ ખરું; પરંતુ પૂર્વાશ્રમની વ્યાપારી કુનેહને પોતાના કાર્યમાં સંયોજીને સંસ્થાના હિત માટે તેમણે તેનો સદુપયોગ કર્યો. એમને મન આપણા પ્રાચીન ગ્રંથો, આપણી સંસ્કૃતિના અમૂલ્ય વારસા જેવા

ગીતા, ભાગવત, મહાભારત, રામાયણ વગેરે ગ્રંથો અમૂલ્ય–અને સાચી રીતે અમૂલ્ય–હતા. અને એ ગ્રંથોનો પ્રચાર કરીને એમણે સાહિત્યની સેવા નથી જ કરી એમ તો કોણ કહી શકશે?...

અંબાલાલ પુરાણી

*

મને આખી જિંદગી દરમિયાન ભગવાં વસ્ત્રવાળાઓ તરફ કદી આકર્ષણ થયું નથી; કારણ કે મારા મનથી એ લોકો અવળે માર્ગે ગયેલા અને દેશને બોજારૂપ હતા; પરંતુ જ્યારે સ્વર્ગસ્થ મોતીભાઈ અમીને મને ભિક્ષુ અખંડાનંદના સંસારત્યાગની વાત કરી અને એમની ઓળખાણ કરાવી, ત્યારે તો મારું અભિમાન ગળી ગયું અને એ ભગવાં વસ્ત્રોવાળા તરફ તો મારી પૂજ્ય બુદ્ધિ થઈ...

......એમને કંઈ પોતાના મોક્ષની પડી નહોતી. એમને તો આ દેશને સુખી કરવો હતો ને અજ્ઞાનતાનાં પડળો દૂર કરીને નવી દૃષ્ટિ જ આપવાની માત્ર તમન્ના હતી.

છેલ્લો શ્વાસ ચાલ્યો ત્યાં સુધી એમણે એકનિષ્ઠાથી સસ્તા સાહિત્ય માટે સેવા કર્યા જ કરી. પાછલાં કેટલાં ય વર્ષોથી એમનું શરીર છેક લથડી ગયું હતું; છતાં એમણે આરામની બિલકુલ દરકાર કરી નથી, એમની કર્તવ્યનિષ્ઠાથી એમણે સાધુ-સંન્યાસીઓને જ નહિ પણ ગૃહસ્થો અને ગૃહિણીઓને પણ ઉત્તમ દૃષ્ટાંત પૂરું પાડ્યું છે.

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

*

લોકસંગ્રહની દૃષ્ટિએ સ્વામીશ્રી ભિક્ષુ અખંડાનંદજીની સાહિત્યસેવા અજોડ છે. પરબ્રહ્મની જોડે તાદાત્મ્ય સાધવાની લગનીવાળા એ આજન્મ વિરાગવૃત્તિધારીએ, ૭ આનાના દેવદારના ખોખાના ટેબલથી શરૂઆત કરીને ગુજરાતને ગામડે જ્ઞાનની પરબો પહોંચાડનારી 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' જેવી વિસ્તૃત અને ગાતબર સ્થિતિએ પહોંચેલી સંસ્થાની ઉત્પત્તિ અને સ્થિતિ કઈ તાલાવેલીથી, કેટલી તનતોડ મહેનત અને

અદ્ભુત ત્રેવડશક્તિ તથા વ્યવહારકુશળતાથી સાધી ! વરસોની સતત લોકસેવા પછી આજ પક્ષાઘાતને લીધે અનિચ્છાએ નિષ્ક્રિય થઈ પડેલા એ લોકસેવકના હાથ તળે તાલીમ પામવાનું સુભાગ્ય આ લખનારને મળ્યું છે....

: બચુભાઈ રાવત

*

આપણી કોઈ સાહિત્ય સંસ્થાને જીવતાં તેમની કદર કરવાનું સૂઝ્યું નહિ. રણજીતરામ સુવર્ણચંદ્રક તેમને તો અપાય જ શી રીતે ? હવે માત્ર શોકનો ઠરાવ કરી બેસી રહેશે, તો હમેશાં કહેવાનું રહી જશે, તેમનું સારું સ્મારક કરવું જ જોઈએ... છોટાલાલ

*

......સિદ્ધાંતી પુરુષ પોતાના કર્તવ્યપંથમાં કોઈ પણ વસ્તુનું રોકાણ નડવા ન દે. એને તો એ હસ્તામલક વાત છે. એવા ઉત્તમ ગુણો, અને મનુષ્યપરીક્ષણ એને લઈ ને કાર્યાલય આજ મહાન કાર્ય સુંદર રીતે કરી રહ્યું છે, અને તે જ એમની અમર વિભૂતિ છે.

રામમોહનરાય જશવંતરાય દેસાઈ

*

સ્વામીજી મોટા કર્મયોગી હતા અને એટલે જ એમણે વિનાસંકોચે પોતાના દેશભાઈઓની સેવા કાજે આત્મસમર્પણ કર્યું......વિચારો દ્વારાં માનવ સર્જવામાં એમણે પોતાની સારી યે જાત ખર્ચી નાખી...

સ્વામી જોગેન્દ્ર–બાંકવા

*

......જો કે એ મહાત્મા તો જીવન સાર્થક કરી ગયા છે અને અનેકને પ્રેરક પરિચય આપતા ગયા છે; પણ મારા જેવા સામાન્ય માણસને તો તેમના જીવનની પરિસમાપ્તિથી ઘણી જ ખોટ પડી છે. જીવનનાં ઉગમકાળનાં સોળ વર્ષ તેમની સાથે ગાળેલાં અને તેને લઈ હાલતું થતું કિંચિત્ જીવન મારું છે, તે સ્મરણ સદા થવા સાથે, હવે તો પ્રત્યક્ષ રીતે

તેમનો સદાનો વિયોગ થાય છે; તેથી ઘણું લાગી આવે છે. એમનો અખંડ આનંદ સ્વરૂપ આત્મા આપણા સૌ પર કૃપા વરસાવ્યા કરે તેમ પ્રાર્થું છું.

એમણે ગુજરાતની જનતા માટે જે મહાન કાર્ય પાંત્રીસ વર્ષ સુધી સતત પ્રયત્ન કરીને કરેલું છે, તે પુરુષાર્થ અદ્‌ભુત છે, માત્ર વિદ્વાનો જ નહિ, પણ સામાન્ય જનતા, વૃદ્ધો, સ્ત્રીઓ, બાળકો, ખેડૂતો, કારીગરો, સૌ કોઈ વાંચી-સમજી શકે, તેવાં પુસ્તકોના પ્રચારરૂપી જ્ઞાન-દાનની પરબ તેઓએ બેસાડેલી છે. તે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય સારી રીતે ચાલ્યા કરે તેવી અનેકની શુભેચ્છા છે, તેમાં હું પણ મારી શુભેચ્છા જણાવું છું. અખંડાનંદજીનો દેહ વિલય થયો છે, પણ તેમનો કાર્યદેહ, કે જેમાં તેમણે પોતાનો આત્મા રેડ્યો છે, તે તેમના પ્રતિ માનલાગણી ધરાવનાર સૌની દૃષ્ટિ સન્મુખ રહો, તેમ ઇચ્છું છું.

સ્વામીજીની ખોટ પુરાય તેમ નથી; છતાં જગતમાં દેહ વિલય થયા વિના પણ રહેતો નથી, તેમ ગણી હવે તો તેમના સત્કાર્યનું સ્મરણ અને અનુસરણ એ જ કર્તવ્ય રહે છે...

ચેણીશંકર વહાલજી પઢિયાર

*

...પૂજ્ય સ્વામીજી મારા તરફ પિતા જેટલી મમતા રાખતા હતા. રોગે છેવટ સુધી પણ તેમને મુક્ત કર્યા નહિ અને તેમનું શરીર છૂટી ગયું. પૂજ્ય સ્વામીજીના ઋણમાંથી ગુજરાત છૂટી શકે એમ નથી.

જીવણલાલ કરસનજી ઠાકર

*

...સ્વામીજીની પ્રવૃત્તિએ ગુજરાતમાં 'અનુકરણ, સ્પર્ધા અને નવીનતા આણ્યાં છે, એ આજે સમજાવવાની ભાગ્યે જ જરૂર હોય; પણ પર તોમાં ય આ પ્રવૃત્તિએ નવીન માર્ગો ચીંધ્યા છે એ નોંધપાત્ર છે. હિંદીમાં ચાલતું 'સસ્તું સાહિત્ય મંડળ' (દિલ્હી) તો સ્વામીજી પાસેથી જ સૂચના મેળવીને કામ કરતું થયું છે; પણ 'કલ્યાણ' મંડળ (ગોરખપુર)ને સુદ્ધાં

આ પ્રવૃત્તિમાંથી જ પ્રેરણા મળી છે, એમ માની શકાય છે. ગુજરાતમાં આજે અમુક વિભાગો બાદ કરતાં સાહિત્ય સસ્તું થયું છે, એ અનુભવની વાત છે. આજે 'નવજીવન,' અને એવી બીજી જાહેર સંસ્થાઓ પોતાનાં પ્રકાશનોની કિંમત સામાન્ય જનતાને પોસાય એવી રાખે છે, પણ તેમાં ય 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ની છાપ છે જ. આ રીતે માત્ર પાંચછ ચોપડી ભણેલો અને માત્ર સાધુસંતોના પ્રાચીન પદ્ધતિના સહવાસથી પ્રેરણા પામેલો માણસ કેવળ હૃદયની ઉત્કટ ભક્તિથી, અનુપમ પ્રતિજ્ઞાથી, એકલવીરના જેવી શૂરવીરતાથી, અને કર્મયોગીની જાગ્રત નિષ્કામતાથી ગુજરાતને કંઈ વર્ષોનો કૂદકો ભરાવે છે. એ છલંગને પ્રતાપે ગુજરાત નવપ્રભાતની તાજગી અનુભવતું થાય છે, પોતાનો પ્રાચીન વારસો સંભાળવા લાગે છે, નવી મૂડી મેળવવાનો ઉત્સાહ મેળવે છે, અને ગાંધીજીના મંગલ આદેશને ઝીલવાની જાણે ભૂમિકા રચે છે........

...એક જમાનામાં માણભટોએ માણો રણકાવીને અને કીર્તનકારોએ કરતાલો બજાવીને આપણા પ્રાચીન વારસાને પ્રજા આગળ જીવતો રાખ્યો હતો. તો આજના આપણા પલટાયેલા સંજોગોમાં સ્વામીજીએ પોતાની કાયા ઓગાળીને ગુજરાતને ઝૂંપડેઝૂંપડે હજારો પુસ્તકો પહોંચાડી તે વારસાને સજીવન રાખ્યો છે.

...એમનું મુક્ત હાસ્ય જોતાં જોનાર ઘડીભર વિચારમાં પડી જતો. આટલી ભભૂકતી આગ જેવો કઠોર વ્યવહારવાળો અને પ્રવૃત્તિની ભીડમાં ભિંસાઈ રહેલો માણસ જાણે સર્વ આધિ, વ્યાધિ ને ઉપાધિથી મુક્ત હોય, તેમ મુક્તહાસ્ય વેરતો હતો અને એમના હાસ્યે ખૂણેખૂણા ગાજી ઊઠતા હતા, ત્યારે એની પાછળ રહેલી નિર્વ્યાજતા વિરોધીઓ તથા શંકાશીલોને ભારમુક્ત કરી દેતી હતી. પોતે પોતાના ઉપર પણ ગજબનું હસી શકતા હતા! પોતાની જાતને 'પ્રેત', 'ચકરમ', અને 'લગોટિયો' વગેરે સરપાવોથી નવાજીને વિરોધીઓનાં વિષ જીરવી કાઢ્યાં છે. એમને મર્યાદા છે, પણ એ એમની મોટાઈ છે. જે જનેતાને ખોળે ઝૂલવાનું એમને સદ્ભાગ્ય સાંપડ્યું હતું, તે જનેતા ગુર્જરીને અંકે જ એમણે અંતકાલની પથારી કરી છે. પોતાની જાતને 'ખરાબ', 'મેલી-ઘેલી' અને 'અવગુણસાગર' બતાવનાર

આ સંન્યાસીએ સંસાર સફળતાથી જીત્યો છે.' એમની લીલા સંકેલાઈ ગઈ છે; પણ એમના જીવનની સુવાસ ગુજરાતને લાંબાકાળ સુધી મહેકતું રાખશે એ નિર્વિવાદ છે. શંકરદત્ત શાસ્ત્રી

*

પૂજ્ય સ્વામીજીનું પ્રગટ કરેલું પહેલું પુસ્તક કદાચ ઇ. સ. ૧૯૧૪માં આવ્યું હશે, ત્યારથી તેમનાં દર્શનની ઇચ્છા રહેતી હતી; તે આર્યધર્મપરિષદમાં (ચરોતર એજ્યુકેશન સોસાઈટીની જમીન ઉપર થયેલી પરિષદમાં) પહેલાં દર્શન થયાં. ત્યારે તેમનું જ્ઞાનગંભીર તેજસ્વી મુખ જોઈ મને આકર્ષણ થયું અને મહર્ષિ દયાનંદ સરસ્વતીના તેજસ્વી મુખની કલ્પના કરવાની સગવડ મળી. અત્યારે હું છું તે સ્વામીજીને જ આભારી છે, એમને વિશે વધુ તે શું લખું?

ચતુરભાઈ શિવાભાઈ પટેલ

*

ગુજરાતી સાહિત્યને અનેક સાક્ષરો, કવિઓ વગેરે નાનામોટા અનેક લેખકોએ સમૃદ્ધ કર્યું છે; નાનામોટા સંખ્યાબંધ લેખકોનો એ સમૃદ્ધિમાં ફાળો હશે; પરંતુ સ્વામીશ્રી અખંડાનંદજીએ એ રચાયેલા સાહિત્યને ઘેર-ઘેર પહોંચાડવાનો જે અજોડ ફાળો આપ્યો છે, તે તો હવે પછી તેવો પરિશ્રમપૂર્ણ અને નક્કર ફાળો કોઈ નોંધાવે ત્યારે ખરો; અને એટલે જ હું એમને 'ગુર્જર સાહિત્યના ગૌરવમણિ' ગણું છું.

મણિલાલ પ્રભાશંકર વ્યાસ

*

...માત્ર ગુજરાતી પાંચસાત ધોરણ સુધીના અભ્યાસ કરનાર એક ભિક્ષુક બાવો સંસ્કૃત, મરાઠી, બંગાળી, હિંદી અને અંગ્રેજી ભાષાનાં ઉત્તમોત્તમ ગ્રંથોનાં ભાષાંતર આટલી સફળતાથી કરાવીને ગૂજરાતી પ્રજાને આટલી સસ્તી કિંમતે ભેટ આપે, એ એક અશક્ય કલ્પના છે; છતાં એ જ બાવો પ્રજા પાસે જાહેર ફંડ માટે અપીલ કર્યા સિવાય આ કલ્પનાને જીવનમાં સિદ્ધ કરી બતાવે છે; એ જીવનની સાચી સફળતા છે.

.. ખરેખર સ્વામીજીએ ગૂજરાતની બે રીતે અજોડ સેવા કરી છે. સાહિત્યના અમૂલ્ય ને સસ્તા પ્રકાશનની સેવા તો સર્વ કોઈ જાણે છે, પણ બીજી સેવા તેમની સાથે રહેનારને જાણેઅજાણ્યે મળેલી તાલીમ એ છે. તેમના હાથ નીચેના સેંકડો કામ કરનારાઓ સંસ્થાના કામને શાળારૂપ જ ગણતા; અને તેમાંથી પસાર થઈને જીવનમાં ઝુકાવતા.

...પ્રીતમદાસની વાણી છપાવવાનો નિર્ણય થયો; તે પહેલા તેનાં અપ્રસિદ્ધ ભજનોનો હસ્તલિખિત સંગ્રહ ને માહિતી શોધવા સંદેશર, સિહોર ઇત્યાદિ મંદિરોમાં રખડવા નીકળ્યો. મારા મિત્ર ચુનીલાલની મદદથી મંદિરના બાવાને હું મહામુશ્કેલીએ સમજાવી શક્યો, કેમ કે હસ્તલિખિતને છાપવાથી અપવિત્ર થઈ જાય, તેવી તેની રૂઢ માન્યતા હતી. અને મંદિરમાં કષ્ટ વેઠીને પણ થોડા દિવસ રહી રાતદિવસની મહેનત કરીને હસ્તલિખિત પ્રતો ઉતારી લીધી અને જીવન સંબંધી કેટલીક માહિતી મેળવી લીધી, પણ સૌથી અઘરું કામ તો ૨૦૦ વર્ષ ઉપરની લખેલી પ્રતની અસ્પષ્ટ પંક્તિઓ અને શબ્દોનું સંશોધન કરવાનું હતું તે દિવસો સુધી પૂ. સ્વામીજી સાથે બેસીને અમે બન્નેએ પૂરું કર્યું. એ સંશોધનકાર્ય વખતે જ સ્વામીજીની સંશોધન શક્તિ અને ઊંડી સમજ વિશેનું મને ભાન થયું.

. છેલ્લો હું તથા ત્રિભુવનદાસ (ઝ૦) બન્ને તેમને મળવા ગયા, ત્યારે તે તો સ્પષ્ટ બોલી શકતા ન હતા, છતાં ય હું શું કરું છું એમ મને પૂછ્યું એટલે મેં કહ્યું કે 'સ્વામીજી, હાલ હું વેપાર કરું છું ' તે વખતે તેમણે કહ્યું કે 'વેપાર ભલે કરજે પણ ઈશ્વરને ભૂલીશ નહિ ' એમ કહીને આગ્રહપૂર્વક અમને બન્નેને થોડાક મહેના ફોટાઓ ભેટ આપ્યા. જેમાંનો ગાયત્રી માતાનો ફોટો આજે પણ મારી નિત્ય પૂજામાં પૂ. સ્વામીજીના આદેશનું સ્મરણ કરાવતો ખડો છે. એમનો નશ્વરદેહ પંચમહાભૂતમાં ભળી ગયો, પણ સ્વામીજી મારે માટે તો જીવતા જ છે

એવાને કાજે મૃત્યુ નથી '—છોટાભાઈ ઉમેદભાઈ પટેલ

## શિક્ષાપ્રદ સંસ્મરણ

..પૂ. સ્વામીજી મહારાજે જ મને સંસારબંધનથી છોડાવ્યો છે. એમના ઉપદેશ અનુસાર મેં સંન્યાસ લીધો છે. મને ઉપદેશ આપવાવાળા અને

સાચા માર્ગદર્શક ગુરુ પૂ. સ્વામીજી મહારાજ છે. એટલું છતાં એઓએ મને સંન્યાસદીક્ષા આપી નહોતી. એ વિધિ બીજાઓ પાસેથી કરાવી આપી હતી. સંન્યાસ ગ્રહણ કરવા પહેલાં અને પછી કેટલાક વખત સુધી સેવામાં રહ્યો છું. એટલે સ્વામીજી મહારાજનાં વિચાર, વાણી અને વર્તનને કેટલેક અંશે જાણીને ચારિત્ર્યમાં ઉતારવાનો લાભ મને મળ્યો છે...

સ્વામી કૃષ્ણાનંદજી

*

...અરે ! રે ! મારા જેવા પામરને જીવન આપનાર ! મહાન સ્થંભ આજે જમીન પર પડી ધરતીમાં સમાઈ ગયો ! તેમની મહાન વિભૂતિ આપણને ઘણા બોધપાઠ આપી ગઈ છે. પ્રભુ તેમના આત્માને અખંડ શાંતિ આપો.

બદરૂદ્દીન રાણપુરી

*

" ...એમની અમૂલ્ય સેવા ગુજરાતી પ્રજાથી કદી વિસરાય તેવી નથી. એક સાચા સંન્યાસીના પરલોકપ્રયાણ અંગે ખેદ પ્રદર્શિત કરવો ઉચિત નથી અને એમના આત્માને શાંતિ આપવાની પ્રાર્થનાનો વિવેક દર્શાવવો એ હાસ્યાસ્પદ છે. એ પરમચૈતન્યમાં વિલય પામી ગયા છે. એમને માટે પ્રાર્થના કરનાર હું પામર કોણ ? સાંસારિક દૃષ્ટિએ આશ્વાસન આપવાનું હોય તો તે ગુજરાતી વાચકસૃષ્ટિને આપવું જરૂરનું છે...

ગોવર્ધનદાસ કહાનદાસ અમીન

*

...મારા મગજમાં ધર્મ અને તત્ત્વજ્ઞાન સંબંધીના કેટલાક વિચારો ઘોળાયા કરતા હતા. અને પરસ્પર વિરુદ્ધ એવા કેટલાક આચારવિચારોમાં મનનું સાચું સમાધાન થતું નહોતું; તેથી કોઈ ત્યાગી સાધુસંન્યાસી સાથે ચર્ચા કરવાનું બહુ ગમતું. સ્વામીજીની ગંભીર અને વિચારશીલ મુખમુદ્રા જોઈ મને તેમની સાથે પરિચય કરવાનું મન થયું. મેં પૂછ્યું: 'આપનું કયે સ્થળે આસન છે ?' તેઓએ કહ્યું. 'દેવજી ભગતની ધર્મશાળા પાસે એક મંદિરમાં.' મેં તેમને શહેરનાં પ્રસિદ્ધ સ્થળો બતાવવા તથા સાથે

ફરવા આવવાની માગણી કરી, તે તેમણે બહુ જ આનંદ અને સદ્‌ભાવપૂર્વક સ્વીકારી; અને તે જ દિવસ સાંજથી અમે દૂરના સ્થળે જેમાં કે રૂવાપરી માતા તખ્તેશ્વર મંદિર બોળતળાવ વગેરે વગેરે ઠેકાણે ફરવા જવાનું શરું કર્યું.

રસ્તામાં વિવિધ રુચિકર ચર્ચાઓ કરે અને મારી સમજના પ્રમાણમાં મને જાતજાતની જ્ઞાનકથાઓ સંભળાવે. પોતે આજ પર્યંત કરેલી મુસાફરીના વિવિધ પ્રસંગો સંતસમાગમોની તેમ જ ઈશ્વરની મહત્તાની વાતો સુંદર દૃષ્ટાંતો સાથે અને અનુભવોની અનેક કથનીઓ મને ભાવપૂર્વક કહી સંભળાવે.

આ પ્રમાણે માત્ર તેમની વિદ્વત્તા અને જ્ઞાનથી નહિ, પણ તેમની સરળ અને નિખાલસ ભાવે વાતો અને ચર્ચા કરવાની શૈલીથી મારા અંતઃકરણ પર બહુ ઊંડી માનની અસર તેમના માટે થઈ, જેથી હું હવેથી દરરોજ તેમની પાસે તેમના સ્થાન પર સવારમાં વહેલો જતો. અને સવારના છ વાગ્યાથી નવદસ વાગતાં સુધી મારી સાથે દાતણ કે સ્નાન કર્યા સિવાય વાર્તાલાપ ચાલુ રાખતા. એ રીતે તેમના ટૂંકા સહવાસથી મારા મનમાં ઘણું સમાધાન તેમ જ આનંદ થયાં.

થોડા દિવસ પછી તેઓશ્રી બહારગામ ચાલ્યા ગયા; છતાં ત્યાંથી પણ મને આશ્વાસક અને ઉત્તેજક પત્રો લખી મારી ઉન્નતિમાં વધારો કરવા જેવા ભાવપૂર્ણ પત્રો લખી મારા પર ઉપકાર કરતા.

મારા જેવા અજાણ્યા–અબુધ અને શાસ્ત્ર કે જ્ઞાનના કશા પણ સંસ્કાર વિહોણા જુવાન સાથે કશી પણ અપેક્ષાબુદ્ધ રાખ્યા વિના આટલા સદ્‌ભાવથી અને નિખાલસપણે વર્તે એ જાણી મને તેમના સહવાસની હમેશાં ઝંખના રહેતી... કરુણાશંકર ભવાનીશંકર શાસ્ત્રી

*

...મહાભારતનો અનુવાદ ચાલતો હતો, તે જ અરસામાં હું એક વખત માંદો પડી ગયો; મહાભારત સંબંધે જૂની લોકવાયકાના કારણે 'હું મરી જઈશ ?' એવો બોરો વહેમ પેસી જતાં માનસિક રોગ વધતો ચાલ્યો. એટલે મેં પૂજ્ય સ્વામીજીને જણાવ્યું કે મારે મહાભારતનું કામ કરવું નથી; મને તો મરણનો ભય લાગુ થયો છે—વગેરે. તે સાંભળી એ દયાળુ સંતે

મને જાણે અભયવચન આપતા હોય તેમ ભવિષ્યવાણી ઉચ્ચારી: 'તમે વ્યર્થ ભય પામો છો; તમારે તો આ સંસ્થાનાં ઘણાં કામો કરવાનાં છે, તમારા હાથે હજી ઘણા અનુવાદો લખાશે, એ ચોક્કસ છે. તમે હાલ થોડો સમય મારી સાથે રહો, તમારો બધો રોગ મૂળમાંથી જશે' આ વચનોએ મને ઘણી જ અસર ઉપજાવી. મને તેમની સાથે રહેવાની ઇચ્છા થઈ, અને સાથે રહેવા હું ગયો પણ ખરો. ત્યાં પિતા જેમ પુત્રની સંભાળ રાખે, તેમ મારી સંભાળ તેમણે રાખવા માંડી: ફરજિયાત ઉપવાસો કરાવ્યા; અમુક ઉપવાસો પછી જ મોસંબી વગેરે ફળોની સગવડ કરાવી આપી; અને ખરેખર, ૫દર દિવસમાં તો મને તદ્દન સાજો કરી દીધેલો. એ વેળાનો તેમની સાથે રહ્યાનો આનંદ હજી સ્મરણમાં આવે છે.

'भूतानि काल पचतीति वार्ता' એ જગજાહેર રીતિ પ્રમાણે કાળે તેમના સ્થૂલ શરીરનો ભલે સ્વીકાર કરી લીધો છે, પરંતુ તેમનો મહાન આત્મા તો આપણા બધામાં એક જ સ્વરૂપે વ્યાપી રહ્યો છે; તેને કાળદેવ કોઈ રીતે લઈ શકે તેમ નથી; આપણે પ્રભુ પાસે એ જ પ્રાર્થીએ કે સ્થૂલ દૈહિક જીવનમાં તેમના જે ઉચ્ચ આદર્શો પ્રકાશમાન સ્વરૂપે પ્રત્યક્ષ હતા, તે જ આપણામાં વિકસિત થઈ પ્રકાશો, અને આપણે પણ તેમની પેઠે તે જ માર્ગે જવા તેમના અમર આત્મા દ્વારા પ્રેરણા પામીએ. ॐ तत् सत्

શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકર

*

જ્યાં સુધી ગુજરાતી ભાષા રહેશે ત્યાં સુધી સ્વામીજીની સ્મૃતિ દરેક ગુજરાતીના હૃદય ઉપર અંકિત રહેશે, એવું એમણે મહાન કાર્ય કર્યું છે.

વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર

*

...ગુજરાતી સાહિત્યના એક મહાન સેવક વિલીન થઈ ગયા. કશા શોરબકોર વિના એમણે કરેલી સેવા સદાય જ્વલંત ને જીવંત રહેશે ને ત્યાં સુધી એમનું સ્થાન અચળ જ છે. કયું એવું ઘર હશે જ્યાં એમનાં પુસ્તકોને સ્થાન નથી? આજે સાહિત્યમાં સેવાની મહાભાવના ગભરાય છે, તે એમણે

તો આજ ત્રણ દાયકા પહેલાં છ્રી બતાવી. એ સાહિત્યના અને લોકસેવાના સેવક, સાધુ, ભિક્ષુક હતા.

જમુભાઈ વ. દાણી

*

...એક પુણ્યશાળી મહાત્માનાં સ્વર્ગવાસથી જગતે એક મહાન ત્યાગી ગુમાવ્યો છે. ખરેખર તેમનો ત્યાગ, તેમની દયા, તેમની ઉદારતા અને તેમનુ નિરભિમાનપણું અપ્રતિમ હતાં. તેમણે ધાર્યું હોત, તો જરૂર પુષ્કળ દ્રવ્યસંચય કરી શક્યા હોત; પરંતુ તેમણે તો કેવળ નિષ્કામ ભાવે જે કંઈ મળ્યું તે દ્વારા ગરીબ ગુજરાતની સસ્તા સાહિત્ય દ્વારા સેવા જ કરી છે...

કનૈયાલાલ છોટાલાલ

*

...સ્વામીજીએ જે પરોપકાર કર્યો છે, તે તો કોઈથી ભુલાય તેમ નથી. એ ઉપકારને માટે ગુજરાત તેમનું સર્વદા ઋણી રહેશે. એટલું જ નહિ પણ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય જ્યાં સુધી સ્વામીજીના મનોભાવ પ્રમાણે સસ્તે મૂલ્યે સારા ગ્રંથો પ્રકટ કરશે, ત્યાં સુધી સંસ્થાનું નામ અમર રહેશે. ગુજરાતના કોઈ બુકસેલરો સ્વામીજીના અથાગ, પરોપકારક કાર્યનું દૃષ્ટાંત લઈ એવું જ સસ્તુ સાહિત્ય પ્રચાર કરશે તો ખાતરી છે, કે તેમને નુકસાન નહિ થતાં લાભ જ થશે. એ સદ્ભાવના પૂર્વક હ રં ૐ તત્સત્.

ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા

*

...બ્રહ્મ અને જીવ વસ્તુત એક જ હોવા છતાં તેનો ભેદ સદા પ્રત્યક્ષ જ રહ્યા કરે છે, તેમ સ્વામીજીની ગેરહાજરી જનતાને સાલ્યા જ કરવાની...

પદ્મનાભ શાસ્ત્રી

*

...ગુજરાત જ્યારે સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનંદ ને તેના ગુરુ રામકૃષ્ણ પરમહંસની પ્રેરણા પાની વાણીથી અજાણ હતો, ત્યારે તેમની દિવ્ય વાણીની ઝાંખી કરાવનાર સ્વામીજી હતા. પ્રેરણા આપનાં ધર્મનાં,

નીતિનાં, જીવનચરિત્રનાં અને વાર્તાઓનાં પુસ્તકો સોંઘે ભાવે ગુજરાતને ચરણે ધરનાર સ્વામીજીનું જીવન ખરેખર પ્રવૃત્તિમાર્ગી સંન્યાસીના આદર્શ જીવન જેવું હતું...

આશાભાઈ નરસિંહભાઈ પટેલ

*

...સ્વામીજીએ શિષ્ટ અને સુવિચારવાળું ઉપકારક સાહિત્ય સસ્તી કિંમતે આપી ગુજરાતની અનન્ય સેવા બજાવી છે. અને પોતાના પરિશ્રમ તથા ગ્રીણવટથી ગ્રન્થમાંથી વિશાળ સંસ્થા સ્થાપી છે. એમના આત્માને ચિરકાળ શાંતિ જ હો...

કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા

*

...દયાળુ, ઉદાર વગેરે તમામ ગુણો મનુષ્યો કરતાં વિશેષ હતા. જેને નિદ્રા તો બિલકુલ હતી જ નહિ; એટલે સાંખ્યના હિસાબે પ્રકૃતિથી પર થયેલા હતા...

ત્રિભોવનદાસ ઝવેરભાઈ

*

...સ્વામીજીએ અમે તેવી સ્થિતિમાં લોકાપવાદ સહન કરીને પણ ગુજરાતી સાહિત્યને સસ્તું કરવામાં અપૂર્વ જહેમત વેઠી છે, એમ તો અમે તેવા વિરુદ્ધ પક્ષના માણસને પણ કબૂલવું પડે તેમ છે; અને એ તેમની સેવા ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે...

વિદ્યારાવ

*

...એમની સેવા નિઃસ્પૃહી, ધાર્મિક, વૈદિક, વ્યાવહારિક, ગરીબને ને તવંગરને સરખી જ હતી. ને સાહિત્યમાં એમના જેવા ભડવીર ગુજરાતમાં હજુ સુધી અમને દેખાતા નથી એ જ તેમની આદર્શ ભાવનાને સેવા તરે છે ...

ચ૦ કા૦ અમીન

*

...જીવન જીવતાં આવડે તેને જ મરતાં આવડે. એ ન્યાયે સસ્તા સાહિત્યના પવિત્ર ફૂલબાગને ખીલતો રાખવા સિંચન માટે જરૂરી જલ મૂકી જનાર એ કાર્યદક્ષ માળી હતા.

પોપટ વૈદ્ય

*

...કરુણા, નમ્રતા, સાદગી, સરલતા–આત્માકે યે ગુણ–ઉનકે અંદર વિશેષરૂપસે પ્રસ્ફુટિત હુવે થે......વે અંદરસે બડે ભગવત્પરાયણ ઔર બાહરસે બહુત પરોપકારશીલ થે! કોઈ ભી વ્યક્તિ ઉનકે સાથ સમ્પર્ક મે આકર ઉનકે પ્રતિ હૃદયસે નત હુએ બિના નહીં રહ સકતીથી !

અભયદેવ

*

...એમણે પોતાના સંન્યાસજીવનને જ્ઞાનપ્રચાર જેવી શુભ પ્રવૃત્તિથી શોભાવ્યું હતું. અહોરાત્ર ગરીબ લોકોને સોંઘી કિંમતે અમૂલ્ય પુસ્તકો કેમ મળે તેની જ ચિંતામાં એમણે પોતાનો અમૂલ્ય સમય ગાળી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય સ્થાપ્યું અને કાર્યકૌશલથી શોભાવ્યું.

ચરિત્રમાળા, વિવિધજ્ઞાનગ્રંથમાળા, બૃહદ્‌ગ્રંથમાળા, બાળગ્રંથાવલિ ઉપરાંત ધાર્મિક, ઐતિહાસિક, સામાજિક, વૈદકીય વગેરે વિષયો ઉપર એમણે લગભગ ૩૦૦ પુસ્તકો, સત્તર લાખ નકલોમાં પ્રસિદ્ધ કરી, ગુજરાતમાં જ્ઞાનગંગા વહેવડાવી જનસમાજ ઉપર અમૂલ્ય ઉપકાર કર્યો છે. સમસ્ત ગુજરાત એમની આ સેવાનું ઋણી છે...

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તથા ગુજરાત સાહિત્યસભા

*

સસ્તા સાહિત્યની યોજનાને સક્રિય સ્વરૂપ આપી ગુજરાતી સાહિત્યની મહાન સેવા કરનાર ભિક્ષુ અખંડાનંદજીના દુઃખદ અવસાનથી અમે અત્યંત દિલગીર છીએ.

વડોદરા સાહિત્ય સભા

*

...તેમણે તો જીવન સાર્થક કર્યું છે, પરંતુ ગુજરાતની જનતાને તેમનો પ્રત્યક્ષ રીતે વધુ લાભ મળતો અટક્યો છે, તે ખોટ પુરાય તેમ નથી. ...પાંત્રીસ વર્ષથી અનેક ચોરવાડવાસીઓ સાથે તેમનો સંપર્ક છે અને અનેકને તેમના પ્રેરક પરિચયનો લાભ મળ્યો છે, તેનું સ્મરણ કરી, સંપૂર્ણ વિનય સાથે, તેમના આત્માને છેવટની અંજલિ આપીએ છીએ.

ચોરવાડનિવાસીઓ

*

...અનેક પુસ્તકોરૂપી તેમનાં સ્મરણો ગુજરાતના ઘેરેઘેરે છે તેમ અમારે ત્યાં પણ તેમની પ્રસાદીનાં પુસ્તકો છે; પરંતુ તેમના પ્રત્યક્ષ લાભની તો સદાની ખોટ પડી છે. ચોરવાડ ગિરનારા વિદ્યાર્થીભવન (જૂનાગઢ)

*

ભિક્ષુશ્રી અખંડાનંદજીના અચાનક અવસાનથી ગુજરાત, બૃહદ ગુજરાત અને હિંદને ભારે ખોટ પડી છે. તેઓશ્રીના અવસાનથી આવા કટોકટીના સમયે ગુજરાત અને હિંદને તેમની ખોટ સાલસે...

તેઓશ્રીનું સ્વાશ્રયી ભિક્ષુક જીવન નવયુવાનોને પ્રેરણાદાયક અને માર્ગદર્શક હતું... સાહિત્ય પ્રગતિ મંડળ–અમદાવાદ

*

...સ્વામીજી સમા મહાન આત્માના અવની પરથી વિલીન થવાથી ગુર્જર ભાષા, સાહિત્ય અને રાષ્ટ્રને ખોટ પડી છે.

શ્રી રામનામ અન્નક્ષેત્ર—ડાકોર

*

...તેમણે કરેલ કાર્યની વસ્તુ શ્રીમંડળની શ્રેનો સમજે ને લોકકલ્યાણને સારુ તેમના જીવનમાંથી પ્રેરણા મેળવી કામ કરે એવી ઇચ્છા આજે વ્યક્ત કરીએ છીએ."

ખેડા શ્રીમંડળ

*

...સાહિત્યકાર 'સસ્તા સાહિત્ય'ના સંચાલક અને આયુર્વેદિક

સાહિત્યમાં પૂર્ણ રસ લેનાર અહર્નિશ સ્વર્ગીય શ્રી ભિક્ષુ અખંડાનંદજીના દુઃખજનક અવસાન બદલ ઊંડા શોકની લાગણી પ્રદર્શિત કરીએ છીએ.

આયુર્વેદ સેવાસંઘ–અમદાવાદ

*

...તેઓશ્રી તો પોતાની ફરજ સંપૂર્ણપણે બજાવી ગયા છે એટલે તેમને માટે તો શોકને સ્થાન જ નથી; પણ ગુજરાતની સર્વ સામાન્ય જનતાને અને સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયને જે ખોટ પડી છે તે તરફ અમારી સહાનુભૂતિ છે.

મણિકાંત છાત્રાલયના સભ્યો–હળદરવાસ

*

સ્વામીજીએ હરિજનસમાજની ઉન્નતિ પ્રીત્યર્થ આત્મબળ ખર્ચ કરીને હરિજનસમાજને ઉચ્ચ સ્થાન મેળવી આપ્યુ, તે બદલ હરિજન-સમાજ બહુ ઋણી છે. સ્વામીજી જેવા દાનવીર અને ત્યાગી સમાજમાંથી જવાથી સમાજમાં મોટી ખોટ પડી છે.

ગાડગે મહારાજ ઉર્ફે ગોધડે મહારાજ

*

...સ્વામીજીએ ધાર્મિક ગ્રંથોનું પ્રકાશન કરીને સસ્તો પ્રચાર કર્યો, તે બાબત સર્વ સમાજ તેમનો ઋણી છે.

ભ. પ. ગાડગે મહારાજ
મરાઠા ધર્મશાળા–પંઢરપુરના ટ્રસ્ટીઓ

*

...સ્વર્ગસ્થ સ્વામીજી શ્રી ભિક્ષુ અખંડાનંદજીના વૈકુંઠવાસ પામવાથી, ઊંડા શોક અને દુઃખની લાગણી જાહેર કરીએ છીએ અને તેઓશ્રીના ઉચ્ચ અને પવિત્ર આત્માને શાશ્વત શાંતિ અર્પવા દયાળુ પ્રભુને પ્રાર્થના કરીએ છીએ.

ગુજરાત પ્રાંતિક હિંદુ સભા

*

...અમદાવાદથી નીકળતા સસ્તા સાહિત્યના સંચાલક ભિક્ષુક અખંડાનંદના શોકજનક અવસાન બદલ દિલગીર છીએ. મરહૂમના આત્માને ઈશ્વર શાંતિ અર્પે એવી પ્રાર્થના. લાડપ્રગતિ સેવામંડળ સૂરત.

*

યદ્યપિ મહાત્માઓંકી દૃષ્ટિમેં તો જીવન–મરણ જાગૃતિકે ઔર સુષુપ્તિકે સમાન કેવલ ચિત્તકી અવસ્થા વિશેષ હી હૈં, ઉન્હેં ઉનકે કુછ ભી હર્ષ–શોક નહી હોતા, તથાપિ લૌકિક દૃષ્ટિસે તો ઉનકા અભાવ દેશ ઔર જાતિકે લિયે બહુત બડી ક્ષતિ હોતી હૈ. શ્રીમહારાજજીકી નિ સ્વાર્થ સાહિત્યસેવા ઔર સ્વાભાવિકી સરલતા હમ સભીકે લિયે આદર્શ હૈં. અબ તો હમારા યહી કર્તવ્ય હૈ કિ ઉનકી પવિત્ર સ્મૃતિસે હમ ન્યૂનાધિક રૂપમેં ઉનકે ઇન અનુપમ ગુણોંકો અપને જીવનમેં ઉતાર સકેં ! હનુમાનપ્રસાદ પોદ્દાર

*

...શ્રીસ્વામીજી જીવનમેં સુધાર કરદેનેવાલે સસ્તે સાહિત્યકે પ્રચારકોંમેંસે એક થે. ઉન્હોંને બહુત અચ્છા કામ ઇસ ક્ષેત્રમેં કર દિખાયા, કિન્તુ અબ વે સ્વયં ઇસ ધરતીપર ન રહે; હમલોગોંકે લિયે કેવલ ઉનકી વૃત્તિયેં હી સ્મૃતિરૂપમેં રહ ગયીં ! ખૈર, હમારે લિયે ઇશ્વરકે વિધાનમેં પ્રસન્નતા રખના હી ઉચિત હૈ... ગીતાપ્રેસ–ગોરખપુર

*

...ભિક્ષુજીકા સંપૂર્ણ જીવન ગુજરાતી ભાષામેં સસ્તા તથા સુંદર સાહિત્ય કે નિર્માણ કરવાને મેં ગુજરાત જૈસા સસ્તા સહિત્ય ઉન્હોંને પ્રકાશિત કિયા હૈ. ઉસ કે લિયે કોઈ ભી ભાષા ઐસે યશસ્વી પુરુષ કે લિયે ઋણી હોગી.

ઉનકા ગુરુકુલકે પ્રતિ હમેશા પ્રેમ રહા હૈ. વે કઈ બાર ગુરુકુલ પધારે હૈં. ગુરુકુલ પુસ્તકાલયકી ગુજરાતી ભાષાકા વિભાગ ઉનકે પ્રકાશિત સસ્તા સાહિત્યમે ભરા હુઆ હૈ ઔર સર્વદા ઉનકી સ્મૃતિકો બનાએ રખેગા. વે સર્વદા ગુરુકુલકો અપને ગ્રંથ ભેજ કર હમ પર કૃપા બનાએ રખતે થે.

ऐसे सज्जन, कर्मशील, साधु पुरुषकी वियोग गुजरात प्रांत में विशेषतया और संपूर्ण देशके लिये दुःखका विषय है. भगवन् उनकी आत्माको सद्‌गति प्रदान करे.

આચાર્ય કાંગડી ગુરુકુલ

*

ભિક્ષુ અખંડાનંદજીના અવસાનના સમાચાર દુઃખદાયક છે. પુસ્તક-પ્રકાશનના ક્ષેત્રમાં એમણે જે સેવાઓ આપી છે, તે વર્ષો સુધી ગુજરાત ભૂલી શકે એમ નથી. છેલ્લાં કેટલાં યે વર્ષોથી તેઓ શારીરિક વ્યાધિથી પીડાતા હતા. અનેક વખત એમના અવસાનના સમાચારો પણ ફેલાઈ ગયેલા, પરંતુ ઈશ્વરને એમના દ્વારા ગુજરાતની વધુ સેવા કરવી હશે એટલે ભાંગેલા શરીરે પણ એમને કામમાં જ જોડી રાખ્યા.

આજનું 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' સ્વામીજીના લાંબા પાંત્રીસ વર્ષની સાધનાનું ફળ છે. જગતમાં મહાન કાર્યો કરનારમાં આપણે એક પ્રકારના પાગલપણાનું દર્શન કરીએ છીએ, તે સ્થિતિ આ કાર્યમાં સ્વામીજીની હતી. જીવનજાગૃતિની પળેપળ એમણે આ કાર્યમાં જ ખર્ચી હતી. એમને એક ધૂન લાગી હતી. ગુજરાતના ઘેરઘરમાં સાહિત્ય કેમ પહોંચાડવું તેની જ ચિંતા એમણે છેલ્લાં પાંત્રીસ વર્ષ સુધી કરી છે...

સ્વામીજીની ખોટ તો કોઈથી પુરાશે જ નહિ. 'જન્મભૂમિ'

*

ગુર્જરગિરાનો એ સાચો સેવક, સંત અને ફકીર હતો. એ મહાપુરુષ તે સ્વામી ભિક્ષુ અખંડાનંદજી. સંન્યાસીઓ તો આપણે અનેક જોઈએ છીએ-ભગવા ભેખધારી પણ અનેક જોઈએ છીએ; પરંતુ અમુક ધ્યેયને માટે જીવન સમર્પણ કરનાર સંન્યાસીઓ ઘણા થોડા જોવામાં આવે છે. એવા એક મહાન સેવાભાવી અને કર્તવ્યનિષ્ઠ મહાત્માને આપણે ગુમાવ્યા છે. સ્વામી શ્રી અખંડાનંદજીના અવસાને એકલા ગુજરાતને જ નહિ પણ ગુજરાતી ભાષાનો જ્યાં જ્યાં પ્રચાર છે, ત્યાં ત્યાં વસતા મહાગુજરાતના તમામ નાગરિકોનાં હૈયાંને કારી જખમ લાગ્યો છે.

આજે યુરોપ–અમેરિકામાં સસ્તું વાંગ્મય પૂરું પાડવા માટે અનેક પેઢીઓ તેમ જ સંસ્થાઓ હસ્તી ધરાવે છે, પરંતુ આપણા દેશમાં તો એવી સંસ્થાઓ જવલ્લે જ જોવામાં આવે છે. બીજા પ્રાંતની તો આપણને પૂરેપૂરી ખબર નથી, પરંતુ ગુજરાતમાં તો 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' એ એક અજોડ સંસ્થા છે અને નવજીવન કાર્યાલયના જન્મ પહેલાં અનેક વર્ષોથી ગુજરાતમાં અત્યંત સસ્તુ સાહિત્ય પૂરું પાડનારી બીજી કોઈ પણ સંસ્થા ન હતી. આશરે ૫૦ વર્ષ પૂર્વે આ સંસ્થાનો જન્મ થયો, તેણે ગુજરાત કાઠિયાવાડને ખૂણેખૂણે જ્ઞાનની રોશની ફેલાવી, અજ્ઞાનમય અંધકારનો નાશ કરવાનો યત્ન આરંભ્યો. એ મહાયજ્ઞના યજમાન તે ભિક્ષુ અખંડાનંદજી......ધાર્મિક, સામાજિક, નૈતિક, ઐતિહાસિક, સાંસ્કારિ અને શારીરિક વગેરે જીવનના દરેક ક્ષેત્રને સ્પર્શતા વિવિધ વિષયોનો વિપુ જ્ઞાનભંડાર અખંડાનંદજીએ મહાગુજરાતના ચરણે ધર્યો છે.

પરંતુ પુસ્તકો પ્રગટ કરવાં એટલેથી જ કાંઈ સેવા થતી નથી; કેમ કે આજે અનેક સંસ્થાઓ કેવળ કમાણીના હેતુથી વિવિધ પ્રકારનાં પુસ્તકો પ્રગટ કરે છે; પરંતુ ખરી સેવા તો આ પુસ્તકો છેક જ નજીવા ભાવે પ્રજાને પૂરાં પાડવામાં રહેલી છે. મોટી સંખ્યામાં પુસ્તકો પ્રસિદ્ધ કરીને તેમના ઉપર નામનો નફો ચડાવીને જ્ઞાનપ્રચાર કરવાનો ભિક્ષુજીએ જે અખતરો કર્યો છે, તે અપૂર્વ અને અદ્વિતીય છે. આજે મહાગુજરાત સ્વામીજીનું ખરેખર ઋણી છે... 'સંદેશ'

*

...ધાર્મિક સાહિત્યની ખૂબ માગણી હોવાથી તેના લાભ માટે દર વર્ષે પુસ્તકો અર્ધી કિંમતે વેચવાની તેઓશ્રીએ વ્યવસ્થા કરી હતી.

માત્ર ગુજરાતીમાં જ નહિ પણ ગીતા, મહાભારત વગેરે અન્ય ધાર્મિક ગ્રંથોનો અંગ્રેજીમાં અનુવાદ કરાવીને પણ તેમણે 'સસ્તું સાહિત્ય વર્ધક' પ્રવૃત્તિ દ્વારા પરદેશોમાં ય હિંદની પ્રાચીન ધાર્મિક સંપત્તિની વહેંચણી બહોળા પ્રમાણમાં કરી છે. 'ગુજરાત સમાચાર'

*

આ દુઃખી દેશ પાછો મહાન થાય, જૂના વારસાને સજીવન થઈ સંભાળે, એ જોવાની એમની ઉત્કટતા હતી, એ કાર્ય એમણે એમની શક્તિ ને મતિ પ્રમાણે કર્યું છે. એ સંન્યાસી હતા, પણ માત્ર 'શિવોઽહમ્'ની ગર્જના કરી એ બેસી રહ્યા નથી. કર્મનો ત્યાગ કરીને એમણે આરામ અને આળસની પથારી સેવી નથી; પણ એમણે નિષ્કામ ભાવે કર્મયોગ સાધ્યો છે. જૂની પ્રણાલિકાના પક્ષપાતી છતાં, એમણે પ્રત્યક્ષ જગતની સામે આંખ મીંચી નથી. એ જાગ્રત રહ્યા છે.

...ગુજરાતને ભિક્ષુ અખંડાનંદજીના કૈલાસગમનથી એક વિશુદ્ધ પુસ્તકપ્રચારકની મોટી ખોટ પડી છે...

...ઈંટ, ચૂના કે કોંકરેટની ત્રણત્રણ માળની ભવ્ય અને આલીશાન હવેલીઓ એ 'ભિક્ષુ'એ બંધાવી નહિ, પ્રજાને શિષ્ટ સાહિત્ય વધારે સોંઘું શી રીતે સાંપડે, એને લગતી યોજનાઓમાં જ તેઓ નિરંતર રચ્યાપચ્યા રહ્યા. સેવામય જીવનની એમની તપશ્ચર્યાનો અંત ભલે દૈહિક રીતે આવ્યો પણ તેઓ અક્ષરદેહે–સૂક્ષ્મદેહે ગુજરાતમાં ચિરંજીવ છે. જ્યાં સુધી ગુજરાતી ભાષા અમર રહેશે ત્યાં સુધી ભિક્ષુ અખંડાનંદજીનું નામ આ રીતે અમર જ રહેશે.

'ગુજરાતી પંચ'

*

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના સંસ્થાપક સ્વામીજી ભિક્ષુ અખંડાનંદજીનું, લાંબા કાળની કરુણ બીમારી પછીનું અવસાન તેમને તો જીવનમુક્તિ અપાવનારું બન્યું છે, પણ ગુજરાતને એમની મોટી ખોટ યાદ કરાવી આપનારું પણ છે. એક ગુજરાતી ત્યાગીએ સ્વાર્થથી સદંતર પર રહીને પુસ્તકપ્રકાશનની મૂઠીભર રૂપિયાથી શરૂ કરેલી ને લાખો રૂા. સુધીના વહીવટ સુધી પહોંચાડેલી આ સંસ્થાની પ્રવૃત્તિને વિષે ઘણુંઘણું લખાઈ ગયું છે, ને જેટલું લખીએ તેટલું ઓછું પડે. સ્વ. અખંડાનંદજીએ એકએક પુસ્તકની સાતસાત હજાર પ્રતોનો, ઉપરાઉપરી આવૃત્તિઓનો, અને કુટીબંધી એવાં પુસ્તકોનો જે કાર્યકૌશલ તેમ જ કરકસરથી ગુજરાતી આલમમાં ફેલાવો કર્યો છે, તેનું અનુકરણ આજ સુધી અશક્ય રહ્યું છે.

તેમની સફલતાનું જાદુ કોઈ કહે છે કે તેમની કરકસરમાં હતું, તો કોઈ વળી બીજી કોઈ બાબતમાં હોવાનું કહેશે. તેમની કાર્યપદ્ધતિ હદબહાર કરકસરની ભોગ થઈ પડી હોવાને પરિણામે લેખકોને પ્રોત્સાહક ન બની શકી, કર્મચારીઓને થકવી નાખનારી નીવડી, અમુક ધાર્મિક વિચારસરણીના વર્તુલમાંથી એમનાં પ્રકાશનો બહાર ન નીકળી શક્યાં, વગેરે વગેરે ક્ષતિદર્શનમાં સારી પેઠે તથ્ય હોવા છતાં એક વાત તો ઊભી જ છે કે કરડો ત્યામ તેમ જ અફર નિશ્ચયબળ ધારણ કરીને જ્ઞાનની જબરી પરબ બાંધી દેનાર બીજો અખંડાનંદ ગુજરાતે પેદા કરી બતાવ્યો નથી.

'ફૂલછાબ'

*

ભગવાં લૂગડાં પહેરીને તેને દીપાવનારા એમના જેવા થોડા કે વધુ સંન્યાસીઓ જો ગુજરાતને મળ્યા હોત, તો આજે ગુજરાતની જનતાની કેળવણી ચારે પાયે ઊંચી મેડી સુધી વધી હોત. સ્વ. મોતીભાઈ અમીન અને શ્રી. ઠક્કર બાપા જેવા જ એ ગુજરાતના સમાજના મૂક અને સાચા સેવક હતા; અને એ ત્રણેની મૈત્રી પણ સેવાની ભૂમિકા પર જ રચાઈ હતી. કોઈ સાહિત્યસમારંભ કે પરિષદમાં જવલ્લે નજરે પડતા એ ભગવાં લૂગડાંવાળા સંન્યાસીને જોઈ ઘણા જુવાનોને આશ્ચર્ય થતું; પણ સ્વામી વિવેકાનંદનું વીર વેદાંત, શ્રી રામકૃષ્ણ પરમહંસનું પ્રેમામૃત, નેપોલિયનનું શૌર્યવંતું ચરિત કે રામાયણ, મહાભારત, ભાગવત, ગીતા અને આર્યભિષક્ જેવા મહાગ્રંથોની ગુજરાતમાં સસ્તી પરબો ઉઘાડી આપનાર એ સંન્યાસીના કાર્યનો સરવાળો સહજમાં નહિ કરી શકાય. સાક્ષરોનાં અપ્રાપ્ય પુસ્તકો અને અગ્રાહ્ય ભાષાકોષથી અલિપ્ત રહેલા ગામડિયાઓને તો એમના પુસ્તકભંડારે જીવનનાં ભાથાં ભરી આપ્યાં હતાં. પઢિયારનાં 'સ્વર્ગે'એ કંઈકનાં જીવનને ત્યાં પહોંચવાની સરણી બતાવી હતી. અને સ્વામી અખંડાનંદજીએ લોકોની એ ભૂખ પૂરી સમજી લીધી હતી; તેથી જ એમણે જીવનની તપસ્યા દ્વારા સસ્તું સાહિત્ય સર્જ્યું અને ફળાવ્યું હતું. એમણે એક યુગનું કાર્ય પૂરું કરી આપ્યું છે. અનંત ધામમાં એમને જરૂર શાંતિ હશે.

'કુમાર'

*

